# અમૂલ્ય અમૃત.



## એક હિંદુ સંસારી નવલકથા.



કર્તા:—

**સી. એચ. શાહ.**



મુંબઈ.



૧૯૧૭.

આ ચોપડી છપાવી પ્રગટ કરનાર સી. એચ. શાહ.

ઠેકાણું-૪૫, હોર્નબી રોડ, ફોર્ટ-મુંબઈ.



ધી "સ્ટેટ પ્રીન્ટીંગ પ્રેસ" માં માણેકજી જીવનજી દવીરવાલાએ છાપ્યું છે.

નં૦ ૨, પારસી બજાર સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

# અર્પણ પત્રિકા.



શ્રી૦ એન૦ બી૦ લશ્કરી, બી૦ એ૦,

આ મ્હારૂં "અમૂલ્ય અમૃત"

નામનું લઘુ પુસ્તક આપને

હું નમ્રતા પૂર્વક

અર્પણ કરૂં

છું.

સી૦ એચ૦ શાહ.

# પ્રસ્તાવના.



હિંદુ સંસારમાં જુના વખતના કેટલાએક રીત રીવાજો કે જે જમાનાના ફેરફાર સાથે બદલાતા જાય છે તે યોગ્ય છે, તેમ બતાવવાને આ નવલકથામાં જુના જમાનાના રીવાજો અને રહેણી કરણીની યોગ્યતા અને અયોગ્યતા બતાવવા મેં કાંઇક પ્રયાસ કર્યો છે.

આ પુસ્તક મેં તદ્દન સાદી અને સરળ ભાષામાં લખ્યું છે તેવું કારણ એ છે જે મ્હારા કેટલાએક પારસી બંધુઓ જો કે ગુજરાતી સાહિત્ય પ્રત્યે પ્રીતિ ધરાવે છે, છતાં ઘણીખરી નવલકથાઓ એટલી તો મુશ્કેલ તથા સંસ્કૃતમય ભાષામાં લખવામાં આવે છે કે તેઓની તેવાં પુસ્તકો સમજવાની મુશ્કેલી ઓછી થતી નથી. તો તેવા બંધુઓ પણ આ સાદી અને સરળ ભાષામાં લખાયલા પુસ્તકનો અતિ સ્હેલાઇથી લાભ લઇ શકે એવા ઉદ્દેશથી આ પુસ્તકની ભાષા સાદી રાખવામાં આવી છે.

આ પુસ્તક સુધારવામાં તથા તેને બહાર પાડવામાં મને મદદ આપી, જેઓએ પરિશ્રમ લીધો છે તેઓનો હું ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

લેખક,

૪૫. ચૅાકસી-રોડ, કોટ, }
મુંબઇ, તા૦ ૧૦-૪-૧૭. }

સી૦ એચ૦ શાહ.

# પ્રકરણ ૧ લું.



## અજીતકુમારનું ગુમ થવું.

મળસકાનો સમય થવા આવ્યો હતો. આસરે પાંચ સાડા પાંચ વાગ્યાનો વખત થયો હતો. રાત્રી પોતાની ગતી વધતી જતી ઝડપે પૂર્ણ કરવાને તત્પર હતી. સૂર્ય નારાયણનો ગુન્હો કર્યો હોય તેમ તે એના હાથમાંથી છટકીને ન્હાસી જવાની તૈયારી કરતી હતી, કારણ કે તે હમેશાં સૂર્ય નારાયણથી વિરૂદ્ધ જ વરતે છે. જ્યારે સૂર્ય નારાયણ અજવાળાથી પોતાની સતા ચલાવે છે, ત્યારે રાત્રી પોતાની સત્તા અંધારાથી ચલાવે છે. સૂર્ય નારાયણ દરેક મનુષ્યને પોતાના પ્રભાવથી ઉદ્યમી બનાવે છે, ત્યારે રાત્રી તેને ઉદ્યમમાંથી અટકાવી વિશ્રાંતી આપે છે. સૂર્ય નારાયણ પોતાની સત્તાવડે ચોરોને ચોરી કરતા અટકાવે છે, ત્યારે રાત્રી તેમને છુટથી વર્તવા દે છે; જો કે તે કાંઈ ચોરોને ઉત્તેજન આપવા અર્થે તેમ નથી કરતી, પણ તે માત્ર શાહુકારોની કીંમત કરવા અર્થે તેમને તેમ વર્તવા દે છે. રાત્રી વગર સૂર્યની કીંમત કોણ કરે ? અંધારા વગર અજવાળાની શી ઉત્તમતા છે તેની કેમ ખબર પડે ? ખરાબ વગર સારાની, જૂઠા વગર સાચાની, નીચ વગર ઉંચની, બદમાસ વગર સાલસની, દુઃખ વગર સુખની, પાપ વગર પૂણ્યની, ટાઢ વગર તડકાની, લોભી વગર દાતારની, ઉડાઉ વગર કરકસરીઆની અને નરસા વગર સારાની કીંમત થઇ શકે નહિ. તેમ રણધીરપુર નામે પ્રખ્યાત શહેરમાં આવા મળસકાના સમયે બીજું તો શું જોવાનું હોય, પણ જોનાર માટે જોવાનું ઘણુંએ હોય છે. જે માણસો આંખ બંધ રાખીને ચાલે છે તેમને માટે કોઇ પણ સ્થળે કાંઇ પણ જોવાનું હોતુંજ નથી, પણ જે માણસ પોતાની આંખ ખુલ્લી રાખીને ચાલે છે તેને માટે તો જોવાનું એટલું બધું છે, કે જીંદગીનો અંત આવતાં સુધીમાં પણ તે પુરૂં થાય તેમ નથી; કારણકે એક સુક્ષ્મ દ્રષ્ટિથી જોવાવાળા માણસના જોવામાં જે જે વસ્તુ આવે તે પર તે પુરતો વિચાર કરે છે–તેની

ઉત્પત્તિ વિષે, તેના ઉપયોગ વિષે, તેના અંત વિષે—એમ અનેક જાતના તે પર વિચાર ચલાવે છે. એક સૂક્ષ્મ દ્રષ્ટિથી જોવાવાળા માણસને જ્યારે એક ઝાડ નજરે પડે છે, ત્યારે તે પર પણ તે અનેક વિચારો કરે છે. જ્યારે એક સાધારણ માણસ (એટલે કે આંખનો બરાબર ઉપયોગ ન કરનાર) તેના સામું પણ જોવાની તસ્દી લેતો નથી. ઇશ્વરે આંખો સૌને સરખી આપી છે, જ્યારે તેનો ઉપયોગ કરવાનું કામ તેમના હાથમાં મૂક્યું છે. દરેક જણ તેનો ઉપયોગ જુદી જુદી રીતે કરે છે. કોઇ કુદરતની કરામત નિહાળે છે અને કોઇ કુદરત ક્યાં છે અને કુદરત શું છે તે પણ જાણતા નથી! કુદરતની બલીહારીનું વર્ણન કરતાં પુસ્તકોનાં પુસ્તકો રચાય! એવી મહાન્ કુદરતનો માત્ર થોડાંજ મનુષ્યો વિચાર કરે છે, અને કેટલાંકો કુદરતનો ખ્યાલ બીજીજ દૃષ્ટિએ કરે છે. દૃષ્ટિનો ઉપયોગ બે રીતે થાય છે. એક સારો અને બીજો ખરાબ. સારી દૃષ્ટિએ જોનારા માણસની નજરે જો એક ખુબસુરત સ્ત્રી પડશે તો તે તેને જોઇને કુદરતનાં વખાણ કરશે અને મનમાં વિચારશે કે, "આહા! ઇશ્વરે એને નવરે દીવસે ઘડી છે અને આગલા ભવમાં ઘણું પૂણ્ય તથા સત્કર્મો કર્યાં હશે તેના બદલામાં તે આવાં સારાં ફળ પામી છે;" જ્યારે ખરાબ દૃષ્ટિએ જોનારો માણસ મનમાં ખરાબ જ વિચારો કરશે. માટે આંખનો ઉપયોગ સારો કરવો કે ખરાબ કરવો તે તેના માલીકના હાથમાં છે.

થોડું થોડું અજવાળું થયું હતું, અને ઉદ્યમી લોકોની નિદ્રાનો અંત આવ્યો હતો. રણધીરપુરના એક મોટા રસ્તા ઉપરથી આ સમયે એક માણસ ઘણી ઝડપે અને લગભગ દોડતો દોડતો પસાર થતો હતો. તેણે એક કાળો લાંબો ઝભ્ભો પગથી તે માથાં સુધી પહેર્યો હતો, અને મોઢા ઉપર એક બુકાની બાંધી હતી તથા માથાં ઉપર સફેદ ફેંટો બાંધ્યો હતો. એનું મ્હોડું બરાબર દેખી શકાતું નહોતું, કારણ કે હજી બરાબર ઉજાસ થયો ન હોતો. તે શરીરે ઉંચો અને પાકા બાંધાનો તથા કદાવર દેખાતો હતો. તે બનતી ઝડપે ત્યાંથી એક નાની શેરીમાં દાખલ થયો અને એ પ્રમાણે ત્રણ ચાર શેરીઓ વટાવી એક મોટા રસ્તાપર આવી લાગ્યો. થોડુંક આ રસ્તા પર ચાલ્યા પછી, તે એક મોટા ઘર આગળ આવી લાગ્યો અને અહિંઆ તે ઉભો રહ્યો. આ ઘર બહારથી કોઇ

પૈસાદારનું હોય એમ દેખાતું હતું અને તે ઘણું વિશાળ હતું. માણસ આ ઘરના ઓટલા ઉપર ચડ્યો અને મોટા દરવાજાની સાંકળ જોરથી ખખડાવી. "કોન હય?" એમ કરીને અંદરથી જવાબ મળ્યો, પણ તે માણસે જવાબ દીધા વગર સાંકળ ખખડાવવાનું ચાલુજ રાખ્યું; અંતે દરવાજો ઉઘડ્યો અને અંદરથી કોઇ પાંચ હાથ ઉંચો અને લઠ્ઠાજ ભૈયાજી હાથમાં મોટી ડાંગ લઇ ઉઘાડે શરીરે બહાર આવ્યો.

"અજી તુમ કોન હય?" ભૈયાજીએ તે માણસને પૂછ્યું.

"તુમ જલદીસે તુમારા શેઠકા લડકા અમૃતલાલકુ બુલાવ," તે માણસ હાંફતો હાંફતો બોલ્યો.

"મગર તુમ હૈય કોન? તેરા નામ ક્યા? એ તો દીખલાવ" ભૈયાજી જરા ઉશ્કેરાઇને બોલ્યો.

"મેરા નામકા તુમકુ ક્યા કામ હય? તુમ જલદી અમૃતલાલ શેઠકુ બુલાવ," તે માણસે જરા જોરથી કહ્યું.

તરતજ ભૈયાજી બડબડતા બડબડતા બારણું અંદરથી બરાબર બંધ કરીને ઉપર ત્રણ માળ ચડી અમૃતને બોલાવવાને ગયા. થોડીવારમાં મોટો દરવાજો ખુલ્યો અને એક વીસથી બાવીસ વરસની ઉમરનો યુવાન, ફક્ત એક ધોતીયાં તથા પહેરણભેર બહાર આવીને ઉભો રહ્યો. તે ભર જુવાનીમાં હતો. તે દેખાવડો અને પાકા બાંધાનો હતો. તેનું મોઢું ગોળ તથા આકર્ષક અને અત્યંત દેખાવડું હતું. તેના માથાના વાળ ગુંથાઇ ગયેલા હતા. તેણે આવતાં વેત આતુરતાથી પેલા માણસને પૂછ્યું, "તમે કોણ છો.

"હું સામંત છું." તે માણસે જવાબ આપ્યો.

"કેમ અત્યારે મળસકામાં શું કામ છે?" અમૃતે સવાલ કર્યો. સામંતની આંખમાંથી અશ્રુધારા વરસતી હતી અને તે બહુ હાંફતો હતો; તેણે ગળગળે સાદે કહ્યું, "સાહેબ, ગજબ થયો છે? અજીતકુમાર ગુમ થયા છે! અરે! હવે શું થશે!"

અમૃત ચોંક્યો અને ભડક્યો હોય તેમ આશ્ચર્ય પામીને બોલ્યો, "હેં! અજીતકુમાર ગુમ! પણ ક્યાં ગયા? શું થયું?"

કીકત કહેવા માંડી, " સાહેબ, હું પહેરા પર
ઝોકું આવ્યું. હું જેવો જાગૃત થયો કે મારી
ા દરવાજા ખુલ્લા પડેલા માલૂમ પડ્યા. હું અંદર
અંદર કોઇ નહોતું, અને અજીતકુમારનાં લૂગડાં પણ
અ૦ પડ્યાં હતાં, તથા સઘળું બરાબર હતું. માત્ર અજીત-
કુમાર ત્યાં નહતા. મેં પહેલાં આપને પૂછવું વ્યાજબી ધાર્યું તેથી
હું અહીં આવ્યો, કારણ કે આપ તેના મિત્ર છો માટે આપને કાંઇક
ખબર હશે."

" નહિ, મને કાંઇ પણ ખબર નથી." એમ કહીને તે વિચારમાં પડ્યો અને એક પળ પછી પૂછ્યું, " સામંત, તેં મહારાજાને ખબર આપી છે કે નહિ ?"

સામંતે કહ્યું, " નાજી, હજી એ વિષે મેં કોઇને કાંઇપણ વાત કરી નથી."

અમૃતે જરા હુશિયારીમાં આવીને કહ્યું, " તું જલદી જઇને મહારાજાને એ વિષેની ખબર આપ; તેટલામાં હું ત્યાં આવું છું અને એની તપાસ કરવાને માટે હું તૈયાર થઇને આવીશ કદાચ મહારાજ તને કેદ કરે તો તું જરા પણ ગભરાતો નહિં, હું એમને સમજાવીને તને છોડાવીશ, અને આપણે અજીતકુમારની શોધમાં જઇશું."

સામંત ત્યાંથી એકદમ ચાલતો થયો. અમૃત પોતાના શયનગૃહમાં આવ્યો અને પાછો પલંગપર ચિંતાગ્રસ્ત અવસ્થામાં પડ્યો.

અમૃત હજી કુંવારો હતો. તેનો બાપ દૂર દેશ કમાવા અર્થે ગયો હતો. જો કે પોતાની પાસે ઘણો પૈસો હતો તે છતાં, પોતાને આળસમાં વખત કાઢવો ન ગમવાથી તે ત્યાં ગયો હતો. તેની સ્ત્રીને તથા તેના છોકરા અમૃતને પોતાના જ દેશમાં રાખ્યાં હતાં. અમૃતની મા ઘણી ખુબસુરત અને ઉંચા કુળની દીકરી હતી. તેની ઉમર લગભગ ચાળીસેક વરસની હતી પણ કોઇ અજાણ્યો માણસ તેની ઉમર પચીસેક વરસની ધારે. તે અમૃતને પોતાના જીવથી અધિક ચહાતી અને અમૃત જે કાંઈ કહે તે તેને માટે કરતી. મા તથા દીકરો તે વિશાળ ઘરમાં રહેતાં હતાં.

અમૃત એજ ચિંતાગ્રસ્ત અવસ્થામાં સવાર પડતાં સુધી પડી રહ્યો, અને ત્યાર પછી દાતણપાણી કરી, નાહી ધોઇને કપડાં પહેરી જલદીથી પોતાની મા લલિતા પાસે ગયો. તેની મા હજી ઉંઘમાં હતી તેને જગાડીને કહ્યું, "મા, મારા મિત્ર અજીતકુમાર ગુમ થયા છે માટે હું તેની શોધમાં આજે ને આજે જવાનો છું."

લલિતા વિચારમાં પડી ગઇ અને તેનું મન મૂંઝાવા લાગ્યું. કારણ કે કદાચ અમૃત ભયમાં આવી પડે અથવા તો બહુ હેરાન થાય; અને બીજી બાજુથી તેને ના પાડવાને પણ તેનું મન અચકાતું હતું, કારણ કે તે જાણતી હતી કે અમૃત અને અજીતકુમાર બન્ને પરમપ્રિય મિત્રો હતા. અંતે પોતાના દીકરાપ્રતિનો પ્રેમ ઉભરાઇ જવાથી તેણે ધીમેથી કહ્યું, "દીકરા, તારે પોતાને શા માટે જવું જોઇએ? મહારાજા કાંઇ તપાસ કરાવવામાં બાકી નહિ રાખે. તે છતાં પણ જો તારો વિચાર હોય તો આપણે આપણાં માણસો મોકલીએ. પણ તું પોતે ન જાય તો સારૂં."

અમૃતે કહ્યું, "મા, તું ક્યાં નથી જાણતી, કે મારે અને કુમારને ગાઢ મિત્રતા છે? અમે નાનપણથીજ બન્ને જણ બે ભાઇના કરતાં પણ વધારે એક બીજાને ચાહીએ છીએ. આતો અત્યારે તેની શોધમાં જવાનું છે, પણ મારે જો તેને માટે માથું આપવું પડે તો પણ, હું કોઇ દીવસ પાછો હઠું તેમ નથી. હું કોઇપણ રીતે એની શોધમાં ગયા વગર રહેવાનો નથી. વળી બીજું પણ એક કારણ છે; તે એ કે અજીતકુમારના ગુમ થવાનું કારણ હું જાણું છું, અને મારા ગયા વગર એનો પત્તો મળશે નહિં. જો હું એની શોધમાં નહિ જાઉં, તો તે કદીપણ પાછા નહિં આવી શકે; કારણ કે એને લઇ જનારા માણસો ઘણા હુશિયાર છે અને તે લોકો એને કદી પણ નહિ છોડે; માટે મને જવા દે."

તેની માએ લાચારીએ હા પાડી અને કહ્યું, "પણ જતી વખતે મને જરૂર મળતો જજે."

અમૃત પોતાના ઓરડામાં ગયો અને અમુક ચીજો પોતાના ખીસામાં મૂકી, અને ત્યાર પછી પોતાના એક વિશ્વાસુ માણસને

જલદીથી તૈયાર થવાનું કહ્યું. તે માણસ થોડી
ને આવ્યો. અમૃતે તેને પોતાના ઓરડામાં
કાનમાં કાંઇક વાત કરીને તેને ઓરડામાં રાખીને,
માણસને લઇને મહારાજાના મહેલ તરફ જવા

-

અમૃત તદ્દન સાદા પોશાકમાં હતો. તેને કપડામાં કાંઇ ટાપટીપ કરવાની જરૂર નહતી, કારણકે તે મહારાજાના સમાગમમાં ઘણીવાર આવતો. તે લગભગ રાજ્યમહેલ આગળ આવી પહોંચ્યો, ત્યાંથી કોઇ કેદી આવતો તેની દૃષ્ટિએ પડયો. તે ઘણો દૂર હોવાથી તે તેને ઓળખી શકયો નહિં. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે એ કોણ હશે? તે જરા વધારે ઝડપે ચાલવા માંડયો અને તેની આગળ આવી પહોંચતાં તેને માલૂમ પડયું કે, તે કેદી બીજો કોઇ નહિં પણ સામંતજ હતો. તેના હાથ પગમાં બેડીઓ નાંખી હતી અને તેની પછવાડે બે સિપાઇઓ ભરેલા તમંચા સાથે ચાલ્યા આવતા હતા; જ્યારે તેઓ એકદમ પાસે આવી પહોંચ્યા ત્યારે અમૃતે સિપાઇઓને તેને કેદ કરવાનું કારણ પૂછ્યું, કારણકે અમૃત મહારાજા શિવાય બીજા કોઇને પણ જણાવવા નહોતો માગતો કે તે અજીતકુમારની શોધમાં જવાનો હતો. સિપાઇઓ તેને સારી રીતે ઓળખતા હોવાથી પહેલાં તેને સલામ કરી અને પછી તેઓમાંના એકે કહ્યું, “સાહેબ, એને મહારાજાના હુકમથી કેદ પકડયો છે, કારણ કે ગઇ કાલે રાતના એની ચોકીમાંથી અજીત-કુમાર ગુમ થયા છે. તેનો કયાંય પણ પત્તો નથી.”

અમૃતે પૂછ્યુ, “તે પોતે ન્હાસી ગયા છે, કે તેમને કોઇ ઉપાડી ગયું છે?”

એક સિપાઇએ જવાબ આપ્યો કે, “સાહેબ, કુમારનાં બધાં લૂગડાં ત્યાંજ પડેલાં છે; તથા તેમની તરવાર તથા હથીઆરો પણ તેમના ઓરડામાં પડેલાં છે. માટે પોતે ન્હાસી જાય એ બનવું અસંભવિત છે.”

અમૃતે નિરાશાથી એક નિઃશ્વાસ નાંખીને કહ્યું કે, “મહારાજા કયાં છે?”

એક સિપાહીએ જવાબ દીધો કે, "સાહેબ, તે હમણાં બહાર નીકળવાને તૈયાર થતા હતા અને ઘણું કરીને થોડીક વારમાં બહાર નીકળશે." અમૃતના કહેવાથી સિપાઈઓ ત્યાં મહારાજા આવે ત્યાં સુધી થોભ્યા.

થોડી પળ થઈ એટલામાં મહારાજા પોતાના ઘોડા ઉપર બેસીને દરવાજા બહાર નીકળતા દેખાયા. તે સોનાના સાજ નાંખેલા ઉંચા અરબ્બી ઘોડા ઉપર સ્વાર થયા હતા; અને તે ઘોડો મધ્યમ ઝડપે દોડતો હતો; તેની પછવાડે બીજા બે સ્વારો તેજી ઘોડા ઉપર હથીયારબંધ થઇને ચાલ્યા આવતા હતા. તેઓ જ્યાં અમૃત તથા સામંત અને સિપાઈઓ હતા તે જગ્યા આગળ આવી પહોંચ્યા. અમૃતને જોતાંજ મહારાજાએ, પૂછ્યું, "અમૃતલાલ, અજીત ક્યાં છે?" "મહારાજ, એ વિષેની મને કાંઇ પણ ખબર નથી. આ સિપાઇઓના કહેવાથી મારા જાણવામાં આવ્યું છે કે એ ગૂમ થઈ ગયા છે."

મહારાજાએ દલગીરીથી કહ્યું, "અરે! એનાં બધાં લુગડાં ત્યાં પડયાં છે, અને તે વગર હથીયારે મધ્ય રાત્રીએ ક્યાં હશે!" અમૃત મહારાજાના ઘોડા પાસે ગયો અને ધીમેથી કહ્યું, "મહારાજ, આપને મારે ખાનગીમાં કાંઇ વાત કરવાની છે, માટે આપ જરા બાજુએ આવો તો કહું."

માહારાજા તથા અમૃત બાજુએ ગયા, અને થોડીવારમાં જ્યાં બધા ઉભા હતા ત્યાં આવ્યા. આવતાં વેત મહારાજાએ સામંતને છોડી દેવાનો હૂકમ કર્યો, અને પોતે પોતાના માણસો સાથે પાછા મહેલમાં ગયા. અમૃતે સામંત સાથે પોતાના ઘરનો રસ્તો લીધો. રસ્તામાં બે જણા જલદીથી પસાર થતા હતા. સામંતે તેનું આમ જલદીથી છુટી જવાનું કારણ પૂછ્યું, પણ અમૃતે તે હાલ કહેવાની ના પાડી, કારણ કે કોઇ રસ્તામાંથી વાત સાંભળી જાય.

ઘર આગળ આવ્યા પછી સામંતને પોતાના ઓરડામાં બેસવાનું કહી, અમૃત પોતાની મા પાસે ગયો. તેની મા એક ઓરડામાં કોચ ઉપર વિચારમાં બેઠી હતી, ત્યાં અમૃત આવ્યો. અમૃત ઓરડામાં દાખલ થયો એટલે તેની મા લલિતાએ તેને પોતાની પાસે કોચ ઉપર બેસવાનું કહ્યું. અમૃતે બેસતાં બેસતાં કહ્યું, "મહારાજાને મેં અજીત

કુમારનાં ગુમ થવાનાં કારણોની બધી વાત કરી છે, અને એણે મને બધી જાતની મદદ આપવાને કહ્યું છે. ઇશ્વર કરશે તો થોડા વખતમાં હું અજીતકુમારને લઇને પાછો આવીશ."

લલિતા બહુ વિમાસણમાં પડી ગઇ અને થોડીવારે બોલી, "તું જાય છે પણ હું અહિંઆ એકલી થઇ રહીશ. તારા વગર મારૂં બીજું કોઇપણ સગું અહીંઆ નથી."

અમૃતે દિલાસો આપતો હોય તેવી રીતે કહ્યું, "તું શા માટે ગભરાય છે? આપણાં બધાં માણસો વિશ્વાસુ છે, અને તને જરા પણ અડચણ નહિ આવે. હું પણ એવી ગોઠવણ કરતો જઇશ કે, જ્યારે તને મારૂં કામ પડશે ત્યારે હું આવી પહોંચીશ."

લલિતાને આ વાત ઠીક લાગી, અને જરાક ઉત્સાહમાં આવીને તેણે કહ્યુ, "ભલે દીકરા, જા, પણ ધ્યાન રાખજે અને કયાંય પણ ફસાઇ જતો નહિ. હં, પણ જરાક બેસ," એમ કહીને લલિતા કાંઇ વિચારમાં પડી ગઇ અને પછી જરા આનંદમાં આવીને બોલી. "દીકરા, તું વિકટ કામ ઉપર જાય છે માટે તારે જે કાંઇ જોઇએ તે માગ, કારણ કે મને તારા પ્રત્યે અત્યંત પ્રેમ છે."

અમૃતે તરતજ જવાબ દીધો, "મા, તેં મને આ દુનિયામાં જન્મ આપ્યો છે એથી વધારે મારે શું જોઈએ?"

લલિતાએ પોતાના વિચારમાં દૃઢ રહી એકદમ ખુશીમાં આવી જઇને કહ્યું, "તને જે ચીજ ગમે તે માગ, હું તને કોઈ પણ ચીજની ના નહિં પાડું."

પોતાની માતા લલિતાના આટલો બધો આગ્રહ થવાથી, કઈ ચીજ માગવી તેના વિચારમાં તે પડી ગયો. તેને કોઈ ચીજની ખામી નહોતી, કારણ કે તેનો બાપ પૈસાદાર હતો અને ઉદાર પણ હતો. કારણ કે પૈસો હોય પણ જો લોભી હોય તો તે પૈસો કામનો પણ શું! થોડીવાર વિચાર કર્યા પછી અમૃત બોલ્યો, "મા, હું માગીશ તે તારાથી આપી નહિ શકાય, માટે રહેવા દે તો વધારે સારૂં."

લલિતા અજાયબી સાથે બોલી, "એવી કઇ મોટી ચીજ છે કે હું તને નહિ આપી શકું?"

અમૃતલાલે કહ્યું, "મા, જો તું મને વચન આપે તો માગું. કારણ કે પછી તું ના પાડે તો મારૂં મન દુઃખાય, તેના કરતાં ન માગવું એજ વધારે સારૂં."

લલિતાને પોતાના પુત્ર પ્રતિ અતિ પ્રેમ હોવાથી તેણે કહ્યું, "એમાં તે શી મોટી વાત છે! લે, આ મારૂં વચન." એમ કહીને લલિતાએ અમૃતને વચન આપ્યું. વચન લીધા પછી અમૃત શરમાવા લાગ્યો અને તદ્દન મુંગો થઇ ગયો. થોડીવાર મૂંગી અવસ્થા ચાલુ રહ્યા પછી તેની માએ કહ્યું, "કેમ અમૃત, વચન લીધા પછી મુંગો કેમ થઇ ગયો? બોલ દીકરા, તારે શું જોઇએ છે?"

અમૃત શરમાતો હોય તેમ બોલ્યો, "મા, હમણાં જવા દે. હું મારૂં કામ કરી આવું પછી વાત."

"ના દીકરા, હવે જો ન માગે તો તને મારા સમ છે" લલિતાએ કહ્યું.

અમૃતને બોલ્યા વગર છુટકો નહોતો, તેથી અણુછુટકે બહુજ ધીમે શરમાતો શરમાતો તે બોલ્યો, "મા, તું જ્યારે મારૂં વેશવાળ કરે, ત્યારે મને પૂછીને અને જેની સાથે મારૂં મન મળેલું હોય, તેની સાથે કરજે."

લલિતા બોલી "બસ, આવી મોટી ચીજ! એમાં શી મોટી વાત! ભલે દીકરા, તને મન ગમતી કન્યા પરણાવીશ. પણ તું કોઇને એ બાબત વાત ન કરતો, કારણકે આપણા નાત રિવાજ પ્રમાણે માબાપ જ દીકરાનું વેશવાળ કરે છે. દીકરા, જ્યારે તારો વિચાર થાય, ત્યારે મને કહેજે એટલે તું જેની સાથે કહીશ તેની સાથે તારૂં વેશવાળ કરી દઇશ. બસ, એટલુંજ કે? એમાં શી મોટી વાત! ભલે, ત્યારે જા દીકરા, ફત્તેહ કરીને આવજે." એમ કહીને તેણે અમૃતનો વાંસો થાબડયો.

અમૃત પણ લલિતાને સાષ્ટાંગ પ્રણામ કરીને પોતાના ઓરડા તરફ ચાલતો થયો. ત્યાંથી તેના માણસ રતનસિંહે એક મોટી પાકીટ તૈયાર કરી રાખી હતી તે લીધી, અને સાથે સામંતને અને રતનસિંહને પણ ત્યાંથી લીધા, અને તેઓ અજીત કુમારને શોધવા માટે ઉપડી ગયા.



કુમારનાં ગુમ થવાનાં કારણોની બધી વાત કરી છે, અને એણે મને બધી જાતની મદદ આપવાને કહ્યું છે. ઇશ્વર કરશે તો થોડા વખતમાં હું અજીતકુમારને લઇને પાછો આવીશ."

લલિતા બહુ વિમાસણમાં પડી ગઇ અને થોડીવારે બોલી, "તું જાય છે પણ હું અહિંઆ એકલી થઇ રહીશ. તારા વગર મારૂં બીજું કોઇપણ સગું અહીંઆ નથી."

અમૃતે દિલાસો આપતો હોય તેવી રીતે કહ્યું, "તું શા માટે ગભરાય છે? આપણાં બધાં માણસો વિશ્વાસુ છે, અને તને જરા પણ અડચણ નહિ આવે. હું પણ એવી ગોઠવણ કરતો જઇશ કે, જ્યારે તને મારૂં કામ પડશે ત્યારે હું આવી પહોંચીશ."

લલિતાને આ વાત ઠીક લાગી, અને જરાક ઉત્સાહમાં આવીને તેણે કહ્યુ, "ભલે દીકરા, જા, પણ ધ્યાન રાખજે અને કયાંય પણ ફસાઇ જતો નહિ. હં, પણ જરાક બેસ," એમ કહીને લલિતા કાંઇ વિચારમાં પડી ગઇ અને પછી જરા આનંદમાં આવીને બોલી. "દીકરા, તું વિકટ કામ ઉપર જાય છે માટે તારે જે કાંઇ જોઇએ તે માગ, કારણ કે મને તારા પ્રત્યે અત્યંત પ્રેમ છે."

અમૃતે તરતજ જવાબ દીધો, "મા, તેં મને આ દુનિયામાં જન્મ આપ્યો છે એથી વધારે મારે શું જોઈએ?"

લલિતાએ પોતાના વિચારમાં દ્રઢ રહી એકદમ ખુશીમાં આવી જઇને કહ્યું, "તને જે ચીજ ગમે તે માગ, હું તને કોઈ પણ ચીજની ના નહિં પાડું."

પોતાની માતા લલિતાના આટલો બધો આગ્રહ થવાથી, કંઈ ચીજ માગવી તેના વિચારમાં તે પડી ગયો. તેને કોઈ ચીજની ખામી નહોતી, કારણ કે તેનો બાપ પૈસાદાર હતો અને ઉદાર પણ હતો. કારણ કે પૈસા હોય પણ જો લોભી હોય તો તે પૈસા કામનો પણ શું! થોડીવાર વિચાર કર્યા પછી અમૃત બોલ્યો, "મા, હું માગીશ તે તારાથી આપી નહિ શકાય, માટે રહેવા દે તો વધારે સારૂં."

લલિતા અજાયબી સાથે બોલી, "એવી કઇ મોટી ચીજ છે કે હું તને નહિ આપી શકું?"

અમૃતલાલે કહ્યું, “મા, જો તું મને વચન આપે તો માગું. કારણ કે પછી તું ના પાડે તો મારૂં મન દુઃખાય, તેના કરતાં ન માગવું એજ વધારે સારૂં.”

લલિતાને પોતાના પુત્ર પ્રતિ અતિ પ્રેમ હોવાથી તેણે કહ્યું, “એમાં તે શી મોટી વાત છે! લે, આ મારૂં વચન.” એમ કહીને લલિતાએ અમૃતને વચન આપ્યું. વચન લીધા પછી અમૃત શરમાવા લાગ્યો અને તદ્દન મુંગો થઇ ગયો. થોડીવાર મૂંગી અવસ્થા ચાલુ રહ્યા પછી તેની માએ કહ્યું, “કેમ અમૃત, વચન લીધા પછી મુંગો કેમ થઇ ગયો? બોલ દીકરા, તારે શું જોઇએ છે?”

અમૃત શરમાતો હોય તેમ બોલ્યો, “મા, હમણાં જવા દે. હું મારૂં કામ કરી આવું પછી વાત.”

“ના દીકરા, હવે જો ન માગે તો તને મારા સમ છે” લલિતાએ કહ્યું.

અમૃતને બોલ્યા વગર છુટકો નહોતો, તેથી અણ છુટકે બહુજ ધીમે શરમાતો શરમાતો તે બોલ્યો, “મા, તું જ્યારે મારૂં વેશવાળ કરે, ત્યારે મને પૂછીને અને જેની સાથે મારૂં મન મળેલું હોય, તેની સાથે કરજે.”

લલિતા બોલી “બસ, આવી મોટી ચીજ! એમાં શી મોટી વાત! ભલે દીકરા, તને મન ગમતી કન્યા પરણાવીશ. પણ તું કોઇને એ બાબત વાત ન કરતો, કારણકે આપણા નાત રિવાજ પ્રમાણે માબાપ જ દીકરાનું વેશવાળ કરે છે. દીકરા, જ્યારે તારો વિચાર થાય, ત્યારે મને કહેજે એટલે તું જેની સાથે કહીશ તેની સાથે તારૂં વેશવાળ કરી દઇશ. બસ, એટલુંજ કે? એમાં શી મોટી વાત! ભલે, ત્યારે જા દીકરા, ફત્તેહ કરીને આવજે.” એમ કહીને તેણે અમૃતનો વાંસો થાબડ્યો.

અમૃત પણ લલિતાને સાષ્ટાંગ પ્રણામ કરીને પોતાના ઓરડા તરફ ચાલતો થયો. ત્યાંથી તેના માણસ રતનસિંહે એક મોટી પાકીટ તૈયાર કરી રાખી હતી તે લીધી, અને સાથે સામંતને અને રતનસિંહને પણ ત્યાંથી લીધા, અને તેઓ અજીત કુમારને શોધવા માટે ઉપડી ગયા.



# પ્રકરણ ૨ જું.



## લલિતાનો પૂર્વ વૃત્તાંત.

રણધીરપુરની પાસે આવેલી ઉજમપુરી નગરીમાં એક વણિક શાહુકાર રહેતો હતો. તે પોતે ચાળીસેક વરસની ઉમરનો હતો. પોતે શરીરે પાકા બાંધાનો તથા અસંત રૂપાળો હતો. તેનું નામ કાન્તીલાલ હતું. તે પરણેલો હતો અને તેને એક પુત્રી હતી. તેનું નામ લલિતા હતું. તે ઘણીજ ખુબસુરત હતી. તેની ઉમર લગભગ પંદરેક વરસની હતી. તેની માતાનું નામ પાર્વતી હતું, અને તે પણ ઘણી ખુબસુરત હતી. પાર્વતીને લલિતા પ્રત્યે ઘણોજ પ્રેમ હતો. કાન્તીલાલ પૈસાદાર હોવાથી ઘણી સુખી હાલતમાં હતો, અને પોતે સારા મનનો તથા સારા સ્વભાવનો હોવાથી તેનો ઘર સંસાર સારી રીતે ચાલતો હતો. કાન્તીલાલ પોતાની પત્ની તરફ અત્યંત પ્રેમ રાખતો હતો અને તેનું વચન કોઇ પણ દિવસ ઉથાપતો નહોતો. કાન્તીલાલની પોતાની એક પેઢી ચાલતી હતી અને તેની પેઢીમાં ઘણા માણસો કામ કરતા હતા. પોતાના માણસો પ્રત્યે કેમ વર્તવું તે તે સારી રીતે જાણતો હતો અને દરેક નોકર સાથે પોતાના મોભા પ્રમાણે વર્તતો હતો.

એક વખત કાન્તીલાલે દૂર દેશ વેપાર અર્થે જવાની તૈયારી કરી. જવાની આગલી રાત્રીએ પોતાની પત્ની સાથે તે વાતો કરતો હતો.

"પ્રિયે! હું દૂર દેશ જાઉં છું અને તું મારી લલિતાની સંભાળ રાખજે. એ હજી બાળક છે માટે એને કોઇવાર ઝાઝું ધમકાવીશ મા, કારણ કે એને મારા ગયા પછી ગમશે નહિં. એ બાળક છે; એને સાચવજે અને એના વિદ્યાભ્યાસમાં વધારો કરાવજે. એ કુમળી ડાળી સમાન છે; જેમ વાળીશ તેમ વળશે. પણ જો બહુ વાળીશ તો તુટી જશે, માટે બહુ ધ્યાન રાખજે. તું ચાલાક છે એટલે તેને કંઇ વધુ કહેવું પડે તેમ નથી, પણ બાપનો જીવ પોતાનાં બચ્ચાં વાસ્તે વળગી રહે, તે તું કયાં નથી જાણતી?" આ શબ્દો પોતાના અંતઃકરણમાંથી ઉભરાઇ આવતા પોતાની પુત્રી પ્રત્યેના જુસ્સાથી કાન્તીલાલ બોલ્યો.

પાર્વતી ધણીની શીખામણ સાંભળીને બોલી, "તમે જાણો છો કે દીકરી બાપ કરતાં માને વધારે વહાલી હોય છે. માટે એને હુશીયાર કરવામાં હું કોઇ જાતની ખામી નહિ રાખું. તમે એની જરા પણ ફીકર ચિંતા કરશો નહિં. પણ તમે પાછા કયારે આવશો ?"

કાન્તીલાલે ઉત્તર આપ્યો કે, "હું જેવું મારૂં કામ પુરૂં થઇ રહેશે, કે તરતજ પાછો ફરીશ. અને તારે માટે તથા મારી લલિતા માટે જે નવીન ચીજો મળશે તે લેતો આવીશ."

થોડી વાર સુધી આમ વાતો ચાલતી હતી, તેટલામાં લલિતા ત્યાં આવી પહોંચી. આવતાંને વારજ તેણે પોતાના બાપને સવાલ કર્યો કે, "તમે કયાં જાઓ છો ?"

પોતાના સવાલનો ઉત્તર સાંભળી લલિતાએ પોતાના અંતઃકરણમાંથી એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. જેમ એક માણસ પોતાનાં બચ્ચાંને ઉદાસ જોઇ દલગીરીના ઉંડા દરિયામાં ગરકાવ થઇ જાય છે, તેવી કાન્તીલાલના મનની સ્થીતિ લલિતાનો આવો નિઃશ્વાસ નાખવાથી થઇ ગઇ. પોતાની પુત્રી તરફની લાગણીઓ અંતઃકરણમાં ઉભરાઇ આવવાથી લલિતાને નિઃશ્વાસ નાખવાનું કારણ પૃછ્યું.

તેના જવાબમાં લલિતાએ કહ્યું, "બાપા, પશુપક્ષિઓ પણ પોતાના માબાપથી દૂર નથી થઇ શકતાં તો હું તો મનુષ્ય છું. જ્યારે સૌ પોતપોતાને ઠેકાણે બેસે છે ત્યારે ચિંતા જેવું કાંઇ નથી રહેતું. બીજું શું કહું ?"

31,216

કાન્તીલાલ પુખ્ત ઉમરે પહોંચેલી પોતાની પુત્રીના મનનો ભાવાર્થ સમજી ગયો અને કહ્યું, "દીકરી, હું બધુંએ સમજું છું. તું કોઇ પણ જાતની ફીકર ન રાખતી. તું હમેશાં તારી માના કહ્યામાં રહેજે અને કોઇ પણ દીવસ તેની સામું અથવા તેને દુઃખ લાગે તેવું બોલીશ મા. તમે એક બીજાં સંપીને રહેજો અને જો એક બીજાં સાથે કજીયો કરશો, તો બીજાં તમારા કજીયામાં તેલ હોમશે અને તેથી કરીને તમારી ઘણી માઠી દશા થશે."

આટલી શિખામણના શબ્દો કહીને લલિતાને પોતાના ઓરડામાં જઇને સુઇ જવાનું કહ્યું. લલિતા જવાને તૈયાર થઇ, પણ જતાં જતાં

અચકાવા લાગી અને છેવટે પોતાની માને બહાર આવવાનું કહ્યું. તેની મા બહાર ગઇ એટલે લલિતા તેને પોતાના ઓરડામાં લઈ ગઇ. કાન્તીલાલ લલિતાને તેની માને બહાર લઇ જવાનું કારણ સમજતો હતો. અને તેમાં વચ્ચે ન પડવાનું તેને ડહાપણ ભરેલું લાગ્યું. લલિતાએ પોતાની માને એક કોચ ઉપર બેસાડી અને પોતે પણ તેની પાસે બેઠી. તેની માએ તેને ત્યાં બોલાવવાનું કારણ પૂછયું, પણ તેનો જવાબ ન આપતાં તે ત્યાં તદ્દન મુંગી અને ઉદાસ બેસી રહી, અને બેએક પળમાં તેની આંખોમાં આંસુ આવવા લાગ્યાં. લલિતા પુખ્ત ઉમરમાં આવી હતી અને તેનામાં જુવાનીની લાગણીઓ ઉત્પન્ન થઇ હતી, પણ હજી તેનું વેશવાળ થયું નહોતું.

કામાંધ મનુષ્ય, જળમાં તરતા પડેલા મનુષ્યના શબને હોડી સમાન સમજી તે પર બેસી બીજે કિનારે જાય છે; ત્યાં પોતાના કામ પાત્રને મળવાને, માળ ઉપર ચડવા સારૂ લટકતા મોટા અજગરને દોરડા સમાન સમજી તેની મદદથી ઉપર ચડી જાય છે. કામ આંધળો છે. કામાંધ માણસો પોતાની ફરજો ભુલી જાય છે અને ન કરવાનાં કામો કરે છે. સજ્જનો દુર્જનો બને છે, તથા કામાંધ થવાથી પોતાની આબરૂ, ઇજ્જત, પૈસો કે કશાની પણ દરકાર રાખતા નથી.

લલિતા હજી ઉમરમાં આવતી હતી, પણ તેનામાં પ્રીતિની લાગણી વિશેષ હતી. તેની માએ તેને ઘણુંએ સમજાવી પણ તે કાંઇ પણ બોલ્યા વગર ફક્ત ઉદાસ અને શોકજનક સ્થીતિમાં બેસી રહી. અંતે જ્યારે તેનું દીલ ખુલ્લું થયું, ત્યારે તેણે પોતાના આંસુ લુંહી નાંખ્યા અને તેની માને કહ્યું, “મા, હજી મારૂં કાંઇ પણ ઠેકાણું કર્યું નથી અને મારા પિતાજી એમને એમ પરદેશ જવા તૈયાર થયા છે.” તેની માએ કહ્યું, “દીકરી, હું બધુંએ સમજું છું, પણ તારા પિતાજી જાય, તેથી તારૂં વેશવાળ કરવાનું છે તે કાંઇ અટકી નહિં રહે. માટે તું તેની ચિંતા કરીશ માં; દીકરી, તું આમ છેક ગાંડી કેમ બને છે? તું શા વાસ્તે ચિંતા કરે છે? તારી ચિંતા તારા કરતાં મને વધારે છે.”

આ પ્રમાણે પોતાની દીકરીને સમજાવીને તે પાછી પોતાના ઓરડામાં ગઇ.

જેવી તે કાન્તીલાલ પાસે ગઇ કે તેવુંજ તેણે લલિતાએ શા વાસ્તે બોલાવી હતી તેનું કારણ પૂછ્યું.

પાર્વતીએ જવાબ આપ્યો, "બીજું શું હોય? તેણે મને તેનું વેશવાળ કર્યા વિના તમે જાઓ છો તેની વાત કરી પણ તમારા ગયા પછી કોઇ સારો હુશિયાર વર આપણી નાતમાંથી શોધી કાઢીને તેની સાથે લલિતાનું વેશવાળ કરી દઇશ. તેમાં શી મોટી વાત છે?"

કાન્તીલાલે પણ તેને સમ્મતિ આપીને કહ્યું કે, "જોજે કોઇ સારો, હુશિયાર અને ચાલાક છોકરો શોધજે; તે પૈસાદાર હોય કે ન હોય તેની આપણે કાંઇ પણ દરકાર નથી; કારણકે પૈસો આજ છે ને કાલ નથી, અને જ્યારે તે પૈસો જાય છે, ત્યારે તે પૈસાદારોએ કોઇ દીવસ મહેનત ન કરેલી હોવાથી, તેનામાં કમાવાની શક્તિ હોતી નથી. તેમજ પૈસાદારના છોકરાઓ અક્કલે અધૂરા, વાતે શૂરા, અને ધર્મભ્રષ્ટ હોય છે. તેઓના બાપ પાસે પૈસો હોય છે, એટલે પૈસો કેમ કમાવો તેની શક્તિ તેઓમાં હોતી નથી. તેઓને લુચ્ચા, લફંગા, બદમાસ, અને હરામખોરોની સોબત હોય છે, અને જ્યારે તેઓ બુરા પ્રદેશમાં પ્રવેશ કરે છે ત્યારે મા, બાપ, સ્ત્રી, દીકરા, દીકરી, સગાં વહાલાં, અને સાચા મિત્રોને ભુલી જઇ, બદમાસોની સંગતમાં ફરી પોતાના બાપદાદાઓએ મેળવેલી અમૂલ્ય કીર્તિ, કે જે મેળવતાં વરસોનાં વરસો નીકળી જાય, તેના પર પળવારમાં પાણી ફેરવી નાંખે છે; અને બુરાઇ રૂપી નગરીમાં બુરી વસ્તી સાથે રહે છે અને અપકીર્તિ મેળવે છે. છેવટે જુગાર, રંડીબાજી, દારૂ, અને એવા અનેક ગેરવ્યાજબી, નાલાયક અને વિષયી કામોમાં પોતાનો બધો પૈસો ગુમાવે છે અને છેવટે બુરાઇ રૂપી નગરીમાં અપ કીર્તિ મેળવતા બુરી હાલતમાં મરી જાય છે. કોઇ અપવાદ રૂપ પણ નીકળે છે પણ તે કવચીતજ; માટે બહુ સંભાળીને તેનું વેશવાળ કરજે." આ બધી શીખામણો આપી દીધી અને જે બીજું કાંઇ કહેવાતું હતું તે સઘળી કહ્યું.

સવાર પડી અને કાન્તીલાલની જવાની તૈયારી થઇ રહી હતી, તેટલામાં લલિતા પોતાના પિતાને મળવાને ઘણીજ આતુર થવાથી, તથા તેનાથી તેને મળવા વિના નહિ ચાલવાથી, તથા તેણે પોતાની માને રાતે

જે કહ્યુ હતું તેનું શું પરિણામ આવ્યું છે, તે જાણવા સારૂં તે ત્યાં આવી. તેના બાપે તેને બાજુએ બોલાવીને કહ્યું કે, "દીકરી, તારાં વેશવાળ વાસ્તે મેં તારી માને બધી વાત કરી છે માટે તું ગભરાઇશ માં, અને તમે બે જણાં સંપીને સુખમાં રહેજો. મારી ચિંતા કરશો માં. હું મારાથી બનશે તેમ જલદીથી આવીશ. કાગળ પત્ર લખતી રહેજે અને તારી માને દુઃખી થવા દઇશ માં."

કાન્તીલાલે પોતાની મુસાફરી માટે એક ગાડું ભાડે કર્યું હતું. મા, દીકરી, તથા નોકરોની દલગીરી વચ્ચે તે પોતાને ધારેલ સ્થળે વખતસર પહોંચવાને ઉપડી ગયો. 'ધણી વગરનાં ઢોર સુનાં' જેવી પાર્વતીની તથા લલિતાની હાલત લાગતી હતી; પણ છેક તેમ નહતું; કારણકે કાન્તીલાલે પોતાની નોકરીમાં સઘળા માણસો વિશ્વાસુ તથા નીતિવાન રાખ્યા હતા. એટલે તેમને બીજું દુઃખ ખમવું પડતું નહતું, તોપણ પાર્વતીને પોતાના પતિ અને લલિતાને પોતાના પિતાની ગેરહાજરીથી ઘણી ગમગીની લાગતી હતી.

કાન્તીલાલને ગયાને લગભગ બે અઢી મહીના થવા આવ્યા હતા. જેમ લોઢાની પાસે લોહચુંબક મુકવાથી લોઢું લોહચુંબક તરફ ખેંચાય છે, તેમ લલિતા પોતાના ભાગ્યમાં નિર્માયેલા પતિને મળવાની અત્યંત આતુરતાથી, તથા તેનું અંઃકરણ તે તેના અંતઃકરણ સાથે લોઢા અને લોહચુંબક પ્રમાણે ખેંચાવાને તૈયાર થઇ હતી.

દુનિયામાં દરેક જગ્યાએ તથા ઠેકઠેકાણે સારાં માણસો હોતાં નથી; ગામ હોય ત્યાં ઢેડવાડો હોય છે. ઇશ્વરે દેવતાઓ સરજ્યા છે તેમાં એક સેતાન પણ સરજ્યો છે તો મનુષ્યમાં પણ ખરાબ લોકો થાય તો તેમાં નવાઇ શી છે! ઇશ્વરે દેવતાઓમાં જમને પણ ઉત્પન્ન કર્યાં છે તો મનુષ્યોમાં પણ એ જમ જેવાં પાપી મનુષ્યો કેમ પેદા ન થાય!

આ શહેરમાં એક પૈસાદાર બદમાશ પોતાના બાપે મૂકેલા પૈસાનો દુરૂપયોગ કરતો હતો. પોતે ઘણો વિષયી હોવાથી હજારો રૂપિયાનું પાણી કરતો હતો. તે માત્ર વેશ્યાઓના વિષયભોગથી સંતોષ પામીને અટકતો ન હતો, પણ રોજ એ કોઈ નવીન સ્ત્રી સાથે ભોગ ભોગવવામાં મઝા

માણતો હતો. વિષય અંધ છે અને વિષયી પુરૂષ ઇશ્વરને પણ ભુલી જાય છે. તેને નાનપણથીજ ખરાબ સોબત મળી હતી અને ચોરી, જુગાર, અને લુચ્ચાઇમાં જરા પણ પછાત પડે તેમ નહતો. છેવટે પૈસા આપી આપીને સારા સારા માણસોની છોકરીઓની લાજ લુટવાનો એનો જાથુકનો ધંધો થઈ પડયો હતો; અને જ્યારે તે પોતાના જેવા મિત્ર સાથે બેઠો હોય ત્યારે જે સારા સારા માણસની છોકરીઓની સાથે ભોગ ભોગવ્યો હોય, તેનાં નામ દેતો અને જાણે બહાદુરીનું અથવા વખાણવા લાયક કામ કીધું હોય તેમ વાત કરતો હતો. સારાં સારાં માણસોની છોકરીઓ એના ફંદામાં ફસાઇ જતી હતી; તેમાં કોઇ લાલચથી, તો કોઇ લોભથી, તો કોઇ એ બદમાશની ખુબસુરતીથી લોભાતી અને કોઇ કોઇ પર બળાત્કાર કરવામાં પણ એ પાછળ હઠતો નહતો. અજાયબી એ છે કે ઇશ્વર આવા નીચ લોકોને ખુબસુરતી કેમ બક્ષે છે! સારા માણસની છોકરી, આવું કામ બન્યા પછી જો માબાપને કહેવા જાય, તો તેઓ ગુસ્સે થાય અથવા ગામમાં આબરૂ જાય, તો વેશવાળ કરવામાં ખલેલ પડે અને પોતાની આબરૂ ઓછી થાય. માટે જે બનતું તે મુંગે મોઢે સહન કરી લેતી હતી. પણ જો તેઓએ એ વાત ખુલ્લી પાડવાનું ઠીક ધાર્યું હોત તો બીજી કુમારીકાઓ આવા નીચ લોકોથી ચેતીને દૂર રહેત. પણ સૌ પોતાનુંજ ભલું ઇચ્છવું ઠીક ધારે છે અને બીજાઓને આવા હરામખોરોથી વાકેફ કરવાની ઉમદા ફરજને દૂર મૂકે છે.

એક દીવસે લલિતા સવારના પોતાની બારીમાં ઉભી ઉભી દાતણ કરતી હતી. તે વખતે આ લંપટલાલ ત્યાંથી પસાર થતો હતો. તેની નજર લલિતા ઉપર પડી અને લલિતાની નજર તેની ઉપર પડી. તેણે લલિતાને નીચતાથી ઇસારા કીધા અને ત્યાંથી ચાલી ગયો. લલિતાએ તે ગાંડો અથવા મૂર્ખ હશે એવું જાણી તેની દરકાર કીધી નહિં, અને તે વિષે તેને બીજાને વાત કરવાને જરૂરીઆત પણ દેખાઇ નહિ; કારણકે તે આવો નીચ હશે તેવું તે જાણતી ન હતી. અને તે કોણ હતો તે પણ તે જાણતી નહતી. હમેશ મુજબ લલિતા તે દીવસે રાતના પોતાના ઓરડામાં જઇ બારણા બરાબર બંધ કરી, દીવો ઠારીને સુઇ ગઇ. તેની બારી પશ્ચિમ દિશા તરફ હતી અને જેમ મંદ પવન વડે એક નાના

રોપાના પાંદડાં આમ તેમ ઉડતાં હોય, તેમ તેના સુવાનાં બારીક કપડાં આમ તેમ ઉડતાં હતાં. ચંદ્રમાનો રૂપેરી પ્રકાશ તેના ખુબસરત મોઢા પર પડતો હતો. અને તેના ગુલાબી ગાલ તેના સૌંદર્યમાં ઓર વધારો કરતા હતા. જે પલંગ પર તે સુતી હતી તે બારીની સામે હતો. પલંગની જમણી બાજુએ એક નકશીદાર કબાટ ગોઠવેલો હતો, અને ડાબી બાજુએ એક કોચ કે જેની ઉપર કીંમતી મખમલ જડવામાં આવી હતી તે પડેલો હતો, બારીની જમણી બાજુએ એક નાની મેજ તથા ખુરશી પડ્યાં હતાં અને તે મેજપર કેટલીક ચોપડીઓ તથા લખવાનાં સાધનો પડેલાં હતાં. બારીની ડાબી બાજુએ એક લાકડાની બીજી નાની મેજ હતી, કે જેના પર એક આરસી ઉભી જડેલી હતી, અને તેની ઉપર કાંકસી, દાંતીયા તથા માથામાં નાખવાનાં તેલ, એવી બીજી અનેક રોજની જરૂરી વસ્તુઓ પડેલી હતી. આવા અંધકારમાં મધ્યેરાત્રે બારીમાંથી લંપટલાલ, ખુબ શણગારેલ અને જાત જાતનાં અત્તરો નાખી ખુશબોદાર બનીને દાખલ થયો.



કાન્તીલાલ પાસે કાંઇ ન હોવાથી તે નીચે ઉતર્યો અને કહ્યું, "મારી પાસે કાંઇ નથી, નકામા મને સંતાવવાની શા માટે મહેનત કરો છો ?"

ચાર જણાએ કાંઇપણ બોલ્યા વગર ગાડામાંનો સઘળો સામાન બહાર કાઢી નાંખ્યો અને સઘળો સામાન વીખેરીને જોવા લાગ્યા. એક પેટીમાં બસો રૂપિયા શિવાય બીજું કાંઇ મળ્યું નહિં અને તેથી તેઓ ઘણા નિરાશ થયા. બધું તપાસી રહ્યા પછી તેઓમાંનો એક બોલ્યો, "કેમ રામસિંહ, આની પાસે કાંઇ બીજું વધારે નથી. એ કોઇ ભીખારી જેવો લાગે છે, એણે આપણને અમથી મહેનત આપી છે માટે એને કાંઇક શિક્ષા કરવી જોઇએ."

રામસિંહે જવાબ આપતાં કહ્યું, "હા, બરાબર છે. તેનો પહેલો ગુન્હો એ કે તે સારી રીતે પૈસા એકઠો કરીને કેમ પરદેશ ન નીકળ્યો ? બીજો ગુન્હો એ કે કોઇનો માલ તે સાથે કેમ લેતો ન આવ્યો ? અને ત્રીજો ગુન્હો એ કે તે આમ ભીખારી જેવો થઇને મુસાફરી કરવા નીકળે છે તેમ કેમ કોઇને જાણવા ન દીધું; વળી ચોથો ગુન્હો એ છે કે પાસે પૈસો ન હોવા છતાં આટલાં બધાં પોટકાં કેમ સાથે લીધાં ? કારણકે તપાસવાની આપણને ઘણી મહેનત પડી. આ ચારે ગુન્હાની શિક્ષા એને જરૂર કરવી જોઇએ; માટે બોલો, એને શું શિક્ષા કરશું ?"

કાન્તીલાલ ન રહેવાવાથી વચ્ચે બોલી ઉઠ્યો, "અરે મૂર્ખાઓ તમે મને પૈસાદાર ધારવામાં છેતરાઇ ગયા તેમાં મારો શો વાંક ? પોતાની અક્કલની ખામી તો જોતા નથી અને બીજાના ગુન્હાઓનો હિસાબ કરવા બેઠા છો ! શાબાશ તમારી અક્કલને અને તમારી દાઢીને ! તમારો ગુરૂ કોણ હતો ! હશે કોઇ મૂર્ખનો સરદાર, કે જેણે તમને આવું મુર્ખાઇ ભરેલું તથા ગેરવ્યાજબી કામ શીખવ્યું છે. ધુળ પડી તમારા અવતારમાં !"

ત્રીજો લુટારો ખીજાઇ જઇને વચમાં બોલી ઉઠ્યો, "ચુપ, એ પાજી, હાડકાં પાંસળાં ખોખરાં થઇ જશે. ખબર છે કે તું કોની સાથે વાત કરે છે ?"

કાન્તીલાલ બોલવામાં ચાલક હોવાથી અને શરીરે મજબુત હોવાથી જરા પણ ગભરાયા વગર બોલ્યો, "હા, ખબર છે કોની સાથે વાત કરૂં છું તેની. લુટારા, હરામખોર, દગાબાજ, અને કમાવવાની શકિત વગરનારાઓને સારી રીતે ઓળખુ છું. જાણે કેમ કોઇ શુરવીર હોય તેમ ત્રણ બદામનાઓ ડંફાંસ મારો છે! ધિક્કાર છે તમને કે આવાં નીચ કામો કરો છો." ચોથો વચ્ચે જુસ્સામાં આવી જઈને બોલી ઉઠયો કે, "એ પાજી, અમે કયું નીચ કામ કરીએ છીએ? એક પણ એવું નીચ કામ દેખાડ કે જે અમે કરતા હોઇએ."

કાન્તીલાલના બોલાવવાનો જુસ્સો હજી પણ ઉતર્યો નહોતો અને પોતાનું બોલવું તેણે જોસમાંજ ચાલુ રાખ્યું હતું. "પહેલું તો એ, કે પ્રમાણિક ધંધા વડે જો તમારૂં પાપી પેટ ભરવાની તમારામાં શકિત ન હોય તો બહેતર છે કે તેને ફોડી નાંખો, કારણ કે નિર્દોષ મુસાફરોને આવી નિર્દય રીતે લૂટવા એ ઘણું શરમભરેલું છે!"

તેટલામાં રામસિંહ વચ્ચે બોલી ઉઠયો, "પેટ ન ભરવાને લીધે તેને ફોડી નાંખવાથી આતમઘાત કહેવાય અને એથી તો અમે ઇશ્વરના ગુન્હેગાર ઠરીએ; અને વટેમાર્ગુને લૂટી લઇએ છીએ તેથી તેઓને કેટલો ફાયદો થાય છે! એક તો તેને દ્રવ્ય સાચવવાની આપદા ટળે છે! અને બીજું તેઓને પાછા વધારે ઉધમી બનવાની ફરજ પડે છે. આ શું સ્વાર્થ કે પરમાર્થ!" કાન્તીલાલ બોલ્યો, "વાહરે તમારો પરમાર્થ! માણસ માંદો હોય અને મંદવાડથી પીડાતો હોય તો તેને મારી નાંખવા જેવો તમારો પરમાર્થ છે! ધન્ય છે તમારી જનેતાને! તમને પથરા જણ્યા હોત તો ઘર ચણવાને તો કામ લાગત!"

બીજો ખીજાઇ જવાથી બોલ્યો, "ઓ વાણિયા, સીધે સીધી વાત કર નહિ તો માર ખાઇશ."

કાન્તીલાલે પોતાની વાત આગળ ચલાવી, "બીજું એ કે જો વટેમાર્ગુ સાથે કોઇ અબળા હોય, તો તેની લાજ લૂટવી એ તમારી નીચતાનો બીજો કાયદો છે. ધિક્કાર છે તમને! દુનિયામાં નીચમાં નીચ માણસોના નમુના જોવા હોય તો જોઇ લ્યો, આ મારી સામે ઉભા છે. જાણે કેમ બહાદુરી કરતા હોય તેવો દમામ રાખો છો! ધિક્કાર છે

તમારા જીવતરને ! કોણ જાણે ઇશ્વરે તમને માણસ કેમ બનાવ્યા ! તમને તો હેવાન બનાવવા જોઇતા હતા !"

ત્રીજાથી ન રહેવાયાથી વચ્ચે જોરથી બોલી ઉઠ્યો કે, "અમારામાં કેવી બહાદુરી છે તે તને હમણાં દેખાડશું."

કાન્તીલાલ હવે અત્યંત ગુસ્સા અને જુસ્સા વચ્ચે એકદમ બુમ પાડી ઉઠ્યો, "ખબરદાર છે, એક પણ શબ્દ વધારે બોલ્યો છે તો, યાદ રાખજે કે અહિંથી જીવતો નહિ જવા પામે. બધાને તારા જેવા નીચ સમજે છે કે આવા હલકા શબ્દો ઉચ્ચારે છે ?"

ચોથો હવે કાન્તીલાલને ચીડવવા ખાતર બોલ્યો, "શાબાશ બહાદુર, સાબાશ, લડતાં બડતાં કાંઇ આવડે છે કે બધી મોઢાની બડાઈ હાંકે છે? જાતે દેખાય છે તો વાણિયો ને કેમ જાણે કોઇ લડવૈયો હોય તેવો દમામ રાખે છે! એ ભાઇ, અહિંઆ કાંઇ કલમ નથી ચલાવવાની ને કાંઇ હિસાબ નથી ગણવાના; અહિંઆ તો હથિયાર ચલાવવાનાં છે. એક ધોતીયાં, ડગલા, અને પાઘડી ભર છે તે પણ ઉતરી જશે માટે જરાક વિચારીને બોલ; નહિં તો મેંઢા બકરાની માફક તારૂં અમ જેવા કસાઇને હાથે ડોકું વઢાઇ જશે. બકબક કરી રહ્યો છે તે કાંઇ જીભડી શાંત રાખ, નહિં તો ભારી પડશે."

કાન્તીલાલ જરા વિચારમાં પડી જઇને તરતજ બોલવા માંડ્યો, "ઠીક છે, તે જોઇ લઇશ. તમે મારી પાસે જે કાંઇ હતું તે બધું લઈ લીધું છે, હવે તમારે શું કરવું છે તે બોલી દો."

આટલું બોલીને કાન્તીલાલે ગાડાં તરફ નજર કરી તો ગાડું પણ ન હતું અને તેનો સામાન પણ ત્યાં ન હતો. જ્યારે કાન્તીલાલ જુસ્સાથી બોલતો હતો ત્યારે ચારમાંથી જે વડો હતો તેણે તેઓમાંના એક જણને ઇસારત કરવાથી તે ગાડામાં સામાન ભરીને ક્યારનોએ ચાલતો થઇ ગયો હતો. કાન્તીલાલને મનમાં ધાસ્તી લાગી કે ગાડા વગર જવું પણ મુસ્કેલ થઇ પડશે.

એક જણ બોલ્યો, "અરે મૂર્ખ ! અક્કલના દુશ્મન ! એ ગાડું તો ક્યારનું એ ગયું. કોણ જાણે એની અક્કલ પણ બહેર મારી ગઇ છે કે શું !"

કાન્તીલાલે જોયું કે વખત નકામો કાઢવામાં સાર ન હતો માટે જુસ્સામાં આવીને બોલ્યો, "કેમ, બોલો, શું કહો છો? હું મારે રસ્તે ચાલ્યો જાઉં છું. હવે કંઈ લૂટવાનું બાકી રહ્યું છે?"

ચાર જણનો ઉપરી બોલ્યો, "હા, તારો જીવ લેવાનો બાકી છે, કારણ કે તેં અમારૂં ઘણું અપમાન કર્યું છે; માટે તારૂં ડોકું ધડથી જુદું કરીને તારા ધડ ઉપરથી ભાર ઓછો કરી નાંખવાનું કામ બાકી છે. બસ એટલુંજ બાકી છે, પછી તું તારે જોઇએ ત્યાં જા અને ગમે તેમ કર."

કાન્તીલાલ મનમાં સમજી ગયો કે મારામારી કર્યા વિના હું છુટો થઇ શકીશ નહિ: તેથી તે બોલ્યો, "અરે ઓ હરામીઓ, તમારામાંથી લડવાની હિંમત કોની છે? સામે ઉભા રહો અને થઇ જાઓ તૈયાર. ઇશ્વરને છેલ્લી ઘડીએ યાદ કરી લ્યો, કારણ કે પછી વખત નહિ મળે."

"લ્યો અલ્યા, બહાદુરનો દીકરો ન જોયો હોય તો! આપણા ચારે સાથે એકલો લડવાને તૈયાર છે! હથીયારમાં માથે પાઘડી છે. તેનો ઘા કરશે અને છેવટે બે પગમાં જોડા છે તેનો ઘા કરશે એટલે શેઠ જીતી જશે! વાહરી તારી બહાદુરી! લે ચાલ, અમે લડવાને તૈયાર છીએ. ટગરટગર જોઇ શું રહ્યો છે! લે, લડ હોય તારામાં બહાદુરી તો." રામસિંહ બોલ્યો.

કાન્તીલાલે કહ્યું, "ઠીક છે, ત્યારે લાવો એક તરવાર અને ગમે તો એક એક જણ આવી જાઓ અને ગમે તો ચારે જણા સાથે આવી જાઓ."

એક જણ બોલ્યો, "ઠીક, એને લડવા સારૂ તરવાર આપણે આપીએ અને આપણી તરવારે આપણે આપણી ડોકો કપાવીએ! અલ્યા, તું વાણિયો છે પણ તારી ચતુરાઇ અમારી આગળ નહિ ચાલે. જા, જા, કોઇ નાના છોકરાને સમજાવજે."

કાન્તીલાલે કહ્યું, "ત્યારે શું તમારે મને હથીયાર આપ્યા વગર લડવું છે? વાહરે તમારી બહાદુરી, દુનિયાના મોટા બહાદુર તો તમેજ લાગો છો!"

બીજો બોલ્યો, " અલ્યા ઓ બહાદુરના દીકરા, ઢીલો કેમ થઈ જાય છે ? લે લડવા માંડ, જુવે છે શું ? "

કાન્તીલાલે હાથમાં રાખેલો રૂમાલ મૂકવાને બહાને ખીસામાં હાથ નાંખ્યો અને બોલ્યો, " ત્યારે તમારી મરજી એવીજ છે ત્યારે લ્યો. " એમ કહીને ખીસામાંથી એક તમંચો, કે જે તે ઘેરથીજ કોઇને જણાવ્યા વગર પોતાના ખીસામાં લાવ્યો હતો, તે કાઢયો અને ચારમાંથી જે ઉપરી લાગતો હતો તેને તાકીને ગોળી મારી અને તેથી તે જમીન ઉપર પડયો. તેના પડવા સાથે બાકીના બે જણા ગભરાણા અને બન્ને નાસવાનો વિચાર કરતા હતા પણ કાન્તીલાલે તેમાંના એક સામે બીજી ગોળી છોડી એટલે તે પણ નીચે પડયો અને બીજો જીવ લઇને ન્હાસી ગયો.

કાન્તીલાલે તે ઘીચ ઝાડીમાં જવાતું જોખમ ભર્યું ધાર્યું, તેથી પેલા બન્નેને ત્યાં પડતા મૂકી તેણે મુસાફરી પગે આગળ ચલાવી. મધ્યરાત્રી થવા આવી હતી તોપણ કાન્તીલાલ હિંમત રાખીને આગળને આગળ ચાલતો ગયો. સવારે પાંચ વાગ્યાના સુમારે તે કોઈ શહેરની પાસે પહોંચ્યો હોય તેવું તેને લાગવા માંડયું. થોડી વારમાં તો તે શહેરના દરવાજાની તદ્દન નજીક આવી લાગ્યો. થોડુંક દરવાજાની તરફ ચાલ્યા પછી, તેની તરફ કોઇ માણસ આવતું હોય તેમ તેને લાગ્યું. કાન્તીલાલ વિચારમાં પડયો, કારણ કે તેનું તે શહેરમાં કોઇ ઓળખીતું નહતું; અને ત્યાં દૂરથી સામે કોણ આવતું હતું તે તે બરાબર અટકળી શકયો નહિ, તોપણ સાવચેતી માટે તેણે પોતાનો હાથ તમંચાવાળા ખીસામાં રાખ્યો; કારણ કદાચ પેલા લુટારામાંનો એકાદો માણસ વેર લેવાને કોઈ બીજે ટુંકે રસ્તે આવી પહોંચ્યો હોય. તે માણસ તદ્દન પાસે આવ્યો ત્યારે તેણે કાન્તીલાલને 'સબુર' કહીને બુમ પાડી. કાન્તીલાલે ખીસામાંથી તમંચો કાઢીને તે હાથ પછવાડે રાખ્યો અને મૂંગે મોઢે ઉભો રહ્યો. પેલા માણસનો ચહેરો બીલકુલ દેખાતો નહતો કારણ કે તેણે મોઢે બુકાની બાંધી હતી અને માથે એક ગુલાબી ફેંટો બાંધ્યો હતો. તેણે એક કાળો લાંબો ઝભ્ભો પહેર્યો હતો અને પગમાં જોડા પહેર્યા હોય તેમ લાગતું હતું. તેની પાસે કાંઇ હથીયાર હતાં કે નહિ તે જણાતું નહોતું, કારણ કે કાળા ઝભ્ભાને લીધે તે કદાચ

ઢંકાઈ ગયાં હોય. તેણે કાન્તીલાલને પૂછ્યું, "આપ કોણ છો અને ક્યાંથી આવો છો? આપનું નામ અને ધંધો જણાવવા મહેરબાની કરશો?"

કાન્તીલાલે અજાયબીમાં જવાબ દીધો, "હું રણધીરપુરથી આવું છું. હું એક વણિક ગૃહસ્થ છું; અને મારૂં નામ કાન્તીલાલ છે. મોંગીપુર તરફ વેપાર અર્થે જતો હતો, ત્યાં રસ્તામાં લૂટારા મળ્યા અને તેમની સાથે મારામારી થઇ. તેમાંથી બે જણને મેં મારી નાંખ્યા અને ત્રીજો ન્હાસી ગયો. હું ગાડામાં હતો તે ગાડું મારા સામાન સાથે તેઓમાંનો એક જણ અગાઉથીજ લઇને ન્હાસી ગયો એટલે હવે મારે પગે મુસાફરી કરવી પડે છે. પણ આપ મહેરબાની કરીને કહેશો કે આપ કોણ છો?"

પેલા અજાણ્યા શખ્સે કહ્યું કે, "હું કોણ છું તે હાલ અહિંઆ તમને જણાવવાની જરૂર નથી. હું તમને એટલુંજ પૂછવા માગું છું કે તમે એક જોખમભરી નોકરી કરી શકશો? તમને મોઢે માગ્યો પગાર આપવામાં આવશે. અને તમને જ્યારે તમારે દેશ જવું હશે ત્યારે જવા દેવામાં આવશે. વળી તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો તે કોઇને પણ તમારે જણાવવું નહિ. જો તમારો વિચાર હોય તો મારી સાથે ચાલો."

કાન્તીલાલ વિચારમાં પડ્યો અને થોડીવારે નિશ્ચયપર આવીને તેણે કહ્યું, "નહિ, પણ પહેલાં આપ કોણ છો તે જણાવો."

"હા, તે મારે ઘેર જઇને પછી જણાવીશ અહિંઆ રસ્તામાં નહિં જણાવું, અને તેનું કારણ પણ તમને ત્યાંજ જણાવીશ. ચાલો, જરા પણ બોલ્યા વગર મારી પછવાડે પછવાડે ચાલ્યા આવો અને રસ્તામાં મને કોઈ પણ જાતનો સવાલ પૂછતા નહિ." એમ કહીને તે માણસ ચાલવા લાગ્યો અને કાન્તીલાલ પણ તેની પછવાડે પછવાડે ચાલવા લાગ્યો.

રાત્રી પૂર્ણ થઇ જવા આવી હતી અને મળસ્કાનો સમય થઇ ગયો હતો. આકાશમાં જરા જરા અજવાળું પ્રસરી રહ્યું હતું; નાનાં પક્ષિઓ મધુરતા ભરેલા સુસ્વરો કાઢી રહ્યાં હતાં; કોયલો ટહુકા કરી રહી હતી; પાણી ભરનારી સ્ત્રીઓ પાણી ભરવા જતી જણાતી હતી; અતિ રમણીય

નદીનો પ્રવાહ પૂર્વ દિશા તરફ વહેતો હતો; અહિંઆંથી પેલો અજાણ્યો માણસ અને તેની પછવાડે કાન્તીલાલ ચાલ્યા જતા હતા. આમ તેમ કેટલાક આડા અવળા રસ્તા વટાવ્યા બાદ તે એક વિશાળ રાજ્યમહેલ પાસે આવી પહોંચ્યા. તે રાજ્યમહેલનો ઘેરાવો આસરે પાએક ગાઉમાં હતો. તેને એક મોટો દરવાજો હતો અને તે મહેલની ચારે બાજુએ એક અતિ રમણીય બગીચો હતો. તેની અંદર જાઈ, જુઇ, કેતકી, ગુલાબ. ચંપો, ચંબેલી, મોગરો, એવા અનેક જાતના પુષ્પોના રોપાઓ તથા ઝાડો હતાં. આ મહેલની પાછળ એક સુંદર પાણીનું તળાવ હતું જેની આસપાસ અતિ સુંદર કમળના રોપાઓ હતા. આ તળાવની એક બાજુએ બેસવાના સુંદર આરસપહાણના બાંકડાઓ હતા, તથા બીજી બાજુએ વનસ્પતિનાં ઝાડ હતાં. તેમાં દાડમ, મુસંબી, સક્કરચંદ, નારંગી, અનેનાસ, પપેનાસ, જમરૂખ, દ્રાક્ષ, સીતાફળ તથા બદામનાં એવાં અનેક જાતના વનસ્પતિનાં ઝાડો હતાં. ત્રીજી બાજુએ કેટલાક રસ્તાઓ હતા, જેમાંથી એક મહેલમાં જવાનો, તથા બીજો દરવાજા આગળ જવાનો રસ્તો હતો. આ ઉપરાંત બીજા કેટલાક રસ્તાઓ મહેલના બીજા ભાગોમાં જવાના હતા. ચોથી બાજુએ રાજ્યના ગાડી ઘોડા રાખવાનો એક મોટો તબેલો હતો. અને તેની બાજુમાં સિપાઇઓને રહેવાને કેટલીક નાની નાની કોટડીઓ હતી. આ મહેલનો દેખાવ ચારે બાજુએથી અતિ સુંદર ભાસતો હતો. એની અંદર દાખલ થતાં અત્યંત રમુજ પડતી હતી, કારણકે એની અંદર ઉસ્તાદ કારીગરો તથા ચીતારાઓએ બહુજ સારી રીતે કામ કર્યું હતું. અંદર પ્રવેશ કરતાં એક મોટો ચોક આવતો હતો, જેમાં સંગેમરમરનો એક મોટો દાદરો હતો. તેની એક બાજુએ અતિ સુંદર ચિત્રો ચીતરવામાં આવ્યાં હતાં. તે ચિત્રોની અંદર સુંદર રાજ્યમહેલો, રણક્ષેત્રો, અને વીર પુરૂષોએ કેવી બહાદુરી દેખાડી હતી, તેવા અનેક જાતના દેખાવો ચીતરવામાં આવ્યા હતા. ઉપર ચઢતાં એક વિશાળ ઓરડો હતો, જેમાં કચેરી ભરવામાં આવતી હતી. તેની બીજી બાજુએ એક લાંબું છજું હતું. ત્યાંથી આગળ ચાલતાં રાજાને રહેવાનો એક અતિ ભપકાદાર ઓરડો હતો. બીજી બાજુએ બબ્બે ઓરડાઓ હતા અને તે બન્નેને બરાબર શણગારવામાં આવ્યા હતા. એક બાજુ એક નાનો દાદર હતો તે ઉપરથી બીજે માળે જવાતું હતું. બીજે માળે

માત્ર એકજ ઓરડો હતો અને તેની આસપાસ ચારે બાજુ ફરતા જરૂખા હતા. કાન્તીલાલ પેલા અજાણ્યા શખ્સ સાથે રાજ્ય મહેલમાં દાખલ થઈને તે સંગેમરમરનો દાદરો ચઢીને પેલા બીજા નાના દાદર આગળ આવી લાગ્યો; અને તે ચઢીને પહેલા ઓરડામાં દાખલ થયો. તે ઓરડાની જમણી બાજુએ અને પશ્ચિમ દિશા તરફ એક બારી હતી, તેની સામે એક ઘણીજ ઉમદા નકશીના સીસમનો પલંગ પડેલો હતો. તેને ફરતી મચ્છરદાની અને અંદર એક રેશમી ચાદર પાથરેલી હતી. પલંગની સામી બાજુએ એક આરસીવાળો કબાટ પડેલો હતો. અને તેની બાજુમાં એક મેજ પડેલી હતી તેની ઉપર કેટલાંક વાંચવાનાં પુસ્તકો ગોઠવ્યાં હતાં તથા લખવાનાં સાધનો પણ એક બાજુએ મૂકવામાં આવ્યાં હતાં. જમીનપર એક ઉંચો કીંમતી ગાલીચો બીછાવવામાં આવ્યો હતો. ઓરડાના મધ્ય ભાગમાં એક ગોળ આરસપહાણનું ટેબલ તથા ચાર ખુરશીઓ સામસામી મૂકવામાં આવી હતી. ટેબલ ઉપર એક પાનદાની, એક ગુલાબદાની, તથા એક ફુલદાની પડેલી હતી અને તેની પાસે ત્રણ અત્તરની શીશીઓ પડી હતી. ઓરડામાં દાખલ થયા કે તરતજ જણાયું કે નાકને આનંદ પમાડે તેવી સુગંધીવાળી ચીજો મઘમઘાટ કરી રહી હતી. તે ગોળ ટેબલની સામે પશ્ચિમ તરફની બારી આગળ એક આરામ ખુરશી પડી હતી, જેની ઉપર એક મખમલની ગાદી બીછાવવામાં આવી હતી. ભીંત ઉપર ચારે તરફ જાત જાતનાં ચિત્રો લટકાવવામાં આવ્યાં હતાં.

પેલો શખ્સ અંદર દાખલ થયો, અને તેની પછવાડે કાન્તીલાલ પણ વિચારમાં મસગુલ થયેલી હાલતમાં દાખલ થયો. તે આખે રસ્તે મુંગો રહ્યો હતો; કારણકે તેને પેલા શખ્સે કાંઇ પણ બોલવાની ના પાડી હતી; અને તેથી તેના મનમાં આ ભેદી માણસ વાસ્તે અનેક જાતના વિચારો આવતા હતા. અંદર ઓરડામાં દાખલ થયા પછી, પેલા માણસે એક ખુરસી ટેબલ આગળથી લઇને પેલી આરામ ખુરશીથી થોડે દૂર મૂકી, અને કાન્તીલાલને તે ઉપર બેસવાનું કહ્યું. કાન્તીલાલ અત્યંત થાકી ગયેલ હોવાથી કાંઇ પણ બોલ્યા વગર તે ખુરશી ઉપર બેઠો અને એકી નજરે પેલા શખ્સે મેજ આગળ જઇને માથેથી ફેંટો કાઢીને તરતજ બુકાની છોડતાં વેત પોતાનો કાળો ઝભો ઉતારી નાંખ્યો.

જેમ એક માણુસ અણધારેલું જોવાથી ચમકી જાય તેમ કાન્તીલાલ ચમક્યો. કારણકે પેલો શખ્સ કોઇ પુરૂષ નહતો પણ એક બાવીસથી ત્રેવીસેક વર્ષની ખુબસુરત સ્ત્રી હતી. તેની કમરે તરવાર તથા તમંચો બાંધેલાં હતાં અને એક શુરવીર રજપુતાણી જેવો તેનો દેખાવ લાગતો હતો. કાન્તીલાલ દિગ્મુઢ જેવો બની ગયો અને તે સ્ત્રીની સામું ટગર ટગર જોવા લાગ્યો.



# પ્રકરણ ૪ થું.



## વિહારીલાલના ઘરની સ્થીતિ અથવા નર્કાગાર.

વિહારીલાલ જ્યારે બાર વર્ષની ઉમરનો હતો, ત્યારે તેની મા મરી ગઇ હતી. તેના બાપે તેનાં લગ્ન એક પૈસાદારની દીકરી સાથે કરી આપ્યાં હતાં અને તેનો બાપ, વિહારીલાલ વીશ વર્ષની ઉમરનો થયો; ત્યારે મરી ગયો હતો. તે પોતાની પછવાડે ઘણો પૈસો મૂકી ગયો હતો, એટલે વિહારીલાલને કાંઇ કમાવાની જરૂર નહતી. ખાવું પીવું અને લહેર કરવી એ એનો ધંધો હતો, ખરાબ રસ્તે ચાલવું એ એની બહાદુરી હતી, જુગાર રમવો એ એની ચાલાકી હતી, અને બોલીને ફરી જવું એ એની કુનેહ હતી. બાપના મરી જવા પછી વિહારીલાલને કોઇની પણ બીક કે દરકાર રહી નહતી. પોતાની મરજીમાં આવે તેમ તે વર્તતો હતો અને સારા, જુના, અને સદ્‌ગુણી નોકરોને તેણે કાઢી મૂકયા હતા. વિહારીલાલની સ્ત્રી કેસર જો કે ઉંચા કુટુંબની અને સારી ચાલ ચલગતની હતી, તોપણ વિહારીલાલને જોઇને તે પણ ખરાબ રસ્તે ચાલવા લાગી હતી. એક કુટુંબનો મોટો માણસ જો સારો હોય તો તે કુટુંબનાં બીજા માણસો પણ સારાં થાય છે, અને જો તે મોટો માણસ ખરાબ હોય તો કવચીતજ તે કુટુંબમાંથી એક પણ સારો માણસ નીકળે છે. વિહારીલાલને જોઇનેજ કેસર પણ બગડવા માંડી હતી અને 'સોબત તેવી અસર' જેવું બન્યું હતું. એક દીવસ રાતના વિહારીલાલે કેસરને બોલાવીને કહ્યું કે, "હું આજ રાતના કાંઇ જરૂરના કામસર બહાર જવાનો છું, માટે મારા આવવાની વાટ જોઇશ મા અને ઉંઘી જજે. હું સવારે આવીશ."

એમ કહીને વિહારીલાલ પોતાના ધારેલા નીચ કામ માટે ચાલતો થયો. વિહારીલાલના જવા પછી આ દુષ્ટ કેસરે, પોતાના ભોળા તથા ભલા નોકર કહાનદાસ સાથે દુરાચરણ ચલાવવા પ્રયાસ કર્યો પણ

તે નોકર નિમકહલાલ તથા સદાચરણી હોવાથી તે તેના પ્રયાસમાં ફત્તેહમંદ થઈ નહિ. આ દુરાચરણના પ્રયાસ વિષે વિહારીલાલને ખબર પડવાથી તે દુષ્ટાને તે પાપાત્માએ ઝેર દઇને મારી નાખી. આ રીતે તે દુષ્ટ અબળાનો ત્રાસદાયક અંત આવ્યો.

ધિક્કાર છે એવાં સ્ત્રી અને પુરૂષને! બેમાંથી એકે પોતાની ફરજ ન સમજ્યાં. કદાચ ધણી નીચ હોય તેથી સ્ત્રીએ નીચ થવું અને સ્ત્રી નીચ હોય તો ધણીએ નીચ થવું, એ ક્યાંનો નિયમ! બીજાને ખરાબ જોઇ આપણે ખરાબ થવું એ અક્કલની ન્યૂનતાનું પરિણામ છે. ઇશ્વરે આ ઉત્તમમાં ઉત્તમ મનુષ્યદેહ આપ્યો છે, તે નીચ કામ કરવાને નહિ, અક્કલ આપી છે તેનો ગેરઉપયોગ કરવાને નહિ; વિચાર શક્તિ કાંઇ ખરાબ વિચારો કરવાને આપી નથી, અને સૌંદર્ય કાંઇ હલકા કામમાં ઉપયોગ કરવાને આપ્યું નથી. પોતે અર્પેલી ઉત્તમ વસ્તુનો ઉપભોગ ઇશ્વરે મનુષ્યના હાથમાંજ રહેવા દીધો છે. પછી તેનો સારો ઉપયોગ કરવો કે ખરાબ તે સૌ સૌની બુદ્ધિપર આધાર રાખે છે. ઇશ્વર પોતે આવીને કોઇને ખરાબ કામ કરતાં અટકાવતો નથી, પણ તેનું હૃદય તેને અટકાવે છે; અને જો તેના અટકાવવાથી તે માણસ અટકી જાય તો તે ખરાબ કામ કરતો બચી જાય છે, અને જો ન અટકે, અને પોતાના મનને પોતાના હૃદય પર કાબુ મેળવવા દે, તો તે ખરાબ કામ કરતો અટકતો નથી: ઇશ્વરે મનુષ્યને, એક કામ સારૂં છે કે ખરાબ, તે જાણવા સારૂ હૃદયને સલાહકારક તરીકે આપ્યું છે. સલાહ માનવી કે નહિ તે તો મનુષ્યનાજ હાથમાં છે. એક માણસ જ્યારે ઘણું ખરાબ કામ કરે છે અને હમેશાં પોતાના મનને હૃદય પર કાબુ મેળવવા દે છે તો પછી હૃદય પણ નબળું પડી જાય છે. સર્વ શક્તિમાન્ ઇશ્વરે સર્વ શક્તિઓ સારા ઉપયોગ માટે જ આપી છે, તેમાં કાંઇ પણ સંશય જેવું છે જ નહિ.



# પ્રકરણ ૫ મું.



## ભેદી પુરૂષનું ભયંકર વૃત્તાંત.

ઉદયસિંહ નામે રાજા ચંદ્રપુરી નગરીમાં રાજ્ય કરતો હતો. જેમ એક ઉસ્તાદ સ્વાર એક તેજી ઘોડાની લગામ હાથમાં રાખી તે ઘોડાને બરાબર કાબુમાં રાખે છે, તેવી રીતે ઉદયસિંહ રાજ્યની લગામ પોતાના હાથમાં રાખીને રાજ્ય કારભાર કુશળતાથી ચલાવતો હતો. તે તેની રાણી કમળાદેવી તથા એક નાના બે વરસના પુત્ર સાથે રહેતો હતો. ઉદયસિંહ આગળ તેના પ્રધાન રણધીરસિંહનું કાંઇપણ ચાલતું ન હતું. તે બીજા મુર્ખ રાજાઓની માફક પોતાના નોકરના કહેવા તરફ વગર વિચારે દોરવાતો ન હતો, પણ તે તેના મનમાં ઠીક લાગે તેમ કરતો હતો. લગભગ ચારેક વર્ષ ગયા પછી ઉદયસિંહ અતિ મંદવાડ ભોગવીને મરણ પામ્યો. કમળાદેવીને તેના મરણથી આભ તુટી પડયો હોય તેમ લાગતું હતું અને તેના હૃદયભેદક દુઃખનો અંત હતો નહિં. ઉદયસિંહના મરી ગયાં પછી રાજ્યની લગામ તેના હાથમાં આવી હતી, પણ રાજ્યકારભાર કેમ ચલાવવો તેનું તેને જ્ઞાન નહતું. તેથી વારંવાર તેના પ્રધાન રણધીરસિંહની સલાહ લેવી પડતી હતી. આ પ્રમાણે એક વરસ વીત્યા બાદ રણધીરસિંહ રાજ્યકારભાર પોતાની મેળે કમળાદેવીને પૂછ્યા વગર ચલાવતો અને થોડો વખત વીત્યા બાદ તેની ધાનત રાજ્ય પચાવી પડવાની થઇ. કમળાદેવી આ બધું મનમાં સમજતી હતી, પણ પોતે સ્ત્રી હોવાથી તથા તેની મદદે કોઇ પણ ન હોવાથી તે જાણતી હતી કે તેનું કંઇ ચાલી શકે તેમ ન હતું.

આ પ્રમાણે લગભગ એક વરસ વીત્યું પણ તેને કાંઇ પણ રસ્તો સૂઝ્યો નહિ. છેવટે તે એ નિશ્ચય ઉપર આવી કે પોતાના એક વિશ્વાસુ માણસને રણધીરસિંહની નોકરીમાં રાખવો, જેથી રણધીરસિંહની બધી વાતો તેના જાણવામાં આવે અને તેની સામે પોતાનો બચાવ કરવાને તે તૈયાર થઇ શકે. રણધીરસિંહ રાજ્યના સઘળા માણસોને

બરાબર જાણતો હતો અને તે રાજ્યમાંથી બીજા કોઇની રણધીરસિંહની નોકરી કરવામાં હિંમત ચાલતી નહતી. તે માટે કમળાદેવીએ ધાર્યું કે બીજા ગામના કોઇ હુશીયાર માણસને રણધીરસિંહની નોકરીમાં રાખવો, અને તે માણસ પણ એવો હોવો જોઇએ કે તેને કોઇ ઓળખી ન શકે. આવા માણસની શોધમાં તે શહેરના દરવાજા બહાર છુપા વેશમાં ફરતી હતી. જો કોઇ પ્રવિણ પ્રવાસી હાથમાં આવી જાય તો તેનું કામ પાર પડે. તેણે પોતેજ તેવા માણસની શોધમાં જવાનું વ્યાજબી ધાર્યું હતું, કારણ કે કોઇ બીજા માણસને એ કામ સોંપે તો કદાચ તે માણસ રણધીરસિંહને આ વાત જણાવી દે. કમળાદેવીએ આમ લગભગ એક પખવાડીયું તપાસમાં વીતાડયું હતું. મળસ્કામાં જયારે જરા જરા અજવાળું હોય ત્યારે ગામ બહાર જતી હતી અને જ્યારે ઉજાસ થવા આવતો હતો એટલે તે પાછી ફરતી હતી. તેને છુપા વેશમાં ફરવાનું કારણ એજ હતું કે તેને કોઇ ઓળખી શકે નહિ. જયારે તે છુપા વેશમાં ફરતી ત્યારે તેને પોતાનો અવાજ ઘાડો કરવામાં બહુ મુશીબત પડતી હતી, તો પણ તે સંપૂર્ણ રીતે તેમાં ફત્તેહમંદ નીવડી હતી. તેને બીજા કેટલાક મુસાફરો મળ્યા હતા; તેમાં કેટલાક તેને જોઇને ગભરાતા અને ધ્રૂજતા હતા: કેટલાક બોલતા બોલતા થોથરાતા હતા, અને કેટલાક રડવા જેવા થઇ જતા હતા; અને એકાદ જણ હુશીયાર લાગતો તો તે તેનું કામ બજાવવાની હામ ભીડતો નહિ. અંતે કાન્તીલાલ તેનું કાર્ય યથાર્થ રીતે બજાવી શકે એવું લાગ્યું.

કાન્તીલાલે બે ત્રણ પળ સુધી તેની સામે એક નજરે જોયાજ કર્યું, પણ તે કાંઇ બોલી શકયો નહિ. છેવટે કમળાદેવીએ તે શાન્તિનો ભંગ કર્યો અને કહ્યું, "કાન્તીલાલ, તમે જરા પણ ગભરાતા નહિ. તમારી શંકાઓ હું હમણાંજ દૂર કરીશ. તમને ઘણો પરિશ્રમ પહોંચ્યો છે માટે થોડીવાર વિશ્રાંતી લ્યો; વળી તમારે માટે હું કાંઇ ખાવાનું મંગાવું છું તે ખાઓ તે પછી હું તમને સંપૂર્ણ હકીકતથી માહીતગાર કરીશ.

કાન્તીલાલ આ સર્વસ્વ દીઙ્મુઢ હાલતમાં સાંભળ્યા કરતો હતો અને છેવટે ન રહેવાયાથી બોલ્યો, "પણ આપ સ્ત્રી થઇ આપને આ પુરૂષનો પોશાક પહેરવાની શી જરૂર હતી?"

કમળાદેવીએ કહ્યું, " મેં તમને કહ્યું કે તમે જરા શાન્ત થાઓ પછી બધું હું તમને સમજાવીશ."

કાન્તીલાલ મુંગો બેસી રહ્યો. કમળાદેવીએ એક નોકરને બુમ પાડીને બોલાવ્યો. કાન્તીલાલ જાતે વણિક હોવાથી રજપુતના હાથનું ખાઇ શકે તેમ નહતું. તેથી તે તરતજ બોલ્યો, "આપ મારે માટે ખાવાનું મંગાવવાની તસ્દી ન લેતાં, કારણકે હાલ મને ભૂખ લાગી નથી."

કમળાદેવી બોલી, " હું સમજું છું કે તમને રજપુતના હાથની કરેલી રસોઇ ખપતી નથી, પણ મેં મારે ત્યાં બ્રાહ્મણને રસોઈ કરવા રાખેલો છે, કારણ કે બ્રાહ્મણો રસોઇ કરવામાં કુશળ હોય છે, અને તે તમારે માટે ખાવાનું લાવશે. તમારે અહિંઆ તમારૂં ઘર છે એમ સમજવું, કારણ કે તેમ જો નહિ સમજો તો જે કામ તમને સોંપવાનું છે તે કેમ પાર પડશે ? "

કાન્તીલાલને જે અગવડ આવતી હતી તે નીકળી ગઇ એટલે હવે તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. આગલી રાતના ઉજાગરાને લીધે તેની આંખ લાલચોળ થઈ ગઇ હતી. થોડીવારમાં એક માણસ આવ્યો. તેને કમળાદેવીએ કહ્યું, " જા, જઇને ભટજીને કહે કે એક માણસ સારૂ કાંઇ સારી રસોઇ તૈયાર કરો અને બનતી ત્વરાથી તે રસોઇનો થાળ અત્રે હાજર કરો. "

ત્યાર પછી કમળાદેવીએ પોતાનો કબાટ ખોલ્યો અને તેમાં પોતાનો તમંચો મૂકીને તે પાછો બંધ કરી દીધો. કમરેથી તરવાર પણ ઉતારી નાંખી અને તે નિશ્ચિંત થઇને કાન્તીલાલ સામે પડેલી આરામ ખુરશીપર બેઠી. આરામ ખુરશીપર બેઠા પછી તેણે કાન્તીલાલ સામું જોયું તો તેની આંખો એકદમ લાલ દેખાઇ, એટલે પાછી તરતજ તે બેઠી થઇ, અને પેલા નોકરને બૂમ મારીને બોલાવ્યો અને તેને કાન્તીલાલને પાસેના ઓરડામાં લઇ જવાનું કહ્યું. પછી કાન્તીલાલ તરફ મોઢું કરીને તેને ત્યાં જઇને થોડીવાર સૂઇ જવાનું કહ્યું.

કાન્તીલાલે કહ્યું, " મને ઉંઘવાની જરૂર નથી. "

કમળાદેવી બોલી, "તમારી આંખ તદ્દન લાલ થઇ ગઇ છે માટે જાઓ જરા વિશ્રાંતી લઇ લ્યો. જો તમારી તબીયત બગડશે તો મારા કામમાં ખલલ પડશે. તમારે હમેશાં તમારી તબીયતની બરાબર સંભાળ રાખવી."

આથી કાન્તીલાલ ઉઠીને પાસેના ઓરડા તરફ પેલા નોકરની પછવાડે ચાલતો થયો. કાન્તીલાલના ગયા પછી કમળાદેવી તે આરામ ખુરશીપર ચિંતાતુર અવસ્થામાં પડી રહી. આમ એક કલાક વીત્યાબાદ લગભગ દસેક વાગ્યાના સુમારે ભટજી એક થાળીમાં ભોજન લઇને આવ્યો અને દૂર ઉભો રહ્યો. કમળાદેવીએ તેને થોડીકવાર ઉભા રહેવાનું કહ્યું, કારણ કે કાન્તીલાલ હજી જાગ્યો નહોતો.

કાન્તીલાલ અરધી ઉંઘતી અને અરધી જાગતી સ્થીતિમાં પડયો હતો. તેને કમળાદેવીના આવા વિચિત્ર આચરણથી ઘણી અજાયબી લાગતી હતી. તે તેના વિષે કાંઇપણ અટકળ કરી શકયો ન હતો, તો પણ તે એટલું તો ધારી શક્યો હતો કે જે કાંઇ કામ તેને સોંપવામાં આવશે, તે રાજ્ય ખટપટ વિષેનું ખચીતજ હોવું જોઇએ. તે પોતે ચતુર અને ચાલાક હોવાથી કોઇપણ કામમાં પાછા પડવાની ધારતી રાખતો નહતો. લગભગ એક કલાક વિત્યાબાદ તે અર્ધ નિદ્રાવસ્થામાંથી મુક્ત થયો અને બેઠો થઇ જ્યાં કમળાદેવી બેઠી હતી ત્યાં આવ્યો. લગભગ દસ વાગ્યાનો વખત થવા આવ્યો હતો. કમળાદેવીએ ભટજીને કાન્તીલાલ માટે દાતણપાણી લાવવાનું કહ્યું અને ન્હાવા માટે પાણીની તૈયારી કરવાનો હુકમ કર્યો કાન્તીલાલ દાતણપાણી કરી, નાહી ધોઇને પેટ પુજાનો આરંભ કરવા બેઠો. તે પૂર્ણ કર્યા બાદ પાનસોપારી ખાઇ સ્વસ્થ થઇ, જ્યાં કમળાદેવી હતી ત્યાં ખુરશી પર પાછો બેઠો.

કમળાદેવીએ હવે તેને શું શું કામ કરવાનું હતું તે કહેવાનું શરૂ કર્યું, અને કાન્તીલાલ તે સર્વસ્વ એક ધ્યાન દઇને સાંભળતો હતો. કમળાદેવી બોલી, "કાન્તીલાલ તમે દૂર દેશના છો અને તમે મારા સમાગમમાં આ પહેલીજવાર આવ્યા છો, તોપણ તમારા ચહેરા ઉપરથી મને પક્કી ખાત્રી થાય છે, કે તમને જે કામ સોંપવામાં આવશે તેમાં તમે જરૂર ફત્તેહમંદ નીવડશો મારા ભરથાર ઉદયસિંહને મરી

ગયાને લગભગ દોઢ વરસ ઉપર થવા આવ્યું છે, અને મારો પુત્ર આજ લગભગ આઠ વરસની ઉમરનો થયો છે. મારા ભરથારના મરી જવા પછી રાજ્યની લગામ મારા હાથમાં હતી અને રાજ્યે કારભાર સઘળો મારા હૂકમ પ્રમાણે ચલાવવામાં આવતો હતો. મારા ભરથારનો પ્રધાન રણધીરસિંહ શરૂઆતમાં મારા હુકમને બરાબર માન આપતો હતો અને હંમેશાં મને પૂછીને સઘળો રાજય વહીવટ કરતો હતો. પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે મને રાજય વહીવટ વિષે પૂછવાનું ઓછું કરતો ગયો, અને હવે તો હું જે કાંઇ કહું છું તેની દાદ પણ આપતો નથી. મને ખાનગી રીતે ખબર મળી છે કે તે મારા પુત્રને મારી નાંખવાની યુક્તિઓ રચે છે અને આ ગામનો રાજા થવાની તેની ઘાનત થઈ છે. તે બહારથી મારી તથા મારા પુત્ર તરફ વફાદાર છે એવું દેખાડે છે, પણ તેની ખરી મતલબ તો રાજ્ય પચાવી પડવાની છે. મારી પાસે ઘણાએ વિશ્વાસુ માણસ છે પણ તે સઘળાને તે ઓળખે છે એટલે મારૂં કામ તેઓથી પાર પડી શકે તેમ નથી. તમે મારા કામમાં ફત્તેહમંદ નીવડશો તેનું મુખ્ય કારણ એજ છે કે, તે તમને ઓળખતો નથી અને તમે કોણ છો તથા કયા ગામના છો તે પણ તે બીલકુલ જાણતો નથી. તમારે જે કામ બજાવવાનું છે તે એ છે કે, તમારે એની નોકરીમાં દાખલ થવું અને તમારે તેના એક વિશ્વાસુ નોકર તરીકે રહેવું. તે શું શું દગાબાજીઓ કરવાને ઇચ્છે છે તે સઘળાની મને તમારે વખતો વખત ખબર આપવી તથા વખત આવે મારો તથા મારા પુત્રનો જીવ બચાવવો. તે તમે અજાણ્યા છો તેમ જાણીને રાજીખુશીથી તમને પોતાની નોકરીમાં રાખશે, કારણ કે તે એમ જાણશે કે તમે આ શહેરના અજાણ્યા છો અને તમને કોઇ ઓળખતું નથી. તેથી તમે એના કામમાં સારા મદદગાર થઇ શકશો. હું તમને મારા તરફથી દર મહીને એક હજાર રૂપિયા આપીશ. તમે તમારી વણિક વિદ્યા ચલાવવામાં જરા પણ કચાસ નહિં રાખો એમ હું ધારૂં છું. આજનો આખો દિવસ તમારે અહિંઆજ કાઢવો પડશે, કારણ કે તમે દિવસના બહાર નીકળો અને તમને કોઇ દેખી જાય, તો કોઇ જાણી જાય કે તમે મને ઓળખો છો. માટે આજ રાતના તમારે અહિંથી નીકળી કોઇ ધર્મશાળામાં રાત કાઢી આવતી કાલે

સવારના પૂછતા પૂછતા અને જાણે તદ્દન અજાણ્યા હો તેમ નોકરીની શોધમાં નીકળી, રણધીરસિંહની નોકરીમાં ગમે તેમ કરી દાખલ થઇ જવું."

કાન્તીલાલ આ સર્વસ્વ એક ધ્યાને સાંભળી રહ્યો હતો અને કમળાદેવીનું કહેવું પુરૂં થયા બાદ બોલ્યો, "હું મારી બનતી મહેનતે તમારૂં કામ ફત્તેહમંદીથી પાર પાડીશ. તેમાં તમારે જરાપણ સંશય રાખવો નહિ.

કમળાદેવી ત્યાંથી ચાલી ગઇ અને નીચેના માળમાં પોતાના બીજા ઓરડામાં તેને તે દીવસ ગાળવો પડયો. કારણ કે કાન્તીલાલને ઉપર રાખવાથી કોઇ તેને જોઇ શકે નહી. રાતના દસ વાગે કાન્તીલાલ બહાર જવાને તૈયાર થઇ ગયો અને થોડી વારમાં કમળાદેવી ત્યાં આવી લાગી. તેણે આવીને તરતજ પુછયું, "કેમ કાન્તીલાલ, તૈયાર છો કે ? લ્યો આ વીસ સોના મહોર, કારણ કે તમારે રણધીરસિંહની નોકરી મેળવતાં કદાચ એની જરૂર પડશે,"

ત્યાર પછી કમળાદેવીએ કાન્તીલાલને પોતાની પાછળ આવવાનું કહ્યું, અને તેને રાજ્ય મહેલના દરવાજા સુધી પહોંચાડી દીધો. તેણે કાન્તીલાલથી છુટા પડતી વખતે કહ્યું કે, "જોજો બરાબર ધ્યાન રાખીને કામ લેજો તથા હમેશાં સાવચેત રહેજો."

કાન્તીલાલે આ ગામ અગાઉ કોઇ પણ વાર જોયું ન હતું અને તેને તે જોવાની ઘણી ઉત્કંઠા થઇ હતી, પણ રાત હોવાથી તેને કોઇ પણ ધર્મશાળા શોધવાની જરૂર હતી. તેથી તેણે એક ધર્મશાળા શોધી કાઢી અને તેમાં રાત વીતાડયા બાદ, સવાર પડતાં દાતણ પાણી કરી, નાહી ધોઇને નોકરીની શોધમાં, એટલે કે રણધીરસિંહની નોકરી મેળવવાને ચાલતો થયો. રણધીરસિંહને ત્યાં પુરતા નોકર હતા તેથી તેને કોઇ પણ નોકરની જરૂર નહતી. કાન્તીલાલ તેના મકાન આગળ જઇ પહોંચ્યો અને 'રણધીરસિંહને મળવું છે, એવું એક માણસના કહ્યાથી તે માણસે રણધીરસિંહને કહ્યું કે, "કોઇ મુસાફર આપને મળવા માગે છે." રણધીરસિંહના કહેવાથી તે માણસ કાન્તીલાલને ત્યાં લઇ ગયો.

રણધીરસિંહે કાન્તીલાલને સવાલ કર્યો, "તમે કોણ છો તથા શું કહેવા માગો છો?"

કાન્તીલાલે જવાબ આપ્યો, "હું ઉદ્યતપુરી નગરી તરફથી નોકરી અર્થે નીકળ્યો છું, મારૂં નામ ગડબડદાસ છે, અને આપ સાહેબ પાસે નોકરીની અરજ કરવા આવ્યો છું. માટે જો મને નોકરી રાખો તો આપનો મોટો ઉપકાર થશે."

રણધીરસિંહ વિચારમાં પડયો અને જે નોકર કાન્તીલાલને લાવ્યો હતો તેના સામું ફરીને પૂછ્યું, "એ ખવાસ, ઉદ્યતપુરી નગરી કયાં આવી?" તે ખવાસ વિચારમાં પડયો, એટલામાં કાન્તીલાલે એક મોહોર હાથમાં રાખી હતી તે પેલા ખવાસને દેખાડી. ખવાસ કાન્તીલાલનો ભાવાર્થ સમજી ગયો અને કહ્યું, "હા સાહેબ, ઉદ્યતપુરી નામે નગરી અહિંથી ઘણે દૂર છે અને ત્યાંના લોકો ઘણા હુશીયાર હોય છે. કેમ સાહેબ, ત્યાં કાંઇ કામ છે?"

પણ રણધીરસિંહે કાન્તીલાલને કહ્યું, "હાલ મારે કોઇ માણસની જરૂર નથી." તેથી કાન્તીલાલ રાજ્ય ઢબ પ્રમાણે સલામ કરી ચાલતો થયો. દરવાજા આગળ જઇ જોડા પહેરતી વખતે રણધીરસિંહનું ધ્યાન ન હોવાથી, પેલો ખવાસ કે જે તેની સામું જોતો હતો, તેને હાથ વતી પાંચની ઈશારત કરી. પેલો ખવાસ સમજી ગયો કે પાંચ મોહોર આપવાનું કહે છે. પછી કાન્તીલાલ જાણે ત્યાં નોકરી મેળવવાની વધારે દરકાર ન કરતો હોય તેમ ચાલી ગયો. તેના ગયા પછી પેલા ખવાસે રણધીરસિંહને કહ્યું, "સાહેબ, એ માણસ હુશીયાર અને ચાલાક લાગે છે તથા તે મુસાફર હોવાથી તેને કોઇ ઓળખતું નહિ હોય, માટે તે પેલા ગુપ્ત કામમાં ઠીક કામ લાગી જશે. મારા ધ્યાન પ્રમાણે તો એને નોકરી રાખી લ્યો તો વધારે સારૂં."

રણધીરસિંહ વિચારમાં પડી ગયો અને થોડીવાર વિચાર કર્યા બાદ બોલ્યો, "જા, જઇને એને જલદી શોધી લાવ, કદાચ તે કમળાદેવીના મહેલ આગળ નોકરી માટે જતો હશે. જોજે, તે ત્યાં જવા ન પામે."

પેલો ખવાસ દોડતો દોડતો કાન્તીલાલની પછવાડે ગયો, કે જે જાણીજોઇને કમળાદેવીના મહેલ તરફ જતો હતો. તેની ખાત્રી હતી કે તે ખવાસ રણધીરસિંહને ગમે તેમ સમજાવીને પોતાને નોકરીમાં દાખલ કરાવશે, કારણ કે તેનું કારણ પાંચ મહોર હતી. પેલો ખવાસ રસ્તામાં જોરથી કાન્તીલાલને (ગડબડદાસના નામથી) બુમ મારવા લાગ્યો પણ કાન્તીલાલ સાંભળતો ન હોય તેમ પાછળ જોયા વગર ચાલ્યાજ કરતો હતો. જ્યારે તે એકદમ પાસે આવી લાગ્યો ત્યારે તે ઉભો રહ્યો અને પૂછ્યું, "કેમ શું છે?" પેલા ખવાસે કહ્યું, "પહેલાં પાંચ મોહોર લાવો એટલે તમે જાણે નોકરી રહી ચૂકયા."

કાન્તીલાલે કહ્યું, "અલ્યા, નોકરી કયાં રહ્યા? રસ્તામાં ઝાડુ કાઢવાને? પહેલાં નોકરી રખાવ એટલે તને જરૂર પાંચ મોહોર આપીશ."

પેલા ખવાસે કહ્યું, "ચાલો ત્યારે, રણધીરસિંહ તમને નોકરી માટે બોલાવે છે."

પાછો કાન્તીલાલ જ્યારે રણધીરસિંહની આગળ જઇ ઉભો રહ્યો ત્યારે રણધીરસિંહે પૂછ્યું, "તમે શું કરી શકશો?"

કાન્તીલાલે કહ્યું, "સાહેબ, હું નામુંઠામું, હીસાબ કીતાબ જાણું છું. તે ઉપરાંત પણ કાંઇ બીજું કામ સોંપશો તો તે પણ મોટી ખુશીથી બજાવીશ."

રણધીરસિંહે કહ્યું, "તમારે જોખમ ભર્યાં કામો કરવાં પડશે માટે જો વિચાર હોય તો રહો."

કાન્તીલાલે કહ્યું, "ગમે તેવાં વિકટ કામ હશે તે પણ બજાવીશ." આ પ્રમાણે રણધીરસિંહના હા પાડવાથી કાન્તીલાલ તેની નોકરીમાં ગડબડદાસના નામથી દાખલ થઇ ગયો.

એ વખતમાં વણિકો કોઇને અન્યાય થતો હોય તો જૂઠું બોલીને પણ તેને બચાવવા ચૂકતા નહિ. તો પણ એટલો તો નિશ્ચય હતો કે તેઓ કોઇપણ દિવસ પોતાના સ્વાર્થ માટે અપવાદ રૂપ સિવાય જૂઠું બોલતા નહિ. અલબત, તે ખચીતજ હતું કે વેપારમાં અમુક સમયે

તેઓને જૂઠું બોલવાની ફરજ પડતી હતી પણ વચન આપ્યા પછી તો તેઓ કદી પણ ફરી જતા નહિ. તેઓમાં સમયસૂચકતા, ચાલાકી, યુક્તિ, તથા નીતિ, એવા અનેક સદ્‌ગુણો હતા. કોઈને દુઃખી કરવામાં તેઓ પાપ સમજતા હતા પણ લુચ્ચાઓને ઠગવામાં તેઓ પોતાની ચાલાકી ગણતા હતા. તેઓ પર ગમે તેવી આફત આવી પડતી તો તેનાથી જરા પણ ગભરાયા વગર તેમાંથી મુક્ત થવાને ઉપાયો તથા યુક્તિઓ રચતા હતા. તેઓમાં સારા સાથે સારી રીતે અને ખરાબ સાથે ખરાબ રીતે વર્તણુક ચલાવવાની ઢબ હતી. તેઓ લોભી નહોતા પણ તેઓ કરકસરથી રહેવામાં પોતાનું ગૌરવ સમજતા હતા.



# પ્રકરણ ૬ ઠું.



## હંસ અને હંસણીનો પ્રથમ મેળાપ.

વિહારીલાલ તે ઓરડામાં દાખલ થયો અને ત્યાં મેજ ઉપર પડેલો દીવો સળગાવ્યો. લલિતા ભર ઉંઘમાં હોવાથી જાગી ન હતી. વિહારીલાલે લલિતાને જગાડવા માંડી તેથી તે ચમકીને જાગી ઉઠી. વિહારીલાલ સામું જોતાં વેતને તેણે પ્રશ્ન કર્યો, "તું કોણ છે અને અહિંઆ કેમ આવ્યો છે?"

વિહારીલાલે જવાબ દીધો, "ગભરાવાની કાંઇ જરૂર નથી. હું કાંઈ ચોરી કરવા આવ્યો નથી. એ તો હું તારી મુલાકાત લેવા અતિ પરિશ્રમ ઉઠાવી તથા માથે મોટું જોખમ ખેડી અહિંઆ આવ્યો છું. માગ, માગ, તારે આ દાસ પાસેથી શું જોઇએ છે?"

લલિતાએ દરવાજા તરફ નજર કરી તો તે બંધ હતા અને બારી તરફ નજર કરી તો તે ખુલ્લી હતી, એટલે તે તરતજ સમજી ગઇ કે તે બારીમાંથી આવ્યો હશે. તે એક ખીજાયેલી સિંહણ માફક ફુંફાડા મારતી બોલી ઉઠી, "દુષ્ટ પાપી, અહિંઆ કેમ આવ્યો છે? ખબરદાર છે જો એક પણ પગલું આગળ ભર્યું છે તો હું બુમ પાડી તને પકડાવી દઇશ."

વિહારીલાલ લલિતાના બોલવાની જરા પણ દરકાર ન કરતાં બોલ્યો, આ બારની સાંકળ તો તેં તારે હાથેજ દીધી છે એટલે કોઇના આવવાની મને બીક નથી, તેમ તારે પણ મારી ઉપર જરાપણ ગુસ્સે થવાનું કાંઇ કારણ નથી. હું તો તને બે ઘડી આનંદ આપવા તથા મારી મેળે મઝા ભોગવવા આવ્યો છું."

લલિતા બોલી, "ઓ દુષ્ટ, પાપી, તારા આનંદને ઉંડી ખાઇમાં નાંખ. હમણાં હું ઘરનાં સઘળા માણસોને બોલાવું છું."

વિહારીલાલ બોલ્યો, " તારે કોઈને પણ બોલાવવાની જરૂર નથી. હું અહિંઆ તારી સેવામાં હાજર છું, બોલ પ્રાણધાર, તારો શું હુકમ છે ? "

લલિતાએ તેની માને બુમ પાડી. વિહારીલાલે ડોળા કાઢયા ને દમામથી બોલ્યો, " ખબરદાર છે, એક પણ શબ્દ બોલી છે તો ધડથી ડોકું જુદું થઇ જશે. જરા પણ તારા મનમાં ન સમજતી કે તું મારા હાથમાંથી છટકવા પામીશ, જો સમજીને ચાલીશ તો ઠીક છે, નહિંતર જબરાઇથી સમજવું પડશે. "

લલિતા જોકે અબળા હતી તો પણ જુવાનીને લીધે તેનામાં જુસ્સાનું જોર ઘણું હતું. તે વચ્ચે એકદમ બોલી ઉઠી, " શું બોલ્યો ? ખબરદાર છે, કાંઇ વધુઘટુ બોલ્યો છે તો તારી બુરી વલે કરાવીશ. ઓ લુચ્ચા પાપી, તારૂં નખોદ જશે ને મરતી વખતે તને કીડા પડશે."

વિહારીલાલે જ્યારે જોયું, કે લલિતા તેના દમ ભરાવાથી ગભરાય તેમ નથી ત્યારે તેને લલચાવવાની યુકિત અજમાવવા લાગ્યો. તેણે કહ્યું, " લલિતા, જો તું મને ચાહીશ તો તને મોઢે માગ્યા પૈસા આપીશ. તું કહીશ તેવા તને દાગીના આપીશ અને હમેશાં તારો વફાદાર પ્રેમી થઇને રહીશ. પછી તો તારી મરજી. "

લલિતા ગુસ્સામાં બોલી, " ઓ નીચ કુતરા, તારા પૈસા પાણીમાં ફેંકી દે; તારા દાગીનાને આગ લગાડ; તારી યારીમાં પુળો મૂક " એમ કહીને તેની માને બીજી બુમ પાડી પણ કમનસીબે તેની માએ તેની એકે બુમ સાંભળી નહિ. "

વિહારીલાલ ડોળા કાઢીને બોલ્યો, " હવે એક પણ બુમ મારી છે તો યાદ રાખજે કે તારી બુરી વલે થશે. "

લલિતા બોલી, " જા પાપી, નીચ, તારાથી શું થઇ શકવાનું છે ?"

" વિહારીલાલે જોયું કે લલિતા કદી પણ પોતાની મરજીથી તેના ફંદામાં ફસાય તેમ નથી અને તેથી તેની ઉપર જબરજસ્તી વાપરવાનું ધાર્યું. વિહારીલાલ લલિતાની વધારે પાસે ગયો અને કહ્યું, " જોઇ લે, હમણાં તારો બધો મદ ઉતારૂં છું. " તેટલામાં લલિતા બુમ પાડવા

જતી હતી એટલે વિહારીલાલે તેની ગલચી પકડી તેના મોઢામાં ડુચો માર્યો તથા બે હાથ થોભી રાખીને હસતે મોઢે બોલ્યો, "ક્યાં છે તારૂં જોર! હોય તો દેખાડ. આ વિહારીલાલના હાથમાંથી કોઇ પણ છટકવા પામ્યું નથી તો તારૂં શું ગજું છે." આમ બોલીને વિહારીલાલ તેના હાથો વધુ જોરથી દાબતો હતો, તેટલામાં કોઇ માણસ બારીમાંથી એકદમ દાખલ થયો અને વિહારીલાલની પછવાડે આવીને તેના ગળા આગળથી અંગરખાના ભાગને જોરથી આંચકો માર્યો. તે આંચકા સાથે લંપટલાલે જે હાથે લલિતાની ગળચી પકડી હતી તે અચાનક છુટી ગયો તથા પોતે પણ ગભરાટમાં આવી પડયો તેણે સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે કોઇ પણ માણસ લલિતાની મદદે ત્યાં આવી પહોંચશે અને તેથી કરીને તે ગભરાટ સાથે અત્યંત અજાયબીમાં ગરકાવ થઇ ગયો. પણ તે ઘણો મજબુત હોવાથી તરતજ જે હાથે પેલા માણસે ડગલો પકડયો હતો તે હાથ પકડીને જોરથી આંચકો માર્યો, અને તેની સામો થઇ તેની સાથે લડવા તૈયાર થઇ ગયો. આ માણસ માત્ર વીસજ વર્ષની ઉમરનો ચાલાક ખુબસુરત યુવાન હતો તથા મજબુતાઇમાં વિહારીલાલથી હઠે તેમ ન હતો. તે બેઉ જણા વચ્ચે સખત લડાલડી ચાલી અને પેલા અજાણ્યા માણસને વિહારીલાલના બે ચાર ઠોંસાથી ઘણી અસર થઇ હતી; તો પણ ઝનુનમાં આવી પોતાના સઘળા જોર વડે વિહારીલાલ, કે જે તેની છાતી ઉપર ચડી બેઠો હતો તેને ઉથલાવી નાંખ્યો, અને તેની છાતીપર ચડી જઇને તેનું ગળું જોરથી પકડી રાખ્યું અને વિહારીલાલના મોઢાપર તથા માથાપર બહુ ઠોંસા મારવા લાગ્યો. લલિતા કે જે આ સઘળું ગભરાટ અને ધાસ્તી વચ્ચે જોયા કરતી હતી તેને પેલા માણસે એકદમ દરવાજા ખોલી નાંખવાનું કહ્યું. લગભગ સવાર થવા આવી હતી અને રસ્તામાં લોકોની આવ જા થઇ રહી હતી, પણ કોઇના જાણવામાં એ ખળભળાટ આવ્યો નહિ, લલિતાએ તરતજ દરવાજા ખોલી નાંખ્યા અને તેની માને તથા બીજાં માણસોને બુમ પાડી અને તે સાંભળીને સઘળા લોકો ત્યાં દોડી આવ્યા. આવતાં વેંતને સઘળા લોકો તે ઓરડામાં ધસી ગયા, અને લલિતાના કહેવાથી નોકરોએ વિહારીલાલને બરાબર પકડી રાખ્યો તથા તે તરૂણ પુરૂષને વિહારીલાલનો કબજો છોડવાનું કહ્યું. તે ઉભો થયો અને

પોતાનાં કપડાં ઠીકઠાક કરીને દરવાજામાં થઇને ચાલતો થયો, જેવો તે ઓરડામાંથી બહાર નીકળ્યો કે તરતજ લલિતાએ જોયું કે પોતા તરફ કોઇનું ધ્યાન નથી તેથી તેની પછવાડે ગઇ, અને જેવો તે દાદરાપરથી નીચે જતો હતો તેવુંજ તેણે તેને ઉભા રહેવાનું કહ્યું અને તે તેની પાસે જઇ ઉભી રહી, અને કાંઇ બોલવાનો પ્રયત્ન કરતી હતી પણ તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. તે નીચું જોઇને ઉભી રહી અને તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. જેમ એક ગુલાબના પુષ્પનો શોખીન બાગમાંના ગુલાબના છોડ આગળ ઉભો રહીને છોડ ઉપર રહેલ ગુલાબનું પુષ્પ જોયા કરે છે, તથા તે ફુલની સુશોભીત પાંખડીઓ પવનની લહેરીથી હલે છે અને તે તેના શોખીનને અતિ આનંદ ઉપજાવે છે, તે પ્રમાણે તે કળી સમાન બનેલી લલીતા, પવનની લહેરીઓ સમાન પ્યારથી તે તરૂણ પુરૂષ સમાન શોખીન આગળ તેને ખુશી કરતી હોય તથા તેનો ચાહ મેળવવાને પ્રયત્ન કરતી હોય તેમ ધ્રુજતી હતી. છેવટે લલિતાને બોલ્યા વગર છુટકોજ નહતો. કારણ કે ન બોલે તો તે તરૂણ પુરૂષનું અપમાન થયેલું ગણાય; તેથી તે તેના સામું જોયા વગર તેમજ ધ્રુજતી હાલતમાં ધ્રુજતા સાદે બોલી, “ તમે કોણ છો અને તમારૂં નામ શું છે ? ” ફકત આટલાજ શબ્દો ઉચ્ચાર્યાથી જાણે કેમ કોઇ મોટું મહેનતનું કામ કર્યું હોય તેવી રીતે તેના કપાળ ઉપર પરસેવાનાં બીંદુઓ બાઝી રહયાં અને તેનું આખું શરીર પરસેવાથી ભીંજાઈ ગયું.

તે પુરૂષ તેની આ સઘળી લાગણીઓ પારદર્શક રીતે બરાબર જાણી શકયો હોય એમ લાગતું હતું, અને ધીમે રહીને તેણે જવાબ દીધો, “ મારૂં નામ જયંતીલાલ છે અને હું બજાર આગળ રહું છું.” એટલું બોલી જયંતીલાલ ચાલતો થયો.

લલિતા ત્યાંજ ચિંતાતુર અવસ્થામાં જમીન તરફ નીચું જોઇને ઉભી રહી. તેના મનમાંથી અનેક વીચારો વિદ્યુતના પ્રવાહની પેઠે પસાર થઇ ગયા; અને થોડીવારે તે સ્થીતિનો અંત આવતાં તે પોતાના ઓરડામાં ચાલી ગઇ. તેની મા ત્યાં બેઠી હતી અને દલગીરીમાં ગરકાવ થઈ ગઈ હતી. વિહારીલાલને ત્યાંથી લઈ જવામાં આવ્યો અને તેનું

શું કરવું તે પાર્વતીએ મહેતાજીને બોલાવીને પૂછવાનું ધાર્યું. જેવી લલિતા ઓરડામાં દાખલ થઈ કે તેની માએ તેને એકદમ બાથ ભીડી અને તેનો વાંસો થાબડવા લાગી. લલિતાને પાસે બેસાડીને તેણે આ ભયંકર બનાવ વિષેની બધી વાત પૂછવા માંડી અને જ્યારે તેણે સાંભળ્યું કે તે જુવાન છોકરાએ લલિતાની લાજ બચાવી ત્યારે તે એટલી તો ખુશીમાં આવી ગઈ કે બસ લલિતાને પાછી પોતાની છાતી સાથે દાબવા લાગી અને તેને કહ્યું કે, "તે માણસને તેં શા માટે જવા દીધો ?" લલિતા આનો કાંઈપણ જવાબ આપી શકી નહિ, કારણ કે તેનું ચિત્ત વિહ્વળ બન્યું હતું. થોડીવાર આમતેમ વાતચીત કર્યા પછી તેની મા ચાલી ગઈ.

વિહારીલાલને જો પાર્વતી પકડાવે તો ખરાબ લાગે, એવું ધારી તેણે પોતાના મહેતાજીને તેને છોડી દેવાનું કહ્યું. મહેતાજીએ કહ્યું કે, "એ એમનો એમ છટકી જાય એ ઠીક ન કહેવાય; કારણ કે એ દુષ્ટ પાપીનો સદાનો એ ધંધો છે, અને તમે જેમ હોહા નથી કરવા માગતાં તેમ એ દરેકના હાથમાંથી છટકી ગયો છે. માટે જો આપ બાઈ સાહેબની મરજી હોય તો એની શિક્ષાનું કામ મારા હાથમાં મૂકો."

પાર્વતીએ કહ્યું, "એને શિક્ષા કરતાં આપણી આબરૂને ધક્કો પહોંચે તેનું કેમ કરવું ? એને તો પોતાની આબરૂની દરકાર ક્યાં છે ! જો દરકાર હોત તો તે આવું નીચ કામ શું કામ કરત ? માટે એને છોડી દીધા વગર આપણાથી બીજું શું થઈ શકે તેમ છે ?"

મહેતાજી ઘણો બાહોશ અને અનુભવી માણસ હતો તેથી તેને પાર્વતીનો વિચાર ઠીક ન લાગ્યો અને તેથી કહ્યું, "બાઈ સાહેબ, આપ કહો છો તે વ્યાજબી છે, પણ એમને એમ છટકી જાય તે ઠીક નહિ. વળી આપણે વણિક થઈને એ હરામખોરને આપણા હાથમાંથી સહીસલામત જવા દેવો ! એનો ગુન્હો કેવો ભયંકર છે ? આપ અમારા માલીક છો અને એ આપને હેરાન કરીને કાંઈપણ શિક્ષા ખમ્યા વગર જાય એતો ખોટું. અલબત, એને પકડાવીએ તે ઠીક ન કહેવાય, પણ તેને પકડાવવાની શી જરૂર છે ? એને આપણેજ શિક્ષા કરીએ તો કેમ ?"

પાર્વતીએ તેની મરજીમાં આવે તેમ કરવાનું કહ્યું અને પોતાના ઓરડામાં ચાલી ગઇ. મહેતાજીએ વિહારીલાલને ખુબ મેથી પાક જમાડવાનો વિચાર કર્યો કારણ કે તે શિવાય તેને શિક્ષા કરવાનો બીજો કોઇ સારો ઉપાય તેને લાગ્યો નહિ. વિહારીલાલને ખુબ માર મારીને હાંકી કાઢ્યો. વિહારીલાલ આ બાબતની ફરિયાદ કરે તેવી જરા પણ ધાસ્તી ન હતી, કારણ કે કદાચ વિહારીલાલ એકની ફરિયાદ કરવા જાય તો બીજાઓ, કે જેઓની બેન દીકરીઓને તેણે હેરાન કરી હતી તે પણ ફરિયાદ કરવાને બહાર પડે અને વિહારીલાલને સખતમાં સખત શિક્ષા ભોગવવી પડે.

લલિતા અતિ વિચારશીલ બની ગઇ હતી, અને જમ્યા પછી તે પોતાના ઓરડામાં જઇને બીછાનામાં પડી પડી અનેક જાતના વિચારો જયંતીલાલ વિષે કરતી હતી, તેનામાં જયંતીલાલ પ્રત્યે પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ હતી જયંતીલાલે તેના ઉપર આટલો બધો ઉપકાર કર્યો તેનો બદલો કેમ વાળવો, તે કેવો માણસ હશે! શું કરતો હશે! પરણેલ હશે કે કુંવારો! તે એમ તરંગરૂપી સાગરમાં તરતી હતી.

અહા! પ્રેમ શું ચીજ છે! એ તો જેણે પ્રેમના પ્યાલા પીધા હોય તેનેજ ખબર પડે છે. પ્રેમ એ એક ઇશ્વરી ચીજ છે. જો દુનિયામાં પ્રેમ જેવું કાંઇ ન હોત તો ગ્રંથકારોની કલમને માટે લખવાનો ઘણોજ થોડો વિસ્તાર રહેત. ભાટોના દુહાઓ ઘટી જાત; કવિઓની કવિતાઓ લુખી બની જાત. એવી કોઇકજ નવલકથા હશે કે જેમાં પ્રેમ વિષે કાંઇ પણ ન હોય. જયારે સ્ત્રી પુરૂષ એક બીજા સાથે પ્રેમમાં પડે છે ત્યારે પહેલાં થોડો થોડો એક બીજા તરફ ભાવ થાય છે, પછી ખુદ પ્રેમજ ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી તેઓ એક બીજા સાથે પ્યારમાં પડે છે; છેવટે આ સંસારના બંધારણ પ્રમાણે એકબીજા સાથે પરણીને રહે છે. હંમેશાં પ્રેમે પ્રેમ વધતો જ રહે છે. જેમ કે:—

પ્રેમે પ્રેમ વધે બહુ, પ્રેમ રાખે પ્રેમ થાય;
એવો નિયમ છે સંસારનો, પરસ્પર પ્રેમ રખાય.

પ્રેમ આ દુનિયામાં એક મોટામાં મોટો વિષય ગણી શકાય છે. પ્રેમનું ગાઢ રૂપ એ પ્યાર છે અને એક વાર પ્રેમ ઉત્પન્ન થયા પછી

પ્યાર થાય છે. પ્રેમ અને પ્યારમાં થોડોજ ફેર છે; તે એક બીજા સાથે મજબુત સાંકળે જોડાયલા છે. પ્રેમ માણુસને ઉદાસ બનાવે છે, દીલગીરીમાં ડુબાવે છે, ચિંતાની ચેહમાં ફેંકે છે, અને છેક ગાંડી અવસ્થા કરી નાંખે છે. પ્રેમની ધુનમાં ઘણાઓ ઘરબાર, ભાઇ, બેન, માબાપ, સગાંવહાલાં, કુટુંબીઓ, મિત્રો, સ્નેહીઓ, પૈસો, સર્વસ્વ તજી, પ્રેમનાં ભગવાં પહેરી, તેનીજ માળા જપતા દુનિયામાં ઇશ્વરને ભુલીને તેને ઠેકાણે સ્થાન આપેલા પ્રેમી પાત્રને શોધવા નીકળી પડે છે! પ્રેમની ધૂનમાં તેઓ ઇશ્વરને તથા આખી દુનિયાને ભુલી જાય છે!

દુનિયામાં અરસ્પરસ ખરો પ્રેમ રાખનાર બહુજ થોડા હોય છે, મનુષ્યો એક બીજાને ચહાય છે તે જો ખરા પ્રેમથી ચ્હાતા હોત તો પછી દુનિયામાંથી ઘણું પાપ ઓછું થાત. પ્રેમ એ સ્ત્રી પુરૂષને એક બીજા સાથે જોડાવાનું પહેલું પગથીયું છે. જે લોકોમાં પ્રેમ હોતો નથી, અને જે માત્ર કામવાસનાનાજ ભૂખ્યા હોય છે તેના જેવા પાપી, દુષ્ટ, અને નીચ લોકો દુનિયામાં ઘણા નજરે પડે છે. જેને બીજા ઉપર ખરો પ્રેમ હોય છે તે પોતે હેરાન થાય છે, આફતમાં આવી પડે છે, દુઃખી થાય છે, તો પણ જેની ઉપર પ્રેમ રાખતો હશે તેને સુખ આપવાને પોતાથી બનતું કરશે.

લલિતા મનમાં અનેક જાતના વિચાર કરતી હતી અને તેણે છેવટે જયંતીલાલને ફરી એકવાર મળવાને વિચાર કર્યો; પણ એ ઘણુંજ અસંભવિત હોય એમ તેને લાગતું હતું. જયંતીલાલે આટલો બધો ઉપકાર કર્યો હતો તેનો બદલો તેની મા કેવી રીતે વાળશે તે પૂછવાનો વિચાર કરીને લલિતા તેની મા પાસે ગઇ.

તેની મા પણ આ સમયે તેજ વિચાર કરતી બેઠી હતી. લલિતાએ તેની મા આગળ જઇને બેઠા પછી પુછ્યું કે, "મા, પેલા માણુસ વિષે કાંઇ તપાસ કરાવી?"

તેની માના હા કહેવાથી તેણે પુછ્યું કે, એ કોણ છે અને ક્યાં રહે છે?" તેની માએ એ બે સવાલના જવાબ આપ્યા એટલે તરતજ લલિતાએ પુછ્યું કે, "એના આટલા મોટા ઉપકારનો બદલો શો આપવો ધાર્યો છે?"

પાર્વતીએ તેની મરજીમાં આવે તેમ કરવાનું કહ્યું અને પોતાના ઓરડામાં ચાલી ગઇ. મહેતાજીએ વિહારીલાલને ખુબ મેથી પાક જમાડવાનો વિચાર કર્યો કારણુ કે તે શિવાય તેને શિક્ષા કરવાનો બીજો કોઇ સારો ઉપાય તેને લાગ્યો નહિ. વિહારીલાલને ખુબ માર મારીને હાંકી કાઢયો. વિહારીલાલ આ બાબતની ફરિયાદ કરે તેવી જરા પણ ધાસ્તી ન હતી, કારણુ કે કદાચ વિહારીલાલ એકની ફરિયાદ કરવા જાય તો બીજાઓ, કે જેઓની બેન દીકરીઓને તેણે હેરાન કરી હતી તે પણ ફરિયાદ કરવાને બહાર પડે અને વિહારીલાલને સખતમાં સખત શિક્ષા ભોગવવી પડે.

લલિતા અતિ વિચારશીલ બની ગઇ હતી, અને જમ્યા પછી તે પોતાના ઓરડામાં જઇને બીછાનામાં પડી પડી અનેક જાતના વિચારો જયંતીલાલ વિષે કરતી હતી, તેનામાં જયંતીલાલ પ્રત્યે પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ હતી જયંતીલાલે તેના ઉપર આટલો બધો ઉપકાર કર્યો તેનો બદલો કેમ વાળતો, તે કેવો માણસ હશે! શું કરતો હશે! પરણેલ હશે કે કુંવારો! તે એમ તરંગરૂપી સાગરમાં તરતી હતી.

અહા! પ્રેમ શું ચીજ છે! એ તો જેણે પ્રેમના પ્યાલા પીધા હોય તેનેજ ખબર પડે છે. પ્રેમ એ એક ઇશ્વરી ચીજ છે. જો દુનિયામાં પ્રેમ જેવું કાંઇ ન હોત તો ગ્રંથકારોની કલમને માટે લખવાનો ઘણોજ થોડો વિસ્તાર રહેત. ભાટોના દુહાઓ ઘટી જાત; કવિઓની કવિતાઓ લુખી બની જાત. એવી કોઇકજ નવલકથા હશે કે જેમાં પ્રેમ વિષે કાંઇ પણ ન હોય. જ્યારે સ્ત્રી પુરૂષ એક બીજા સાથે પ્રેમમાં પડે છે ત્યારે પહેલાં થોડો થોડો એક બીજા તરફ ભાવ થાય છે, પછી ખુદ પ્રેમજ ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી તેઓ એક બીજા સાથે પ્યારમાં પડે છે; છેવટે આ સંસારના બંધારણ પ્રમાણે એકબીજા સાથે પરણીને રહે છે. હંમેશાં પ્રેમે પ્રેમ વધતો જ રહે છે. જેમ કે:—

પ્રેમે પ્રેમ વધે. બહુ, પ્રેમ રાખે પ્રેમ થાય;
એવો નિયમ છે સંસારનો, પરસ્પર પ્રેમ રખાય.

પ્રેમ આ દુનિયામાં એક મોટામાં મોટો વિષય ગણી શકાય છે. પ્રેમનું ગાઢ રૂપ એ પ્યાર છે અને એક વાર પ્રેમ ઉત્પન્ન થયા પછી

# પ્રકરણ ૭ મું.



## વિહારીલાલનો અંત.

### મનહર છંદ.

ઇશ્વરને યાદ કરો, વ્યાધી બધી બાદ કરો,
વ્યાધિઓનો અંત નથી, અંત તમ આવશે,
સુખમાં ન સાંભરશે, દુઃખમાં રે ખેદ થશે,
માટે ભકિત કરો એની, નક્કી પાર લાવશે.

આ દુનિયામાં મનુષ્યની ઉત્પતિ કરનાર મહાન પરમેશ્વરની ભકિત કરવી એ દરેક માણસની ફરજ છે. જે ઇશ્વરે આ આખું વિશ્વ રચ્યું છે, જેણે પહાડ, દરિયો, આકાશ, પશુ, પક્ષી, અને પ્રાણી માત્રને સરજ્યાં છે તે મહાન પરમાત્માને હમેશાં યાદ કરવો જોઇએ. ઇશ્વર દરેક ઠેકાણે છે, બ્રહ્માંડમાં કોઇ પણ જગ્યા ઇશ્વર વિનાની નથી. મૂર્ખ લોકો ધારે છે ને કહે છે કે, "જો ઈશ્વર સર્વત્ર હોય તો તે પાપી કામો થતાં કેમ અટકાવતો નથી. દુર્જનો પોતાની મરજીમાં આવે છે તેવાં કામો કરે છે તો પણ ઇશ્વર તેને અટકાવતો નથી." ઇશ્વરે દરેક માણસના હૃદયમાં ઇશ્વરી લાગણી મૂકી છે. જ્યારે કોઇ માણસ કાંઇ ખોટું કામ કરવાનો વિચાર કરવા માંડશે કે તરતજ તેનું હૃદય તેને તે કૃત્ય કરવાની ના પાડશે, પરંતુ તેનું પ્રબળ મને તે કામ કરવામાં તેને ઉત્તેજન આપશે. હૃદયને ઇશ્વરે શક્તિ આપી નથી, માત્ર તેને મનુષ્યના શાન્ત સલાહકારક તરીકે કામ કરવાનું સોંપ્યું છે; તે સલાહ આપી પોતાની ફરજ બજાવે છે, પણ તેમ વર્તવું કે નહિ એ મનુષ્યના હાથમાં છે. જો તે માણસે ધાર્મિક શિક્ષણ લીધું હોય, અથવા તો સજ્જનોના સમાગમમાં વારંવાર આવ્યો હોય અને સન્માર્ગની લાગણીઓ તેનામાં પેદા થઇ હોય, તો તે પોતાના ઉછાછળા મનને દુર્વિચારોથી રોકશે અને પોતાના હૃદયની સલાહ માનશે. પણ જો તે માણસ ખરાબ મનુષ્યના સહવાસમાંજ વસ્યો હશે તો તે ગરીબ અને શાન્ત હૃદયને તરછોડી, બલ્કે હૃદયની ઉમદા સલાહને દાબી દઇને, પોતાના મનમાં

તેની માએ કહ્યું કે. "મેં એને અહિંઆ ફુરસદની વખતે આવવાનું કહેવરાવ્યું છે અને જે કાંઇ તારે એને આપવું હોય તે કહેજે એટલે તે તેને આપી દઇશું. એને બીચારાને એક સારી પઇસાની રકમ આપીશું તો તે તેને બહુ કામ લાગશે, કારણ કે એ એક સાધારણ સ્થીતિનો માણસ છે. પછી જેવો તારો વિચાર."

લલિતા આ સાંભળ્યા પછી પોતાની માની રજા લઇને કાંઇપેણ બોલ્યા વગર પોતાના ઓરડામાં ચાલી ગઇ.

તે પાછી પોતાના બીછાનામાં પડી પડી વિચાર કરવા લાગી કે, "જેણે મારે માટે પોતાનો પ્રાણ જોખમમાં નાંખ્યો તેને બદલા તરીકે એક પઇસાની રકમ! જો એવો બદલો આપું તો મારા જેવી કમજાત કોણ કહેવાય! જેણે મારા ઉપર આટલો બધો ઉપકાર કર્યો તેને શું આપું? અરે દૈવ! મને તો કાંઇ સુઝતું નથી. અહા! જીવ તારાં પણ અહોભાગ્ય સમજ કે અણીને ટાંકણે તને બચાવનાર આવી પુગ્યો. નહિં તો તારે દુનિયામાં મોઢું દેખાડવા કરતાં મરવેજ છુટકો થાત. અહા! ભાગ્યમાં લખ્યું હોય તેજ થાય છે, નશીબમાં લખાએલું હોય છે તેજ બને છે. પણ એને બદલો શો આપવો એ કાંઇ સુઝતું નથી. એ હુશીયાર અને ચાલાક લાગે છે, એ ખુબસુરત પણ છે. પણ એણે શા માટે મને બચાવવાને પોતાનો જીવ જોખમમાં નાંખ્યો હશે તેની સમજણ નથી પડતી એ બધું એને પુછવાથી ખબર પડશે. તેનો બદલો કેવી રીતે વાળવો તે હાલ તો સુઝતું નથી માટે પછી વાત. પહેલાં તો તેને બધું પૂછી લઇશ.

આમ અનેક જાતના વિચાર કરતી કરતી તે પડી રહી અને તેના હૃદયમાં જયંતીલાલ તરફના પ્રેમની લાગણીઓ જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ વધતી ગઇ. છેવટે બહુ વિચારમાંને વિચારમાં થાકી જવાથી નિદ્રાદેવીને વશ થઇ ગઇ.



એને એવી સખત શિક્ષા ભોગવવી પડે છે કે તેનું વિવેચન કરવું તે પણ કમકમાટી ઉપજાવે છે. ઇશ્વરની અદાલતમાં અદલ ઇન્સાફ મળે છે એમાં કોઇ પણ જાતનો શક નથી. સજ્જનોને સારો બદલો મળે છે અને દુર્જનોને તેઓનાં દુષ્ટ કામોના પ્રમાણમાં સખત શિક્ષા થાય છે. જગતે પોતાની નજરે જોયું છે કે ઇતિહાસમાં ઘણા ક્રૂર અને ઘાતકી થઇ ગયેલા પુરૂષોએ છેવટે કઢંગી હાલત ભોગવી છે અને કમોતે મરણને શરણ થયા છે. શાસ્ત્રોમાં પણ એવા અનેક દાખલા જોવામાં આવે છે અને આ સઘળા ઉપરથી તદ્દન સાબીત થાય છે કે દુષ્ટ લોકો પરમેશ્વરના અદલ ઇન્સાફ આગળ કોઇપણ રીતે છટકી જવા પામતા નથી.

ઘણા લોકોનું કહેવું એમ થાય છે અને ઘણાં પુસ્તકોમાં પણ લખેલું છે કે ઇશ્વર દયાળુ અને માફી બક્ષનાર છે, પણ એ તદ્દન ખોટું છે. ઇશ્વર અદલ ઇન્સાફી છે અને તે ઇન્સાફ કરવામાં કદી પણ માફી દેખાડી શકે નહિ. જો ઇશ્વર કોઇ દુષ્ટ માણસને તેનાં પાપ કર્મો માટે શિક્ષા કરવાના બદલામાં માફી બક્ષે, અથવા તો દયા દેખાડે તો તેણે કદી પણ અદલ ઈન્સાફ કરેલો કહેવાશે નહિ; અને જો આ પ્રમાણે ઇશ્વર દયાળુ રહે તો તેને ન્યાયાધીશ તરીકે ગણી ન શકાય; માટે ઇશ્વર દયાળુ નથી પણ ઇન્સાફને વળગી રહેનાર ચુસ્તમાં ચુસ્ત પ્રમાણિક ન્યાયાધીશ છે. કેટલાક લોકો જ્યારે માથે આફત આવી પડે ત્યારે ઇશ્વિરની દયા અને માફી ચાહે છે, પણ એ તદ્દન મૂર્ખપણું છે. અલબત, પોતાનાં પાપનો ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરવાથી કાંઇક શિક્ષામાં ઘટાડો થાય છે. પણ પોતાનાં પાપો માટે માફી ચાહવી તે બીલકુલ વ્યર્થ છે. જો ઇશ્વર જે મનુષ્ય માફી ચાહે તેને શિક્ષામાંથી મુક્ત કરે, તો દરેક મનુષ્યને પાપો કરવા આડકતરી રીતે ઉત્તેજન મળે, અને દરેક મનુષ્ય પાપો કરવાને લલચાય, કારણ કે એ રીતે તો પાપો કર્યાં પછી માફી માગવાથી તેઓ શિક્ષામાંથી મુકત થઇ શકે.

દરેક મનુષ્યે હમેશાં મનમાં સારા વિચારોજ રાખવા જોઇએ, બીજાઓનું ભલું ઇચ્છવું જોઇએ, પરોપકારી થવું જોઇએ, અને ખુદ પરમાત્માને ભજવો જોઇએ. જે લોકો સારા વિચારો કરે છે, તેઓનાથી સારાં કામો જ થાય છે અને તેનાં સારાં ફળો જ આવે છે; જેમકે,

ઉત્પન્ન થયેલાં દુષ્ટ કામો કરશે. કોઇ કહેશે કે હૃદયને વધારે સત્તા ઇશ્વરે આપી હોત, તો પછી માણસ જાતી કે જે ઉત્તમમાં ઉત્તમ ગણાય છે તે પોતાની અક્કલ કેવે રસ્તે સારી રીતે વાપરી શકે છે તે કેમ. ખબર પડત ? માટે હૃદયને મનુષ્યના સારા સલાહકાર તરીકે સોંપવામાં આવ્યું છે. ખરાબ લોકો ઘણી વખત પોતાના મનના મનસુબા મુજબ વર્તે છે અને હૃદયની સાચી લાગણીઓ દાબી દે છે. અને આમ ઘણી વખત હૃદયની લાગણીઓ દાબી દેવાથી, તેઓની સલાહ આપવાની શક્તિ જતી રહે છે અને તે મનુષ્ય, માત્ર મનનો અંધ દાસ. બની જાય છે; અને આસ્તે આસ્તે વિચાર કરવાની શક્તિ પણ તદ્દન ખોઇ નાખે છે. જે માણસ પોતાના હૃદયની સલાહ પ્રમાણે ચાલે છે તેને કોઇ પણ દીવસ ખરાબ કામ કરવાં સૂઝતાં નથી.

મનુષ્યને વિચારશકિત આપી છે તે સાચું શું છે અને ખોટું શું છે તે જાણવા માટે; પણ જો તે વિચાર શકિતને આડે માર્ગે દોરે, તો તે પણ છેવટે હૃદયની લાગણીઓ માફક બીનઅસરકારક થઇ પડે છે. મનુષ્યોને માટે જે શાસ્ત્રો રચવામાં આવ્યાં છે ને તેમને સારા તથા નરસા માર્ગનો ભેદ દર્શાવી શકે છે. આ શાસ્ત્રો ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મારામારી, ચોરી, જારી, લબાડી, કોઇ પણ મનુષ્યે મ કરવી જોઇએ અને જો કરશે તો છેવટે ભારે દુઃખ ભોગવવું પડશે. ઘણું કરીને દુર્જન મનુષ્યો પોતાનાં નીચ અથવા દુષ્ટ કામોમાં શરૂઆતમાં ફાવતા જાય છે, એવું જોઈ લોકો કહે છે કે ઇશ્વર ઉંઘે છે; જો ઇશ્વર હોય તો તેને શિક્ષા કેમ નથી કરતો. સર્વ શકિતમાન ઇશ્વરે જે કાંઇ કર્યું છે તે બહુજ વિચારીને કર્યું છે અને જે કાંઈ કરે છે તેમાં ઉંડો ભાવાર્થ હોવોજ જોઇએ કે જે કદાચ ટુંકી દષ્ટિથી જોઇ ન શકાય. ઇશ્વર જો દુર્જનોને તરતજ અટકાવે તો તેને પુરો દુર્જન થવાનો વારો ન આવે અને તે કયાં સુધી ખરાબ કામો કરશે. તે કેમ જાણી શકાય? અને જો દુર્જનના દુષ્ટ કર્મો સત્પુરૂષો નજરે જુએ તો તેઓ સત્કર્મો કરે છે તેમાં શો ફાયદો છે, તેમાંથી કેવા સારા માર્ગો મળે છે, અને છેવટે કેવી ઉમદા સ્થિતી ભોગવાય છે તેનો અનુભવ તેમને કયાંથી મળે? અલબત, ઇશ્વર દુર્જનને છેવટ શિક્ષા કરશે તેમાં કોઇ પણ જાતનો સંશય તો નથીજ. ઘણું કરીને છેવટે

એને એવી સખત શિક્ષા ભોગવવી પડે છે કે તેનું વિવેચન કરવું તે પણ કમકમાટી ઉપજાવે છે. ઇશ્વરની અદાલતમાં અદલ ઇન્સાફ મળે છે એમાં કોઇ પણ જાતનો શક નથી. સજ્જનોને સારો બદલો મળે છે અને દુર્જનોને તેઓનાં દુષ્ટ કામોના પ્રમાણમાં સખત શિક્ષા થાય છે. જગતે પોતાની નજરે જોયું છે કે ઇતિહાસમાં ઘણા ક્રૂર અને ઘાતકી થઇ ગયેલા પુરૂષોએ છેવટે કઢંગી હાલત ભોગવી છે અને કમોતે મરણને શરણ થયા છે. શાસ્ત્રોમાં પણ એવા અનેક દાખલા જોવામાં આવે છે અને આ સઘળા ઉપરથી તદ્દન સાબીત થાય છે કે દુષ્ટ લોકો પરમેશ્વરના અદલ ઇન્સાફ આગળ કોઇપણ રીતે છટકી જવા પામતા નથી.

ઘણા લોકોનું કહેવું એમ થાય છે અને ઘણાં પુસ્તકોમાં પણ લખેલું છે કે ઇશ્વર દયાળુ અને માફી બક્ષનાર છે, પણ એ તદ્દન ખોટું છે. ઇશ્વર અદલ ઇન્સાફી છે અને તે ઇન્સાફ કરવામાં કદી પણ માફી દેખાડી શકે નહિ. જો ઇશ્વર કોઇ દુષ્ટ માણસને તેનાં પાપ કર્મો માટે શિક્ષા કરવાના બદલામાં માફી બક્ષે, અથવા તો દયા દેખાડે તો તેણે કદી પણ અદલ ઈન્સાફ કરેલો કહેવાશે નહિ; અને જો આ પ્રમાણે ઇશ્વર દયાળુ રહે તો તેને ન્યાયાધીશ તરીકે ગણી ન શકાય; માટે ઇશ્વર દયાળુ નથી પણ ઇન્સાફને વળગી રહેનાર ચુસ્તમાં ચુસ્ત પ્રમાણિક ન્યાયાધીશ છે. કેટલાક લોકો જ્યારે માથે આફત આવી પડે ત્યારે ઇશ્વિરની દયા અને માફી ચાહે છે, પણ એ તદ્દન મૂર્ખપણું છે. અલબત, પોતાનાં પાપનો ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરવાથી કાંઇક શિક્ષામાં ઘટાડો થાય છે. પણ પોતાનાં પાપો માટે માફી ચાહવી તે બીલકુલ વ્યર્થ છે. જો ઇશ્વર જે મનુષ્ય માફી ચાહે તેને શિક્ષામાંથી મુક્ત કરે, તો દરેક મનુષ્યને પાપો કરવા આડકતરી રીતે ઉત્તેજન મળે, અને દરેક મનુષ્ય પાપો કરવાને લલચાય, કારણ કે એ રીતે તો પાપો કર્યાં પછી માફી માગવાથી તેઓ શિક્ષામાંથી મુક્ત થઇ શકે.

દરેક મનુષ્યે હમેશાં મનમાં સારા વિચારોજ રાખવા જોઇએ, બીજાઓનું ભલું ઇચ્છવું જોઇએ, પરોપકારી થવું જોઇએ, અને ખુદ પરમાત્માને ભજવો જોઇએ. જે લોકો સારા વિચારો કરે છે, તેઓનાથી સારાં કામો જ થાય છે અને તેનાં સારાં ફળો જ આવે છે; જેમકે,

સારે સારૂં સાધજો, સારે સારૂં થાય,
સારે સારૂં નવ કીધે, સારે સૌ પત જાય.

વિહારીલાલ ખુબ મેથીપાક જમ્યા પછી પોતાના ઘર તરફ નીચું જોઇને ચાલતો થયો; પણ કહેવત છે કે 'કૂતરાની પૂછડી વાંકી ને વાંકી,' તે પ્રમાણે મેથીપાક ખાધા પછી તે કાંઈ સુધર્યો હોય એમ ન હતું. તે પોતાનાં દુષ્ટ કામમાં પ્રવૃત્તજ રહ્યો અને છેવટે તેનો અંત તે દુષ્ટ કામોમાં જ આવ્યો. એક દિવસે વિહારીલાલ કોઇ એક મુસલમાન નવયૌવનાપર આશક થયો અને તેને ચીઠી લખીને રાતના તેના મકાનમાં મળવાનું નક્કી કર્યું. તે છોકરી કોઇ એક અજાણ્યા નીચ કુટુંબમાં જન્મી હતી, તેનાં માતપિતા મરી ગયાં હતાં અને તેનો ભાઈ તેની ખુબસુરતીપર પેટ ભરતો હતો. વિહારીલાલે એની સાથે ઘણો વખત ગાળ્યો. તેણે તે અરસામાં તેને ઘણા પૈસા આપ્યા તથા પોતાની સ્ત્રીના બધા દાગીના તેને ભેટ કરી દીધા. તેણે કોઇ દહાડો ધાર્મિક શિક્ષણ લીધું ન હતું. તેના હૃદયની ઇશ્વરી લાગણીઓ કચડાઇને છુંદાઇ ગઇ હતી, અને તેના પ્રબળ મને સલાહકાર હૃદયપર વિજય મેળવ્યો હતો. ઇશ્વર કયાં છે? તે કોણ છે? આ સૃષ્ટિ કોણે ઉત્પન્ન કરી? આ પર્વતો, જમીન, દરિયો, તારા, ચંદ્ર, સૂર્ય વિગેરે કોણે રચ્યાં? સત્કર્મો શું છે? અને પાપીઓને કેવી શિક્ષા થાય છે? એ સઘળી બાબતનો તેણે કદી પણ વિચાર કર્યો ન હતો. જો કોઇ સત્પુરૂષ તેને શિખામણ દેવા જતો, તો તેનું કાંઇ પણ સાંભળ્યા વગર તેને મળવાની ચોખ્ખી ના પાડતો હતો. આવાં નીચ, અઘોર, અને પાપી કામ કરનાર વિહારીલાલે છેવટે પોતાના ઘરમાં રહેવાનું તજી દીધું. તેના દરેક નોકરને રજા આપી દીધી, અને પોતાની સઘળી માલ મીલકત લઇને તથા પોતાનું એકનું એક ઘર વેચી નાંખી તે પેલી નીચ વેશ્યાના ઘરમાં જઇ રહ્યો. તે આ મનુષ્ય દેહ કે જે ઉત્તમમાં ઉત્તમ ગણાય છે તે મોજ શોખમાં, ખાવા પીવામાં અને નીચ કર્મોમાં પ્રવૃત્ત રહી, એળે ગુમાવતો હતો. આમ તેણે થોડાક મહીના તે વેશ્યા સાથે ગુજાર્યાં.

એક દહાડો તે વેશ્યાએ વિહારીલાલને કહ્યુ, "અબ, મેરે પ્યારે દોસ્ત, તુઝે મયને બહોત મોઝશોખમે મઝાહ દીયા હય. લેકીન એક

ચીઝકી કસર રહતી હય, બસ, તું મુઝે વો દીલા દે. ફીર મેરે વાસ્તે કુચ્છ ચીઝ બાકી ન રહેગી."

વિહારીલાલ કે જે પોતાનું સર્વસ્વ તેની પછવાડે ગુમાવી બેઠો હતો તેણે હર્ષમાં આવી જાનને પૂછ્યું, "અય મેરી આંખોકા રોશન, વ્હો કયા ચીઝ હય?......મય મુસ્કેલીકી કુચ્છ પરવા ન કરૂંગા, વ્હો ઝુરૂર મય તુઝે લીએ લા દઉંગા."

વિહારીલાલ તે વેશ્યા આગળ તદ્દનજ અંધ બની ગયો હતો; તે જે કાંઇ પેલી કુલટા કહેતી હતી તે કરતો હતો; અને જ્યારે તે તેના મોઢામાંથી નીકળતી ઉર્દું ઝબાન સાંભળતો હતો ત્યારે તેના મનથી જાણે કેમ કોઇ અપ્સરા બોલતી હોય તેમ લાગતું હતું. તે વેશ્યાએ પોતાને ગમતી ચીજની માગણી કરી, "હાંસે પાંચ કોશ દૂર મદનપુર નામકે ગાંવમે એક બેપારી કે વ્હાં એક મોતીઓંકા હાર હય, વ્હો મુઝે દીલાદે ઉસ્કી કીંમત પચીસ હજાર રૂપૈએ હય; બસ વ્હો દીલા દે, ફીર હો ચુકા. તુમ અપની ફર્ઝ અદા કર ચુકા, ઓર મય આપકી જહાંતલક જીંદી હું, વ્હાં તલકકી લોંડી બન ચુકી."

વિહારીલાલે તરત તે હાર લઇ આવવાનું વચન આપ્યું અને તે લેવાને ત્યાંથી ઉપડી ગયો. પોતાની પાસે પૈસા હવે કાંઇ બાકી ન રહ્યા હતા, કારણ કે મીલકત તો સઘળી તેણે વેશ્યાને અર્પણ કરી દીધી હતી. તેથી તેણે એક શરાફી પેઢીમાંથી પોતાની પહેરેલી વીંટી તથા બીજું જે કાંઇ પહેર્યું હતું તે આપીને રૂપિયા પાંચ હજાર લીધા અને એક બીજી શરાફી પેઢીમાંથી રૂપીયા ચાલીસ હજારની ચીઠ્ઠી લખી આપીને રૂપિયા વીસ હજાર લીધા. એમ પચીસ હજાર રૂપિયા લઇને તે મદનપુર તરફ રવાના થઇ ગયો. ત્યાં જઇને તે પેલા ઝવેરીને ત્યાં ગયો અને પેલા મોતીના હારની માગણી કરી. અને તે પચીસ હજાર રૂપીયે ખરીદ્યો. ત્યાં ચારેક દિવસ વીતાડયા બાદ પાછો પોતાને દેશ જવા નિશ્ચય કર્યો.

એક દિવસે વિહારીલાલના ગયા પછી તે વેશ્યા બારીમાં ઉભી હતી. તે વખતે ત્યાંથી કોઇ એક મુસલમાન મુસાફર ખુબ ઠાઠમાઠમાં પસાર થતો હતો. એની નજર તે વેશ્યા ઉપર પડી અને તે તેની મોહ

જાળમાં ફસાણો. તે વેશ્યા જાણતી હતી કે હવે વિહારીલાલ પાસે કાંઇ પણ બાકી રહ્યું ન હતું, અને તેની દોસ્તીમાં હવે કાંઇપણ ફાયદો થાય તેમ ન હતું. તે જે હાર ખરીદવા ગયો હતો તેને માટે પૈસા પણ તેણે ઉછીના લીધા હતા, એ પણ તે સારી રીતે જાણતી હતી. આ કારણને લીધે તેણે તે મુસલમાન પૈસાદારને પોતાના ફંદામાં ફસાવ્યો.

વિહારીલાલ પેલો હાર સાથે લઇને ગામમાં આવી પહોંચ્યો અને તે વેશ્યાના ઘર આગળ ગયો. આ સમયે પેલો પૈસાદાર મુસલમાન મુસાફર બહાર ગયો હતો; એટલે તેણે વિહારીલાલને ઘરમાં આવવા દીધો. વિહારીલાલે તે વેશ્યાને મળતાંજ તુરત તે હાર એને આપી દીધો, અને અત્યંત ખુશાલીના આવેશમાં આવી ગયો. તે વેશ્યાએ જઇને તે હાર તીજોરીમાં મૂકયો, અને બીજે દરવાજેથી તેના નોકરને બોલાવીને કહ્યું કે, "પેલા વિહારીલાલને ઘરમાંથી બહાર નીકળી જવાને કહે અને જો ન માને તો તેને ધકકો મારીને બહાર કાઢવો અને સામે થાય તો સિપાઇને બોલાવીને તેને હવાલે કરી દેવો."

પેલા માણસે તરતજ બહાર જઇને વિહારીલાલને કહ્યું, "ચાલ એ, અહિંઆથી ચાલ્યો જા, નહિતો ધકકો મારીને તને બહાર કાઢીશ."

વિહારીલાલ દીઙ્મૂઢ બનીને તેની સામું જોવા લાગ્યો. જે માણસ વિહારીલાલને હંમેશ ચાહપાણી આપતો તથા એક સાધારણ નોકરની માફક કામ કરતો હતો અને વિહારીલાલનો દરેક હૂકમ બજાવતો હતો, તેના મોઢામાંથી આવા શબ્દો સાંભળીને તેની અજાયબીનો પાર રહ્યો નહિ અને અજાયબીમાં ને અજાયબીમાં કહ્યું, "તું મને ઓળખે છે કે કેમ? આમ ગાંડા બદમાશની માફક શું બોલે છે?" પેલા માણસે મોટેથી બુમ પાડીને કહ્યું, "ચુપ એ બદમાશ, જરાબી ગડબડ કરી છે તો હાડકાં પાંસળાં ખોખરાં થઇ જશે. તને હું સારી પેઠે ઓળખું છું. તું પકકો ડામીસ છે."

વિહારીલાલનો ગુસ્સો વધી જવાથી તે એકદમ ઉભો થયો અને જોરથી એક મુકકો પેલાના માથામાં માર્યો. તેટલામાં પેલો મુસલમાન મુસાફર ઘરમાં દાખલ થયો અને આ તોફાન જોઇ અજાયબીમાં ગરકાવ થયો. પેલી વેશ્યા ઘરમાંથી બહાર આવી અને રડતા સાદે બોલવા

લાગી કે, તે નીચ માણસ તેના ઉપર હુમલો કરતો હતો અને તેને બચાવવા જતાં તેના માણસને બહુ સખત માર માર્યો હતો. પેલા મુસલમાને જોસમાં આવી જઈને વિહારીલાલ સાથે ખુબ મારામારી કરી અને તે વેશ્યાએ બારી આગળ જઈને મોટે મોટે બુમો પાડીને હોહાકાર મચાવી મુકયો. તરતજ ત્યાં ઘણાં માણસો ભેગા થઈ ગયાં અને છેવટે સિપાઈઓ પણ આવી પહોંચ્યા. તેઓએ આવતાં વેતને વિહારીલાલને ગુન્હેગાર માની લઈને પકડયો. હવે વિહારીલાલની આંખમાંથી પાણી વહેવા લાગ્યાં અને તેને પોતાની પૂર્વની સ્થીતિનું ભાન થવા લાગ્યું. તેની સ્ત્રી તેની નજર આગળ તરવા લાગી અને તેણે જેનાં જેનાં ખુન કર્યાં હતાં તેઓ તેની સામાં આવીને ઉભા રહ્યાં હોય તેવો તેને ભાસ થવા માંડયો. દુઃખ શું ચીજ છે તેનું હવે તેને પહેલીવારતુંજ ભાન થવા લાગ્યું, અને "જ્યારે આફત આવવા માંડે છે ત્યારે ચારે બાજુએથી આવે છે" તે દ્રષ્ટાંત તેની નજર આગળ ખરૂં પડતું લાગ્યું. તરતજ સિપાઈઓ તેને ચબુતરે લઇ ગયા અને ત્યાં તેને ગુન્હેગાર તરીકે રાખ્યો. ગામમાં ચારે બાજુએ હોહાકાર થઇ રહ્યો અને સર્વ લોકોની જાણમાં આવી ગયું કે પેલા વિહારીલાલના આનંદનો અંતે અંત આવ્યો છે.

'વાવે તેવું લણે' એ કહેવત પ્રમાણે વિહારીલાલને પોતે રોપેલાં કડવાં બીજનાં ફળ ચાખવાનો વારો આવ્યો. હંમેશાં દરેક માણસ પોતાનાં કાર્યોનાં શું ફળ આવશે તે બાબતમાં પોતાના હૃદયને સલાહકાર ગણી જો કામો કરે તો તેનાં માઠાં ફળ કદી પણ આવે નહિ. પણ જુવાનીના મદમાં અંધ બનેલાં મનુષ્યો પોતાના બાપદાદાની કીર્તિની જરા પણ દરકાર કર્યા વગર, બાપદાદાએ મહા મહેનતે મેળવેલો પૈસો પળવારમાં ગુમાવી બેસે છે. તે પોતાના મનના દાસ બને છે, પોતાની સઘળી શકિત મનના હાથમાં મૂકે છે; અને છેવટે મનમાં આવે એમ કરે છે. અલબત, જો તે મનને સારી રીતે કેળવ્યું હોય, ધાર્મિક શિક્ષણ આપ્યું હોય, અને સારા મનુષ્યોના સમાગમમાં આવ્યું હોય, અને દુષ્ટોના દુર્ગુણોથી દૂર રહ્યું હોય તો તે સારાં કામ કરશે. પણ જો તેમ ન હોય તો વિહારીલાલની માફક અઘટીત આનંદમાં આખી જીંદગી અઘટીત રીતે અર્પણ કરશે. જે મનુષ્યો ઇશ્વરને

ઓળખતા નથી અથવા તો પોતાના ધર્મમાં ફરમાવ્યા પ્રમાણે વર્તતા નથી તે મનુષ્યોથી સારાં કામો થવાં એ તદ્દન અસંભવીત છે.

વિહારીલાલને સિપાઇઓએ એક દહાડો રાખ્યા બાદ ધક્કા મારીને હાંકી કાઢયો, કારણ કે તે મુસલમાનને તે અજાણ્યા ગામમાં ફરિયાદ કરવાનું ઠીક ન લાગ્યું અને તે વેશ્યાએ તેને તેવીજ શિખામણ આપી.

વિહારીલાલ છુટો થયો અને ગામના દરવાજા આગળ જઇ રાતના અંધારૂં હોવાથી ત્યાં પડી રહ્યો. તે આખી રાત ભૂખ્યો તરસ્યો અને થાકેલો હોવાથી એક ઝાડ નીચે પડી રહ્યો. હમેશાં ઉઠતાં વેત, દિવસના કેવું સુખ માણવું તેનો વિચાર કરતો હતો, પણ આજે શું કરવું તે તેને સૂઝતું નહતું. સવારના ૭ વાગાના સમયે તેની આંખ ઉઘડી ગઇ અને તે ડોકું નીચું રાખી વિચારમાં ગરકાવ થઇ ગયો. તે મનમાં વિચારવા લાગ્યો કે, "અંતે મારી આ દશા થઇ! માબાપે મને અત્યંત લાડમાં ઉછેર્યો અને મારે માટે મોટી મીલકત મુકી મરણ પામ્યાં, હું મારો વખત સુખમાં ગુજારવા લાગ્યો. ઇશ્વરને કોઈ પણ દિવસ યાદ ન કર્યો. અરે! હવે શું થાય! જે થવાનું હતું તે થઇ ચૂકયું. કાંઇ ગયો વખત પાછો આવે છે! અરે! હું આટલો બધો અંધ કેમ બન્યો! હવે મારી શી દશા થશે! મારી તરફ આખું ગામ ધિક્કારની નજરે જોશે. પરમાત્મા! મારા શા હાલ થશે! મારી સ્ત્રી પણ મને જોઇ આડે રસ્તે ઉતરી અને છેવટે મેં તેનું ખુન કર્યું. મારાં દુષ્ટ કર્મોનાં આવાં ફળ ચાખવાં પડશે, એવું જો મને પ્રથમજ સૂઝયું હોત તો આવું કામ ન કરત. શું કરૂં! હું આમને આમ આત્મહત્યા કરૂં? શું થશે! બસ, બસ, હવે મારૂં આયુષ્ય પૂર્ણ થયું છે, જે થવાનું હશે તે થશે. અરે! પેલી રંડાએજ મને ભીખારી કર્યો. મારો કદી પણ આવો વખત ન આવત, પણ આ વખત લાવનાર એ રંડા જ છે. મેં ઘણીવાર સાંભળ્યું છે કે, 'રંડીકા યાર સદા ખુવાર, કાંટોકા બીછાના ઓર જુતેકા માર' પણ તે વખતે એ સઘળું જૂઠું લાગતું હતું. હવે તો એ સઘળાનો જાતી અનુભવ થયો. અરે! એ અનુભવની સમાપ્તિ થતાં પહેલાં મેં સર્વસ્વ ખોયું. ચાલ, એ રંડા આગળ જાઉં અને મારા પૈસાની માગણી કરૂં. જો આપે તો ઠીક છે, નહિં તો દરબારમાં જઇને ફરિયાદ કરૂં. આમ અનેક વિચાર કરીને છેવટે તે વેશ્યા પાસે પૈસા લેવા ગયો.

તે એના ઘર આગળ જઇ પહોંચ્યો. પેલી બારીમાં બેઠી હતી તેના સામું જોઇને વિહારીલાલ રસ્તામાંથી મોટે સાદે બુમ પાડી કહેવા લાગ્યો, "ઓ નીચ કુલટા, લાવ મારા દાગીના અને પૈસા નહિં તો દરબારમાં જઇને ફરિયાદ કરીશ."

વિહારીલાલને આમ બોલતો જોઇને તેને ખીજવવા ખાતર તે એકદમ હસવા લાગી, કારણ કે આ વખત પેલો મુસલમાન મુસાફર ત્યાં ન હતો. વિહારીલાલ તેને આમ હસતી જોઇને અત્યંત ખીજાયો અને તેનાપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. થોડીકવાર સુધી એની જરા પણ તેણે દરકાર કીધી નહિ, પણ છેવટે ખીજવાટથી બોલી કે, "અય ભીખારી, હ્યાંસે ચલ જા, વ રીરબી સિપાઇઓકે હવાલે કર દઉંગી"; એમ કહીને તે અંદર ચાલી ગઇ અને પાછી બારી આગળ આવીજ નહિ. અંતે વિહારીલાલ બુમ પાડી પાડીને થાકી ગયો અને જ્યારે જોયું કે તેનું કાંઇ વળે તેમ ન હતું ત્યારે ત્યાંથી ચાલતો થયો અને પાછો પેલા ઝાડ નીચે જઇને બેઠો. તેના મનમાં અત્યંત ખીજવાટની લાગણી ઉત્પન્ન થઇ અને તે અંતે તેમાં થાકયો અને ધાર્યું કે તેમાં તેનું કાંઇ વળે તેમ નહતું. હવે તેને ઘણી ભૂખ લાગી હતી પણ શું કરવું તે તેને સૂઝતું નહતું. તેણે પોતાના બાપદાદાના વખતના જુના મહેતાજી પાસે જઇને ખાવાનું માગવાનો વિચાર કર્યો. ત્યાંથી ઉઠીને તેના ઘર આગળ ગયો. તે ઘરની અંદર દાખલ થઇને એક બાંકડા ઉપર બેઠો, અને ત્યાં તે મહેતાજીનો કોઇ નોકર ઉભો હશે તેને પોતાના આવવાની મહેતાજીને ખબર આપવાનું કહ્યું. તે માણસે જઇને તેના શેઠને વિહારીલાલના આવવા વિષેની ખબર આપી.

સાધારણ નોકરો સારા નીવડે એ હંમેશાં બનતું નથી, કારણ કે પ્રથમ તો તેઓ ગરીબ હોય છે એટલે તેઓને પૈસાની બહુ લાલચ હોય છે. વળી ગરીબ હોય છે તે છતાં તેમને દીકરા દીકરી પરણાવવાં પડે છે અને લગ્નમાં મોટો ખરચ થાય છે તે પણ કાઢવો જોઇએ. વળી ઘરડો બાપ કે મા મરી જાય છે તો તેનો દહાડો કરવો પડે છે. આ બે મોટા ખરચ ઉપરાંત નાત જાતના રીતરિવાજ અને વહેવારમાં તેઓને ઉભા રહેવું પડે છે. ઘરમાં ભલે ખાવાને ખાખ પણ ન હોય તોપણ તેઓને રીત વહેવાર એટલે કે દહાડો કરવામાં તથા દીકરા દીકરીને નાન-

ઓળખતા નથી અથવા તો પોતાના ધર્મમાં ફરમાવ્યા પ્રમાણે વર્તતા નથી તે મનુષ્યોથી સારાં કામો થવાં એ તદ્દન અસંભવીત છે.

વિહારીલાલને સિપાઇઓએ એક દહાડો રાખ્યા બાદ ધક્કા મારીને હાંકી કાઢયો, કારણ કે તે મુસલમાનને તે અજાણ્યા ગામમાં ફરિયાદ કરવાનું ઠીક ન લાગ્યું અને તે વેશ્યાએ તેને તેવીજ શિખામણ આપી.

વિહારીલાલ છુટો થયો અને ગામના દરવાજા આગળ જઇ રાતના અંધારૂં હોવાથી ત્યાં પડી રહ્યો. તે આખી રાત ભૂખ્યો તરસ્યો અને થાકેલો હોવાથી એક ઝાડ નીચે પડી રહ્યો. હમેશાં ઉઠતાં વેત, દિવસના કેવું સુખ માણવું તેનો વિચાર કરતો હતો, પણ આજે શું કરવું તે તેને સૂઝતું નહતું. સવારના ૭ વાગાના સમયે તેની આંખ ઉઘડી ગઇ અને તે ડોકું નીચું રાખી વિચારમાં ગરકાવ થઇ ગયો. તે મનમાં વિચારવા લાગ્યો કે, “અંતે મારી આ દશા થઇ! માબાપે મને અત્યંત લાડમાં ઉછેર્યો અને મારે માટે મોટી મીલકત મુકી મરણ પામ્યાં, હું મારો વખત સુખમાં ગુજારવા લાગ્યો. ઇશ્વરને કોઇ પણ દિવસ યાદ ન કર્યો. અરે! હવે શું થાય! જે થવાનું હતું તે થઇ ચૂકયું. કાંઇ ગયો વખત પાછો આવે છે! અરે! હું આટલો બધો અંધ કેમ બન્યો! હવે મારી શી દશા થશે! મારી તરફ આખું ગામ ધિક્કારની નજરે જોશે. પરમાત્મા! મારા શા હાલ થશે! મારી સ્ત્રી પણ મને જોઇ આડે રસ્તે ઉતરી અને છેવટે મેં તેનું ખુન કર્યું. મારાં દુષ્ટ કર્મોનાં આવાં ફળ ચાખવાં પડશે, એવું જો મને પ્રથમજ સૂઝયું હોત તો આવું કામ ન કરત. શું કરૂં! હું આમને આમ આત્મહત્યા કરૂં? શું થશે! બસ, બસ, હવે મારૂં આયુષ્ય પૂર્ણ થયું છે, જે થવાનું હશે તે થશે. અરે! પેલી રંડાએજ મને ભીખારી કર્યો. મારો કદી પણ આવો વખત ન આવત, પણ આ વખત લાવનાર એ રંડા જ છે. મેં ઘણીવાર સાંભળ્યું છે કે, ‘રંડીકા યાર સદા ખુવાર, કાંટોકા બીછાના ઓર જુતેકા માર’ પણ તે વખતે એ સઘળું જૂઠું લાગતું હતું. હવે તો એ સઘળાનો જાતી અનુભવ થયો. અરે! એ અનુભવની સમાપ્તિ થતાં પહેલાં મેં સર્વસ્વ ખોયું. ચાલ, એ રંડા આગળ જાઉં અને મારા પૈસાની માગણી કરૂં. જો આપે તો ઠીક છે, નહિં તો દરબારમાં જઇને ફરિયાદ કરૂં. આમ અનેક વિચાર કરીને છેવટે તે વેશ્યા પાસે પૈસા લેવા ગયો.

તે મહેતાજી વિહારીલાલની બધી હકીકત જાણતો હતો, અને જો તેનામાં નિમકહલાલી હોત તો જ્યારે વિહારીલાલ પકડાયો ત્યારે તેને છોડાવવા જાત. તેનામાં જરા પણ ઉપકારનો બદલો વાળવાની લાગણી હતી નહિ, એટલે તે તેના શેઠને ભૂલી જાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહતું. તેણે તરતજ માણસને કહ્યું કે "જા, જઈને એને કહે કે તારા જેવા નીચ પાપીને મદદ કરવાને મને ઈશ્વરે સરજ્યો નથી. શા માટે મૂર્ખ બન્યો અને બાપના પૈસા ગુમાવ્યા? અમને રજા આપતી વેળા તને જરા પણ શરમ ન આવી? જો વધારે ખટ-પટ કરે તો ધક્કો મારીને બહાર કાઢજે."

પેલા માણસે જે તેના શેઠે કહ્યું તે સઘળું તેને સંભળાવી દીધું. વિહારીલાલ કે જેણે આખી ઉમરમાં મહેતાજીનાં આવાં વચનો કદી નહોતાં સાંભળ્યાં તે સાંભળવાનો તેનો વખત આવ્યો. હવે કાંઇ તે શેઠ નહતો, હવે તો તે તેના નોકરના નોકર કરતાં પણ નીચ પંક્તિનો માણસ બન્યો હતો. તેને લાચારીથી ત્યાંથી ઉઠીને બહાર જવું પડયું, કારણ કે જો ન જાત તો તે માણસના હાથના ધક્કા ખાઇને બહાર જવું પડત. હવે ક્યાં જવું? શું કરવું? કોને કહેવું? તે કાંઇ પણ તેને સૂઝતું ન હતું. બપોર થઇ ગઇ હતી. તડકાની ગરમીથી, પાણીની તૃષાથી, ભુખના દુઃખથી તેનું શરીર અત્યંત નબળું પડવા લાગ્યું હતું, મન પશ્ચાતા-પમાં ગરકાવ થયું હતું, અને હૃદય કુકર્મો માટે ડંખતુ હતું. ત્યાંથી તેણે પોતાનો અંગરખો તથા જોડા વેચીને ખાવાનું લઇને પાછા ફરીને તે ઝાડ નીચે બેસી ખાવાનો નિશ્ચય કર્યો. જે અંગરખાનું કપડું લેતી વખતે અને તેને સીવવા આપતી વખત તેની શું કીંમત આપવી અને શું સીલાઇ આપવી તેનો વિચાર પણ કર્યો ન હતો, તેજ ડગલો વેચતી વખતે તેના બે ચાર આના વધારે મળે તો સારૂં એમ વિચારીને અતિ રકઝક કર્યા પછી તે ડગલો વેચ્યો, અને એવીજ રીતે એક મોચીને પોતાના પગના જોડા પણ વેચ્યા, કે જે જોડાઓ વગર તેને કોઇ દિવસ પણ ચાલવું યોગ્ય લાગતું નહતું, અને કદાચ પગમાં કાંકરીઓ ખુંચી જાય અથવા તો કાંટા વાગે તેવી ધાસ્તી લાગતી હતી. અંગરખો અને જોડા વેચ્યા પછી વિહારીલાલનો દેખાવ તદ્દન બદલાઇ ગયો. ધોતીઉં, કુડતું, અને ટોપી શિવાય બીજાં વસ્ત્રો તેની પાસે

પણુમાં પરણાવવા વિના ચાલતું નથી. શ્રીમંતોને તો વાંધો આવતો નથી, કારણ કે પાસે પૈસા હોય છે. પણ ગરીબોને અત્યંત સહન કરવું પડે છે. ગરીબોની પાસે જયારે જોઇએ ત્યારે પૈસા પાસે હોતા નથી એટલે કરજ કરીને પોતાની નોકરીમાંથી અથવા તો બીજો કોઇ ધંધો હોય તેમાંથી આસ્તે આસ્તે પૈસા ભરવા પડે છે. આ પ્રમાણે કરજ થઇ જવાથી અને સારૂં શિક્ષણ ન પામેલા હોવાથી શેઠના ઘરમાં નાની નાની ચોરીઓ કરે છે અને તે એવી રીતે કરે છે કે તેમાં એ જવહ્લેજ પકડાય છે. જો કોઇ વખત લાંબા વખત સુધી એક માણસે એક શેઠની નોકરી કરી હોય, અને તે લાંબા વખત પછી ચોરી કરતો માલમ પડે છે, તો શેઠ તેને ધમકાવી તથા ખુબ ઠપકો આપી માફ કરી દે છે. આવી રીતે માફ કરવાનાં ઘણાં કારણો છે: પહેલું તો એ કે સચ્ચાઇ માટે તેઓએ સારૂં શિક્ષણ મેળવેલું હોતું નથી, એટલે કે પોતાના નોકરોની સાથે એવી રીતે કામ લેવું જોઇએ કે તેઓને કોઇ પણ દિવસ ચોરી કરવાનો લાગ ન ફાવે; બીજું એ કે તેઓ નવા નવા માણસોના પરિચયમાં આવવા નથી માગતા અને તેથી કરીને કેટલાક શેઠીઆઓ ઘણીવાર કહે છે કે, "વળી કયાં નવો માણસ રાખીએ? આ માણસ બધા કામનો માહીતગાર છે અને વળી પાછો નવો કેવો નીકળે તે કેમ ખબર પડે?" ત્રીજું એ કે તેઓ ઉત્સાહી હોતા નથી અને કાયર બહુ હોય છે. આવાં અનેક બીજાં કારણોને લીધે એક નોકરને એક શેઠીઆની નોકરીમાંથી નીકળતાં બહુ વાર લાગે છે. અલબત, આમાં અપવાદરૂપ પણ ઘણા હોય છે, પણ મોટો ભાગ તો ઉપર જણાવેલ શેઠીઆઓ જેવોજ હોય છે.

જો સર્વે વેપારી કે પૈસાદાર ગૃહસ્થો કોઇ નોકરને ચોરીનો પ્રયત્ન કરતાં પણ દેખે તો તેને તરતજ નોકરીમાંથી કાઢી મૂકે અને પોતાના દરેક ઓળખીતા તથા જાણીતા ગૃહસ્થોને એની હરામખોરીની બાબત જણાવી દે, કે જેથી કરીને તે બદમાશ નોકરને પાછી નોકરી મેળવતાં બહુજ મુસીબત પડે, તો નોકરોમાં નાની ચીજોમાંથી ચોરી કરવાની જે કુટેવ પડે છે તે અટકી જાય, અને ચારે બાજુએ પ્રમાણીકપણું વર્તી રહે. દીર્ઘ દૃષ્ટિએ જોતાં સૌથી સરસ એજ ઉપાય માલમ પડે છે.

તે મહેતાજી વિહારીલાલની બધી હકીકત જાણતો હતો, અને જો તેનામાં નિમકહલાલી હોત તો જ્યારે વિહારીલાલ પકડાયો ત્યારે તેને છોડાવવા જાત. તેનામાં જરા પણ ઉપકારનો બદલો વાળવાની લાગણી હતી નહિ, એટલે તે તેના શેઠને ભૂલી જાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહતું. તેણે તરતજ માણસને કહ્યું કે "જા, જઈને એને કહે કે તારા જેવા નીચ પાપીને મદદ કરવાને મને ઈશ્વરે સરજ્યો નથી. શા માટે મૂર્ખ બન્યો અને બાપના પૈસા ગુમાવ્યા? અમને રજા આપતી વેળા તને જરા પણ શરમ ન આવી? જો વધારે ખટ-પટ કરે તો ધક્કો મારીને બહાર કાઢજે."

પેલા માણસે જે તેના શેઠે કહ્યું તે સઘળું તેને સંભળાવી દીધું. વિહારીલાલ કે જેણે આખી ઉમરમાં મહેતાજીનાં આવાં વચનો કદી નહોતાં સાંભળ્યાં તે સાંભળવાનો તેનો વખત આવ્યો. હવે કાંઇ તે શેઠ નહતો, હવે તો તે તેના નોકરના નોકર કરતાં પણ નીચ પંક્તિનો માણસ બન્યો હતો. તેને લાચારીથી ત્યાંથી ઉઠીને બહાર જવું પડયું, કારણ કે જો ન જાત તો તે માણસના હાથના ધક્કા ખાઇને બહાર જવું પડત. હવે ક્યાં જવું? શું કરવું? કોને કહેવું? તે કાંઇ પણ તેને સૂઝતું ન હતું. બપોર થઇ ગઇ હતી. તડકાની ગરમીથી, પાણીની તૃષાથી, ભુખના દુઃખથી તેનું શરીર અત્યંત નબળું પડવા લાગ્યું હતું, મન પશ્ચાતા-પમાં ગરકાવ થયું હતું, અને હૃદય કુકર્મો માટે ડંખતુ હતું. ત્યાંથી તેણે પોતાનો અંગરખો તથા જોડા વેચીને ખાવાનું લઇને પાછા ફરીને તે ઝાડ નીચે બેસી ખાવાનો નિશ્ચય કર્યો. જે અંગરખાનું કપડું લેતી વખતે અને તેને સીવવા આપતી વખત તેની શું કીંમત આપવી અને શું સીલાઇ આપવી તેનો વિચાર પણ કર્યો ન હતો, તેજ ડગલો વેચતી વખતે તેના બે ચાર આના વધારે મળે તો સારૂં એમ વિચારીને અતિ રકઝક કર્યા પછી તે ડગલો વેચ્યો, અને એવીજ રીતે એક મોચીને પોતાના પગના જોડા પણ વેચ્યા, કે જે જોડાઓ વગર તેને કોઇ દિવસ પણ ચાલવું યોગ્ય લાગતું નહતું, અને કદાચ પગમાં કાંકરીઓ ખુંચી જાય અથવા તો કાંટા વાગે તેવી ધાસ્તી લાગતી હતી. અંગરખો અને જોડા વેચ્યા પછી વિહારીલાલનો દેખાવ તદ્દન બદલાઇ ગયો. ધોતીઉં, કુડતું, અને ટોપી શિવાય બીજાં વસ્ત્રો તેની પાસે

રહ્યાં નહોતાં. તેની હાલત તદ્દન એક ગરીબના જેવી લાગતી હતી; લૂગડાં પણ મેલાં થઇ ગયાં હતાં, ત્રણ ચાર દિવસથી ન્હાવા પણુ મળ્યું ન હતું; એટલે શરીર દરીદ્રી હાલતમાં આવી ગયું હતું; માથે વાળનું પણ ઠેકાણું નહતું. તેણે ઝાડ આગળ જઇને પોતાની ભૂખને શાન્ત કરી અને તે બજારૂ ખાવાનામાં તેને એટલી તો મઝા પડી કે તેના મનને એમ લાગ્યું કે એવું સારૂં ખાવાનું કોઇ દિવસ ઘેર પણ ખાધું નહતું. ઘેર ફક્ત વગર મહેનતે શેઠજી જમતા અને હાલતે ચાલતે જે હાથમાં આવે તે મોઢામાં નાંખતા હતા, અને પછી જમવા બેસે તો જેમ પુરતી ભૂખથી ખવાય તેમ કયાંથી ખાઇ શકાય? અને સંપૂર્ણ ભૂખ લાગી ન હોય તો ખાવામાં મીઠાસ પણ કયાંથી લાગે? તેણે આવી સખત ભૂખ કોઇ દિવસ પણ વેઠી ન હતી, એટલે આજે ખાવાનામાં–તે પણ બજારના વેચણીયા ખાવાનામાં–મીઠાશ લાગે, તો તેમાં નવાઇ જેવું કાંઇ પણ નહોતું. ખાધા પછી તેણે એક વાવ આગળ જઇ, કોઇ સ્ત્રી પાણી ભરતી હતી તેને આજીજી કરીને, બે હાથના ખોબાવતી પાણી પીને તરસને શાંત કરી. તેની આવી હાલત થઇ પડી તે પહેલાં જ્યારે કોઇ સ્ત્રી તરફ જોતો ત્યારે તેની આંખમાં નીચતા પ્રવર્તતી અને આજે તેજ આંખોમાં તે નીચતાની જગાએ, બદલાયલી દશાને લીધે આંસુઓ બાઝયાં હતાં. પહેલાં જે આંખો અહંકાર પ્રદર્શીત કરતી હતી તેજ આંખો આજે પસ્તાવાથી બાઝેલાં આંસુને લીધે ઝાંખી થઇ ગઇ હતી, અને શરમને લીધે ઉંચી થવાની પણ જીજ્ઞાસા ધરાવતી નહતી.

સમય બળવાન છે. સમય એવો આવે છે કે એક માણસ રાજા હોય છે તેજ માણસ સમય બદલાયાથી રંક બને છે. વિહારીલાલ ઝાડ નીચે થોડી વાર ઉંઘ કર્યા પછી પાછો જાગ્યો ત્યારે લગભગ સાંજનો અંત થઈ રાત પડવાનો વખત થવા આવ્યો હતો. તેને હજી ત્રણ ચાર દિવસના ખાવાનાની ચિંતા નહતી, કારણ કે પાસે અંગરખાના અને જોડાના પૈસા બચ્યા હતા, પણ તે પૈસાનો અંત આવ્યા પછી શું કરવું તે તેને સૂઝતું નહતું. તેને તેજ વિચાર ત્રણ ચાર કલાક ચલાવ્યા પછી તે પાછો સુઇ ગયો અને તેણે નિદ્રામાં તે આખી રાત ત્યાંજ પસાર કરી. બીજે દિવસે સવારના ઉઠીને તેણે તેનો એક સગો હતો તેની પાસે જઈ મદદ માગવાનો નિશ્ચય કર્યો. સવારના લગભગ આઠેક

વાગવાનો અમલ થયો હતો, ત્યારે વિહારીલાલ તે સગાના ઘર આગળ જવાને ચાલતો થયો. તેના દેખાવમાં અને ભીખારીના દેખાવમાં જરાપણ ફેર ન હતો. તેનો સગો ઘરના ઓટલા ઉપર બેઠો હતો; ત્યાં આગળ જઇને તેણે પોતાને તેના ઘરમાં રાખવાની અરજ કરી, અને પોતે તેના ઘરનું બધું કામકાજ કરશે તેવી કબુલાત આપી તેનો સગો કે જે એક સાઠ વર્ષનો ડોસો હતો, તેણે આંખોના ડોળા કાઢીને ખુબ ગુસ્સામાં આવી જઇને ખુબ ઘુરકતી રીતે જેમ એક મોટું લાંબુ ભાષણ આપવું હોય તેમ પાસે પડેલી પછેડી ખભે નાંખતાંકને જોરમાં ઓટલા ઉપર ઉભો થઇ ગયો. તે વિહારીલાલ ઉપર ધિક્કારનાં વચનોનો વરસાદ મોટી મોટી બુમો પાડીને વરસાવવા લાગ્યો. "ઓ પાપી, નીચ, કુતરા, તને ધિક્કાર છે, ફીટકાર છે, તું મરી કેમ ન ગયો? ડામીસ, બદમાશ, હરામખોર, તેં તારા બાપદાદાની કીર્તિપર પાણી ફેરવ્યું., તારા સગાનું જગત્માં નામ બોળ્યું, બાઇડીનું ખુન કર્યું. ફટ તારા નામને, તારૂં નખોદ જજો. ઓ રંડીબાજ! જુગારી! તને મરતી વખતે હડહડતા કીડા પડજો. જા, તારી રાંડ પેટ ભરશે, જા. જો કોઇ દિવસ પાછો અહિંઆ આવ્યો છે તો તને જીવતો નહિ જવા દઉં." આ સાંભળીને વિહારીલાલ દિંડોજ થઇ ગયો અને મુંગે મોઢે ત્યાંથી ચાલતો થયો.

તેણે ફરીથી તે રાંડને ત્યાં જઇને ખાવાના માટે પૈસા માગવાનો મનસૂબો કર્યો અને ત્યાં ગયો. પેલો મુસલમાન છે કે નહિ તે જાણ્યા પછી તે ઘરમાં દાખલ થયો; કારણ કે જો તે હોય તો તેનો પાછો માર ખાવાનો વારો આવે. ત્યાં જઇને તે રાંડ જ્યાં બેઠી હતી તેની સામે ધરતી ઉપર બેશી ગયો અને ખાવાના માટે પૈસાની માગણી કરી, જેની તેણે ચોખ્ખી ના પાડી. તેણે તેને ત્યાં નોકર રાખવાની આજીજી કરી, અને તેના જવાબમાં તે રંડાએ જવાબ આપ્યો, "અય કાફીર, તુઝે કુચ્છ શર્મ હય વો નહિ! ભાગ્સે ચલ જા. જો ન જાયગા તો યાદ રખ બ્હોત માર ખાયગા, ઓર પીછે પસ્તાયગા."

આ સાંભળી વિહારીલાલના મનની સ્થીતિ ખરાબ થતી હોય એમ લાગ્યું. કોઇએ તેને સંઘર્યો નહિં.

"ઘરની ઉઠી વનમાં ગઇ, ને વનમાં લાગી આગ,
ચારે બાજુ નજર કરે તો, સૌ કહે કે ભાગ."

આ પ્રમાણે તેના હાલ થયા. વિહારીલાલે પૂછ્યું, "કયા તું ઉસ્કો ચાહતી હય?"

તેના જવાબમાં તેણે કહ્યું, "ઉસ્કાભી હાલ તેરે જૈસા બનેગા." આ સાંભળીને વિહારીલાલને વિચાર થયો કે એના પણ એજ હાલ થશે; તેનામાં કાંઈક સારી લાગણી પેદા થઇ અને પોતાના અનુભવનો બીજાને લાભ આપવાનું ધારી તે તરતજ બોલ્યો, "અય રંડા, અબ બસ હુવા. મય ઉસકી મેરી હાલત જયસી હાલત ન હોને દઉંગા. યાદ રખના કે યે સબ બાત મય ઉસ્કુ કર દઉંગા."

તે રાંડે કહ્યું કે, "તુઝસે બન સકે વ્હો કર લેના."

વિહારીલાલ ત્યાંથી ચાલતો થયો અને બહાર પેલા મુસલમાનની ઘણી વાટ જોઇ પણ તે આવ્યો નહિ. તેણે પોતાનો દિવસ આગલા દિવસની માફક પસાર કર્યો અને સાંજે પેલી રાંડના ઘર આગળ પાછો પેલા મુસલમાનને મળવાનો વિચાર કર્યો; પણ તે તો ઘરમાં તેની ગેરહાજરીમાં આવી ગયો હતો, એટલે બીજે દિવસે વાત કરવાનું નક્કી કર્યું. તે મુસલમાનને વિહારીલાલે સઘળી વાત કહી દેવાનું તે વેશ્યાને કહ્યું હતું અને તે રાંડના મનમાં તેની બહુ ઉંડી અસર થઇ હતી. તેને બહુ ધાસ્તી લાગી હતી કે વિહારીલાલ એ શિકાર તેના હાથમાંથી છટકાવી દેશે. તેણે પોતાના માણસને બોલાવીને વિહારીલાલ રાતના કયાં સુએ છે એ તપાસ કરીને તેને મધ્ય રાત્રીએ મારી નાખવાનું કહ્યું. રાતના બે વાગ્યાના સુમારે તે માણસ એક કાળો ઝભો પહેરીને વિહારીલાલ સુતો હતો, ત્યાં આવ્યો અને નિદ્રાવસ વિહારીલાલનું એક છરા વતી ખૂન કરી તે છરો ત્યાંજ પડતો મુકી ચાલતો થયો. એક પૈસાદાર અને મગરૂબી તથા નીચનામાં વસનાર પુરૂષનો આવી કપીંણુ રીતે અંત આવ્યો.



# પ્રકરણ ૮ મું.



## લલિતાનો તથા જયંતીલાલનો મેળાપ.

લલિતા લગભગ સવારના સાડાપાંચ વાગ્યાના સમયે જાગી ઉઠી અને તેને પાછી જરાપણ ઉંઘ ન આવી. તેને જયંતીલાલનોજ વિચાર આવ્યા કરતો હતો અને શું કરવું તે કાંઇ સૂઝતું નહતું. ખૂબ વિચાર સાગરમાં લહેરકીઓ ખાધા પછી અંતે તે એવા નિશ્ચય પર આવી કે પોતેજ તેને ખાનગીમાં મળવું અને એની મદદે તે શા માટે આવ્યો હતો તે તથા તેની સઘળી હકીકત તેને મોઢેથી જાણી લેવી. વિચારમાં ને વિચારમાં આમ લગભગ બે કલાક વિત્યા બાદ તે પથારીમાંથી ઉઠીને બહાર આવી, અને દાતણપાણી કરીને તેની મા પાસે ગઇ અને તેને પૂછયું કે, "જયંતીલાલ અહિં કયારે આવવાના છે?" તેના જવાબમાં તેની માએ કહ્યું કે તે બપોરના આવશે. બીજી આડી અવળી વાતો કરીને તે પાછી પોતાના ઓરડામાં ગઇ અને જયંતીલાલને કેવી રીતે જણાવવું કે તે તેને એકાંતમાં મળે તેના વિચારમાં પડી. થોડીવાર પછી, તેણે એક ચીઠ્ઠી લખીને કોઇ ન દેખે તેવી રીતે તે બપોરે જયારે મળવા આવે ત્યારે તેને આપી દેવી એવો પોતાના મનમાં નિશ્ચય કર્યો. તેણે એક કાગળ લઇને જયંતીલાલ ઉપર ચીઠ્ઠી લખવા માંડી; તે કેવી રીતે લખવી તે વિષે તેને બહુ મુંઝવણ થવા લાગી, કારણ કે તેને કોઇવાર પણ આવી ચીઠ્ઠી લખવાનો પ્રસંગ આવ્યો નહતો. તો પણ જેમ ઠીક લાગ્યું તેમ પોતાની મેળવેલી વિદ્યાના પ્રમાણમાં તેણે ટુંકમાં એક નાની ચીઠ્ઠી લખી કે જે નીચે પ્રમાણે હતી:—

જયંતીલાલ,

તમે અતિ પરિશ્રમે મને બચાવી છે તે માટે હું તમારો અત્યંત આભાર માનું છું. તમે મહેરબાની કરીને કોઇ ન જાણે તેવી રીતે મને ખાનગીમાં મળશો તો હું તમારો અત્યંત આભાર માનીશ, કારણ કે હું તમને કાંઈ જરૂરની વાત પૂછવા માગું છું.

લી० લલિતા.

આ પ્રમાણે ચીઠ્ઠી લખીને તેને બેવડી ચોવડી વાળી પોતાની પાસે સંતાડીને રાખી મૂકી. જમ્યા પછી બપોરના એક વાગ્યાના સમયે જયંતીલાલ પાર્વતી પાસે આવ્યો. તેને બહુ આદરસત્કારથી પાર્વતીએ ત્યાં બેસાડયો. લલિતાને ખબર પડી ગઇ હતી કે જયંતીલાલ આવ્યો છે, તેથી તરતજ જ્યાં તેની મા તથા જયંતીલાલ બેઠાં હતાં ત્યાં ગઇ અને દૂર એક કોચ પર હાથમાં એક ચોપડી લઇને બેઠી. જયંતીલાલ માટે પાણી લાવવાનું નોકરને કહેવા તેની મા તરત બહાર ગઈ એટલે તરતજ લલિતા ઉભી થઇ, અને જયંતીલાલ બેઠો હતો ત્યાં પોતાની પાસે જે ચીઠ્ઠી હતી તે આપવાને ગઇ. ચીઠ્ઠી આપતાં તેને ઘણી શરમ લાગી પણ મહા મુશીબતે હિંમત રાખીને તે ચીઠ્ઠી જયંતીલાલને આપી અને મુંગે મોઢે ઓરડામાંથી બહાર ચાલી ગઇ. જયંતીલાલે તે ચીઠ્ઠી ખીસામાં મૂકી દીધી, કારણ કે ત્યાં તે વાંચવાનું તેને ઠીક ન લાગ્યું. થોડીવારમાં પાર્વતી ત્યાં આવી અને નોકર પાણી લાવ્યો હતો તે તેને આપ્યું. તેણે પાણી પી લીધું એટલે પાર્વતીએ પૂછ્યું કે, "લલિતા કયાં ગઇ?"

જયંતીલાલે કહ્યું, "તે હમણાંજ ઓરડાની બહાર ગયાં."

પાર્વતીએ નોકરને કહ્યું કે, "જો, લલિતા તેના ઓરડામાં હશે, તેને અહિંઆ મોકલ." આ સાંભળીને તે માણસ લલિતાને બોલાવવા ગયો; પણ લલિતાએ કહ્યું કે, "મારૂં માથું બહુ દુઃખે છે એટલે નહિ આવું." તે નોકરે તે જઇને પાર્વતીને કહ્યું. જે કાંઇ પાર્વતીએ પૂછ્યું તેના જવાબો આપીને થોડીવાર પછી જયંતીલાલ પાછો પોતાને ઘેર ગયો. તેણે ઘરમાં જઇને કોઇ ન જાણે તેવી રીતે લલિતાએ આપેલી ચીઠ્ઠી વાંચી લીધી, અને ત્યાં કયારે જવું તેનો વિચાર કરવા બેઠો. દિવસના ઘરમાં લલિતા પાર્વતી પાસેજ હોય અને જો રાતના જાય તો તે અઘટીત લાગે, માટે શું કરવું તેના ગુંચવાડામાં જયંતીલાલ પડ્યો.

એક જુવાન છોકરો એક કુમારીકાને એકાંતમાં મળે તે ઘણું ગેરવ્યાજબી ગણાય, એટલે લલિતાને મળવું એ તેને માટે બહુજ મુશીબતની વાત થઇ પડી. કોઇનું વેશવાળ થયું હોય અને તે પોતાની

સ્ત્રીને (એટલે કે જે તેની સાથે પરણવાની હોય તેને) મળે તો તે ગેરવ્યાજબી ગણાય, તો એક જણ કે જેનું વેશવાળ તો શું બલકે વેશવાળની વાત પણ ન થઇ હોય તે માણસ તે કુમારીકાને મળે તો તે બહુજ અઘટીત ગણાય તો તેમાં શી નવાઇ! જયંતીલાલને કાંઇ પણ સૂઝ પડી નહિં. છેવટે તેણે લલિતાને મળવાનો વિચારજ માંડી વાળ્યો.

આ પ્રમાણે લગભગ એક મહીનો પસાર થઇ ગયો, જે અરસામાં લલિતા સુકાવા લાગી. તેનું મોં ઉતરી ગયલું જણાતું હતું; તે હંમેશાં ઉદાસ દેખાતી હતી; અને હાલતે ચાલતે નિશ્વાસ નાંખ્યા કરતી હતી. તેણે તેની માને પણ ઘડીએ ઘડીએ પૂછવાનું વ્યાજબી ન ધાર્યું, કારણકે એવી ઢબ નાત જાતમાં ન હતી. તેનામાં આવો ફેરફાર થઇ જવા બાબત તેની મા લલિતાને ઘણીએવાર પૂછતી હતી, પણ તેના જવાબમાં તે હંમેશાં કહેતી હતી કે, “એ તો તને એમ લાગે છે, મારામાં તો કાંઇ પણ ફેરફાર થયો નથી.” તેની માના મનમાં તેનું વેશવાળ જલદી કરી દેવા નક્કી થયું અને તેને લાગ્યું કે તેમાં વિલંબ થવાથી કદાચ તેનું શરીર વધારે ને વધારે ખરાબ થતું જશે. લલિતાને એક દિવસ તેણે કહ્યું કે, “લલિતા, હવે મારો વિચાર તારૂં વેશવાળ જલદીથી કરી દેવાનો થયો છે. કેમ દીકરી, તું શું ધારે છે? કેમ દીકને? બોલની, કેમ બોલતી નથી? બોલની દીકરી, બોલની, આમ ટગર ટગર જોયા શું કરે છે?”

લલિતા શું બોલે! જેમ એક નાના બાળકને એક રમકડું દેખાડીએ કે જે તેને બહુ ગમે, અને દેખાડયા પછી પાછું લઇ લઈએ, અને તેથી જેવું તે દલગીર થાય છે, તેવીજ લલિતાની સ્થીતિ થઇ હતી. ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, હાલતાં, ચાલતાં, તે માત્ર જયંતીલાલનોજ વિચાર કરતી હતી, અને તેનું મન જયંતીલાલમાં પરોવાયું હતું. તે હંમેશાં એવોજ વિચાર કરતી હતી કે, “શું, મેં જે કાંઇ લખ્યું તે તેને ગમ્યું નહિ હોય, કે મને એકાંતમાં મળતાં તેને શરમ લાગતી હશે! શું તે કોઇથી બ્હીતા હશે, કે તેઓ કોઇ બીજીમાં ગુંચવાયા હશે! એને ગમે તે ખરૂં. મારાથી શું થાય! મારો જીવ એનામાંજ લાગી રહ્યો છે, અને જે શરીર તેણે બચાવ્યું છે તે એનેજ સોંપવાનો મારો વિચાર છે, પછી તો મારાં પ્રારબ્ધ! પણ એટલું તો ચોક્કસ છે કે એના

શિવાય બીજાને તો કદી પણ પરણીશ નહિ. કાં તો પરણીશ તો એનેજ. નહિં તો આખી જીંદગી કુંવારીજ રહીશ. મારી ઇશ્વર પ્રત્યે એટલી પ્રાર્થના છે કે જો તે મને આ ભવમાં ન મળે તો બીજે ભવે મને તેની સેવામાં હાજર રાખે! જ્યારથી મારે માટે એણે એની જીંદગી જોખમમાં નાંખી છે ત્યારથી હું એનીજ થઈ ચુકી છું, પણ એ મને ક્યારે મળશે? આજ મહીનો દિવસ થવા આવ્યો તો પણ તે આવ્યા નહિં. હશે, જેવાં મારાં પ્રારબ્ધ! હું તે દિવસ જ્યારે તે મારી મા પાસે હતા ત્યારે ત્યાં પાછી ન ગઇ તેથી એમને ખોટું લાગ્યું હશે? કોણ જાણે એ કેમ નહિં આવ્યા હોય!" આમ બોલી તે આંખમાંથી આંસુ વરસાવતી હતી અને કેટલીક વાર આખી રાતોની રાતો એજ ચિંતામાં કાઢતી હતી.

પ્રેમ એક એવી ચીજ છે કે તે માણસને તદ્દન ગાંડું બનાવી નાંખે છે. લગભગ એક મહીનો વીત્યા બાદ એક દિવસે લલિતા બારીમાં ઉભી હતી; તેવામાં જયંતીલાલ ત્યાંથી પસાર થતો હતો, ત્યારે એક બીજાની દ્રષ્ટિ મળી. બન્નેનાં શરીર ધ્રુજવા લાગ્યાં, તેમાં લલિતાનું શરીર તો એટલું બધું ધ્રુજવા લાગ્યું કે તેને ચકરી આવવા લાગી, પણ સારે નસીબે તે બેભાન થઇ નહિ. લલિતાના મનની સ્થીતિ ચાલાક જયંતીલાલ તરતજ સમજી ગયો, અને ત્યાં જરા ઉભા રહેવાય તો ઠીક, એમ ધારી પોતાના હાથમાં રૂમાલ હતો તે રસ્તામાં હાથમાંથી પડી ગયો હોય તેવી રીતે પડવા દીધો. લલિતાએ તરતજ એક કાગળના કટકાપર લખ્યું કે, 'તમે ક્યારે આવશો?' અને તે બારીમાંથી ફેંક્યો. જયંતીલાલે તરતજ તે ઉપાડી લીધો અને વાંચીને ઇસારતથી પૂછ્યું કે 'ક્યારે આવું?' આનો જવાબ આપતાં લલિતા મુંઝાઈ, પણ હવે કોઇની બ્હીક ન લાગવાથી તરત ઇસારતથી કહ્યું કે, 'રાતના દસ વાગ્યા પછી કોઇપણ સમયે આવજો.' આ સાંભળી જયંતીલાલ પોતાને રસ્તે ચાલતો થયો, અને લલિતાએ, મનમાં હર્ષ પામતી, તે દ્રષ્ટિ મર્યાદાથી દૂર ગયો ત્યાં સુધી તેની તરફ જોયા કર્યું, અને પછી ઓરડામાં જઇને મેજ આગળ પડેલી ખુરશી ઉપર બેસી ગઇ. આ વખતે તેના મનને ઘણી શાન્તિ વળી હતી. તે અત્યંત આનંદમાં આવી ગઇ, તેનું મન હર્ષથી ઉભરાઈ જવા લાગ્યું અને તેના હર્ષનો પાર રહ્યો નહિ. જયંતીલાલ રાતના આવશે, તેનો કેવી રીતે આદર સત્કાર કરવો, તેને શું પૂછવું? કેવી રીતે પૂછવું?

એમ અનેક જાતના નવીન વિચારમાં પડી ગઇ. તેની માને લાગ્યું કે લલિતા આજ કાંઇક બહુજ હર્ષમાં આવી ગઇ છે; પણ તેનું કારણ તે અટકળી શકી નહિં. તેની માથી ન રહેવાયાથી તેણે પૂછ્યું કે, "કેમ આજ કાંઇ તું બહુજ આનંદમાં દેખાય છે? બોલની, કેમ બોલતી નથી?"

લલિતા જાણે કાંઇ હર્ષ થયો ન હોય તેમ મોઢું ચઢાવીને બોલી, "મા, આનંદ વળી શેનો હોય? હું આનંદમાં રહું તો તને ન ગમે, ને આનંદમાં ન રહું તોએ તને ન ગમે. હવે તું કહે તેમ કરૂં. તું મને બહુજ મુંઝવે છે." તેની માનું મોં આવું સાંભળી ઉદાસ થઈ ગયું, અને તેણે ધાર્યું કે લલિતાને તેના આવા બોલવાથી ખોટું લાગ્યું. તે ઉદાસ મોઢે બોલી, "દીકરી, તું રાજી હોય તે જોઇને હું પણ રાજીજ હોઉં; કોઇ દિવસ માબાપ પોતાનાં છોકરાંનું દુઃખ જોઇ રાજી થાય છે? તું ઘેલી થઇ ગઇ છે; તે મનમાં આવે છે તેમ બોલે છે. ભલે દીકરી, તું હમેશાં રાજી રહે તેવુંજ હું ઇચ્છું છું, કારણ કે મને તો તારા સુખે સુખ અને તારા દુઃખે દુઃખ. પણ જોજે પાછી કાલે ઉદાસ થઇ જતી નહિ. જેમ આજે ખુશીમાં છે તેમ હંમેશાં ખુશીમાંજ રહેજે."

આવા શબ્દો સાંભળીને લલિતાને પોતાની મા પ્રત્યે અત્યંત પ્રેમ ઉભરાઇ જવાથી તે તેની પાસે જતાંકને તેના ખોળામાં સુઇ ગઇ, અને જેમ એક નાનકડું બાળક પોતાની માના ખોળામાં ગેલ કરતું હોય તેમ ગેલ કરવા લાગી. તેની મા પણ પોતાની દીકરી તરફનું હેત એકદમ વધી જવાથી લલિતાનો વાંસો થાબડવા લાગી, અને તેને માથે હાથ ફેરવતી કહેવા લાગી કે, "જો દીકરી, આજ કેવી ડાહી થઇ ગઇ છે! આમ હંમેશ ડાહી રહેજે, અને કોઇ પણ દિવસ પહેલાંની માફક ઉદાસ રહીશ નહિં. મને તારા વગર અહિં કોણ ખુશીમાં રાખે? તારા બાપ ગયા છે તેનો હમણાં તો ઘણો વખત થયાં કાગળ પણ નથી, કોણ જાણે એ શું કરતા હશે! સુખી જીવ હાથે કરીને તેણે દુઃખમાં નાંખ્યો છે, પણ દીકરી, એ ક્યાં આપણું માને તેમ છે? એની મરજીમાં આવે તેમ કરે છે, એટલે આપણે એને કહીએ પણ શું?" આમ બોલતાં બોલતાં પાર્વતીની આંખમાં પાણી આવી ગયાં. લલિતાએ તરતજ પોતાની ઓઢણી વતી તેની માનાં આંસુ લુહી નાંખ્યાં, અને તેને ધીરજ દઇને સમજાવવા લાગી, "મા, તું વ્યર્થ

દિલગીર થાય છે. એ આપણા કરતાં ઘણા હુશિયાર છે. એણે સો ગરણે ગળીને પાણી પીધું હશે; એને જરા પણ કહેવું પડે તેમ નથી. એ કોઇથી છેતરાય તેમ નથી એ વિષે મારી પક્કી ખાત્રી છે. એ મહા પરાક્રમ કરશે એ તું ખચ્ચીત યાદ રાખજે. ગમે તેવી મહેનત કરીને તે રાજ્ય ખરા વારસનેજ અપાવશે, ને જે લોકો તે પચાવી પાડવા માગે છે તેને ધૂળ ચાટતા કરશે. બિચારી રાણીના કેવા હાલ થાત; પણ સારા નશીબે મારા બાપ તેને બચાવવાને મળી ગયા છે; એટલે તેનો કોઈ વાંકો વાળ પણ નહિ કરી શકે, તે તું ધ્યાનમાં રાખજે."

આ સાંભળીને પાર્વતીને કાંઇક શાન્તિ વળી, અને થોડી વાર બીજી ઘર બાબતની વાતચીત કર્યા પછી તેઓ છુટાં પડયાં.

લલિતાએ આખો દીવસ હર્ષમાં ગુજાર્યો. રાતના સુવાનો વખત થવા આવ્યો અને જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ લલિતાનો હર્ષ પણ વધતો ગયો. જેની સાથે આખી જીંદગીનો સંબંધ જોડાવાનો હોય તે જો મનગમતો મળે તો તેના જેવો બીજો હર્ષ કયો હોય! લલિતા અત્યંત આતુરતાથી જયંતીલાલના આવવાની વાટ જોઇને બેઠી હતી.

લગભગ રાતના દસ વાગ્યાનો સમય થવા આવ્યો હતો, પણ હજી સુધી તે આવ્યો નહતો. સર્વ ઠેકાણે શાન્તિ પથરાઇ હતી. રાત્રીએ પ્રાણીઓ ઉપર કબજો મેળવ્યો હતો. ચંદ્ર પણ પુર ભપકામાં પ્રકાશી રહ્યો હતો, પણ કમનસીબે આવી રળિયામણી રાતના કોઇ પણ માણસ અગાશીમાં કે બીજે કોઇ સ્થળે અવલોકન કરવાને બેઠું નહતું. તારાઓ ચંદ્ર રાજાના ઉમરાવો તથા હજુરીઆઓની માફક પોતપોતાના તેજની ચંદ્રની સાથે સરખામણી કરતા ઝાંખું ઝાંખું અજવાળું આપતા હતા. આવી અજવાળી રાત્રે આશરે અગ્યારેક વાગ્યાને સમયે લલિતા પોતાની બારીમાં હાથ ઉપર માથું ટેકવીને ઉભી રહી હતી. ઓરડાની બત્તી તેણે ઠારી નાખી હતી, કારણ કે તેમ કરવાથી બહારથી કોઇ લલિતાને જોઇ ન શકે. લલિતાને હવે વિચાર આવવા લાગ્યો કે જયંતીલાલ કેવી રીતે ઉપર આવશે, કારણકે ઘરના નીચેના સઘળા દરવાજા બંધ હતા; પણ તેની ખાત્રી હતી કે તે ચોકસ ત્યાં આવી શકશે, કારણ કે તેણે જ્યારે લલિતાને બચાવી હતી તે વખતે જે રસ્તેથી

ઉપર આવ્યો હતો તે રસ્તેથી આ વખત પણ તે આવશે. આટલી મોડી રાત થઇ ગઇ, તોપણુ હજી જયંતીલાલ આવ્યા નહિં. લલિતાને ચિંતા થવા લાગી કે, કદાચ તેણે આ બીજીવાર પણ આવવાનું માંડી વાળ્યું હશે; કે કદાચ તે આફતમાં આવી પડયા હશે, કે તે તેને નહિ ચહાતા હોય, એવા અનેક વિચારો તેના ઉછળતા મનને ડોલાવવા લાગ્યા. બાર વાગ્યાનો સુમાર થયો પણ જયંતીલાલ આવ્યા નહિ, અને લલિતાની ચિંતામાં વધારો થયો. શું કરવું તે પણ સુઝ પડતી નહતી. દરેક પળ તેને મહીના જેવી લાગતી હતી અને દરેક કલાક તેને વરસ જેવો લાગતો હતો. બારીમાં લગભગ ત્રણ કલાક ઉભા રહેવાથી તે બહુ થાકી ગઇ, અને છેવટે તેનું મન એકદમ મૂંઝાવા લાગ્યું; એટલે તે પલંગમાં જઇને સુતી સુતી વિચાર કરવા લાગી અને લગભગ એક વાગ્યાના અમલે લલિતા ભર ઉંઘમાં પડી. તેની મુખમુદ્રાની સ્થીતિ આજે કાંઇ વિચિત્રજ દેખાતી હતી; હર્ષ સાથે શોકનું મિશ્રણ થયુ હતું. તેણે આજના સુવાના કપડામાં કાંઇક સુધારો કર્યો હતો. હમેશના સાદાં કપડાં મૂકીને તેણે કાંઇક કિંમતી કપડાં પહેર્યાં હતાં; કાંઇક અલંકારમાં પણ વધારો થયો હતો તથા પોતે આજે નાહીને કોઇ શુભ કાર્યમાં બહાર જવાની હોય તેમ શણુગારેલ હતી. તેની ખુબસુરતીમાં કોઇ જાતની ખામી નહતી, એટલે કિંમતી કપડાં, અલંકાર અને પોતાની કુદરતી ખુબસુરતીને લીધે તેનો દેખાવ અત્યંત સોહામણો લાગતો હતો. દોઢ વાગ્યાના સમયે કોઈ બારીમાંથી અંદર દાખલ થયું, પણ તે કોણ હતું તે તદ્દન અંધારૂં હોવાથી દેખાતું નહતું. તે વ્યક્તિ પલંગ પાસે જઇને બોલી કે, "તમે જાગો છો કે?" લલિતા ભર ઉંઘમાં હતી એટલે જાગી નહિ; પણ પેલી વ્યક્તિ બે ત્રણ વાર જરા મોટેથી બોલી એટલે લલિતા જાગી ઉઠી અને હર્ષયુક્ત આશ્ચર્યથી બોલી કે, "કોણ જયંતીલાલ?" તે વ્યક્તિએ જવાબ આપ્યો, "હા એજ."



# પ્રકરણ ૯ મું.



## ગડબડદાસનો ગડબડ ગોટાળો.

ગડબડદાસ ઉર્ફે કાન્તીલાલ જેમ તેમ કરીને પેલા ખવાસ દામાને, લાંચ આપીને રણધીરસિંહની નોકરીમાં દાખલ થઇ ગયો. ગડબડદાસને હવે પોતાની ચાલાકી, યુક્તિ, તથા સમયસુચકતા બરોબર વાપરવાનો વખત આવ્યો હતો. ગડબડદાસ કોઇ પણ ઠેકાણે ફાવે નહિ એ અસંભવિત હતું, કારણ કે તે સર્વ બાબતમાં ચાલાક અને હુશિયાર હતો. ધીમે ધીમે રણધીરસિંહને તેની ઉપર વિશ્વાસ બેસતો ગયો અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે એના હાથમાં પોતાનાં ખાનગી કામ સોંપતો ગયો, રણધીરસિંહ હમેશાં વિચારમાં હતો કે કુમારને તથા રાણીને કેવી રીતે મારી નાંખવાં; અને કેટલીક વખત એ વિચારમાં તે આખી રાત ઉંઘતો નહિ. એક દિવસે તેના મનમાં એવું આવ્યું કે એ બાબતમાં ગડબડદાસ હુશિયાર હોવાથી તેની સલાહ લઇ જોવી.

તે દિવસે રાતના દસેક વાગ્યાના અમલે ગડબડદાસ પોતાના ઓરડામાં સુવાની તૈયારી કરતો હતો; તેવામાં તેનો દરવાજો કોઇએ બહારથી ખખડાવ્યો, અને તેના નામની બુમો પાડીને તેને કોઇ બોલાવવા લાગ્યું. ગડબડદાસે તરતજ દરવાજો ખોલ્યો અને 'કોણ છે?' એમ સવાલ પૂછ્યો. જેના જવાબમાં, 'હું છું', એમ દામાએ જવાબ આપ્યો.

"અલ્યા, અત્યારે શું કામ છે!" ગડબડદાસે દામાને પૂછ્યું.

દામાએ કહ્યું, "સાહેબ, આપને રણધીરસિંહ મહારાજ બોલાવે છે." ગડબડદાસે કહ્યું, "એ કયાં છે?"

"સાહેબ, એતો સુવાના ઓરડામાં છે" દામાએ જવાબ આપ્યો.

ગડબડદાસે કહ્યું, "ઠીક, જા કહે કે હમણાં આવું છું."

દામો ત્યાંથી ચાલતો થયો અને ગડબડદાસ પોતાનાં કપડાં પહેરીને રણધીરસિંહના શયનગૃહ તરફ જવા નીકળ્યો. જેવો તે ત્યાં ગયો કે તરતજ રણધીરસિંહે કહ્યું, "ગડબડદાસ, આવો, અત્યારે જરૂરના કામસર બોલાવવા પડ્યા છે."

ગડબડદાસે સભ્યતાથી જવાબ આપ્યો, "કંઇ નહિ સાહેબ, એમાં શું ? આપનો હૂકમ બજાવવો એ મારી ફરજ છે." એમ કહીને એક ખુરસી પડી હતી તેનાપર બેશી ગયો.

થોડીકવાર સુધી રણધીરસિંહ કાંઇ ન બોલ્યો, પણ છેવટે તેણે શાન્તિનો ભંગ કરીને કહ્યું, "ગડબડદાસ, તમને મારી નોકરીમાં લગલગ એક મહિનો થવા આવ્યો છે, અને તમે મને તમારા દરેક કામમાં સંતોષ આપ્યો છે. મારે તમારા કામ વાસ્તે કોઇ પણ દિવસ તમને ઠપકો આપવો પડ્યો નથી એજ દેખાડી આપે છે કે તમે તમારા દરેક કામ સાવચેતીથી અને ચપળતાથી કરો છો. બસ, મને તમારા વાસ્તે પૂરો સંતોષ છે અને હવે હું તમને મારૂં ખાનગી કામ સોંપવાનો છું, જે પણ, હું આશા રાખું છું કે, તમે બરાબર પાર પાડશો અને મને તેમાં જરૂર ફત્તેહ અપાવશો.".

ગડબડદાસ જાણે પોતે કાંઇ પણ ન કર્યું હોય તેવો ડોળ કરીને બોલ્યો, "સાહેબ, આપ મારાં ખોટાં વખાણ કરો છો, કારણ કે મેં એવું કોઇ મહાભારત કામ કર્યું નથી. મેં માત્ર તમારૂં સાધારણ કામ બજાવ્યું છે, તેમાં આટલાં બધાં વખાણ હોય ?"

રણધીરસિંહને ગડબડદાસનું આ બોલવું ઠીક લાગ્યું અને તેથી હસતું મોઢું કરીને બોલ્યો, "મેં તમને નોકરીમાં ન રાખ્યા હોત તો મને તમારા જેવા ચાલાક માણસ ક્યાંથી મળત ! એતો સારૂં થયું કે દામાએ મને તરતજ કહ્યું કે, 'તમારા દેશના લોકો બહુ હુશીયાર હોય છે.' ઠીક ચાલો ત્યારે હું હવે જે કાંઇ કહું તે ધ્યાન દઇને સાંભળો અને તેમાં તમારે બનતી મદદ કરવાની છે, પણ જોજો, એમાં જરા પણ થાપ ખવડાવશો તો તમારૂં અને મારૂં ડોકું સલામત રહેશે નહિ. તમે ચાલાક છો એટલે કાંઇ વધારે કહેવાની જરૂર નથી. આ ગામનો રાજા ઉદયસિંહ મરણ પામ્યો છે. તેની ગાદીનો વારસ ફક્ત સાત વરસનો

બાળક છે, તે રાજ્ય ચલાવવામાં શું સમજે? તેની માતા રાણી કમળા-દેવી છે, તે શું રાજ્ય ચલાવવાની હતી? માટે એ રાજ્ય હું ચલાવું તો ઠીક કહેવાય કે નહિ? કેમ, મારામાં શી ખામી છે? હું કેવો બહાદુર છું! મારો ચહેરો કેવો તેજસ્વી છે, કેમ તમને શું લાગે છે? ખરી વાત કે નહિ?"

ગડબડદાસે કહ્યું કે, "આપ લાયક તો છો, પણ જયાં સુધી કુંવર તથા રાણી જીવતાં છે ત્યાં સુધી તમને રાજ્ય મળવું બહુ મુસ્કેલ છે. માટે જો આપ રાજ્ય લેવાની વાત માંડી વાળો તો મારા ધારવા પ્રમાણે વધારે સારૂં. પછી તો જેવી આપની મરજી."

રણધીરસિંહના ડોળા ચડી ગયા અને જરા જુસ્સામાં આવીને બોલ્યો, "શું આપણામાં તેને દુર કરવાની શકિત નથી? શું આપણે બાયલા કે હીચકારા છીએ, કે તમે આમ બોલો છો! આમ નાહિંમત થવું એ તમને છાજતું નથી"

ગડબડદાસ સમયને અનુસરીને ખુબ હુશિયારીથી બોલ્યો, "વાહ! આપની હુશિયારીની શી વાત કરવી! આપનામાં બ્રહ્માંડના બ્રહ્માંડ ઉથલાવી નાંખવાની શકિત છે, પણ સાહેબ, રાણીને અને કુંવરને એમ શી રીતે દૂર કરવાં?"

રણધીરસિંહે પોતાનો દમામ ચાલુ રાખીને કહ્યું, "તેમાં શી મોટી વાત છે? જો બનશે તો તેઓને હું કોઇ છુપી રીતે કેદ કરી કોઇ દૂર દેશ મોકલી દઇશ; ને જો તેમ નહિ બને તો, તેમનો ટુંકમાંજ છેડો લાવવા માટે ઇશ્વરને શરણે મોકલી દઇશ. બસ, એજ મારો ઠરાવ છે, અને તેમાં તમારે મદદ કરવી પડશે."

ગડબડદાસ જાણે સલાહ આપતો હોય તેમ બોલ્યો, "સાહેબ, તેઓને મારી નાંખવાથી તો અત્યંત પાપ લાગે; તથા આપણો નર્કવાસ થાય; શાસ્ત્રમાં કહ્યું છે કે, 'કોઈનું ખૂન કરવું તેમાં અત્યંત પાપ છે, અને તેનો બદલો ઘણો સખત મળે છે.' માટે એમાં મારી સલાહ પહોંચતી નથી. તેમને પકડી રાજ્યમાંથી દૂર કરવાં તે પણ એક અન્યાય ગણાય; કારણ કે તેઓ તમારાં અન્નદાતા છે."

રણધીરસિંહ ખીજવાઇ જઇ જોરથી બોલવા લાગ્યો, "ગડબડદાસ, ગડબડદાસ! હજી તમે રાજ્યકારભારમાં હુશિયાર નથી. આમ કરશો તો તમે મને મારા કામમાં કેવી રીતે મદદ કરી શકશો તે હું સમજી શકતો નથી. બસ, કાં તો આ પાર કે પેલે પાર; રણમાં તો પડવું. રાણી સ્ત્રી છે તેથી તેનાથી શું થઇ શકવાનું છે? અને કુમાર હજી બચ્ચું છે"

ગડબડદાસ તેને વધારે ખીજવવા માગતો હોય તેવી રીતે પોતાનું બોલવું તેજ દિશા તરફ ચાલુ રાખ્યું, "ખરા વારસને હઠાવી રાજ્ય પચાવી પાડવું તે તો નિમકહરામનું કામ છે. આપ શુરવીર છો માટે આ રાજ્ય હાલ છોડી દઇ, લશ્કર એકઠું કરી તેની સામે લડીને લ્યો તો ઠીક કહેવાય, પણ રાજ્ય પચાવી પાડવું એના જેવી બીજી કોઇ પણ નિમકહરામી આ સેવકના જોવામાં આવતી નથી."

રણધીરસિંહ ગુસ્સામાં એકદમ ખુરશી ઉપરથી ઉભો થઇ ગયો અને ગડબડદાસ સામે ડોળા કાઢી પુર જોસમાં બોલવા લાગ્યો, "બસ, બસ, બહુ થયું. નિમકહરામી શી રીતે જાણી? આટલાં વર્ષ થયાં રાજ્યકારભાર ચલાવ્યો તે શું પાણીમાં? તેનો બદલો શું માત્ર નજીવો પગાર! છટ્ છટ્. એ કદી પણ બનશે નહિ. તમારે રહેવું હોય તો રહો નહિ તો ચાલતા થાઓ."

ગડબડદાસે પોતાના ચહેરાનું રૂપ બદલી નાંખ્યું, અને હસતો ચહેરો કરીને વાત ફેરવીને બોલ્યો, "હેં હેં! એતો સાહેબ, આપ રણધીરસિંહ છો, તે રણમાં ધીરજ કેવી રીતે રાખો છો તે જોતો હતો, બાકી હું આપના મતને તદ્દન મળતો છું. હરામનું કે હલાલનું એ આપનું તો થાય. પણ સાહેબ, પહેલી વાત એ કરો કે મને શું આપશો? કારણ કે એમાં તો માથું મૂકવાની વાત છે."

"ગડબડદાસ, તમે પણ ખુબ કરી. મારી પરીક્ષા કરી, કેમ? ઠીક, ચાલો એ વાત પડતી મૂકો. તમને તેના ઇનામમાં મારા પ્રધાન બનાવીશ. હવે શી યુક્તિ રચવી તે શોધી કાઢો."

ગડબડદાસ બોલ્યો, "સાહેબ, એવાં કામ વાસ્તે યુક્તિ શોધવાને અને વિચાર કરવાને વખત આપવો પડશે. એ બાબતનો પૂર્ણ વિચાર કરી તમને જવાબ આપીશ."

રણધીરસિંહે કહ્યું "ઠીક છે, હાલ જાઓ, પણ જો જો યુક્તિ શોધવામાં તમારી વણિક વિદ્યાનો પુરતો ઉપયોગ કરજો."

ગડબડદાસ ત્યાંથી ઉભો થઇને, સલામ કરીને ચાલતો થયો.

રાતના લગભગ અગીયારેક વાગ્યાના અમલે તે પોતાના ઓરડામાં દાખલ થયો. અંદરથી પોતાના ઓરડાના દરવાજા બંધ કરીને સુવાની તૈયારી કરતો હતો તેવામાં કોઇએ ગડબડદાસના દરવાજો ખખડાવ્યા. ગડબડદાસે બૂમ પાડીને પૂછયું, "કોણ છે?" તો બહારથી જવાબ મળ્યો કે, "એ તો હું છું."

ગડબડદાસે તે સાદ ઓળખ્યો તેથી દરવાજા ઉઘાડીને પૂછયું, "કેમ દામા, વળી પાછું શું છે?"

દામો હસતો હસતો અને જાણે ગાંડો થઇ ગયો હોય તેમ બોલ્યો, "સાહેબ, તમારાં નસીબ ફાટયાં."

ગડબડદાસે પૂછયું, "અસ્યા આડાં કે ઉભાં?"

દામો પોતાની ચાલુ હાલતમાંજ બોલ્યો, "બસ સાહેબ, થઇ ચૂકયું."

ગડબડદાસે કહ્યું "શું થઇ ચૂકયું?"

દામાએ જવાબ આપ્યો, "એજ, બસ એજ; થઇ ચૂકયું, તમારાં નસીબ ફાટયાં! હવે મોં ધોવા જવાની કાંઇ જરૂર નથી, લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે."

ગડબડદાસે કહ્યું, "અરે મૂર્ખ! શું થઇ ચૂકયું? નસીબ શેનાં ફાટયાં અને લક્ષ્મી શેનો ચાંલ્લો કરવા આવી? કાંઇ ડાગળો ઠેકાણે છે કે ચસકી ગઇ છે? કે શરાબની પ્યાલી લીધી છે?

દામો પોતાના હસતા ચહેરેજ અને જાણે ખરેખર ઘેલો બની ગયો હોય તેવી રીતે બોલ્યો, "પણ સાહેબ, આ સેવકને શું બક્ષીસ આપશો? આવું મહાભારત કામ કોનાથી થાય, તે તો દેખાડો."

ગડબડદાસ જરા ડોળા કાઢીને બોલ્યો, "ઓ મૂર્ખ! શી બહાદુરી કરી કે ઇનામ આપું?"

દામો બોલ્યો "બસ કે સાહેબ, અંતે વાણિયા તે વાણિયા જ રહી ગયા કે? ઇનામની વાત આવી કે બાર ગાઉ ન્હાસો છો, અને સેવકને તેના કામનો બદલો આપવાનું તો માંડી વાળો છો !"

ગડબડદાસે કહ્યું "ઇનામ જરૂર આપીશ, પણ તેં શી બહાદુરી કરી છે તે તો દેખાડ."

દામાએ કહ્યું, "હ્યો આ" એમ કહી ગડબડદાસના હાથમાં એક ચીઠ્ઠી આપીને પાછું કહ્યું, "પછી એ વાંચજો. પહેલાં હું કહું તે સાંભળો અને તેનું ઇનામ કાઢી નાંખો."

દામાએ આગળ ચલાવ્યું, "રણધીરસિંહનાં પત્ની આપના પર અતિ મોહીત થયાં છે અને આપને મળવા માટે ઘણા વખતથી આતુર છે, પણ કમનસીબે કદી પણ જોઇતો વખત મળ્યો નહિ. અંતે ન રહી શકવાથી આપના આ નિમકહલાલ સેવકની સાથે તેણે આ ચીઠ્ઠી આપની તરફ મોકલી છે. તે ચીઠ્ઠીનો લાવનાર હું છું માટે મને ઇનામ મળવું જોઇએ. બોલો સાહેબ આવો નોકર કોઇ દહાડો દીઠો હતો ?"

ગડબડદાસ તો આ સાંભળીને દીઙ્મૂઢ બની ગયો અને ઉંડા વિચારમાં પડી ગયો કે એ આફતને કેમ પતાવવી. દામાને ત્યાંથી પતાવવા માટે તેના હાથમાં એક ગીની મૂકી, જે લઇને દામો ખુશી થતો થતો ત્યાંથી ચાલ્યો ગયો.

ગડબડદાસે પોતાના દરવાજા બંધ કર્યા અને પોતાના બીછાનામાં બેસીને આ નવી આફતને કેમ પતાવવી તેના ઉંડા વિચારમાં પડ્યો. પહેલાં તેણે તે ચીઠ્ઠી ખોલીને નીચે પ્રમાણે વાંચવા માંડી.

મારા વ્હાલા ગડબડદાસ,

જ્યારથી મેં આપને જોયા છે ત્યારથી મારૂં મન આપના ખુબસુરત ચહેરામાં અત્યંત પરોવાયું છે. આપને એકાંતમાં મળવાને વાસ્તે તક મેળવવા માટે ઘણી વાટ જોઇ પણ મને તક કદીપણ મળી નહિં. છેવટે મને આ ઉપાય સૂઝ્યો, અને તેથી મેં દામા સાથે આ ચીઠ્ઠી મોકલી છે, માટે કોઇપણ એકાંતને વખતે આપ મને મળશો એવી હું આશા રાખું છું.

લી૦ આપને ચાહતી રાજબા.

ગડબડદાસે ચીઠ્ઠી વાંચી લીધા પછી તે વિચાર સાગરમાં એક નાના હોડકાંની માફક આમ તેમ ઝોલાં ખાવા લાગ્યો. તેણે ધાર્યું કે "જો આ ચીઠ્ઠી મારી સ્ત્રી વાંચે તો મારા નામનાં છાજીયાંજ લેવા માંડે, અને મારૂં હંમેશ માટે આવી બને; જો તે લલિતા વાંચે તો તે ધારે કે હું મરી ગયોજ છું. નહિં, તેઓ ટુંકા વિચારનાં નથી, તેઓ કદી પણ તેવું માને નહિં. તેઓને મારામાં પૂર્ણ વિશ્વાસ છે. કદાચ જો ચીઠ્ઠી મારી પાસેથી ચોરીને લઇ જાય અને મારી સ્ત્રીને કે દીકરીને દેખાડે તો તેઓ કાંઇ પણ પૂછ્યા વગર નક્કી ફાડી નાંખે. અહા! હું કેવો ભાગ્યશાળી છું. મારી પાસે સર્વ સાધનો છે તે છતાં પણ હું આ રાજ્ય ખટપરમાં જોડાયો છું; અલબત, પણ તે માત્ર અનુભવ માટેજ અને પરોપકાર અર્થેજ. ઠીક છે, જે કામ માથે લીધું છે તે ખરા દીલથી અને નિમકહલાલીથી બજાવીશ. એ રણધીરસિંહને પણ શીખવીશ કે વણિકો માત્ર સચ્ચાઇ માટે જ વગર લેવા દેવાએ કેવી આફતો માથે વહોરી લે છે. એ નીચને તેની નીચતાનું ખરેખરૂં ભાન છેવટે થશે. પાપીઓને દગાથી મારવા તેમાં પાપ હોય એ હું કદી પણ માનતો નથી. લાકડાના દેવને ખાસડાની જ પૂજા જોઇએ; છતી આંખે અંધ બનેલાઓને ભીંતની સાથે અફળાવવાજ જોઈએ. પાપીઓના બૂરા હાલ કરવા એ ગેરવ્યાજબી છે? અલબત તેઓને ઇશ્વર શિક્ષા કરશેજ. પણ જો આપણાથી બને તો તેઓને શા માટે છટકવા દેવા?

પાણીના પરપોટાની પ્રમાણે પલભેલ પાપી પૃથ્વીના પાપી પ્રાણીઓ પોતાનો પાપી પ્રાણ પળવારમાં પરમકૃપાળુ પરમેશ્વર પાસે પહોંચાડે છે, પણ પાપીઓ, પહેલાંથી પળમાત્ર પણ પોતાના પાપોના પશ્ચાતાપમાં પડવા પહેલાં, પોતાના પાપોને પતાવવામાં પડેલાં પાષાણનાં પુતળાં પ્રમાણે પરમાત્મા પાસે પરેજ પડી પાછળથીજ પશ્ચાતાપમાં પડે છે!

પાપીઓ જ્યારે કુકર્મ કરવા બેસે છે ત્યારે જરા પણ પાછું વાળીને જોતા નથી; આંખે અંધ બને છે, કાને બહેરા થાય છે, અને વિચાર શક્તિને ઝાડપર લટકાવે છે. કરશે તેવું ભરશે એમાં કોઇ શું કરશે! હા, પણ પેલી નવી બલાને કેમ પતાવવી? જો તેને હું ના કહીશ તો તે નીચ કુટુંબની મારી પર વેર લેશે. રણધીરસિંહના કાન

ભંભેરશે અને કદાચ મને નોકરીથી દૂર કરાવશેઃ જો તેમ થાય તો જે કામ મેં માથે લીધું છે તે પાર પાડવું ઘણું મુશ્કેલ થઇ પડશે. મારાથી હા તો પાડી શકાય તેમ નથી, કારણ કે હું મરી જાઉં તોપણ કદી બીજી સ્ત્રીને ચાહીશ નહિ, માટે શું કરવું ? હાલ ના કહું તોએ દુઃખ માટે કાંઇક યુક્તિ રચવી પડશે, કાલ રાતના છાનામાના રાણી સાહેબને મળવા જવાનું નક્કી કર્યું છે, માટે એમની આગળ આ વાત કરીશ, અને તે જેમ કહેશે તેમ કરીશ પણ તે રાજબાને મરીશ તોપણ ચાહીશ નહિં."

આમ લગભગ અડધી રાત વિચારમાં કાઢયા પછી ગડબડદાસ ભર ઉંઘમાં પડયો, અને સવાર થતાં તે જાગી ઉઠયો અને જેવો તે દરવાજો ઉઘાડવા જતો હતો કે તરતજ દામાએ દરવાજો ઠોકયો.

ગડબડદાસે દરવાજો ઉઘાડીને દામાને પૂછયું, "કેમ શું છે ?"

દામાએ કહ્યું, "સાહેબ, ચીઠ્ઠીનો જવાબ."

ગડબડદાસે જવાબ આપ્યો, "સાંજના વાત."

દામાએ કહ્યું, "સાહેબ, એનાં તે મૂરત જોવાં હોય ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોઢું ધોવા જવાનું હોય ? એ તો સાહેબ, કંકુનાં કરી લ્યો."

ગડબડદાસે કહ્યું, "ચાલ જા, કહ્યું કે નહિં, સાંજનાં વાત ?"

દામો મુંગે મોઢે ચાલતો થયો. પાછો સાંજના ગડબડદાસ પોતાના ઓરડામાં એકલો બેઠો હતો ત્યારે ત્યાં આવીને દામાએ કહ્યું, "સાહેબ, પેલાનો શો જવાબ ?"

ગડબડદાસે જવાબ આપ્યો, "દામા, આજે મારૂં માથું બહુજ દુઃખે છે, અને તાવ આવે તેવું લાગે છે માટે જવાબનું કાલ ઉપર માંડી વાળ તો વધારે સારૂં."

દામાએ કહ્યું, "સાહેબ, એમ શું કરો છો ? 'એ તો મનને ભાવે ને મુંડી હલાવવી' તેવી વાત કરો છો. હું બરાબર સમજું છું કે તમે વખત લંબાવો છો તે રાજબા સાહેબને વધારે આતુર બનાવવા માટે."

ગડબડદાસે કહ્યું "તેમને કહે જે કે કાલ હું નક્કી જવાબ આપીશ."

દામો ત્યાંથી ચાલતો થયો અને ગડબડદાસ તરત રણધીરસિંહ પાસે ગયો અને કહ્યું કે "મહારાજ, હજી હું કાંઇ નક્કી નિશ્ચય ઉપર આવ્યો નથી, માટે આજ રાતના જાગીને જરૂર આ વાતનો નીવેડો કેમ લઇ આવવો તે નક્કી કરી નાંખીશ. આપે કોઇ જાતની ચિંતા રાખવી નહિ."

રણધીરસિંહના હા કહેવાથી ગડબડદાસ ત્યાંથી ચાલતો થયો. તે દિવસ રાતના બાર વાગ્યા સુધી તે જાગતોજ પોતાના ઓરડામાં બેઠો હતો. સર્વ શાન્ત થયું એટલે તેણે પોતાનો વેશ બદલી નાંખ્યો અને એક ખેડૂતના પોશાકમાં બરાબર સજ્જ થયો અને જરા પણ ખખડાટ કર્યા વગર પોતાના ઓરડાનાં બારણાં ઉઘાડીને બહાર નીકળ્યો. સર્વત્ર શાન્ત હતું તથા ચારે બાજુએ નજર કરતો તે રાજ્યમહેલ તરફ ચાલવા માંડ્યો. રાજ્યમહેલ આગળ જઇ પહોંચતાં તરતજ અંદરથી કોઇ બીજો માણસ આવ્યો; તેણે તેને અટકાવ્યો પણ અંદરથી કોઇએ તરતજ તેને આવવા દેવાનું કહ્યું. ગડબડદાસ અંદર દાખલ થયો અને પેલા માણસની પછવાડે રાણીના શયનગૃહમાં ગયો. તરતજ રાણીએ ગડબડદાસ ઉર્ફે કાન્તી-લાલને ઓળખી કાઢયો, અને તેથી તેણે તરતજ પેલા માણસને બહાર જવાનું કહ્યું, ત્યાર પછી ત્યાં પડેલી આરામ ખુરશી ઉપર કમળાદેવી બેઠી અને કાન્તીલાલને કહ્યું, "તમારે બહુ મહેનત ઉઠાવવી પડે છે, તમારા હાલ બરાબર એક ખેડૂત જેવા લાગે છે. બોલો શા સમાચાર છે?

ગડબડદાસ નિરાંતે એક ખુરસી ઉપર બેઠો અને ધીમે રહીને બોલવા લાગ્યો, "રાણી સાહેબ, નવા ખબર તો એજ છે કે રણધીર-સિંહ તમારો તથા કુંવરનો અંત લાવવાના વિચારમાં છે. ગઇ કાલે રાતના મને બોલાવીને તેણે પૂછ્યું કે એ બાબતમાં શી યુક્તિ રચવી. મેં તેને વિચાર કરીને જવાબ આપવાનું કહ્યું છે. એને જરા પણ ખબર નથી કે હું ખરી રીતે આપનો નોકર છું." રાણી બોલી, "કેમ, જોયું કાન્તીલાલ! એ કેવો નીચ છે! બહુ સંભાળજો, નહિંતો એ અમને જરૂર મારી નાંખશે. ધિક્કાર પડજો એના જીવતરમાં, કે જેનું નિમક ખાધું છે તેને જ મારી નાંખવા તૈયાર થયો છે."

કાન્તીલાલ બોલ્યો, "એનાથી તમારો એક વાળ પણ વાંકો થાય તેમ નથી, કારણ કે આજ કાલ એનો ખરો સલાહકાર હું થઇ પડયો છું, એના ખોદેલા ખાડામાં એને જ દ્રેંકીશ, અને ત્યારેજ હું ખરો વાણિઓ. હવે શી યુક્તિ રચવી તે નક્કી કરી રાખીશ કે જેથી કરીને તમને ફસાવતાં એજ ફસાઇ જાય. આ બાબતની તમારે ચિંતા કરવી નહિ, મને જેમ ઠીક લાગશે તેમ કરીશ. પણ હું જે ઉપાયો રચું તેમાં તમારાથી બને તેટલી તમારે મદદ કરવી પડશે, કારણ કે આ કામ બહુ મુશ્કેલ છે. હા, પણ હું આપની આગળ એક બીજી આફતની વાત કરવા આવ્યો છું અને તે આફત ખાસ મારા ઉપર છે."

રાણીએ પૃછ્યું, "એ વળી શું છે?"

કાન્તીલાલ કમળાદેવીને પોતાની મા સમાન લેખતો હતો એટલે તેની આગળ ખુલ્લે ખુલ્લી વાત કરવામાં કાંઇ શરમ નહતી. તેણે કહ્યું, "તે એજ કે રણધીરસિંહની સ્ત્રી રાજબા મારી ઉપર આશક પડી છે, અને લ્યો જુઓ; આ ચીઠ્ઠી એણે મારી ઉપર લખી છે."

રાણીએ તે ચીઠ્ઠી વાંચીને કહ્યું, "જે જેવાં હોય તેને તેવાંજ મળે. સ્ત્રી પણ કુલટા દેખાય છે. પણ તમે શું કરશો?"

કાન્તીલાલે કહ્યું, "એ જબરી આફત છે. મરી જાઉં પણ એ નીચની સામુંએ ન જોઉં, વળી જો તેમ ન કરૂં, તો કદાચ તે રણધીરસિંહના કાન ભંભેરીને મને નોકરીમાંથી દૂર કરાવે, તો તે પણ ઠીક ન થાય. માટે હવે શું કરવું? મને એક વિચાર સૂઝે છે, તે એ કે તેને ગમે તેમ કરીને મળવાનું મુલતવી રાખું અને છેવટે જ્યારે તે એમ કરવાથી ઉશ્કેરાશે ત્યારે તેને મળીશ અને જેમ બનશે તેમ તેને ભવિષ્યની લાલચ બતાવતો રહીશ. વળી વખતો વખત એને ભેટ તરીકે થોડા થોડા અલંકારો પણ મોકલતો રહીશ, કે જેથી કરીને તે કાંઇ બોલી શકે નહિ. કેમ તમને એ વાત કેમ લાગે છે?"

રાણી કમળાદેવીએ જવાબ આપ્યો, "હા, એ બરાબર છે. એમ કર્યા વગર છુટકો નથી, કારણ કે નહિં તો તે તમારા કામની વચ્ચે આવશે પણ ધ્યાન રાખજો, કોઈ દિવસ તમે તેને ચીઠ્ઠી લખશો

નહિં; કારણ કે તે ચીઠ્ઠી તે રણધીરસિંહને બતાવવાની બ્હીક દેખાડયા કરશે, માટે એનું બરાબર ધ્યાન રાખજો."

કાન્તીલાલે કહ્યું, "રાણી સાહેબ, આપે એવી નાની નાની બાબતોની કદીપણ જરાએ ચિંતા કરવી નહિ. એમ હું કોઈના હાથમાં ફસાઇ જાઉં તેવો માણસ નથી. તમે તમારી જરાપણ ચિંતા કરશો નહિં, આપનો વાંકો વાળ પણ થવા નહિ દઉં. બીજો કંઇ હુકમ હોય તો ફરમાવો, નહિતો જવાની રજા આપો તો જાઉં."

રાણી કમળાદેવીએ જરા ઉદાસ મોઢું કરીને કહ્યું, "એક બીજી આફત મારી ઉપર આવી પડી છે તેનું શું કરવું, તે કહેતા જાઓ."

કાન્તીલાલે અજાયબીથી કહ્યું, "વળી એ કઇ આફત આપના ઉપર આવી છે? કહો તો તેનો જલદી નીકાલ લાવી મૂકીએ."

કમળાદેવી બોલી, "ગઇ કાલે એક મારી ખવાસણ દાસીએ આવીને મને કહ્યું કે, 'આપણા સૈનિકોના ઉપરી અભયસિંહ તમને બહુ ચાહે છે, અને એકાંતમાં મળવા માગે છે. જો તમે તેને ના પાડશો તો તેણે તમને જોર જૂલમથી મળવા આવવાની ધમકી આપી છે."

કાન્તીલાલે પાછી શાન્તિ પકડી અને વિચાર કરવા લાગ્યા, અને એક પળ પછી કહ્યું, "તમે શો વિચાર કર્યો?"

કમળાદેવી પોતે રજપુતાણી અને વળી ઉંચ કુટુંબની હતી એટલે કદી પણ આવું હલકું કામ કરે એ જરાએ સંભવિત નહતું, વળી તે ઉદયસિંહ સાથે અતી પ્રેમથી પરણી હતી અને તે એક પતિવૃતા સ્ત્રી હતી. તેણે જરા ગુસ્સામાં આવીને કહ્યું, "વિચાર એ જ કે તેને એકાંતમાં બોલાવીને મારી નાંખવો. અથવા તો જો મારો કોઇ રીતે એકે ઉપાય ન ચાલે તો મારે હાથેજ મારૂં ખૂન કરવું."

કાન્તીલાલે કહ્યું, "પોતાનું ખૂન કદી પણ કરવું નહિ. એ તો એનેજ ઠેકાણે કરવો એજ વ્યાજબી છે. પણ એમ એને મારી નાંખવો એ પણ મને ઠીક નથી લાગતું, માટે કાંઇક એનો બીજો વિચાર કરીએ."

કમળાદેવીએ કહ્યું, "ત્યારે તેમ કરો."

કાન્તીલાલ દસેક પળ વિચારમાં પડી ગયો અને ત્યાર પછી ધીમેથી હસ્યો. એટલે કમળાદેવીએ તેને હસવાનું કારણ પૂછ્યું, જેના જવાબમાં કાન્તીલાલે કહ્યું કે, "એક યુક્તિ ઠીક સૂઝી છે. તેણે આપને કદી પણ જોયાં છે?"

કમળાદેવીએ કહ્યું "નહિ, એણે મને કદી પણ જોઇ નથી."

"એ બહુ ઠીક થયું. હવે હું દામાને પૂછીશ કે રાજમા અને અભયસિંહે એક બીજાને જોયાં છે કે નહિ અને જો ન જોયાં હોય તો મ્હારી યુક્તિ બહુ રમુજી થઇ પડશે. રાજબાએ મને કોઇ વખત દીઠો હશે, પણ તે મને બરાબર જોઈ શકી નહી હોય એ સંભવિત છે. માટે મારો વિચાર એવો છે કે તમારા નામે રાજબાને અભયસિંહ સાથે ભેટાડી દઇએ તો કેમ?'

"પણ એ કેમ બને?" કમળાદેવીએ કહ્યું.

"તેમાં કાંઇ મોટી વાત નથી. બે જણાને અંધારામાં મળવા દઇશું એટલે એક બીજાને ઓળખી પણ નહિ શકે, અને રાજબાના મનમાં એવું ઠસાવશું કે તે પુરૂપ ગડબડદાસ છે. વળી એક બીજાને સામ સામા વચન અપાવીશું કે તેઓએ એકબીજા સાથે કાંઇ પણ બોલવું નહિ, એટલે પછી જોઇ લ્યો મઝા."

કમળાદેવીથી ન રહેવાયાથી એકદમ હસી પડાયું અને તેણે હસતે હસતે કહ્યું, "કાન્તીલાલ, તમે ખુબ વણિક વિદ્યા વાપરી, સાબાશ છે તમને આતો બરાબર લાકડે માકડું વળગાડી દેવાશે."

"ઠીક છે, ત્યારે હાલ તો હું રજા લઇશ." કાન્તીલાલે ઉભા થઇને કહ્યું." કમળાદેવીએ પૂછ્યું, "પણ પેલા અભયસિંહને હાલ શો જવાબ આપવો! નહિં તો કદાચ તે ઉછાંછળો થશે."

કાન્તીલાલે કહ્યું, "હાલ તેને કાંઇક ભેટ તમે મોકલજો અને કહેવરાવજો કે બે ચાર દહાડા પછી હું તમને તેડવા મોકલું ત્યારે જરૂર આવજો."

કમળાદેવી પણ ઉભી થઇ અને કહ્યું, "ઠીક છે, હાલ તો તેને એમજ પતાવશું. પણ તમે પાછા ક્યારે આવશો?"

"હું પાછો બે દિવસ પછી આવીશ" એમ કહીને તે ચાલવા માંડયો. કમળાદેવી તેની પછવાડે દરવાજા સુધી ગઇ અને તે જ્યારે થોડે દુર ગયો એટલે તે પાછી પોતાના ઓરડામાં દાખલ થઇ. તે વખતે લગભગ ત્રણેક વાગ્યાનો અમલ થયો હતો. ગડબડદાસ પાછો પોતાના ઓરડામાં દાખલ થયો. પોતાનો ખેડુતનો વેશ બદલી નાખી તે પોતાના અસલ પોશાકમાં આવી ગયો. આખી રાતના પરિશ્રમથી થાકી ગયેલ હોવાથી તે ભરનિદ્રામાં પડયો. સવારના છ વાગ્યાના અમલે તેના દરવાજા બહારથી ઠોકાયા અને 'ગડબડદાસ, ગડબડદાસ, દરવાજો ખોલો ખોલો એવી બૂમ બહારથી આવતી ગડબડદાસે સાંભળી. તેણે તરતજ રણધીરસિંહનો સાદ ઓળખી કાઢયો, અને 'ઉઘાડું સાહેબ,' એમ કહી તરત જ પુછયું, "કેમ સાહેબ, સેવકને શો હુકમ છે?"

રણધીરસિંહે કહ્યું, "પાઘડી અંગરખો પહેરી લ્યો અને ચાલો મારી સાથે; બહાર કાંઇ કામે જવું છે."

ગડબડદાસ, "તૈયાર સાહેબ," એમ કહીને પાછો ઓરડામાં ગયો અને બેએક પળમાં કપડાં પહેરીને તરતજ બહાર આવ્યો અને બેઉ જણા ઘરમાંથી બહાર નીકળ્યાં.



# પ્રકરણ ૧૦ મું.



## કુંવર પ્રતાપસિંહનું ગુમ થવું.

કમળાદેવી રાતના પરિશ્રમથી બહુ થાકી ગયેલ હોવાથી તે ભર-નિદ્રામાં પડી. સવારના સાત વાગે તેની દાસી એકદમ દરવાજા ઠોકવા લાગી, અને, "બા સાહેબ, બા સાહેબ" એમ બૂમો પાડવા માંડી. કમળાદેવીએ તરતજ પોતાના શયનગૃહના દરવાજા ખોલ્યા અને પૂછ્યું, "કેમ શું છે?"

"બાઇ સાહેબ, આપની બારીએથી કોઇ માણસ હાથમાં કાંઇ મોટી ચીજ લઇને ઉતરી ન્હાસી ગયું." દાસી ધ્રુજતી ધ્રુજતી બોલી.

કમળાદેવીના પેટમાં તરત ફાળ પડી અને આજુબાજુ નજર કરી તો તેની જોડેના બીછાનામાં કુંવર પ્રતાપને દીઠો નહિ. ચારે બાજુએ તપાસ કરી પણ કુંવર પ્રતાપ નજરે ન પડયો. રાણીની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં અને તે પોતાની આરામ ખુરશીપર બેસી ગઇ. આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વહેતા હતા. અંતે ન રહેવાયાથી તે મોટે સાદે રડવા લાગી અને તેના દુઃખનો હવે જરાપણ પાર રહ્યો નહિ.

માતાને પોતાના પુત્ર કરતાં બીજી કઇ ચીજ વધારે વહાલી હોય છે? જયારે પશુ પક્ષીઓને પણ પોતાનાં બચ્ચાંઓ પોતાના પ્રાણ કરતાં અધિક પ્રિય હોય છે તો મનુષ્ય, કે જે પ્રાણી માત્રમાં ઉત્તમો-ત્તમ ગણાય છે, તેને પોતાના બચ્ચાં કેમ વ્હાલાં ન હોય! પોતાના પુત્રના શોકથી કઇક માતાઓ પોતાના પ્રાણ તજી દેછે. એક સ્ત્રી દરેક વાતનું દુઃખ ખમી શકે છે પણ પોતાના પુત્રના મૃત્યુનું દુઃખ જરાપણ ખમી શકતી નથી. પુત્ર એ માતાના શરીરનું ખુદ લોહી છે અને માતાને પોતાના પુત્રના ગુમ થઇ જવાથી દુઃખ થાય તો તેમાં શી નવાઇ? પિતા કરતાં પણ માતાને પુત્રના મૃત્યુનું અધીક દુઃખ લાગે છે. પ્રેમ ઘણી જાતના

છે, જેમ કે, 'ભાઇ બેનનો પ્રેમ,' 'સ્ત્રી પુરૂષનો પ્રેમ,' 'બાપ દીકરાનો પ્રેમ,' 'બે મિત્રોનો પ્રેમ,' અને 'માતા પુત્રનો પ્રેમ.' સઘળી જાતના પ્રેમમાં માતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ સૌથી ચઢીઆતો છે. બીજા પ્રેમ ઘણી વખત હમેશાં ટકી શકતા નથી, જ્યારે માતા પુત્રના પરસ્પર પ્રેમમાં ક્વચીતજ એટલે કે લાખમાં કદાચ એક એવો દાખલો મળશે.

જેમ એક માણસ કોઈ વસ્તુ ઉત્પન્ન કરે છે અથવા શોધી કાઢે છે, અને તેને જેમ તે વસ્તુ પર બેહદ પ્રેમ રહે છે તેમ પુત્ર કે પુત્રીને જન્મ આપનાર માતાને પુત્ર કે પુત્રી પર પ્રેમ રહે તેમાં શી નવાઇ! કમળાદેવીના શોકનો જરાએ પાર રહ્યો નહતો અને શું કરવું તે તેને સૂઝતું નહતું. તેણે રડવામાં લગભગ એક કલાક વીતાડ્યો હતો છતાં પણ તેનાં આંસુ ખુટયાં નહિ દાસીઓ ઘણુંએ સમજાવવા લાગી પણ જેની ઉપર દુઃખનું વાદળ તુટી પડે છે તેની આગળ સમજાવટ શા કામની? તેણે પ્રથમ તો પ્રધાનને ખબર આપવાનો વિચાર કર્યો પણ તે તેને ઉચિત લાગ્યો નહિ. કારણ કે તેને ખાત્રી હતી કે આ કામનો કરનાર તે પાપીજ હોવો જોઇએ. છેવટે ગડબડદાસને બોલાવીને તેને પૂછવાનું ઠીક ધાર્યું, પણ વળી વિચારમાં પડી કે "કાન્તીલાલ પોતાનો સહાયક હોય તો તેણે તેને આ મોટી આફતમાંથી બચાવી કેમ ન લીધી!"

થોડીવાર સુધી તે શાન્ત રહી અને પાછા તેના મુખમાંથી ઉદ્‌ગારો નીકળવા માંડયા, "કાન્તીલાલ ગઇ રાતના તેને મળ્યો હતો, પણ આવી મોટી આફત આવવાની હતી, તે બાબતમાં તેને જરાએ ઇસારો કર્યો નહતો. કદાચ કાન્તીલાલ મારી સાથે દગો રમતો હશે? મારે હવે તેની ઉપર વિશ્વાસ રાખવો કે કેમ? ના, ના, પણ કાન્તીલાલ એવો નીચ માણસ નથી, એ મારી સાથે દગો રમે છે એવું હું કદી પણ માની શકું નહિ. જો તેવું હોત તો તે આવું જોખમી કામ માથે શા માટે લેત! તે બરાબર સમજે છે કે આ કામની અંદર જરા પણ થાપ ખાવાથી તેનુ માથું ધડથી જૂદું થઇ જાય. તે ખાનદાન કુળનો છે તે પણ મારી ખાત્રી છે. કદાચ આ બાબત તેના જાણવામાં નહિ આવી હોય તે સંભવિત છે. તે બાહોશ અને ચાલાક છે તેમાં જરા પણ શક જેવું નથી, માણસ છે: કદાચ ભૂલ પણ થાય, કદાચ થાપ પણ ખાય.

પણ તે ભૂલ સુધારવી અને થાપમાંથી બચવું એજ સમયસુચકતાનો ઉંચામાં ઉંચો અંશ છે. મારી ખાત્રી છે કે કાન્તીલાલ પણ ખાધેલી થાપમાંથી જરૂર છટકી જશે અને મારા પુત્રને બચાવશે."

આમ આખો દિવસ વિચારમાંને વિચારમાં કાઢયા બાદ શું કરવું તે પણ તેને સૂઝયું નહિ. ઉદાસીમાંને ઉદાસીમાં કાંઇ પણ આખો દીવસ ખાધુંપીધું નહિ, અને પોતાના પતિને યાદ કરી આંખોમાંથી ચોધારા આંસુઓ વરસાવ્યા કર્યાં, તેને પોતાના ધણીનો પ્રેમ બહુ યાદ આવતો હતો અને તેના નામની એકની એક નિશાની ગુમ થવાથી તેના દુઃખનો પાર ન રહે તેમાં શી નવાઇ ! લગભગ સાંજના સાતેક વાગ્યાનો અમલ થયો હતો ત્યારે કમળાદેવીએ પોતાના એક વિશ્વાસુ માણસને બોલાવીને કહ્યું, "રણધિરસિંહના ઘરમાં એક ગડબડદાસ નામનો માણસ રહે છે, તેને જઇને કહે કે કમળાદેવીએ આજ રાતના તમને બોલાવ્યા છે, બીજો જે કાંઇ તેને કહે તે તેને એકાન્તમાં બોલાવીને કહેજે." પેલો માણસ ત્યાંથી ચાલતો થયો.



# પ્રકરણ ૧૧ મું.



## ગડબડદાસ ગોટાળામાં.

ગડબડદાસ તથા રણધીરસિંહ બે જણા સજ્જ થઇને બહાર નીકળ્યા, પણ કઇ દિશામાં જવું તેનો આધાર રણધીરસિંહ પર હતો. ચાલતાં ચાલતાં ગડબડદાસે પૂછ્યું, "મહારાજ, અત્યારે શીદ જવું છે?" રણધીરસિંહે જવાબ આપ્યો, "મારી સાથે ચાલ્યા આવો. આજે તમારે માટે જોવાને એક મઝા હાથમાં આવી છે."

ગડબડદાસે આનો ભાવાર્થ ન સમજવાથી ફરીને પૂછ્યું, "પણ સાહેબ, એ મઝા કઇ જાતની છે તે આપ જણાવો તો હાલથીજ મારી ખુશાલીની શરૂઆત થઇ ચુકે."

રણધીરસિંહ બોલ્યો, "ગડબડદાસ, મેં તમારામાં પૂર્ણ વિશ્વાસ મૂકયો છે, માટે તમારાથી કાંઈ છાનું રાખવું એ વ્યાજબી ન ગણાય. જુઓ સાંભળો, પણ યાદ રાખજો કે આ વાત કોઇને પણ કહેવાની નથી; અને જો મારા જાણવામાં આવશે કે તમે તે વિષે કંઇ કોઇને કહ્યું છે, તો મારી તરવાર તમારૂં ડોકું ઉડાડી દેશે, પણ જો નિમકહલાલીથી ચાલશો તો જે મેં તમને પ્રધાનપદનું વચન આપ્યું છે તે હું નક્કી પાળીશ."

ગડબડદાસ વચ્ચે બોલ્યો, આપના વચનમાં મને પૂર્ણ વિશ્વાસ કેમ ન હોય? આપ જેવા વીર નરોની સેવા બજાવવી એ હું મારૂં અહોભાગ્ય માનું છું. મારી આગળથી કોઈ પણ વાત બહાર જવાની આપે જરા પણ ધાસ્તી ન રાખવી."

રણધીરસિંહે આગળ ચલાવ્યું "સાંભળો, ગઈ કાલે રાતના મારી મલકા... ..."

ગડબડદાસ વચ્ચે બોલ્યો, "સાહેબ, મલકા એ કોણ?"

રણધીરસિંહે જવાબ આપ્યો, "મારી પત્ની કરતાં પણ મને એ વધારે વહાલી છે અને તેનું નામ મલકા છે."

ગડબડદાસ બોલ્યો, "સાહેબ, આપના બોલવામાં ભંગ કીધો માટે માફ કરજો."

રણધીરસિંહે આગળ ચલાવ્યું, "મલકા ગઇ કાલે રાતના આવી હતી. તેણે મને કહ્યું કે કુંવરને ઉપાડી લાવવા માટે તેની એક દાસીને મારા કહેવાથી ફોડી હતી અને કાલેજ રાતના તે દાસી કુંવરને મલકાને ઘેર સોંપી આવવાની હતી. મેં તમને રાતના બોલાવવાનો વિચાર કર્યો, પણ તમે ગઇ કાલે કામથી ઘણા થાકેલા હોવાથી તમને આરામ લેવા દેવાનું મેં વ્યાજબી ધાર્યું, અને સવારમાં તમને સાથે લઇ જઇશ, એવું ધારીને હું ઉંઘી ગયો, હવે છોકરાનું શું કરવું તે ઉપાય સુઝાડો તો ઠીક."

ગડબડદાસના પેટમાં મોટી ફાળ પડી પણ તેનું એકે ચિન્હ તેના ચહેરાપર દેખાવા દીધું નહતું. તે મનને શાન્તિમાં રાખીને બોલ્યો, "સાબાશ મહારાજ, ખુબ કીધી! આટલીવારમાં કુંવરને આપણા સપાટામાં લઇ લીધો! હવે રાણીનો છેડો તો થોડા વખતમાં લાવી મૂકીશું. એટલે પછી થઈ ચૂક્યું; આપ રાજા અને સેવક પ્રધાન!"

તેઓ લગભગ એક બેઠા ઘાટના ઘર આગળ આવી લાગ્યા. તે ઘર ઘણી જુની બાંધણીનું હોય તેમ માલમ પડતું હતું. રણધીરસિંહ અને તેની પછવાડે ગડબડદાસ અંદર દાખલ થયા. અંદર જઇને એક માળ ચડયા પછી તેઓ જમણી બાજુ તરફ વળ્યા, કે જ્યાં એક મોટું દીવાનખાનું હતું. તેઓ જેવા તે દીવાનખાનાના દરવાજા આગળ જઈ ઉભા કે તરતજ અંદરથી મલકા બહાર આવી, અને બેઉને આદર-સત્કાર આપી અંદર લઇ ગઇ. એક કોચની જેમણી બાજુએ રણધીરસિંહ બેઠો. મલકાની ઉમર લગભગ પચીશેક વર્ષની હતી. તેની આંખો માંજરી તથા ચહેરો ઘણો ખુબસુરત હતો. તેનો ઘાટ બેઠો તથા મોહમય લાગતો હતો. તે કોચની સામેના એક હીંચોળા પર બેઠી ને રણધીરસિંહને પૂછ્યું, "આ સાહેબ કોણ છે?"

રણધીરસિંહે જવાબ આપ્યો, "તે એક મારા અંગતના વિશ્વાસુ માણસ છે, અને તે મારા દરેક કામમાં એક બહાદુર મદદગાર છે. તે એક ઘણો બાહોશ અને ચાલાક પુરૂષ છે."

મલકા તેની સામું એકી નજરે જોઇ રહી અને તરતજ પોતાનું મુખ રણધીરસિંહ તરફ ફેરવીને હસતા મુખે બોલી, "આપને મદદગાર તો સારા મળ્યા છે. આપનું એકે કાર્ય નિષ્ફળ જાય એ હું કદી પણ માનું નહિ."

રણધીરસિંહે પૂછ્યું, "હા, પણ પેલાનું શું કર્યું ? તમારી મહેનત સફળ થઇ છે કે નહિં ?"

મલકાએ જવાબ આપ્યો, "એમાં તે શું પૂછવું હોય ? આ દાસીને હાથે કયું કામ પાર પડયું નથી તે દેખાડો."

રણધીરસિંહે આતુરતાથી પૂછ્યું, "પણ તે કયાં છે ?"

તેના જવાબમાં મલકાએ કહ્યું, "તેને એક ઓરડામાં પૂરી મૂકયો છે, કારણ કે તેણે જાગતાં વેંત બુમાબુમ કરવા માંડી, અને તે કોઇના જાણવામાં ન આવે તે માટે તેને ઓરડામાં પૂરી રાખવાનું વધારે ઠીક લાગ્યું." રણધીરસિંહે કહ્યું, "પણ તેને જોવા તો દે કે તે કોઇ બીજો તો નથી ને ?"

મલકાએ કહ્યું, "ચાલો તમને દેખાડું." એમ કહીને તેણે બેઉ જણને પોતાની પછવાડે આવવાનું કહ્યું. ગડબડદાસના મનમાં આ સાંભળીને ઘણો ખેદ થયો પણ તેની અસર તેણે પોતાના ચહેરા ઉપર દેખાવા દીધી નહિ. પછી બે ઓરડા વટાવી ત્રીજા ઓરડાના દરવાજાનું તાળું, પોતાની કમરેથી ચાવી કાઢીને મલકાએ ખોલ્યું. તરતજ કુંવર અંદરથી બુમો પાડવા લાગ્યો, "ઓ પાપી, નીચ ! આમ મને અજાણતાં કેદ પકડીને લાવ્યા તેમાં શી બહાદુરી કરી ? જો તમારામાં બહાદુરી હોય તો આપો મારા હાથમાં શમશેર, અને પછી જોઇ લ્યો મઝા, ઓ હીચકારા, બાયલાઓ ! આવીજ તમારી બહાદુરી કે ? રજપુતના નામને લજાવનાર કુતરાઓ ! તમારો ભાર ધરતી કેમ ખમી શકે છે !"

રણધીરસિંહે ગડબડદાસને કહ્યું કે "જાઓ એને એકદમ મુંગો કરી દ્યો."

ગડબડદાસે કહ્યું, "સાહેબ, કદાચ એ મારી બેસે તો ?"

રણધીરસિંહે કહ્યું, "બસ કે, એટલામાંજ ગભરાયા ?"

ગડબડદાસે કહ્યું; "ગભરાયો નથી, મહારાજ, પણ એને દમ મારૂં તો કદાચ એ બે તમાચા ઠોકી લે; કહો તો એને આડું અવળું સમજાવીને મુંગો કરી દઉં."

રણધીરસિંહે કહ્યું, "એમ તો એમ, પણ એને મુંગો કરી દ્યો!"

મલકા તથા રણધીરસિંહ પાછા એકદમ બહારના ઓરડામાં ગયાં અને ગડબડદાસ કુંવર પાસે ગયો. કુંવરે તરતજ તેને ઓળખી કાઢયો અને અચંબાથી કહ્યું, "કોણ કાન્તીલાલ!" ગડબડદાસે તરત નાક ઉપર આંગળી મૂકી અને તેને મુંગા રહેવાનું કહ્યું. કુંવર તરતજ એની ઇશારત સમજી ગયો અને મુંગો થઇ ગયો. ગડબડદાસ પાસે ગયો. અને આસ્તેથી કુંવરના કાનમાં કહ્યું, "ગભરાશો નહી, તમને હું થોડા વખતમાં મુક્ત કરીશ. મારૂં નામ કોઇ આગળ દેશો નહિં, નહિ તો મને એ મારી નાંખશે"

ગડબડદાસને જોઇને કુંવરને ઘણી શાન્તી વળી. જ્યારે કાન્તીલાલ કમળાદેવી પાસે જતો, ત્યારે કોઇ કોઇ વખત કુંવર પ્રતાપ પણ ત્યાં આગળ બેસતો હતો; એટલે તે કાન્તીલાલને સારી પેઠે ઓળખતો હતો; તેથી હવે તેના મનમાં ખાત્રી થઈ ગઇ કે કાન્તીલાલ જરૂર એને બચાવશે. કાન્તીલાલ પાછો બહાર ગયો અને તે ઓરડાનો દરવાજો વાસી માથે સાંકળ મારતો ગયો. બહાર મલકા તથા રણધીરસિંહ એજ બાબતની વાત કરતાં હતાં. ગડબડદાસ જેવો ત્યાં ગયો કે તરતજ રણધીરસિંહે પૂછયું, "કેમ, એ બદમાશ મુંગો થયો કે ?"

"હા મહારાજ, મુંગો ન થાય તો કોને કહે ?" ગડબડદાસે જવાબ આપ્યો. "હવે એનું શું ધાર્યું ?" રણધીરસિંહે ગડબડદાસને પૂછયું.

મલકા વચ્ચે બોલી, " કરે શું ? એને તો મારીજ નાંખવો. એ વચમાંથી હમેશની એક પીડા ખસે. કેમ, બરાબર કે નહિં ગડબડદાસ ?"

ગડબડદાસે જોયું કે હાલ તો હામાં હાજ ભેળવવી અને પછી જોઇ લઇશું. " હા બરાબર છે," તરતજ એણે જવાબ આપ્યો અને કહેવત છે કે, 'જૈસેકુ મીલા તૈસા, તૈસેકુ મીલા તાંઇ; તીન જણુ મીલકે તીતુની બજાઇ.' તેમ તેઓએ કર્યું. રણધીરસિંહે કહ્યું, " ઠીક, ચાલો ત્યારે" એમ કહીને ચાલવા માંડયો. તેની પછવાડે ધીમે ધીમે નીચું જોઇને ગડબડદાસ પણ ચાલવા માંડયો. તેની પછવાડેથી મલકાએ ગડબડદાસનો હાથ જોરથી દાબ્યો અને તેના હાથમાં એક ચીઠી મૂકી. ગડબડદાસ અચંબાભૂત બન્યો અને મલકાના સામું જોયું તો તે ધીમેથી હસી, અને આંખોના ઇસારા કર્યા. ગડબડદાસ એની મતલબ સમજી ગયો અને મુંગે મોઢે રણધીરસિંહની પછવાડે દાદરો ઉતરી ગયો. મલકા પણ તેમની પછવાડે ગઇ. રણધીરસિંહે મલકાને કહ્યું, " હું રાતના આવીશ, માટે ચાહ પાણીની તૈયારી રાખજે. કારણકે આજની રાત અહિંઆજ વીતાડીશ."

મલકાએ જવાબમાં હસ્તે મુખે હા પાડી અને તેઓ ત્યાંથી ચાલતા થયા. મલકા પાછી ઘરમાં ગઇ અને પોતાની દાસીને રાતના રણધીરસિંહ માટે ખાવા પીવાની તૈયારી કરી રાખવાનું કહ્યું, અને ત્યાર પછી કુંવરવાળા ઓરડાને તાળું વાસીને પોતાના નિત્ય કર્મમાં પડી.

કુંવર ઘણી નાની ઉમરનો હતો છતાં તેની સમજ શક્તિ ઘણી જબરી હતી. તેનામાં જોર પણ પુષ્કળ હતું. બહાદુરના પુત્રો બહાદુરજ થાય; આંબાના ઝાડની કલમ વાવ્યાથી આંબોજ પાકે છે, તેમાંથી કાંઇ બીજી કોઇ વસ્તુ થતી નથી. જેમકે, 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા.'

રણધીરસિંહે આખો દીવસ રાજ્ય કેમ મેળવવું તેજ વિચારમાં કાઢયો, અને ગડબડદાસે, રાજ્ય ખરા વારસનેજ કેમ મળે, તેના વિચારમાં કાઢયો. રાતના સાતેક વાગ્યાના અમલે ગડબડદાસ જયારે પોતાના ઓરડામાં એકલો બેઠો હતો ત્યારે કમળાદેવીનો મોકલેલો માણસ ત્યાં આવ્યો,

અને રાતના તેને રાજ્ય મહેલમાં આવવાનું કહ્યું. ગડબડદાસે તે માણુસને કહ્યું, "રાણી સાહેબને કહે જે કે હું રાતના આવીશ, અને તમારે કોઇ જાતની ચિંતા કરવી નહી." તે નોકર તરતજ ત્યાંથી ચાલતો થયો. રાતના નવેક વાગ્યાના અમલે રણધીરસિંહ ગડબડદાસના ઓરડામાં ખુબ ઠાઠમાઠથી સજ્જ થઇને આવ્યો. તે તરતજ માન આપવા ઉભો થયો અને કહ્યું, "ઓહો ! સાહેબ, આજ આપનો રૂઆબ કાંઇ ઓરજ લાગે છે. સાહેબ, અત્યારે આ ઠાઠમાં ક્યાં જવું ધાર્યું છે ?"

રણધીરસિંહ બોલ્યો, "બસ, આટલીવારમાં ભુલી ગયા કે મલકાને ત્યાં આજની રાત વીતાડવી છે ?"

ગડબડદાસ હસતું મોઢું રાખીને બોલ્યો, "એમ, પણ મહારાજ, રાજબાબાને ખબર પડશે તો ?"

"તો શું ? એનાથી શું થાય તેમ છે ?"

"ખરૂં સાહેબ, પણ રાજબાથી મલકા શેહાણી કાંઇ ચઢી જાય ખરાં !" ગડબડદાસે હસતું મોઢું રાખીને કહ્યું.

"રૂપમાં તો બે સરખી છે, પણ જુવાન માણુસને એકનેએક જુની જોડાની જોડી પહેરવી ગમે છે ? એકનાં એક કપડાં પહેરવાં ગમે છે ? એકનો એક ફેંટો જુનો થયા પછી ગમે છે ! માણુસને પોતાની ચાલુ સ્થીતિમાં સુધારો કરવો કેમ ગમે છે ! દાગીનો જુનો થાય તે ગમતો નથી તો જુની સ્ત્રી સાથે લાંબો વખત કાઢવો કેમ ગમે ? બોલો, ખરૂં કહું છું કે નહીં ?"

ગડબડદાસને તેના માનીતા થવાનું હતું, એટલે જો એમાં વાદવિવાદ કરે, તો એકબીજામાં અંટસ પડી જાય માટે કહ્યું, "ખરી વાત, સોળ વાલને માથે એક રતી; પણ મહારાજ, મલકામાં બીજી કાંઈ વિશેષતા ખરી કે ?"

રણધીરસિંહ મલકાનાં વખાણ કરતો બોલ્યો, "અરે ગડબડદાસ, તમે તો ગડબડ ઘોટાળામાંજ રહી ગયા છો ? તમને દુનિયાંની કાંઇ ખબર હોય એમ લાગતું નથી. શું હું મૂર્ખ છું કે તેનામાં કાંઇક વધારે મઝા મળવા વગર તેની પાસે જઉં ? મારી મલકા ગાય છે ત્યારે બસ

હદ કરી નાંખે છે. દુનિયામાં સૌથી સરસમાં સરસ કોયલ શોધી કાઢો અને તેની સાથે મારી મલકાનો સાદ સરખાવો તો મારી મલકા ચઢીયાતી જણાશે. જ્યારે તે નાચ કરે છે ત્યારે તેના પગની ઉપરજ મારી નજર ચોંટી રહે છે; એવો તો સરસ એ નાચ કરે છે કે મારૂં મન તેની ઉપર ઉભરાઇ જાય છે, બસ, બસ, ગડબડદાસ, એ મઝાની વાતજ શી કરવી ! એ જ્યારે રાતના શણગાર સજી મારી પાસે બેસે છે ત્યારે ઇંદ્રની કોઇ અપ્સરા જેવી મનોહર લાગે છે. જ્યારે તેના હાથે મને શરાબ પાય, ત્યારે મારા સુખમાં હું કાંઇ ખામી જેતો નથી. બસ, મને જો એ સુખ હંમેશ માટે મળે અને મલકા પાસેજ રહે તો મને સ્વર્ગની કાંઇ પણ જરૂર નથી." ગડબડદાસ વચ્ચે બોલી ઉઠયો, "પણ સબુર કરો મહારાજ, એ જુની થશે પછી તેનું કેમ ? આપનું મન તો તેની ઉપરથી ઉતરી જશે, અને વળી ફરીને કોઇ બીજી મલકા શોધવી પડશે તેનું કેમ ?" "ગડબડદાસ તમે મૂર્ખ છો, એ મારી મલકા કદી જુની થાય તેમ નથી. હું હંમેશાં એનામાં નવીનતા જેયાજ કરૂં છું અને જેટલીવાર જેઉં છું તેટલીવાર એ મને નવીજ લાગે છે. એને જેતાં જેતાં મારૂં મન ધરાતું નથી. બસ હું એનેજ પરણ્યો હોત તો આ રાજબાની પીડા ટળી જાત, પણ ખેર મલકા મારી છે પછી શું ?" ગડબડદાસે કહ્યું, "સાહેબ, તે તો બધું ઠીક પણ આપ રજપુત થઇને શરાબ પીઓ એતો ઠીક ન કહેવાય."

રણધીરસિંહે કહ્યું, "ગડબડદાસ, તમે ખાખરાની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણો ?"

ગડબડદાસ વાતનો અંત જલદી આવે માટે મુંગોજ રહ્યો. તેથી રણધીરસિંહે કહ્યું, ઠીક છે, હું જાઉં છું, રાતના ઘરનું ધ્યાન રાખજો." "ભલે મહારાજ, પધારો; પણ આપ પાછા કયારે આવશો ?" ગડબડદાસે પૂછ્યું.

"કાલ સવારના." એમ જવાબ આપીને રણધીરસિંહ ત્યાંથી ગયો.

રાતના દસ વાગ્યાના સુમારે ગડબડદાસે પોતાનો ખેડુતનો વેશ પહેરી લીધો અને દરવાજા અંદરથી વાસી ને બારીમાંથી નીચે ઉતર્યો; કારણ કે કદાચ રણધીરસિંહની ગેરહાજરીનો લાભ લઇને રાજબા

તેને મળવા આવે તો તે દરવાજા ખોલીને અંદર જુએ અને ગડબડદાસ ત્યાં ન હોય તો તે ક્યાં ગયો હશે તે બાબતમાં શક પડે, માટે તેણે દરવાજા અંદરથી બંધ કરવાનું ઠીક ધાર્યું હતું. તે ત્યાંથી રાજ્ય મહેલમાં હંમેશ પ્રમાણે દાખલ થયો અને રાણી કમળાદેવીના શયનગૃહમાં દાખલ થયો કે તરતજ કમળાદેવી ઉભી થઇ અને આતુરતાથી બોલી, "કાન્તીલાલ, મારો પુત્ર ક્યાં છે?"

કાન્તીલાલે ધીરજ આપતાં કહ્યું "બા સાહેબ, આપ શાન્ત થાઓ. આપના કુંવરનો વાંકો વાળ પણ થવા દઇશ નહિ. જો આપના પુત્રને કાંઇ પણ થાય તો આ સેવકનું માથું ખુશીથી ઉડાવી મુકજો."

રાણી પોતાની આરામ ખુરશી ઉપર બેઠી અને કાન્તીલાલ તેની સામે પડેલી એક ખુરશી ઉપર બેઠો. પાછો રાણીએ સવાલ કર્યો, "પણ એ ક્યાં છે તે તો કહો?"

કાન્તીલાલે રાણીને શાન્ત પાડતાં કહ્યું, "આપ શાન્ત થાઓ. હું આપને સઘળી હકીકત પહેલેથી જણાવું છું તે સાંભળો. આપને ત્યાંથી કોઇ દાસીને મલકા નામની રણધીરસિંહની રાખેલી સ્ત્રીએ લાંચ આપી કુંવરને ઉપાડી જવાનું કરાવ્યું. રાતના કોઇ માણસ આપની બારીમાંથી દાખલ થઇને કુંવરને લઇને ન્હાશી ગયો અને તેને મલકાને ત્યાં મૂક્યા છે. હવે તે પુરૂષને અંદર ક્યાંથી આવવું એ સઘળું તે હરામખોર દાસીએ દેખાડેલું હોવું જોઇએ. આપના કુંવરને ગઇ કાલે રાતના મલકાના ઘરના એક ઓરડામાં પૂરવામાં આવ્યા છે, અને તેને હાલ ત્યાં કેદી તરીકે રાખ્યા છે. હવે તેનું શું કરવું તેના વિચારમાં રણધીરસિંહ છે. આજ સવારે તે મને ત્યાં લઇ ગયો હતો, મેં કુંવરને નજરો નજર જોયા છે. રણધીરસિંહ તથા મલકા તેમને મુંગા ન રાખી શકવાથી મને તેને ચુપ રાખવાનો રણધીરસિંહે હુકમ કર્યો અને તે બે જણાં ઓરડા બહાર દૂર ઉભા રહ્યાં. હું કુંવરની પાસે ગયો એટલે કુંવરે મને તરતજ ઓળખી કાઢયો અને, 'કોણ કાન્તીલાલ!' એમ બોલ્યા. પણ મેં ઇશારતથી તેમને મુંગા રહેવાનું કહ્યું અને પાસે જઇને મેં તેમને જરાપણ નહિ ગભરાવાનું કહ્યું. એથી એમને શાન્તિ વળી. હવે તેનું શું કરવું તે મને રણધીરસિંહે પૂછ્યું છે અને મને તે બાબતમાં વિચાર કરીને જવાબ આપવાનું કહ્યું છે. બીજું

મારી જાણમાં વાત પહેલાંથીજ ન આવી તેનું કારણ એજ કે, ગઇ કાલે રાતના હું અહિં આપની આગળજ હતો, અને સારા નસીબે રણધીરસિંહે હું થાકી ગયો હઇશ એમ ધારીને મને જગાડયો નહિ. જો તેણે જગાડવાનો વિચાર કર્યો હોત તો હું ત્યાં ન હોવાથી તેને મારે વાસ્તે કાંઇક શક પડત. કુંવર વિષે મેં નક્કી કરી રાખ્યું છે અને તેને હું એજ સલાહ આપીશ."

રાણી પોતાના પુત્ર તરફનું હેત વધવાથી વચમાં બોલી, "પણ એને તમે બરોબર જોયો છે કે?

કાન્તીલાલે જવાબ આપ્યો, "હા એજ, એમાં જરા પણ ફેર નથી."

રાણીએ કહ્યું "કાન્તીલાલ, હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે."

કાન્તીલાલે પોતાનું બોલવું આગળ ચલાવ્યું, "પ્રતાપસિંહને મારે ગામ મોકલી દેવરાવું તો કેમ? ત્યાં મારી સ્ત્રી તેની બરાબર સંભાળ લેશે અને તે તથા મારી પુત્રી કુંવરને સાચવશે."

રાણીએ કહ્યું, "પણ મારાથી પ્રતાપને ઘડીભર જોયા વગર નથી રહેવાતું તો તેને તમારે ગામ મોકલી દ્યો તે કેમ ચાલે?"

ગડબડદાસે કહ્યું, "રાણી સાહેબ, એમ કર્યા વગર ચાલે તેમ નથી, કારણ કે જો પાછા તેમને લઇ આવું તો નોકરોમાંથી રણધીરસિંહને ખબર પડે અને બધી બાજી બગડી જાય. માટે એમ કર્યા વગર છુટકો નથી, પછી જેવી તમારી મરજી."

રાણીએ ઉદાસ મને કહ્યું, "કાન્તીલાલ મને તમારામાં પૂર્ણ વિશ્વાસ છે, તમને ગમે તેમ કરો. પણ એ પ્રતાપ વાસ્તે તમે જોખમદાર છો એ યાદ રાખજો. તમે હુંશિયાર અને નિમકહલાલ છો એટલે તમે જે કાંઇ કરો તે મારે કબુલ છે; પણ મને તેને તમારા દેશ મોકલો તે પહેલાં એક વાર મળવા દેજો."

કાન્તીલાલે કહ્યું, "ભલે રાણી સાહેબ, ત્યારે તે પ્રમાણે કરીશ."

રાણી ત્યાંથી ઉભી થઇ અને પોતાનો કબાટ ખોલી તેમાંથી સોના મહોરની એક કોથળી કાઢીને રણજીતસિંહને કહ્યું, "લ્યો, આ તમારી મહેનત માટે."

કાન્તીલાલે કહયું "માફ કરો રાણી સાહેબ, હું તમારા પગારથી વધારે કાંઈ પણ લઈશ નહિ. જો અત્યારે આ લઈશ તો મારૂં મન લાલચુ થઇ જાય અને મારાથી કામ બરાબર કરી ન શકાય. આપ જેવા મોટા માણસની મીઠી નજર છે તેજ બસ છે. પૈસો કયો માણસ ગાંઠે બાંધી ગયો છે!"

કમળાદેવીએ કહયું, "એ બક્ષીસ તરીકે નહિ પણ એક બેન તરીકે મારા ભાઇને ભેટ આપું છું; ન લ્યો તો મારા સમ છે."

કાન્તીલાલે કહયું, "આપ જો મારાં બેન થયાં છો તો પછી એથી વધારે મારે શું જોઇએ? આપ જેવાં સતીના સમાગમમાં આવવું એજ સ્વર્ગનો રસ્તો ટુંકો કરી દે છે, તો આપના ભાઇ થવાથી વધારે શું જોઇએ? માટે માફ કરો તો વધારે સારૂં."

કમળાદેવીએ વધારે દબાણ કરતાં કહ્યું, "કાન્તીલાલ, જો આપ નહિં લ્યો તો મને દુઃખ લાગશે, માટે લીધા વગર છુટકો નથી."

કાન્તીલાલે કહ્યું, "ઠીક ત્યારે, બેનના આગ્રહ આગળ ભાઇનો શો ઉપાય? પણ હાલ એ આપની પાસે રાખો તો સારૂં કારણ તે સાચવવાને હમણાં મારી પાસે કાંઇ સાધન નથી. વળી કદાચ રણધીરસિંહના જોવામાં આવે તો પુછે કે વળી એ કયાંથી લાવ્યો? મારે જોઇશે ત્યારે લઇશ."

કમળાદેવીને એ વ્યાજબી લાગ્યું, એટલે તેણે તે કોથળી પાછી કબાટમાં મુકી દીધી અને પાછી આરામ ખુરશી ઉપર બેસી ગઇ.

કાન્તીલાલે જવાની રજા માગી પણ કમળાદેવીએ થોડીવાર સબુર કરવાનું કહ્યું, અને તેની તે હરામખોર દાસી કોણ છે તે કેમ શોધી કાઢવું તે પૂછ્યું; જેના જવાબમાં કાન્તીલાલે કહ્યું, "તમારે સઘળી દાસીઓને એકઠી કરીને કહેવું કે કઇ દાસીએ કુંવરને ગૂમ કરવામાં મદદ કરી છે તે હું જાણું છું અને જો તે દાસી પોતાની મેળે ચાર કલાકમાં માફી નહિ માગી જાય તો હું એને મારી નાંખીશ. આમ કહેશો એટલે જે હશે તે પકડાઇ જશે અને નહિં તો ન્હાસી જશે, બોલો હવે રજા છે?"

કાન્તીલાલને જવાની રજા આપી એટલે તે ચાલતો થયો અને રણધીરસિંહના ઘરમાંના પોતાના ઓરડાની બારીએથી ચઢી લૂગડાં બદલી સુઇ ગયો. રાતના બે વાગે ગડબડદાસના દરવાજા ધીમે ધીમે કોઇ બહારથી ઠોકતું હોય તેમ લાગ્યું. ગડબડદાસની આંખ ઉઘડી ગઇ અને સવાલ કર્યો, "કોણ છે ?" તેને કાંઇ જવાબ ન મળ્યો પણ બારણું ધીમે ધીમે ઠોકાયાજ કરતું હતું. ગડબડદાસ વિચારમાં પડયો કે જવાબ કેમ કોઇ આપતું નથી. ફરીથી તેણે પુછયું તો પણ કાંઇ જવાબ ન મળ્યો, પણ છટ્ઠી વખત પુછવાથી બહારથી જવાબ મળ્યો, "એતો હું રાજબા છું."

ગડબડદાસ મુઝાણો કે આ પીડા હવે કેમ પતાવવી. છેવટે તેને વિચાર સુઝી આવ્યો અને પુછયું, "કેમ રાજબા બા, કાંઇ જરૂરતું કામ છે. ?"

રાજબાએ બહારથી કહ્યું, "દરવાજો ઉઘાડો એટલે કહું."

ગડબડદાસે યુક્તિથી કહેવા માંડયું, "રાજબા બા, હું હમણાં મારા મંત્ર સાધું છું, એટલે જ્યાં બેઠો છું, ત્યાંથી ઉઠાય તેમ નથી."

રાજબાએ કહ્યું, "ઠીક ત્યારે, પણ કાલે જરૂર મળશો કે ?"

ગડબડદાસે કહ્યું, "ચોક્કસ કાલે હું આપને મળીશ."

રાજબા નિરાશ થઇ ત્યાંથી ચાલતી થઈ. ગડબડદાસે પીડાને હાલ તો પતાવી પણ વળી પાછું કાલે મળવાનું એ નકકી કરતી ગઇ. ગડબડદાસ થાકેલ હોવાથી સુઇ ગયો; અને સવારના હંમેશના નિયમ મુજબ જાગી નિત્ય કર્મ કરીને બજારમાં ફરવા નીકળ્યો અને કાંઇ થોડી ઘણી વસ્તુઓ ખરીદી. તે ઘર તરફ પાછો ફરતો હતો; તેવામાં કોઇએ તેના ખભા ઉપર હાથ મૂકયો. ગડબડદાસે ફરીને જોયું તો રણધીરસિંહ હતો. "કેમ ગડબડદાસ, અત્યારે શી ખરીદીમાં છો ?" રણધીરસિંહે પૂછયું.

ગડબડદાસે ઉત્તર આપ્યો, "આ બે ત્રણ નાની ખપની ચીજો લીધી છે, બીજું, મહારાજ, શું કામ હોય ?"

"ચાલો, ઘેર આવોછોને ?" રણધીરસિંહે પૂછયું.

ગડબડદાસે કહ્યું, "હા મહારાજ, ચાલો," બે જણ ત્યાંથી ઘર તરફ ચાલતા થયા. રસ્તામાં ચાલતાં ચાલતાં રણધીરસિંહે પૂછયું,

"કેમ ગડબડદાસ, હવે પેલા છોકરાનો શો વિચાર કર્યો?" ગડબડદાસે કહ્યુ, "સાહેબ, એને એકદમ દુર કરવો એજ." રણધીરસિંહે કહ્યું, "પણ કેવી રીતે? મારી નાંખીનેજ તો?" ગડબડદાસે કહ્યું, "મહારાજ, એને મારી નાંખવાની કાંઇ જરૂર નથી, કારણકે તેમ કરવાથી મનુષ્યહત્યા થયેલી ગણાશે. વળી એ જીવતો હશે તો એને આપનો નોકર બનાવી તેના ઉપર પુરું વેર લેવાશે. કેમ ખરું ને મહારાજ?"

રણધીરસિંહે કહ્યું, "હા એ ઠીક યુક્તિ છે, પણ એને દુર કરીને કયાં મોકલવો? પાછો ન્હાસીને અહિં આવી પહોંચે તો?" ગડબડદાસે મોઢું લૂછતાં કહ્યું, "સાહેબ, એ પણ વિચાર મેં કરી રાખ્યો છે. મારું ગામ અહિંઆથી બહુ દુર છે, ત્યાં તેને મોકલી આપીએ. ત્યાં મારી સ્ત્રી તથા મારો નોકર તેને એક ઓરડામાં પૂરી રાખશે, પછી કેમ? ભાગીને પછી આવીજ કયાંથી શકે?"

રણધીરસિંહે કહ્યું, "હા બરાબર યુક્તિ શોધી, પણ હવે જેમ બને તેમ જલદીથી તેને મોકલી આપો તો વધારે સારું, કારણ કે જેમ વખત જશે તેમ આપણને વધારે મુસ્કેલીઓ નડતી જશે."

ગડબડદાસે કહ્યું, "ભલે મહારાજ, કહો તો આજે ને આજેજ તેને મોકલી આપું, પણ મહારાજ, તેની સાથે કોઇ આપણો વિશ્વાસુ માણસ જવો જોઇએ, તે કોણ જશે?"

રણધીરસિંહે કહ્યું, "તમને તો ન મોકલાય કારણ કે હજી તમારું તો અહિંઆ બહુ કામ છે. માટે મારો વિચાર દામાને ત્યાં મોકલવાનો છે, કેમ તમે શું ધારો છો?"

ગડબડદાસે કહ્યું, "હા બરાબર છે, અને દામા સાથે બીજા બે એક હથીયારબંધ સીપાઇઓ મોકલીશું એટલે થયું."

રણધીરસિંહને આ વાત પસંદ પડી અને તેજ દિવસે રાતના કુંવરને ગડબડદાસને ગામ મોકલવાનું ચોક્કસ કર્યું, વાત પુરી થતાં બે જણા ઘર આગળ આવી પહોંચ્યા.



# પ્રકરણ ૧૨ મું.



## લલિતા તથા જયંતીલાલનો પરસ્પર મેળાપ.

તરતજ લલિતા પથારીમાંથી બેઠી થઇ અને તેનું આખું શરીર એકદમ ધ્રૂજવા લાગ્યું. તેણે પોતાના પલંગ પાસે પડેલ મેજ ઉપર બત્તી પડી હતી તે સળગાવી અને બે જણાંએ એક બીજાના મુખ સામું જોયું અને શરમ લાગવાથી બે જણાંએ પાછું નીચું જોયું. એક બીજાના હૃદયમાં પરસ્પર પ્રેમ પથરાઇ ગયો. આમ લગભગ દશેક પળ સુધી શરમને લીધે તેઓ કંઇપણ બોલી શકયાં નહિ. લલિતાનું કોમળ શરીર પરસેવાથી ભીંજાઈ જઇને તેનાં કપડાંને પણ ભીંજવવા લાગ્યું. લલિતા ઉગતા ગુલાબના ફુલની કળી સમાન હતી. તે ધાટમાં મધ્યમસર હતી. શરીરે પાતળી હતી તથા તેનો ચહેરો અતિ ખુબસુરત અને ગોળ હતો. તેના ગાલ ગુલાબી હતા, તેના નાના મુખમાં ઇશ્વરે મોતી જેવા સફેદ દાંત હારબંધ જડયા હતા. તેના જમણા ગાલ ઉપર એક નાનો કાળો તલ હતો; જેમ અજવાળી રાત્રે પુનમને દિવસ આકાશમાં ચંદ્ર જનસમુહને પ્રિય અને દૃષ્ટિને આનંદ આપનાર લાગે છે, તેમ તે તલ લલીતાના ગાલને અત્યંત શોભાવતો હતો. તેની કાળી અને ચકચકીત આંખો જોતાંજ જયંતીલાલ તેનામાં મોહ પામે તેમાં કાંઇ શક જેવું નહતું. આવા કુદરતી શણગાર ઉપરાંત ઉંચા કસબનાં કપડાંએ તેના ઉત્તમ દેખાવમાં હદ વાળી દીધી હતી અને અલંકારે વળી તે હદ ઉપર વધારો કર્યો હતો. તેણે જમણા હાથની છેલ્લી આંગળીએ એક હીરાની વીંટી પહેરી હતી અને જયારે તે હાથ મુઠીના આકારમાં મેજ ઉપરમૂકી તે ઉપર પોતાનું શરીર ટેકવ્યું હતું ત્યારે કદાચ જયંતીલાલના મનમાં એમ થાય કે તે હાથ તેના ખભા ઉપર ટેકવે તો કેવું સારૂં, તો તેમાં કાંઇ નવાઇ જેવું ન હતું.

જયંતીલાલે હજી પણ નજર ઉંચી કરવાની હીંમત કરી ન હતી. તે પણ ખુબસુરતીમાં જરા પણ લલિતા કરતાં ઉતરે તેમ ન હતો,

માત્ર તેના ગાલ ઉપર તલ જેવું કાંઇ ન હતું. તે લલિતા કરતાં બે મુઠી વધારે ઉંચો હતો, તેના મુખની ખુબસુરતીમાં તે બરાબર લલિતા જેવોજ હતો. માથે એક સાધારણ કિમ્મતની ટોપી પહેરી હતી અને કાળો ડગલો તથા એક ધોતીયું પહેર્યું હતું. લલિતાએ જ્યારે તેને ખતી કરીને જોયો કે તરતજ તેના શરીરમાં જેમ વિજળીનો ચમકારો થાય તેમ ચમક્યું.

દશેક પળ વીતી પણ જયંતીલાલને કાંઇ પણ બોલવાની કે ઉંચું જોવાની હિંમત આવી નહિ. લલિતાએ ધાર્યું કે જો તે વધારે વખત મુંગી રહેશે તો કદાચ જયંતીલાલને ખોટું લાગશે, માટે મહા પરિશ્રમે ધ્રૂજતાં ધ્રૂજતાં પૂછ્યું, "તમે મોડા કેમ આવ્યા?" આટલું બોલી કે જાણે કેમ તેના ઉપરથી ત્રણ ચાર મણનો બોજો મૂકેલો હોય તેને ઉતારી દેવામાં આવ્યો હોય તેમ તેને લાગ્યું બે અંતઃકરણને પરસ્પર પ્રેમ થતાં વાર લાગતી નથી. જેમ લોઢાને લોહચુંબક સાથે જોડાતાં વાર લાગતી નથી અને જેમ તે એક બીજા સાથે સચોટ જોડાઇ જાય છે, તેમ તે પણ જોડાય છે. સ્ત્રી પુરૂષના નેત્રોમાં પણ એક બીજા ઉપર પ્રેમ પ્રસરાવવાની ઘણી તિવ્રતા હોય છે. પ્રથમ હંમેશાં બે જણનાં નેત્રોનેજ પ્રીતિ પરસ્પર ઉત્પન થઇ હોય અને જો શરમ આડે ન આવતી હોય તો તે નેત્રો તે સ્ત્રી પુરૂષને એકદમ પ્રીતિ થતાં વેંતજ ભેટાવી દે છે.

દુનિયામાં જો ઇશ્વરે ગેરઇન્સાફ કર્યો હોય તો મોટામાં મોટો ગેરઇન્સાફ પ્રિયજનનાં નેત્રોનેજ કર્યો છે. કેવો મોટો ગેરઇન્સાફ! એક સ્ત્રી તથા એક પુરૂષને પરસ્પર પ્રીતિ માત્ર નેત્રોથીજ ઉત્પન્ન થાય છે; અને તેમાં નેત્રોથીજ વધારો થાય છે અને જ્યારે તેઓ પરણે છે ત્યારે તે બે જણના નેત્રોમાં એટલી તો પરસ્પર પ્રીતિ દેખાય છે કે તેનું વર્ણન કરતાં પુસ્તકોનાં પુસ્તકો રચાય. તેજ પ્રેમી નેત્રો કદી પણ જે સ્ત્રીની ઉપર પ્રીતિ થાય છે તેના નેત્રોને ભેટી શકતાં નથી અને સ્ત્રીનાં નેત્રો પુરૂષના નેત્રોને ભેટી શકતાં નથી, અને જો ભેટવા જાય છે તો નાક હંમેશા વચ્ચેજ આવે છે. ગરીબ નેત્રો તે છતાં પણ પોતાનો નિર્દોષ પ્રેમ હંમેશાં ચાલુજ રાખે છે.

જયંતીલાલે કહ્યું, "મારા વહેલા આવવાથી કોઇ જાણી જાય માટે મોડો આવ્યો." બોલી રહ્યા પછી જેમ લલિતાને માથા ઉપરથી

ભાર ઓછો થયો હોય તેમ લાગ્યું હતું તેવીજ રીતે જયંતીલાલને પણ લાગ્યું. બે જણ પાછું નીચું જોઇને બેઠાં. સ્ત્રી પુરૂષના સંબંધમાં સ્ત્રીનો પ્રેમ વિશેષ હોય છે પણ તે દર્શાવવાની શક્તિ જોઇએ તેટલી તેનામાં હોતી નથી, જ્યારે પુરૂષનો પ્રેમ સ્ત્રી કરતાં કાંઇ ઓછો હોય તોપણ તે દર્શાવવાની શક્તિ તેનામાં સ્ત્રી કરતાં વિશેષ હોય છે.

જયંતીલાલે મનમાં ધાર્યું કે આમ મુંગા બેસી રહેવાથી ત્યાં આવવાનો ફેરો ફોગટ જશે અને આ સંબંધ વધારે ધાડો કરવાને વધારે મુલાકાતો લેવી પડશે, માટે હાલજ તેની સાથે મારૂં મન મેળવી દઉં તો વધારે સારૂં. આવું ધારી જયંતીલાલ બોલ્યો, "તમે શા માટે મને બોલાવ્યો છે ?"

લલિતાએ ઘણી મનની મુશીબતે જવાબ આપ્યો, "તમે તે દિવસે મને પેલા નીચ વિહારીલાલના હાથમાંથી બચાવી ને તમને કેવી રીતે ખબર પડી કે તે અહિંઆ હતો, અને તમે કેવી રીતે અહિંઆ આવી શકયા, તથા મને બચાવવાને માટે તમારી જીંદગીનું જોખમ કેમ ખેડયું ? આ સઘળું તમારી પાસેથી જાણવા સારૂ મે તમને બોલાવ્યા છે."

લલિતા મેજ આગળ ઉભીજ રહી હતી અને જયંતીલાલ ત્યાં પડેલી એક ખુરશી ઉપર બેઠો હતો તેના મનમાં હવે વિચાર આવવા લાગ્યો કે લલિતા ઉભી રહેવાથી થાકી જશે માટે તે ઉભો થયો અને લલિતાને કહ્યું, "તમે થાકી જશો, માટે અહિંઆ બેસો. પછી હું તમને બધી વાતનો બરાબર ખુલાસો કરૂં."

લલિતાનો દરેક પળે જયંતીલાલ ઉપરનો પ્રેમ વધતો જતો. તેણે કહ્યું, "ના, તમે બેસો. ફિકર નહિં હું નહિં થાકું." લલિતા ઉભી રહે અને પોતે બેશી રહે એ તેને ઠીક ન લાગ્યું અને વળી ભોગજોગે ત્યાં બીજી ખુરશી કે કોચ પણ ન હતાં. માટે એક જણને તો ઉભા રહ્યા વગર છુટકો જ નહતો. જયંતીલાલને ગેરવ્યાજબી લાગવાથી ખુરશી લલિતા તરફ હડસેલી, અને કહ્યું, "તમે ઉભાં રહો એ ઠીક ન લાગે, માટે ખુરસી ઉપર બેસો." પણ લલિતાએ જયંતીલાલને ખુરશી ઉપર બેસાડયો અને પોતે બારી બંધ કરીને ત્યાં જગ્યા હતી ત્યાં બેઠી.

જયંતીલાલે પોતાની વાત ચલાવવા માંડી, " તે દિવસે રાતના મારા શેઠના જરૂરના કામસર જતો હતો, તેવામાં મેં દૂરથી કોઇ માણસને તમારી બારી ઉપર ચડતાં જોયો, વળી તે ચડવા પહેલાં ચોરની માફક ચારે બાજુએ જોવા લાગ્યો ત્યારે મને શક પડયો કે એ ચોર હશે, હું ઘણો દૂર હોવાથી તે મને જોઇ શકયો નહિ. તે બારીની પાળ ઉપર હાથ ટેકવીને ચડયો. આ બારીએથી ઉપર ચડવું ઘણું મુશ્કેલ કામ છે, તે તેમાં ચાલાક હોય એમ મને લાગ્યું. હું દોડતો આવીને તમારી બારી નીચે ઉભો રહ્યો. મે ધાર્યું કે ચોર છે માટે થોડીવારમાં બુમો પડશે અને પાછો તે જેવો અહિંઆથી ન્હાસવા જશે કે હું તેને પકડી લઇશ. આમ થોડીક પળ ઉભો રહ્યો પણ કાંઇ બુમ પડી નહિ. મેં ધાર્યું કે ઘરમાં તેનું કોઇ ઓળખીતું હશે તેને કદાચ તે મળવા આવ્યો હશે."

લલિતા વચ્ચે બોલી, "એ મુવાનું અહિયા કોણ ઓળખીતું હોય !"

જયંતીલાલે કહ્યું, "પણ મને તે ખબર કેમ પડે ?"

લલિતાએ કહ્યું, "હા, તમે અજાણ્યા હતા એટલે તેમાં તમારો શો વાંક ! પછી શું થયું ?"

જયંતીલાલે આગળ ચલાવવા માંડયું, " મેં જો કે ધાર્યું કે કદાચ તેનું કોઇ ઓળખીતું હશે, તો પણ ત્યાંથી ચાલી જવાનું મને વ્યાજબી ન લાગ્યું એટલે મેં ત્યાં ઉભા રહેવાનો નિશ્ચય કર્યો, અને થોડી પળ વધારે વીતી તેટલામાં મદદ માટે મેં તમારી માને બોલાવતાં સાંભળ્યાં. મેં તરતજ કલ્પના કરી કે તે કોઇ ઘરનો ઓળખીતો નહતો, પણ કોઇ બદમાશજ હતો અને તેના આવવાનું કારણ પણ હું બરાબર ધારી શકયો. તરતજ તમારી મદદે આવવાને હું તૈયાર થયો અને બારીએથી ચડવા માંડયું. સારા નશીબે શેઠના રૂપિયા લાવવા સારૂ તેની પછેડી મારી પાસે હતી. તેને તમારી બારીની સાંકળીમાં એક છેડેથી નાંખી, તે છેડો આંકડી ઉપર થઇને પાછો નીચે આવ્યો એટલે મને તે પકડવાનું બરાબર સાધન મળ્યું. એ બે છેડા બરાબર બાંધીને હું તે હાથ ઝાલી રાખી ઉપર બારીની પાળો ઉપર પગ ટેકી ટેકવીને તમારી બારીમાં દાખલ થયો, મેં વિહારીલાલને તમારી તરફ અપ-

શબ્દો વાપરતાં જોયો એટલે. મને અત્યંત ગુસ્સો ચઢયો અને હું ઓર-ડામાં દાખલ થયો હતો એટલે તે તમને ઇજા નહિ કરી શકે તેની મને ખાત્રી હતી. જેવો તે તમારી તરફ ધસ્યો કે તરતજ મેં તેને બરાબર પછવાડેથી પકડયો અને ત્યાર પછી શું થયું તે તમે જાણો છો."

લલિતા આ સઘળું એક ચિત્તે સાંભળી રહી હતી, અને તે પોતાનાં નેત્રો જયંતીલાલના ચહેરા ઉપર તાકી રાખીને સઘળી વાત સાંભળતી હતી; અને જેમ જેમ તે વધારે ને વધારે સાંભળતી તેમ તેમ તેને જયંતીલાલ ઉપર વધારે ને વધારે પ્રેમ ઉપજતો ગયો. તેણે જયં-તીલાલને પૂછયું, "પણ તમારે આવું જોખમ ખેડવાનું કારણ શું હતું?"

જયંતીલાલે જવાબ દીધો, "દરેક મનુષ્યની ફરજ છે કે કોઇ પુરૂષ સ્ત્રી ઉપર બળાત્કાર કરવા જતો હોય તો તેને બચાવવી. મેં તમને બચાવ્યાં તેમાં મેં માત્ર મારી ફરજ બજાવી છે."

લલિતાએ હવે જરાક હસતું મોઢું કરીને કહ્યું, "તમારો મારી ઉપર બહુ ઉપકાર થયો છે."

જયંતીલાલે કહ્યું, "એમાં ઉપકાર શેનો? ફરજ બજાવવી તે કાંઇ ઉપકાર કર્યો ન કહેવાય"

લલિતાને હવે લાગ્યું કે જયંતીલાલ જવાનો વિચાર કરતો હતો, એટલે તેણે કહ્યું, "તમે હવે સવારે જજો. હવે તમારે બારીએથી ઉતરીને જવાનું કાંઇ કારણ નથી."

જયંતીલાલે કહ્યું, "મારે સવાર પડે તે પહેલાં હાજર થવું જોઇએ, કારણકે મેં મારા શેઠની રજા પણ લીધી નથી અને જો હું વહેલો ન જાઉં, તો મારા શેઠ વિચાર કરશે કે એ રાતના ક્યાં ગયો હશે; માટે મને હવે જવા દ્યો તો સારૂં."

લલિતા તેની સ્થીતિ કેવી હતી, તથા તે કોણ હતો તે પૂછવું તો તદ્દન ભુલી ગઇ હતી, તે યાદ આવતાં પૂછ્યું, "પણ તમે કોના નોકર છો, તથા તમારાં માત પિતા ક્યાં છે?

જયંતીલાલે કહ્યું, "હું જયારે સાત વરસનો હતો ત્યારે મારી માતા સુવાવડમાં મરણ પામી હતી. તેણે એક છોકરાને જન્મ આપ્યો

હતો તે પણ મરણ પામ્યો. એક વરસ વિત્યા બાદ મારા પિતાને સખત મંદવાડ લાગુ પડયો અને તેણે તે મંદવાડ ૭ મહિના સુધી ભોગવ્યો. જ્યારે તેઓ બીછાને પડેલા હતા ત્યારે તેણે પોતાના મોટા ભાઈને બોલાવીને કહ્યું કે, "આ મારા જયંતીને સાચવજો, અને મારી બધી મીલકત એ સમજણો થાય ત્યારે તેને આપજો. હું આમાંથી નહી ઉઠું. તમે એને તમારા છોકરા પ્રમાણે સાચવજો અને થોડાક વિદ્યાભ્યાસ કરાવજો. તેઓ મરણ પામ્યા અને મને મારા કાકાને ત્યાં જઇને રહેવાની ફરજ પડી. કાકાએ મને બહુ સારી રીતે રાખ્યો અને મને વિદ્યા ગ્રહણ કરવા નિશાળે પણ મોકલતા હતા. મારા કમનસીબે બે વરસ પછી મારા કાકા પણ મરણ પામ્યા, અને મારે મારી કાકીના તાબામાં રહેવાની ફરજ પડી. મારા બાપનો તથા મારા કાકાનો સઘળો પૈસો તેના હાથમાં હતો. તે વખતે મારી અગ્યાર વરસની ઉમર થવા આવી હતી. જેવા મારા કાકા મરી ગયા કે તરતજ મારી કાકીનાં સગાં આવી લાગ્યાં, અને તેનો ભાઇ તથા તેની બ્હેન મારી કાકી સાથેજ રહેવાં લાગ્યાં. મારા કાકાના વખતનું સઘળું સુખ ચાલ્યું ગયું. મારે ઘરનું સઘળું કામકાજ કરવું પડતું હતું. ધીમે ધીમે ઘરનાં વાસણો માંજવાનું કામ પણ મારી કાકીએ મારી ઉપર નાંખ્યું અને તેના ભાઇઓ જે કાંઇ કહેતા તે મારે કરવું પડતું. જો કોઇવાર કામમાં ભુલ થતી તો મારી કાકી તેના ભાઇને કહેતી અને મને તે ખુબ માર મારતો હતો. મને ખાવામાં સવારના ફક્ત રોટલો ને મીઠા શિવાય બીજું કાંઇ મળતું નહતું, અને સાંજે ફક્ત ભાત અને છાશ એજ વાનાં મળતાં હતાં. આવી સ્થીતિમાં મેં ત્રણ વરસ કાઢયાં. એ સમયમાં મારી કાકી ખરાબ રસ્તે ચાલતી હતી, અને વખતો વખત ઘરમાં નવા માણસો આવતાં, તેની સાથે ગેરવર્તણુક ચલાવતી હતી. મારી ઉમર લગભગ ચૌદ વરસની થવા આવી હતી; એક દિવસે રાતના હું ઓટલા ઉપર સુતો હતો અને બે વાગ્યા હતાં, તેવામાં મારી કાકી આવીને મને બોલાવીને પોતાના ઓરડામાં લઇ ગઇ, જેવો હું ઓરડામાં ગયો કે તરતજ તેણે પોતાનો સાડલો કાઢી નાંખ્યો, અને અર્ધ નગ્ન સ્થીતિમાં જાણે ગભરાઇ ગઇ હોય તેમ દરવાજા ખોલ્યા અને રડતી હોય તેમ ડચકાં લેતી લેતી તે બોલવા લાગી કે, 'આ મુઓ મારી લાજ લેતો હતો એનું નખોદ જજો.

સારૂં થયું કે તમે બધા આવ્યા, નહિં તો આ મુઓ મારી ઉપર બળાત્કાર કરત.' હું તો અચંબામાં ગરકાવ થઇ ગયો. જે બાબતનું મને સ્વપ્ને પણ ધ્યાન નહતું તેનો આરોપ મારી ઉપર મુકવામાં આવ્યો, પણ મારાથી શું થાય ? મારૂં સાંભળે પણ કોણ ? મારી કાકીનો ભાઇ તથા બીજા આડોશી પાડોશી મારી ઉપર લાકડીનો વરસાદ વરસાવવા લાગ્યા અને મારા વાંસામાંથી લોહી વહેવા લાગ્યું. મારી દયા ખાય એવું ત્યાં કોઇ નહતું; અને તે સખ્ત મારથી હું બેભાન થઇ ગયો."

જયંતીલાલની આવી દીલગીરી ભરેલી આત્મકથા સાંભળતાં લલિતાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં અને કમરેથી રૂમાલ લઇ તે આંસુઓ લુહવા લાગી. જયંતીલાલ સમજી ગયો અને તરતજ કહ્યું, "તમે રડો છો શા માંટે ?"

લલિતા ગળગળા સાદે બોલી, "તમારી ઉપર આટલું બધું દુઃખ પડયું તે સાંભળતાં મને આંસુ આવ્યાં, પણ કંઇ નહિં તમે આગળ ચલાવો. જયંતીલાલે કહ્યું, "તમને દુઃખ થાય એવી વાત કરવાની શી જરૂર છે, બીજીવાર વાત."

લલિતાએ આતુરતાથી કહ્યું, "ના કહો; તમને મારા સમ છે,"

જયંતીલાલના શરીરમાં લલિતાના સમ દેવાથી વિજળીના ચમકારા પેઠે ચમકારો થયો. તેણે પોતાની આત્મકથા આગળ ચલાવી, "ત્યાર પછી શું થયું તે મને ખબર નથી. સવારના જયારે મારી આંખ ઉઘડી ત્યારે જોયું, તો મારી પાસે એક વૈદ્ય તથા મારી કાકીનો ભાઇ બેઠા હતા. જેવી મારી આંખ ઉઘડી તેવુંજ તે વૈદ્યે મને પૂછયું, 'કેમ છે હવે ?' મેં જવાબ દીધો નહિ, અને રાતની સ્થીતિ સાંભરી આવતાં મારી આંખમાંથી ખુબ આંસુ વહેવાં લાગ્યાં. તરતજ મારી કાકીનો ભાઇ બોલ્યો, ,'જોયું કે વૈદ્ય સાહેબ, એ છોકરો તમારી લાગણી ઉશ્કેરવાને કેવો રડે છે ?' એમ કહીને મારી સામું જોઇને કહેવા લાગ્યો, 'ઓ પાપી, નીચ ! તેં મારી બ્હેનની આબરૂ ઉપર તરાપ મારવાની હિંમત કેમ કરી ? શું કરૂં, તારી આંખો ફોડી નાંખુ કે તને મારી નાંખુ ! એમ કહીને તે ફરીથી મારી ઉપર ધસવા જતો હતો પણ તે પરોપકારી વૈદ્ય વચ્ચે પડયો અને મને તેના મારથી

તે વખતે બચાવ્યો. થોડીવાર પછી તે વૈદ્ય ત્યાંથી જવાને ઉઠ્યો અને જેવો મારી કાકીનો ભાઇ, તે વૈદ્યની પહેલાં બહાર નીકળ્યો કે તરતજ તે વૈદ્યે મને ધીમેથી કહ્યુ, 'મારે ઘેર આવજે.'

"તે વૈદ્યના ગયાં પછી મને મારી કાકીના ભાઇએ, ઉઠીને બહાર ઓટલા ઉપર જઇને બેસવાનું કહ્યું. હું ત્યાં જઈને બેઠો. મારા શરીરે કાંઇ દવા લગાડવામાં આવી હોય તેમ મને લાગ્યું અને લોહી બંધ થવા માંડ્યું હતું. મને ઓટલા ઉપર બેઠે બેઠે મારાં માબાપ યાદ આવવાં લાગ્યાં અને મારી આંખમાંથી ખુબ અશ્રુ વહેવા લાગ્યાં. મને મનમાં વિચાર થવા લાગ્યો કે, એક વખત જ્યારે મારાં માબાપ જીવતાં હતાં ત્યારે, કાંઇ કામ કોઇ દિવસ પણ કરવું નહોતું પડતું, અને આજે કામ કરવા સાથે માર પડે છે અને દુષ્ટમાં દુષ્ટ આરોપ મારી ઉપર મૂકાય છે. પણ શું કરવું અને કયાં જવું તે મને સુજતું નહતું. મારા બાપના મિત્રો તો જ્યારથી મારા બાપ મરી ગયા હતા, ત્યારથીજ હું પણ મરી ગયો હોઉં તેમ લેખીનેજ બેઠા હતા. મને કોઇ પાળે તેવું નહતું. મારી માના સગામાં પણ કોઇ જીવતું નહતું, કે ત્યાં જઇને પણ આશરો લઉં. તે દિવસે બપોરના બાર વાગે મારી કાકીના ભાઈએ આવીને મને વાસણો માંઝી નાંખવાનું કહ્યું. મેં વાંસણો માંઝયાં અને મારી કાકીને મેં મને ખાવાનું આપવાનું કહ્યું, એટલે તેણે તેના ભાઈને બૂમ મારીને બોલાવ્યો. તેણે આવીને પૂછ્યું કે, શું છે ?' એટલે મારી કાકીએ કહ્યું કે 'આ ખાવાનું માંગે છે.' તરત તેના ભાઇએ મને બે તમાચા માર્યા અને કહ્યું, 'ખાવાનું જોઇએ છે કેમ ? આને હેરાન કરતાં શરમ ન આવી? ખાવા-બાવ'નું કાંઇ નહિ મળે. ચાલ ઓટલે જઇને બેસ, નહિં તો મારી નાંખીશ.' હું મુંગે મોઢે ઓટલા ઉપર જઇને બેઠો. આગલી રાતના સખત માર અને થાકથી હું અધમુઓ થઇ ગયો હતો, અને રોટલો ને મીઠું જે હંમેશાં મળતાં હતાં, તે પણ ન આપ્યાં એટલે મારામાં જરાપણ શક્તિ ન રહી. સાંજ પડી અને આખો દિવસ ભૂખે કાઢવો પડ્યો. લગભગ સાત વાગ્યાના સુમારે મારી કાકીનો ભાઈ બહાર ગયો અને મારી કાકી કાંઇ ઘરના કામમાં રોકાઇ હતી. આ લાગ જોઇ મેં પેલા વૈદ્યને ત્યાં જવાનું ધાર્યું. હું તરતજ તે વૈદ્યને ઘેર ગયો. તે મારી બધી સ્થીતિ જાણતો હતો અને તે મારા બાપને સારી રીતે ઓળખતો હતો.

તેથી તેને મારા ઉપર દયા આવી, અને જે આરોપ મારા ઉપર મૂકાયો હતો તે ખરો હતો કે ખોટો, તે જાણવાની જીજ્ઞાસાથી તેણે મને તેને ઘેર બોલાવ્યો હતો. હું ત્યાં ગયો અને તે જે ઓરડામાં બેઠો હતો ત્યાં તેની આગળ ગયો. જેવો હું તેની સામે જઇને ઉભો રહ્યો કે તરત મને ચકરી આવી અને હું ત્યાં બીજીવાર બેભાન થઇને પડયો. તેણે મને કાંઇ દવા પાઇને શુદ્ધિમાં આણ્યો અને એક ગોદડી ઓઢાડી મને સુવાડયો. જ્યારે હું પાછો શુધ્ધિમાં આવ્યો ત્યારે મેં તેને મારી પાસે બેઠેલ દીઠો. તેણે મને ધીમેથી પૂછ્યું, 'કેમ છે, હવે જરા આરામ લાગે છેને?' મેં હા કહી મારી આંખમાંથી પાછાં ધીમે ધીમે આંસુ વહેવાં લાગ્યાં. વૈદ્ય મને શાન્ત રાખવાની ઘણી મહેનત કરી, પણ તે સઘળી વ્યર્થ ગઇ. આમ અડધોએક કલાક રડયા પછી બહુ થાકી ગયો અને મેં પાણી માંગ્યું. તેણે મને પાણી આપ્યું અને તે પીધા પછી મને કાંઇક શાન્તિ વળી. તે વૈદ્યે મને પૂછ્યું કે 'તેં કાંઇ ખાધું પીધું છે કે કેમ?' મેં તેને તે દિવસની સઘળી વાત કહી અને તેને મારી ઉપર દયા આવી. તેણે મને સારી રીતે જમાડયો અને મને ત્યાં રહેવાનું કહ્યું. તેણે મને કહ્યું કે, "તારા બાપનો એક ખરો મિત્ર, કે જે બહારગામ કમાવા માટે ગયો હતો, તે બે દિવસ થયાં આવ્યો છે અને મેં તારી સઘળી હાલતની વાત તેની આગળ કરી છે. તેણે તને પુરતી મદદ આપી આ આપદામાંથી છોડાવવાનું કહ્યું છે. કાલ સવારના હું તેને અહિંઆ બોલાવીશ." આ સઘળી વાત દરમ્યાન લલિતાની આખમાંથી આંસુ વહેતાંજ હતાં અને તે વધવાથી હવે ડચકાં ખાવા લાગી.

જયંતીલાલે કહ્યું, "તમે આમ કરો તે તો ઠીક નહિ. તમે શાન્ત થાઓ તો આગળ ચલાવું."

લલિતાએ કહ્યું, "ના, તમે તમારી વાત પૂરી કરો."

જયંતીલાલે પાછું આગળ ચલાવવા માંડયું, "મેં તે રાત ત્યાંજ પસાર કરી. મારી કાકી અને તેના ભાઇ-બે જણાએ મારી ખુબ તપાસ કરાવી પણ તેમને મારો પત્તો મળ્યો નહિં. સવારના તે વૈદ્યે મારા બાપના તે જુના મિત્રને ત્યાં બોલાવી મંગાવ્યો તે આવ્યો, અને મને આમ કંગાળ હાલતમાં જોઇ તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે મને પોતાની છાતી

સાથે દાબ્યો અને સારી રીતે આશ્વાસન આપ્યું. તેણે કહ્યું, 'તું જરા પણ ગભરા નહિ, તું મારો દીકરો છે. હવે તારો વાંકો વાળ પણ નહિ થવા દઉં અને તારી કાકી તથા તેના ભાઇના કેવા હાલ કરૂં છું તે જોજે.' તે મને પોતાને ઘેર લઇ ગયો. તેને પોતાને પણ એક દીકરો છે; અને જેને મારો શેઠ કહું છું તે એજ મારા બાપનો સાચો મિત્ર. તેણે મને પાળીપોષીને મોટો કર્યો છે.

"મારી કાકી પાસેથી મારા બાપની મીલકત દરબારમાં ફરિયાદ કરીને તેણે પોતાના કબજામાં લીધી, અને મને આ સારી સ્થીતિમાં મૂક્યો. તેનો છોકરો પણ મારી સાથે બહુ હેતથી વર્તે છે, અને અમે બે જણા ભાઇઓ હોઇએ તેમ અમને રાખવામાં આવે છે. હાલ હું એની પેઢીમાં કામ કરૂં છું તેથી મને શેઠ કહેવાની ટેવ પડી છે, જોકે તે વારંવાર તે બાબતમાં વાંધો ઉઠાવે છે.

"મારી કાકીને મારા સાંભળવા પ્રમાણે મહીના રહ્યા હતા અને તે બે જણાં આ ગામમાંથી પોતાના બાપને ગામ ચાલી ગયાં હતાં. જો તે મારા બાપનો એક સાચો મિત્ર નહોત તો કોણ જાણે મારી શી હાલત થાત?"

સાચા મિત્રો જુજ મળે, મળે હરામી અનેક;
લાખોમાં ખુબ શોધતાં, કદચિત નીકળે એક.

વાત જેવી પુરી થઇ કે લલિતાએ પોતાનાં આંસુ લુહી નાંખ્યાં અને તરત પાણીની ગોળીમાંથી ચાંદીનો વાટકો ભરીને જયંતીલાલને આપ્યો. જયંતીલાલે પાણી પીધું અને ત્યાર પછી પોતે પાણી પીધું. જયંતીલાલે કહ્યું, "ઠીક છે, લગભગ પાંચ વાગવાનો સમય થવા આવ્યો છે માટે હવે હું જઇશ."

લલિતાને આ વાત જરાએ ન ગમી પણ અણછુટકે તેને જવા દીધો; તેણે કહ્યું "ઠીક પણ તમે પાછા કયારે આવશો તે કહો?"

જયંતીલાલે કહ્યું "જયારે વળી અવકાશ મળશે ત્યારે આવીશ."
લલિતાએ કહ્યું, "ના, એમ નહિ, પણ કાલે રાતના જરૂર આવજો."

જયંતીલાલે ઉડાવનારો જવાબ દીધો, "જોઇશ, વખત મળશે તો આવીશ."

લલિતાએ દૃઢતાથી કહ્યું, "ન આવો તો મારા સમ છે." જયંતીલાલને આવ્યા વગર છુટકોજ નહતો એટલે તેણે કહ્યું, "ઠીક ત્યારે આવીશ."

લલિતાએ પોતાના ઓરડાના દરવાજા ખોલ્યા. હજી કોઇ જાગ્યું નહતું. સર્વત્ર શાન્તિ હતી. ઘરનો આગલો દરવાજો ખોલ્યો, અને જયંતીલાલ અને લલિતાની નજર જુદા પડતી વખતે એક થઇ ગઇ અને બે જણાં શરમાઇ નીચું જોઇ ગયાં. છેવટે બન્નેના હૃદયે છુટા પડતી વખતે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો, અને જયંતીલાલ પોતાના ઘર તરફ ચાલતો થયો. લલિતા પાછી ઘરમાં આવી અને પોતાના ઓરડામાં જઇને બારણાં બંધ કરીને સુઇ ગઈ, પણ ઉંઘ આવી નહિ. બસ, જયંતીલાલના વિચારોએજ તેનું મગજ ભમાવી નાંખ્યું હતું.



# પ્રકરણ ૧૩ મું.



## જયંતીલાલ અને લલિતાના મેળાપની બીજી રાત.

લલિતાએ આખો દિવસ જયંતીલાલના વિચારમાંજ કાઢ્યો. તેણે જયંતીલાલના આવવા વિષે કોઇને પણ વાત કરી ન હતી. લલિતાએ આખો દિવસ અત્યંત હૃદયની ખુશાલીમાં વીતાડ્યો. જેમ જેમ રાત પડતી ગઇ તેમ તેમ તેના આનંદમાં વધારો થતો ગયો. આનંદનો વખત હંમેશાં ઘણી ઝડપથી પસાર થઇ જાય છે. આગલા દિવસની માફક આજે પણ તેણે શણગાર સજ્યા હતા. રાતના બારેક વાગ્યાને અમલે લલિતાએ બારીમાંથી જયંતીલાલને આવતાં જોયો. તેથી નીચે ગઇ, અને દરવાજો ખોલી વગર અવાજે જયંતીલાલને પોતાના ઓરડામાં તેડી લાવી. આગલા દિવસ કરતાં આજે જરાક બોલવામાં ઠીક છુટ લઇ શકતી હતી. જયંતીલાલને ખુરશી ઉપર બેસાડીને તે બારીને અઢેલી તેની સામી ઉભી રહી. જયંતીલાલને આ ઠીક ન લાગવાથી તે તરતજ ઉભો થયો અને તેણે ખુરશી ઉપર લલિતાને બેસવાનો આગ્રહ કર્યો. બહુ આગ્રહ કરવાથી લલિતા તે ઉપર બેઠી પણ જયંતીલાલને આગલા દિવસની માફક ઉભા રહેવાની ફરજ પડી. લલિતાને પણ આ ઠીક ન લાગ્યું. તે ઉભી થઇ અને ખુરશીને ઉપાડીને પોતાના પલંગ આગળ મૂકી અને પોતે પલંગ ઉપર બેઠી અને જયંતીલાલને ખુરશી ઉપર તેની સામે બેસવાનું કહ્યું, ... જવામાં કાંઇક વિશેપતા તો હતી, પણ હવે લલિતા તો પોતાના ને આ ...તીલાલનેજ મનમાં અર્પી બેઠી હતી.

... રે જયંતીલાલ તેની સાથે વાત કરવામાં 'તમે' કહેતો હતો ...તાને મનમાં એમ થતું, કે એ કયારે 'તુ' કહીને મારી સાથે ...ર. જયંતીલાલ ચાલાક હોવાથી લલિતાનો સઘળો ભાવાર્થ બરા... મજી શક્યો હતો. તેના મનમાં ઘણીજ ઉંડી પ્યારની લાગણીઓ ...ઇ હતી, પણ તેનાથી કાંઇ બોલાય તેમ નહતું; અને તેથી

ફરીનેજ તેને લલિતાને 'તમે' કહેવાની ફરજ પડી હતી. તેના મનમાં પણ એમજ હતું કે હું હવે લલિતાને ક્યારે 'તુ' કહીને બોલાવું.

'તમે' અને 'તુ' એ બે શબ્દોમાં, પહેલો શબ્દ બહુવચનમાં છે અને બીજો શબ્દ એકવચનમાં છે. મોટા માણસોમાટે વિવેકને અર્થે 'તમે' વપરાય છે; 'તુ' ઉતરતી પંક્તિનાં માણસો તથા જે માણસોનો બહુ સમાગમ હોય, વળી જેને બહુજ પ્યારથી ચહાવામાં આવતાં હોય તેવાંને માટે વપરાય છે. ઘણું કરીને ઇશ્વરને લોકો 'તુંજ' કહે છે; પોતાની સ્ત્રી, માતા, બ્હેન, દીકરો, દીકરી, ભાઇ વિગેરેને 'તુંજ' કહેવાય છે, અને તેનું કારણ એજ છે કે તેઓ એકબીજાને ચહાય છે. ઇશ્વર સૌથી મોટો છે અને જગતનો કર્તા છે તો પણ દરેક મનુષ્યને તે વહાલામાં વહાલો લાગે છે, તેથી ઘણું કરી તેને 'તુ' કહેવામાં આવે છે. માત્ર સ્ત્રીને પોતાના પતિ પ્રત્યે જો કે ઘણો પ્રેમ હોય છે તો પણ 'તમે' કહેવું પડે છે.

જયંતીલાલ વગર બોલે લલિતા સામો ખુરશી ઉપર બેસી ગયો. લલિતાએ કહ્યું, "તમે આજે ઠીક વહેલા આવ્યા."

જયંતીલાલે કહ્યું, "હા, કારણ કે ગઇ કાલે સવારના મોડું થઇ ગયું હતું."

લલિતાએ કહ્યું, "તમારે દુઃખ તો બહુ ખમવું પડયું, પણ સારા નસીબે તમારા બાપના મિત્રે તમને ઠેકાણે પાડયા."

જયંતીલાલે કહ્યું, "હા, તેનો ઉપકાર મારાથી કદી પણ ભુલાય તેમ નથી. જો તેણે મને બચાવ્યો નહોત, તો મારા ભૂંડા હાલ થાત; હું તેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. કોણ જાણે કયે દિવસ એ ઉપકારનો બદલો વાળી શકાશે? તેને વાસ્તે મારા પ્રાણ પણ અર્પું તો ઓછા છે."

લલિતા યુક્તિથી જયંતીલાલને બાંધવા સારૂં બોલી, "બદલો તો બહુ મોટો કહેવાય, કારણ કે તેને તમારી જીંદગી બચાવવી પડી નથી; માત્ર તમને ઠેકાણે પાડયા તેટલુંજ."

આ ઓચીંતો જવાબ, કે જે તેણે લલિતાને મોઢેથી સાંભળવાનો સ્વપ્ને પણ ખ્યાલ રાખ્યો નહતો તે સાંભળીને તે આ લલિતાના મન ઉપર થએલા એકાએક ફેરફારનું કારણ સમજી શક્યો નહિ. જયંતીલાલે કહ્યું, "જુઓ, તેને મારા બાપની આબરૂની કેટલી દરકાર હતી? મારી કાકીને મહીના રહ્યા ત્યારે અહિંથી ન્હાસી જવાનું પણ તેણેજ તેને કહેવડાવ્યું હતું. તેને મારા બાપની આબરૂ માટે ઘણી દરકાર છે."

લલિતા બોલી, "તે તમારા બાપની આબરૂની દરકાર રાખે માટે તેને પ્રાણ અર્પવા એ તો ઘણો મોટો બદલો કહેવાય. તમે જ્યારે કમાઓ ત્યારે તેના બદલામાં તેને થોડાક પૈસા આપજો એટલે થયું. વળી પ્રાણ શેનો અર્પાય?"

જયંતીલાલની આંખ લાલચોળ થઇ ગઇ અને તેના બાપના ખરા મિત્રને અપાયલા અપમાનથી તેને બહુજ ગુસ્સો લાગ્યો અને તેથી બોલ્યો, "તમે જાણો છો કે દુનિયામાં આબરૂ વાસ્તે લોકો મહાન કામ કરે છે, અને જો આબરૂ જતી હોય તો લોકો આત્મહત્યા કરે છે. આખી દુનિયામાં મારી નજરે બલકે આખા જગતની નજરે આબરૂ બચાવનાર માટે પ્રાણ અર્પણ કરવા એ એક સાધારણ ચીજ છે."

લલિતાને જે જોઇતું હતું તે મળી ગયું અને તકનો લાભ લઇને બોલી, "બરાબર છે, એવી આબરૂ બચાવનારને પ્રાણ એક સાધારણ બદલા તરીકે અર્પાય છે, માટે મારી આબરૂ બચાવનારને મારા પ્રાણ પણ ...." આટલું બોલીને તે શરમાઇ ગઇ.

જયંતીલાલ તેને ઉશ્કેરવાનું કારણ સમજી ગયો, અને તેણે શરમથી નીચું જોયું અને કાંઇ પણ બોલી શક્યો નહિ. તેના મનમાં હર્ષનો પાર રહ્યો નહિ અને મનમાં લલિતાની આ યુક્તિને ખુબ વખાણવા લાગ્યો, પણ તે કાંઇ બોલી શક્યો નહિ. લલિતાના મોઢામાં છેલ્લા શબ્દો ઉચ્ચારતાં જાણે જીવ કંઠે કેમ આવ્યો હોય તેમ લાગ્યું. લલિતા પણ શરમાઇને નીચું જોઇ રહી અને કાંઇ પણ વધારે બોલી શકી નહિ. લગભગ પંદરેક પળ વિત્યા બાદ જયંતીલાલે બોલવાની હિમત કરીને કહ્યું, "તમે મને બોલતાં ફસાવ્યો છે." લલિતાએ કહ્યું, "મહેરબાની કરીને હવે મને 'તમે' ન કહો હું (તે જરા અટકીને બોલી) હવે

તમારીજ......" ફરીથી તે શરમાઇ ગઇ અને પોતાનું વાક્ય અપૂર્ણ રાખ્યું, પાછી હિંમત કરીને બોલી, "જેની આબરૂ તમે સાચવી છે તેને પણ હવે તમેજ સાચવો. મારૂં અહોભાગ્ય કે તમારા જેવા વીરરત્નની હું દાસી થઇશ."

જયંતીલાલને પણ હવે બોલવાની પૂરતી હિંમત આવી હતી તેથી તેણે કહ્યું, " આજથી હું તમને મારી ગણીશ, પણ તમે આટલાં બધાં ચાલાક છો તે હું નહોતો જાણતો. મારા તરફ ઈશ્વરે નજર કરી જે દુઃખો મેં ખમ્યાં છે તેના બદલા તરીકે મને તમને ઠીક અર્પ્યાં છે."

લલિતા બોલી, " આપ મહેરબાની કરીને આ દાસીને હવે 'તુ' કહેશો તો ઉપકાર થશે."

"બસ, હવે 'તમે' માંડી વાળી 'તુ'જ કહીશ અને 'મારી' કરીનેજ રાખીશ."

બે જણાંની શરમ એકદમ મૂકાઈ ગઇ. એકબીજાની આંખમાંથી પ્રેમ ઝરવા લાગ્યો અને બે જણાંને પોતાના ભવિષ્યના વિચારો આવવા લાગ્યા. લલિતા બોલી, "આપ મને હંમેશાં મળતા રહેજો કારણ કે તમારા વગર એક ઘડીએ મને ગમતું નથી," આમ બોલી લલિતા ઉભી થઇ, અને પોતાનો કબાટ ખોલી તેમાંથી એક હીરાની વીંટી કાઢી, અને જયંતીલાલ ન દેખે તેવી રીતે તેની આગળ જઇને કહ્યું, "જરા તમારો જમણો હાથ આપો તો." તરતજ જયંતીલાલે પોતાનો જમણો હાથ લલિતાના હાથમાં આપ્યો. લલિતાએ તે હીરાની વીંટી તેના હાથની છેલ્લી આંગળીએ પહેરાવી અને પોતાના રસીક મુખ વડે તેના હાથને ચુંબન લીધું. તરત બેનાં શરીરમાં પ્યારનો ચમકારો થયો. લલિતા પાછી પોતાની જગ્યાએ બેઠી. જયંતીલાલે તરતજ કહ્યું, " આ શું ? આ વીંટી શેની?"

લલિતાએ મધુરતાથી કહ્યું, "મારા પ્રાણાધાર, એ મારા પ્રેમની નિશાની છે. હુ આપની હંમેશાં દાસી થઇને રહીશ."

જયંતીલાલને લીધા વગર છૂટકો ન હતો, કારણ કે લલિતા તેને લીધા વગર જવાદે તેમ નહતી. બેના હર્ષનો પાર રહ્યો નહિ, લલિતાએ

હવે બોલવાની ઘણી છુટ લીધી હતી અને જયંતીલાલને તે ગમતું હોવાથી સાકરમાં દુધ મળ્યા જેવું લાગતું હતું. લલિતા પલંગ ઉપરથી નીચે ઉતરી અને જયંતીલાલને જમણે ખભે પોતાનો ડાબો હાથ મુકીને જમણા હાથે જયંતીલાલનો જમણો હાથ પકડીને બોલી, "મારા પ્રાણ, પરણ્યા પછી કેવું સુખ આપશો? મને સુખી કરશો ને? કહોને મારા સમ છે?"

જયંતીલાલ લલિતાનો આ ઉભરાતો પ્રેમ સંતોપવા માટે, પોતાના પકડાયલા જમણા હાથને છુટો કરીને લલિતાના જમણા હાથને ચુંબન કરીને કહ્યું કે, "લલિતા વ્હાલી જોતો ખરી કે તને કેવું સુખ આપું છું? તને મારા ગજા પ્રમાણે સાઇકિલ શીખવીશ, ગાતાં શીખવીશ, અને વ્હાલી, તને સુખ આપવામાં જરાપણ કચાશ નહિ રાખું." આમ પરસ્પર શુધ્ધ પ્રેમનાં વાક્યો ઉચ્ચારીને એકબીજાનાં મનને સંતોપવા લાગ્યાં. વખત થવાથી જયંતીલાલે જવાની રજા માગી; પણ પણ આગલા દિવસની રજા માગવાની ઢબમાં આજે તદ્દન ફેરફાર હતો. તેણે કહ્યું, "લે વ્હાલી, હવે રજા આપ એટલે જાઉં, કારણ કે વખત થવા આવ્યો છે."

"લલિતાની પણ ઢપ બદલાઇ ગઇ હતી. તેણે કહયું "ભલે વ્હાલા જાઓ, પણ પાછા કયારે આવશો તે કહો તોજ જવા દઇશ, નહિં તો નહિ જવા દઉં."

જયંતીલાલે કહ્યું, "હવે હું તારોજ છું. વ્હાલી, તું કહીશ ત્યારે આવીશ; પણ આ વાતની કોઇને ખબર પડશે તેનું કેમ?"

લલિતાએ બેદરકારીથી કહ્યું, "તેને જોઈ લઇશું. તમે કાલે જરૂર આવજો. ન આવો તો આ તમારી વ્હાલીના સમ છે."

જયંતીલાલ સાથે દરવાજા સુધી લલિતા ગઈ. રાતનાં ત્રણ વાગ્યાનો સમય હતો અને રાત અંધારી હતી. જુદાં પડતી વખતે બે જણાંએ પ્રેમથી એકબીજાના હાથ દાબ્યા અને લલિતાએ પોતાનો રૂમાલ જયંતીલાલનાં મોઢા ઉપર પ્રેમથી લગાડયો. જયંતીલાલ પણ લલિતા ભણી અતિ પ્રેમ દેખાડી છુટો પડયો.

# પ્રકરણ ૧૪ મું.



## કુમાર પ્રતાપસિંહ કાન્તીલાલને ગામ.

ગડબડદાસે તેજ દિવસે રાતના એક ગાડું ભાડે લઇને ઝાંપા બહાર રખાવ્યું. સાંજના રાણી કમળાદેવીને જઇને કહ્યું, "રાણી સાહેબ, આજેજ તમારા કુંવરને મારે ગામ મોકલવાના છે, માટે આપ રાતના બરાબર અગ્યાર વાગે ઝાંપા-બહાર આવજો; ત્યાં તમે કુંવરને મળીને પાછાં ગામમાં આવજો. કુંવર માટે એક રણધીરસિંહનો માણસ જવાનો છે, અને એક વિશ્વાસુ માણસ મોકલવાની હું પણ ગોઠવણ કરીશ."

રાણીનું મોઢું ઉદાસ થઇ ગયું, કારણ કે તેનો એકનો એક પુત્ર તેનાથી છુટો પડવાનો હતો. ગડબડદાસે પોતાના એક બીજા માણસને પણ તેની સાથે મોકલવાને તૈયાર કર્યો, કારણ કે દામો, કુંવર પ્રતાપ-સિંહના સામો થાય અને ઓચીંતો તેને મારી નાંખવાની વેતરણ કરે, તો પેલો બીજો માણસ તેની સામે થાય. રાતના નવ વાગે ગડબડદાસ જ્યાં રણધીરસિંહ પોતાના શયનગૃહમાં બેઠો હતો ત્યાં ગયો અને સઘળી તૈયારીની વાત કરી. ગડબડદાસે કહ્યું, "મહારાજ, આપ ચાલો અને કુંવરને મલકા પાસેથી લઇને મારે ગામ રવાના કરી દઇએ."

રણધીરસિંહ તે દિવસે ઘણો થાકેલો હોવાથી કહ્યું, "ગડબડદાસ, તમે મલકાને ત્યાં જાઓ અને હું એક ચીઠ્ઠી તેના ઉપર લખી આપું છું તે તેને આપજો એટલે તે કુંવરને તમને સોંપશે, અને તેને તમારે ગામ રવાના કરી દેજો; તમે છો એટલે મારૂં ત્યાં શું કામ છે?" તેણે એક ચીઠ્ઠી લખીને ગડબડદાસ મલકાને ઘેર જવાને નીકળ્યો, અને જતાં પહેલા દામાને ભાડે કરેલ ગાડામાં બેસીને ઝાંપા બહાર જઇને ઉભા રહેવાનું કહ્યું. તે મલકાને ઘેર આવી પહોંચ્યો. મલકા બારીમાં બેઠી હતી તે ગડબડદાસને જોઇને તરતજ નીચે દરવાજા આગળ આવી, અને બહુજ માન આપીને અને નખરાંથી બોલી, "આવ્યા ખરા, પણ કાંઇ કામસર આવ્યા છો, કે આ માશૂકના મનની ઉમેદ પુરી પાડવાને આવ્યા છો?"

ગડબડદાસે ધાર્યુંજ હતું કે એ બલા પણ તેને નડશે અને જો તેને તરછોડી કાઢે તો કદાચ એ પણ રણધીરસિંહના કાન ભંભેરે, માટે એને પણ શાન્ત રાખવી, એમ તેણે મનમાં ચોક્કસ કર્યું હતું. મલકા બોલવે ઘણી છુટી હતી એટલે તેને બોલવામાં જરાપણ શરમ આવતી ન હતી. ગડબડદાસે તરતજ માળ ચડયા પછી તેણે રણધીરસિંહની ચીઠ્ઠી તેના હાથમાં આપી. મલકાએ તે વાંચી અને તરતજ જાણે મહેણું મારતી હોય તેમ બોલી, "એમ કહોને કે કામસરજ આવ્યા છો; આ આપના પ્રેમની પ્યાસી દાસીની આપને શી દરકાર હોય?" એમ કહીને ઉદાસ મોઢે ઓરડામાં ચાલતી થઇ. ગડબડદાસ પણ તેની પછવાડે ત્યાં ગયો. મલકાએ તરતજ પોતાના કબાટમાંથી કુંવરના ઓરડાની ચાવી કાઢી અને કુંવરના ઓરડાનો દરવાજો ખોલ્યો. તરતજ ગડબડદાસ તે ઓરડામાં દાખલ થયો અને કુંવર આગળ જઇને ઇસારતથી કહયું, "આપ મુંગે મોઢે મારી પછવાડે ચાલ્યા આવો."

કુંવર તરતજ તેની પછવાડે તે ઓરડાની બહાર આવ્યો. મલકાએ તેના માણસને ત્યાં બોલાવ્યો હતો, તેને તેણે કુંવરની સાથે જવાનું કહયું; કારણ કે કદાચ કુંવર ન્હાસી જાય તો તે પકડવામાં મદદ કરે. કુંવર પ્રતાપસિંહ, ગડબડદાસ, અને તે માણસ, ત્રણે જણ ત્યાંથી ચાલતા થયા. મલકાએ જેવા તેઓ જતા હતા તેવોજ ગડબડદાસને પાછો બોલાવ્યો અને કહયું, "પણ પાછા ક્યારે આવશો તે કહો."

ગડબડદાસે જવાબ દીધો, "કાલે રાતના દશ વાગે જરૂર આવીશ." મલકાએ કહયું, "જો જો, પાછું ગયા વખતની માફક ન કરતા; હવે મને છેતરી છે તો તમારી વાત છે."

ગડબડદાસે કહ્યું, "એમ વારેઘડીએ કાંઇ થાય?" એમ કહીને ગડબડદાસ ત્યાંથી ચાલતો થયો. તેઓ ત્રણે જણા ગામ બહાર પહોંચી ગયા. રાત અંધારી હતી એટલે રસ્તામાં કોઇની આવજા બીલકુલ હતી નહિ. સર્વ ઠેકાણે શાન્તિ પથરાઇ હતી. ગામ બહાર ગાડું તૈયાર હતું, અને દામો પણ ત્યાં ગાડાવાળા સાથે વાતોના ગપાટા મારતો હતો ત્યાં આ ત્રણે જણા જઇ પહોંચ્યા. લગભગ અગ્યાર વાગ્યાનો સમય થયો હતો; અને કમળાદેવીને ત્યાં આવવાનો વખત પણ થયો હતો. પેલો

મલકાનો માણસ કુંવરને ગાડા આગળ મૂકયા બાદ ત્યાંથી પાછો મલકાના ઘર તરફ ચાલતો થયો. ગડબડદાસ હવે દામાને પતાવવાની યુક્તિમાં પડયો. દામાને કહ્યું. "કેમ દામા, તારે તો આ પરદેશ જવાની વારી આવી; તું પણ હિંમતવાન તો જબરો હો! પણ અલ્યા, તારાં બાયડી છોકરાંને મળીને આવ્યો છે ને?"

દામાએ કહ્યું, "સાહેબ, જરાક બાજુએ આવો તો કાંઇ ખાનગી વાત કરવી છે."

ગડબડદાસ તેની સાથે જરા ગાડાંથી દુર ગયો એટલે દામાએ કહ્યું, "સાહેબ, બાઇડી છોકરાં ઝહાનમમાં ગયાં, પણ મારી ઘેલીની વાત કરો ને. એવી ધોળી બગલાની પાંખ જેવી છે; સાહેબ, એમાં કાંઇ ખામી નથી, તેને છોડીને જતાં મારા કંઠે પ્રાણ આવે છે. એ રણધીરયાને ગરદન મારો, મને કયાં કુંવરની સાથે મોકલો છો? બસ, એ ઘેલડી પાછળ હું ઘેલો થયો છું. મને જરાએ જવું ગમતું નથી. મને જો તમે અહિંઆ રાખો તો તમને મારા પરમેશ્વર ગણીશ." ગડબડદાસને તો 'ભાવતું હતું અને વૈદ્યે કહ્યું' તેવી વાત થઇ. તેને દામાને જતો અટકાવવાની આ સરસ તક મળી ગઇ, કારણ કે દામો હલકટ હતો અને તેવો નીચ માણસ તેને ઘેર જાય એ તેને કેમ ગમે? વળી એ કુંવરને કદાચ રસ્તામાં મારી નાંખવાની પણ વેતરણ કરે; કેમકે કદાચ રણધીરસિંહે તેમ કરવાનું દામાને કહ્યું હોય અને તે ગડબડદાસથી છાનું પણ રાખવાનું કહ્યું હોય. માટે દામો સાથે ન જાય તો સારૂં એમ એના મનમાં હતું. તરતજ ગડબડદાસ બોલ્યો, "દામા, તારે અહિંઆ રહેવું છે?"

દામાએ કહ્યું, "હા સાહેબ, તો તો મારા ઉપરનો ઉપકાર હું કદી ભુલીશ નહી."

ગડબડદાસે કહ્યું, "પણ હું તને અહિંયા રાખું અને મહારાજને ખબર પડે તો મને મારી નાંખે તેનું કેમ?"

દામાએ કહ્યું, "સાહેબ, પણ એને જરાએ ખબર ન પડવા દઉં તો કેમ?"

ગડબડદાસે કહ્યું, "પણ તું વચન આપ, કે હું કહું તેમ તારે વર્તવું." દામાએ તરતજ વચન આપ્યું. ગડબડદાસે કહ્યું, "જા ત્યારે હમણાં જઇને છાનોમાનો પેલો દુર કુવો છે ત્યાં બેસ, અને હું તને ઈસારત કરૂં ત્યારે અહિંઆ આવજે. હું બીજા માણસને બોલાવીને કુંવર સાથે મોકલું છું." ગડબડદાસ મનમાં સારી રીતે સમજતો હતો કે આવા ખવાસના વચન ઉપર કદી પણ વિશ્વાસ રાખવો નહિ. કારણ કે જેનું લુણ ખાધું હોય તેનેજ દગાથી મારનાર, પોતાના માલીકની સ્ત્રી તથા તેના દીકરાને આડે રસ્તે દોરનારનાં વચન ઉપર વિશ્વાસ રાખવો એ લોઢાં ઉપર બેશી પાણીમાં મુસાફરી કરવા જેવું છે; માટે દામાને પોતાથી છુટો મૂકવો એ એને ઠીક લાગ્યું નહિ, એટલે તેને ગાડાથી સોએક વાર છેટે ઝાંપાની સામે એક કુવો હતો તે ઉપર બેસવા કહ્યું, અને સાથે ધમકી આપી કે, "જો હું તને તારા કહેવા મુજબ અહિંઆ રહેવા દઉં છું; પણ જો તું અહિંઆથી નાઠો છે તો આ તમંચાથી તારો પ્રાણ લઇશ; કારણ કે જો તું નિમકહરામ થાય, તો મારો જીવ જોખમમાં લાવી મૂકે અને ધર્મ કરતાં ધાડ પાડયા જેવું થઇ જાય; માટે ચુપચુપ ત્યાં બેસી રહેજે."

દામાએ કહ્યું, "એમ તે બને સાહેબ, તમે જરા પણ એ વિષે બીક ન રાખતા." એમ કહીને દામો દૂર કુવાની પાળ ઉપર જઇને બેઠો. ગડબડદાસે કુંવર પ્રતાપસિંહ કે જે તેના કેહેવાથી ગાડામાં બેઠો હતો, તેને ગાડામાંથી બહાર આવવાનું કહ્યું. તે તરતજ બહાર આવ્યો; એટલે ગડબડદાસે પોતાના અંગરખાના ખીસામાંથી તમંચો કાઢયો અને કુંવરના હાથમાં કોઇ ન દેખે તેમ આપીને કહ્યું "મહારાજ, પેલી બાજુ દુર કુવાની પાળ ઉપર દામો બેઠો છે તેનું ધ્યાન રાખજો. જો એ ત્યાંથી ન્હાસવા માંડે તો આ તમંચાનો બરાબર ઉપયોગ કરજો. મહારાણી સાહેબ હમણાં અહિં આવવાં જોઇએ." ગડબડદાસે એક બીજા વિશ્વાસુ માણસને બોલાવ્યો હતો તે ત્યાંથી આવી પહોંચ્યો. તે બરાબર હથિયારથી સજ્જ થયો હતો અને જાતે રજપૂત હતો. તે આવ્યો એટલે કુંવરને પાછું ગાડામાં બેસી જવાનું કહ્યું, અને કુંવરનું કામ પેલા રજપૂત સુરસિંહના હાથમાં આપ્યું. પંદરેક પળ વિત્યા બાદ કમળાદેવી ત્યાં આવી પહોંચી. કમળાદેવી પુરૂષનાજ પોશાકમાં હતી, અને જે વેશ તેણે ગડબડદાસને

ઝાંપા આગળ પહેલીવાર મળતી વખત પહેર્યો હતો, તેજ વેશ હમણાં પહેર્યો હતો.

ગડબડદાસે કહ્યું, "કુંવર સાહેબ, રાણી સાહેબ આવે છે." તરતજ કુંવર ગાડાંમાંથી બહાર ઉતરી પડયો. તે રાણી કમળાદેવીને જરા પણ ઓળખી શકયો નહિ; કારણ કે તેણે કદી પણ કમળાદેવીને એવા પોશાકમાં જોઇ નહતી, અને તે જાણતો પણ નહતો કે કમળાદેવી પુરૂષનો પોશાક પણ પહેરતી હતી. તેણે બહાર આવતાં વેત ચારે બાજુએ નજર કરવા માંડી, પણ કોઇ સ્ત્રી જેવું તેને નજરે પડયું નહિ. કમળાદેવી હજી બહુ દુર હતી. કુંવરે ચારે બાજુએ નજર કરીને ગડબડદાસને પૂછ્યું, "કયાં છે? હું તો કયાંય દેખતો નથી."

ગડબડદાસે કહ્યું, "પેલા પુરૂષના પોશાકમાં આવે છે તે."

કુંવરે અજાયબીથી પૂછ્યું, "પુરૂષના વેશમાં!"

"હા, મહારાજ, નહિં તો કોઇના જાણવામાં આવી જાય." ગડ-ગડદાસે જવાબ દીધો.

તરતજ કમળાદેવી ત્યાં આવી પહોંચી. આવતાંની સાથેજ તેણે કુંવર પ્રતાપસિંહને પોતાના માતા તરીકેના ઉભરાઇ જતા પ્રેમને લીધે છાતી સાથે દબાવ્યો. પુત્ર અને માતાની આંખોમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં, અને તે હર્ષમાં ને હર્ષમાં દશેક પળ સુધી મુગાં રહ્યાં. છેવટે કમળાદેવી બોલી, "પ્રતાપ, તું સારી રીતે જાણે છે, કે આપણે માથે કેવી આફત આવી પડી છે. નિમકહરામ રણધીરસિંહને રાજ્ય લોભ થયો છે; આપણી ઉપર આફતનું વાદળ તોડી પાડનાર એજ હરામી છે. તારે આ ગાડામાં બેશી આ કાન્તીલાલને ગામ જવાનું છે. તેની સ્ત્રીને તું મારા જેવી ગણીને તેની પાસે રહેજે, અને જેમ તે કહે તેવી રીતે વર્તજે. તારા બાપનું નાક જાળવવું એ તારા હાથમાં છે. રજપૂતનું નામ કેમ સાચવવું તે તું જાણે છે. કાંઇ પણ ખોટું કામ કદી કરતો નહિં, જે કરે તે હંમેશાં બહુ વિચારીને કરજે. કદી કયાંય આફતમાં આવી પડે તો બહાદુરીથી લડજે, પણ કદી કોઇને શરણે થઇશ નહિ. ભાઇ, તું સમજુ છે એટલે તને વધારે કાંઇ પણ શિખામણ દેવાની જરૂર નથી; અને તું રજપૂત છે એટલે તને કાંઇ

હિંમત દેવાની જરૂર નથી. જેમ તું મારૂં કહ્યું માને છે તેમ કાન્તી-લાલની સ્ત્રીનું કહ્યું માનજે, અને તેની દીકરી લલિતાને તારી બ્હેન પ્રમાણે ચહાજે. આ કાન્તીલાલ, કે જેણે આ સંજોગો વચ્ચે ગડબડ-દાસ નામ ધારણ કર્યું છે, તેનો આપણા ઉપર બહુજ ઉપકાર થયો છે, અને તેનો બદલો વાળવો કદી પણ ભુલીશ નહિં. એનીજ મદદથી તું જીવતો રહેવા પામ્યો છે તે ધ્યાનમાં રાખજે. મારી જરાએ ચિંતા કરીશ નહિં. જો મારે પણ ત્યાં આવવું પડશે તો ત્યાં આવીશ. તું મારી જરાએ ચિંતા કરીશ નહિં."

કુંવર પ્રતાપસિંહે કહ્યું, " મા, હું રજપૂત બચ્ચો અને આમ મારે ન્હાસભાગ કરવી એ ઠીક ન કહેવાય. એ રણધીરીયાને આવવા દે મારી સામે; પછી જો કે એને કેવો સ્વાદ ચખાડું છું. એનામાં પાણી હોય તો આવી જાય મારી સામે, અને જો એનામાં જોર હોય તો ભલે મારી સામે લડીને રાજ્ય લે; પણ મારે આમ બાયલાની પેઠે ન્હાસી જવું એ તો મારે વાસ્તે બહુ શરમભરેલું ગણાય. તું વ્યર્થ ગભરાય છે, એનાથી શું થવાનું છે? બસ, તું મને તારી પાસે રાખ, હું નહિં જાઉં." કુંવરે હઠ પકડવા માંડી.

કમળાદેવીએ તેને સમજાવીને કહ્યું, " દીકરા, હજી તારી ઉમર ન્હાની છે. હું તારી આબરૂ જાય એવું પગલું ભરી જાઉં તોપણ ભરૂં નહિં. તું આકળો શા માટે થાય છે? રણધીરસિંહના તાબામાં આખું રાજ્ય છે. સઘળા સરદારો પણ તેના કહ્યા પ્રમાણે વર્તે છે, તેથી કદાચ તારા પ્રાણને ધક્કો પહોંચાડે; માટે ડાહ્યો થઈને હું જેમ તને કહું છું તેમ કર."

કુંવરના મનમાં આ વાત કાંઇક ઉતરી અને તેણે કહ્યું, " ભલે ત્યારે, તું કહે છે તેમ કરીશ." બે જણ પરસ્પર ભેટયાં અને કમળા-દેવીએ ચુંબન લઇ કુંવરનો વાંસો થાબડયો. કુંવર હાથ જોડીને કમળા-દેવીને પગે લાગ્યો અને કમળાદેવીએ તેને શુભ આશિર્વાદ આપ્યો. ત્યાર પછી કુંવર ગાડામાં બેઠો. ગડબડદાસે એક પત્ર પોતાની પત્ની ઉપર અને બીજો પત્ર પોતાની પુત્રી ઉપર, એમ બે પત્રો તેને આપ્યા. તે પત્રોમાં કુંવર પ્રતાપસિંહની બહુ આગતાસ્વાગતા તથા આદરસત્કાર

કરવા વિષે લખ્યું હતું. કમળાદેવીની અત્યંત દીલગીરી વચ્ચે કુંવર પ્રતાપસિંહ પેલા રજપૂત નોકર સાથે ગાડામાં ચાલતો થયો. ગડબડદાસે કમળાદેવીને પોતાના મહેલમાં જવાનું કહ્યું, અને તે ત્યાંજ હજી સુધી ઉભો રહ્યો હતો. કમળાદેવી ઝાંપામાંથી ગામમાં દાખલ થઇ ગયા પછી દશેક પળ પછી ગડબડદાસે દામાને ત્યાં આવવાની ઇસારત કરી. તરતજ દામો ત્યાં આવ્યો અને કહ્યું, "સાહેબ, પેલો માણસ કોણ હતો કે જે પાછો ગામમાં ગયો ?"

ગડબડદાસે ઉડાવનારો જવાબ દીધો, "એ તો રણધીરસિંહનો ખાનગી નોકર રાખેલ છે, તે ત્યાંથી કુંવર બરાબર જાય છે કે નહિ તેની તપાસ કરવા આવ્યો હતો, અને તેથી મેં તને દુર મોકલી દીધો હતો; કારણ કે એ જાણે કે તું ગયો નથી તો તે વાત તે રણધીરસિંહને કરી દે; અને તેથી મારી ઉપર આફત આવી પડે. મને તેણે આવતાં વેતજ પૂછયું કે, 'રણધીરસિંહનો નોકર દામો ક્યાં છે?' મેં તેને કહ્યું કે આગળ કોઇ દુશ્મનનાં માણસ કયાંય ઝાડીમાં સંતાયાં હોય તો તે જોવાને ગયો છે, અને ગાંડું ત્યાં પહોંચી જશે કે તે તેમાં બેસી જશે. કેમ ઠીક યુક્તિ રચી ના?'

દામો તો ગડબડદાસની આ યુક્તિ જોઇ અજાયબ જ થઇ ગયો, અને કહ્યું, "સાબાશ, મારા સાહેબ; આપના જેવા અક્કલવાન મેં દુનિયામાં જોયા નથી અને કદી મળશે પણ નહિ. તમારી ચાલાકીને અને તાત્કાળીક બુદ્ધિને ધન્ય છે! પણ હવે મારે શું કરવું તે કહો." ગડબડદાસે કહ્યું, "દામા, તું મારી સાથે ચાલ અને હું જ્યાં કહું ત્યાં તારે આવવું પડશે."

બે જણા ચાલતા થયા. તેઓ ગામમાં દાખલ થયા અને એક જુના ખાલી ઘર આગળ આવી લાગ્યા એટલે ગડબડદાસે દામાને કહ્યું, "દામા, ભુખ બહુ લાગી છે માટે કાંઇક ખાવાનું લઇ આવ, તો આ ઓટલા ઉપર બેસીને ખાઇએ અને થાક ઉતારીને પછી જઇશું." દામાએ જવાબ દીધો, "ભલે સાહેબ, જેવી તમારી મરજી."

ગડબડદાસે ખીસામાંથી એક સોનામહોર દામાને આપી અને તેની મીઠાઇ લઇ આવવાનું કહ્યું. દામાએ અજાયબીથી કહ્યું, "સાહેબ, એક મહોરની મીઠાઇ આપણાથી કેમ ખવાશે?"

ગડબડદાસે કહ્યું, "અરે મૂર્ખ ! મીઠાઈ તો આપણે માટે જોઇએ તેટલીજ લાવજે અને બાકીના પૈસા તુંજ રાખજે."

દામો એકદમ ખુશી થતો થતો મીઠાઇ લેવા ગયો. જેવો દામો નજરથી દુર ગયો તેવોજ ગડબડદાસ રાજ્યમહેલ તરફ દોડવા લાગ્યો, અને કમળાદેવીને તેનાં બે વિશ્વાસુ હથીઆરબંધ માણસો તેની સાથે મોકલવાનું કહ્યું તરતજ કમળાદેવીએ તેની સાથે બે માણસો મોકલ્યાં. તે માણસોને લઇને ગડબડદાસ પાછો તે ઘરના ઓટલા આગળ ગયો અને પેલા બે જણને સંતાઇ રહેવાનું કહ્યું, અને જ્યારે તે તેમને ઇશારત કરે કે તરતજ તેની આગલ બેઠેલ માણસને કેદ કરી લેવાનું સુચવ્યું. થોડીવારમાં દામો મીઠાઇ લઇને ત્યાં આવ્યો, અને ગડબડદાસ આગળ બેઠો. ગડબડદાસે તરતજ પેલા બે સિપાઇઓને ઇશારત કરી એટલે તેઓએ આવીને દામાને પછવાડેથી પકડીને કેદ કર્યો. ગડબડ-દાસે તરતજ તે માણસોને દામાની આંખે પાટા બાંધવાનું કહ્યું. દામો તો અજાયબીમાં ગરકાવ થઇ ગયો, અને તે આ અણચિંતવ્યા બનાવથી એવો તો ધ્રુજવા લાગ્યો કે તેનામાં બોલવાની પણ શક્તિ ન રહી ગડ-બડદાસે તેને લઇ જવાનું કહ્યું, પણ તેણે રાજ્યમહેલનું નામ ન દીધું; કારણ કે નહિં તો દામો સમજી જાય કે ગડબડદાસ પણ રણધીરસિંહ સાથે દગો રમતો હતો. દામાના હાથ પછવાડેથી બરાબર બાંધ્યા હતા અને તે બે સિપાઇઓએ તેને બે બાજુએથી મજબુત પકડયો હતો: ચાલતાં ચાલતાં ગડબડદાસે કહ્યું, "કેમ દામા, મીઠાઇ કેવી ? ઠીગ લાગે છે કે ? નીચ પાપી ! જો સવારે રણધીરસિંહ તારા કેવા હાલ કરે છે ?" દામાએ પણ ખીજવાટથી જવાબ આપ્યો, "તમને કોણે કહ્યું હતું, ત્યાં જતો અટકાવવાને તમે મને લલચાવ્યો ?"

ગડબડદાસે-પણ રૂવાબથી જવાબ દીધો, "તુંજ આજે આ લાલચથી લપટાયો એટલે હું તને એની સાથે કેમ જવા દઉં ? તને મોકલું તો કોઇ લાલચ દેખાડે તો તું કુંવરને છોડી દે; કેમ નહિં ? હું તને એમ લાલચુ આદમીને કેમ જવા દઉં ? હું રણધીરસિંહ મહારા-જાનો નિમકહલાલ નોકર છું."

આ સાંભળીને પેલા બે સિપાઇઓ ચોંકયા. ગડબડદાસે નાક ઉપર આંગળી મૂકીને તેઓને મૂંગા રહેવાની ઇશારત કરી. તેઓ રાજ્યમહેલ

પાસે આવી લાગ્યા અને દામાને રાજ્યમહેલના એક અંધારા ઓરડામાં પૂરી દીધો. તેની આંખે બાંધેલા પાટા પણ તેને હાથેજ છોડવાનું રાખ્યું, જેથી કરીને તેને પકડનાર કોણ હતા તે પણ તે જાણી શકે નહિ. ગડબડદાસ એકદમ રણધીરસિંહને ઘેર ગયો. તેની પાસે જઈ સલામ કરી ઉભો રહ્યો, એટલે તરતજ રણધીરસિંહે પૂછયું, "કેમ ગડબડદાસ, એ બધી બલા પતી કે કેમ ?"

"હા મહારાજ, આ સેવકના કામમાં કોઇ દિવસ કચાસ ન રહે તે આપ કયાં નથી જાણતા ?" ગડબડદાસે એક નિમકહલાલ નોકર જેવો જુસ્સો રાખે તેવા જુસ્સાથી જવાબ આપ્યો.

રણધીરસિંહ તેનાં વખાણ કરતો બોલ્યો, "ગડબડદાસ, તમે ઘણા હુશિયાર હશો એમ હું નહોતો જાણતો; પણ દામાના કહેવાથી મેં આપને રાખ્યા તે સારૂં થયું."

ગડબડદાસે કટાક્ષથી કહ્યું, "હા મહારાજ, એ દામો મને તો બહુજ ચાલાક લાગ્યો અને આનંદી પણ બહુ છે. એ હમણાં પણ ખુબ આનંદમા હશે, એ દીલગીર તો કદીપણ દેખાતોજ નથી"

રણધીરસિંહને પોતાના નોકરનાં વખાણ થતાં જોઇને આનંદ થયો અને બોલ્યો, "હા બરાબર છે, તમે હવે જાઓ કારણ કે થાકી ગયા હશો."



# પ્રકરણ ૧૫ મું.



## ગડબડદાસે આંધળે બહેરૂં કુટાવ્યું.

ગડબડદાસ બીજે દિવસે બપોરના ખાધા પછી વિચારમાં પડ્યો, અને રાજબાને તથા અભયસિંહને એક બીજા સાથે આંધળે બહેરૂં કેવી રીતે કુટાવવું તેની યુક્તિઓ રચતો હતો. છેવટે મનમાં નિર્ણય કરીને નીચે પ્રમાણે એક કાગળ રાજબા ઉપર ડાબા હાથે લખ્યો.

" મારી વ્હાલી રાજબા,

તારી ચીઠ્ઠી મને દામાએ આપી હતી. પણ બહુજ કામને લીધે જવાબ લખી શક્યો નથી તેની ક્ષમા કરજે. તું મને મળવાની ઇચ્છા રાખે છે તે ખરૂં પણ તને તેમાં બહુ મુશીબત પડશે. પહેલું તો એ કે હું તને કોઈ અજાણીજ જગ્યામાં તદ્દન અંધારામાં બોલાવીશ, બીજું એ કે તારી સાથે હુ જરા પણ બોલીશ નહિ; એક પણ શબ્દ નહિ, અને તારે જરાએ મને બોલાવવાની કોશેશ કરવી નહિ, અને જો કરીશ તો મારો પ્રેમ તારા ઉપરથી તુટી જશે. વળી મારી નિશાની તરીકે હું તને એક વિંટી આપીશ તે તારે મૂંગે મોઢે લઇ લેવી. આમ વર્તવાનું કારણ એ છે કે, મારી ઉપર એક બહુજ મોટી આફત આવી પડી હતી અને તેમાંથી બચવા માટે મને ચહાનારી સ્ત્રી સાથે ઉપર લખ્યા પ્રમાણે મારે વર્તવું, તેવી મેં બાધા લીધી છે, તું સમજુ અને સુશીલ છે એટલે તને તેમાં વાંધો નહિ આવે તે મારી ખાત્રી છે. આ પત્ર વાંચીને તરતજ ફાડી નાંખજે એટલે આપણો પ્રેમ કોઇ જાણી શકશે નહિ. તને બોલાવવા માટે માણસ મોકલું તેની સાથે તું જરૂર આવજે.

લી૦ તારો આશક.

જેને તું મળવા ઈંતેજાર છે તે."

આ પ્રમાણે કાગળ લખીને એક પરબીડીયામાં તેને મૂકીને તે પરબીડીયું બંધ કરી દીધું. ત્યાર પછી એક બીજો કાગળ લીધો અને તે અભયસિંહ ઉપર કમળાદેવી તરફથી હોય તેવી રીતે ડાબા હાથે

લખ્યો. કાગળમાં તે ઘણીજ વિચિત્ર રીતે અક્ષરો કાઢતો હતો, અને તે પુરૂષના છે કે સ્ત્રીના તે પારખવું બહુ મુશ્કેલ થઇ પડે તેમ હતું. બીજો કાગળ નીચે પ્રમાણે હતો:—

"વ્હાલા અભયસિંહ,

આપના મારી ઉપરના અત્યંત પ્રેમ વિષે મારી દાસીએ મને વાત કરી છે. આપ જેવા શુરવીરને ચહાવાનું મન કઇ સ્ત્રીને ન થાય! આપના સૌંદર્ય વિષે પણ મેં બહુ બહુ સાંભળ્યું છે. હું આપને મળવાને બહુ આતુર છું પણ તેમાં તમારે મારા કહ્યા પ્રમાણે વર્તવું પડશે. જ્યારે રાજા ચન્દ્રસિંહ મરણ પામ્યા ત્યારે મેં છાની બાધા લીધી હતી કે મારે કોઇને પણ ચહાવું નહિ; અને જો કદાચ કોઇને ચહાઉં તો મારે તેની સાથે એક પણ શબ્દ બોલવો નહિ. વળી હું આપને નીમેલે ઠેકાણે માણસ બોલાવવાને મોકલીશ; ત્યાં તમે આવજો. મારી આશા છે કે મને આપ પ્રેમની નિશાની તરીકે આપની વીંટી આપશો.

લી૦ કમળાદેવી."

આ બે કાગળ તૈયાર કર્યા પછી રાજબાનો કાગળ ખીસામાં મૂકીને કપડાં પહેરીને જાણે કાંઇ રણધીરસિંહનું કામ હોય તેમ તેના ઓરડામાં દાખલ થયો અને ત્યાંથી આગળ ચાલતાં રણધીરસિંહનું શયનગૃહ હતું ત્યાં ગયો. ચારે બાજુએ નજર ફેરવતાં ગડબડદાસે રણધીરસિંહના શયન ગૃહમાં ડોકીયું કરીને જોયું તો રાજબા એક ખુરશી ઉપર બેઠી હતી, પણ તેની પીઠ ગડબડદાસ ઉભો હતો તે દરવાજા તરફ હતી. ગડબડદાસ જરાપણ પગનો અવાજ કર્યા વગર અંદર દાખલ થયો, અને ખીસામાંથી આસ્તેથી કાગળ કાઢીને રાજબા ઉપર ફેંક્યો અને પવનની ત્વરાથી ત્યાંથી જરા પણ અવાજ કર્યા વગર ચાલી ગયો. રાજબા અજાયબીમાં ગરકાવ થઈ અને તેણે તે કાગળ ફોડીને વાંચ્યો. વાંચીને મનમાં ઘણો આનંદ પામી અને આવા ન બોલવાના ઠરાવથી મનમાં અજાયબ થવા લાગી; પણ પ્રેમ આંધળો છે અને તેથી જે તેના ફંદામાં ફસાણાં હોય તે આંધળાં બને તો તેમાં શી નવાઇ? તેણે તેની દરકાર કરી નહિ અને છેવટે ગડબડદાસે તેની માગણી સ્વીકારી તેનીજ ખુશાલી તેના હૃદયમાં પ્રસરી રહી.

ગડબડદાસ પાછો પોતાના ઓરડામાં ગયો અને પેલો બીજો કાગળ પોતાના ખીસામાં મૂકયો, અને રાતના કમળાદેવીને આપીને કહ્યું, કે "જે દાસી અભયસિંહનો સંદેશો લાવી હતી તેને આ કાગળ અભયસિંહને આપવાનું કહેજો." કમળાદેવીએ તેના કહ્યા પ્રમાણે કર્યું. બે એક દિવસ વિત્યા બાદ પાછા તેજ પ્રમાણે બેઉને કાગળ લખ્યા અને તે દિવસે રાતના પેલાં અંધારા ખંડીયેર ઘર આગળ, કે જ્યાં દામાને કેદ પકડાવ્યો હતો ત્યાં બાર વાગે મળવાનું નક્કી કર્યું. રણધીરસિંહ રાતના મલકાને ઘેર ગયો હતો, એટલે રાજબાને ત્યાં જવાનું ઠીક પડયું. રાતના સાડાઅગ્યાર વાગે રાજબા શણગાર સજીને બેઠી હતી અને તેને તેડવાને ગડબડદાસે એક વિશ્વાસુ માણસને મોકલ્યો હતો. તેણે ત્યાં જઇને રાજબાને તેની સાથે આવવાનું કહ્યું. તરતજ રાજબા તેની પછવાડે ચાલવા લાગી. અભયસિંહને તેડવાને પણ એક બીજા વિશ્વાસુ માણસને મોકલ્યો હતો, અને તેથી તે પણ સજ્જ થઇને પેલા માણસ સાથે ખંડીયેર આગળ આવ્યો. ગડબડદાસે તે ઘરમાં એક ઓરડો ખોલ્યો હતો, ત્યાં જરા પણ અજવાળું આવતુ નહતું. પહેલાં રાજબા ત્યાં પહોંચી, તે ઓરડામાં દાખલ થઇ પણ તેની નજરે કાંઇ દેખાતું નહતું. તેણે બોલાવા આવનાર માણસને પૂછ્યું, "ગડબડદાસ કયાં છે?"

"તે હમણાં આવશે," પેલો માણસ એમ કહીને ત્યાંથી ચાલતો થયો. તરતજ અભયસિંહ પણ ત્યાં આવ્યો, એટલે ગડબડદાસના શીખવ્યા મુજબ પેલા માણસે તેને કહ્યું, "કમળાદેવી અંદર છે, માટે આપ ત્યાં જાઓ."

તે અંદર ગયો પણ તેની નજરે કોઇ પડયું નહી. તે આમ તેમ ફાંફાં મારવા લાગ્યો. છેવટે રાજબાને મળ્યો પણ એકબીજાથી બોલાય તેમ ન હતું.

આ બનાવ બનતો હતો એટલામાં ગડબડદાસ એકદમ મલકાને ઘેર દોડયો, અને ત્યાં જઇને રણધીરસિંહને એકદમ કાંઇ જરૂરના કામ સારૂ મળવા આવ્યો છું તેમ મલકાના માણસ સાથે કહેરાવ્યું. તે તરત ઘરમાં ગયો અને રણધીરસિંહને કહ્યું, "મહારાજ, ગડબડદાસ હાંફતા હાંફતા આવ્યા છે અને આપને એકદમ મળવા માગે છે."

રણધીરસિંહે કહ્યું, " જા, તેને અહિંઆં મોકલ."

તરતજ તે માણસ ગડબડદાસને બોલાવી લાવ્યો. ગડબડદાસ હાંફતો હાંફતો બોલ્યો, " મહારાજ, તમારી તરવાર લ્યો અને એકદમ મારી સાથે ચાલો. ગજબ થયો, જલદી કરો."

રણધીરસિંહે પૂછ્યું, " પણ છે શું તે તો કહો."

ગડબડદાસ બોલ્યો, " એ પછી વાત, આપ જલદી ચાલો, નહિં તો વાત બગડી જશે, અને સાથે બેએક હથીયારબંધ માણસ પણ રાખજો."

તરતજ રણધીરસિંહ ઉભો થયો અને પોતાનાં હથીયાર બાંધી લીધાં અને મલકાને તેનાં માણસોને બોલાવવાનું કહ્યું. બીજા માણસ બહાર ગયો હતો, માત્ર એકજ માણસ ત્યાં હાજર હતો તેને મલકાએ હથીયારબંધ થઇ રણધીર સાથે જવાનું કહ્યું. તેણે આવીને કહ્યું, " એકજ માણસ હાજર છે. બીજો તો બહાર ગયો છે." ગડબડદાસે કહ્યું, " એક ચાલશે, બીજો હું પણ છું ને ? "

તરતજ તે ત્રણ જણા એકદમ ઉતાવળથી ચાલવા મંડયા; રસ્તામાં ચાલતાં ચાલતાં રણધીરસિંહે પૂછ્યું, " પણ કહો તો ખરા કે શું છે ?"

" મહારાજ, મારાથી એ બોલાય તેમ નથી; આપ આપની નજરે જોજો એટલે બસ. પણ હું કહું તેમ વર્તજો, નહિં તો પસ્તાશો." તેઓ તે અંધારા ઘર આગળ આવી પહોંચ્યા. આ સમયે અભયસિંહ અને રાજબા એકબીજાને આલીંગન આપતાં ઉભાં હતાં. તેણે ઓરડાના દરવાજાની એક બાજુએ મલકાના માણસને ઉભા રહેવાનું કહ્યું, અને બીજી બાજુએ રણધીરસિંહને ઉભા રહેવા કહ્યું; અને ચેતવણી આપી કે, "હું જ્યારે તમને પકડવાનું કહું ત્યારે જે માણસ અંદરથી બહાર નીકળે તેને એકદમ પકડી લેજો અને તેને મુસ્કેટાટ બાંધજો. જોજો વિલંબ ન કરતા, નહિં તો એ હાથમાંથી છટકી જશે." થોડીવારે રાજબા અને અભયસિંહ એક બીજા સાથેના મેળાપથી સંતોષ પામ્યા પછી, અભયસિંહે રાજબાની આંગળીમાં પોતાની આંગળીમાંથી વીંટી ઉતારી પહેરાવી દીધી. અભયસિંહે ઇશારાથી જવાની રજા માગી

અને રાજબાએ તે આપી. અગાઉ એક બીજાને કોઇપણ વાર જોયેલ ન હોવાથી તેઓના કદ ઉપરથી પણ એકબીજાને ઓળખવાની શક્તિ ન હતી. જેવો અભયસિંહ દરવાજામાં આવ્યો કે ગડબડદાસે કહ્યું, "પકડો." તરતજ રણધીરસિંહ અને મલકાના માણસે તેને પકડયો અને પેલા માણસે પોતાનો ફેંટો કાઢીને અભયસિંહને મજબૂત બાંધી લીધો. અભયસિંહ અણચિંતવ્યા ગભરાટથી બોલી ન શકયો પણ બંધાઇ રહ્યા પછી બોલ્યો, "ઓ નીચ ! તમે કોણ છો ?"

રણધીરસિંહે તરતજ સાદ ઓળખ્યો અને અજાયબીથી બોલવા જતો હતો કે, 'કોણ અભયસિંહ !' પણ ગડબડદાસે તેના કાનમાં કહ્યું, "મૂંગા રહેજો." રણધીરસિંહ ચુપ થઇ ગયો. રાજબાએ આ અવાજો સાંભળ્યા, પણ બહાર શું થતું હતું તે અટકળી શકી નહિ. તે પણ તરતજ બહાર આવી એટલે ગડબડદાસે રણધીરસિંહને કહ્યું, "મહારાજ. એને તમેજ એકલા મજબૂત પકડજો. સંભાળજો, એ તમને મારી બેસે નહિ." રણધીરસિંહ કુચાલનો હોવાથી કોઇ સ્ત્રીને પકડતાં અચકાય તેમ નહતો. તેણે જેવી રાજબા બહાર આવી કે તરતજ તેને પોતાની બાથમાં મજબૂત પકડી રાખી. પેલા બે ખવાસો ત્યાંથી કયારનાએ ગડબડદાસના કહેવાથી ચાલ્યા ગયા હતા; કારણકે વધારે માણસ ત્યાં હાજર રહે એ ઠીક નહિ એમ તેણે ધાર્યું. જેવી રણધીરસિંહે રાજબાને મજબૂત પકડી કે, ગડબડદાસે એક બત્તી ત્યાં અગાઉથી રાખી હતી તે સળગાવી. બત્તી થઈ કે રણધીરસિંહ રાજબા અને અભયસિંહ સામું એકદમ તાંકીને જોવા લાગ્યો. તેની આંખમાં અગ્નિ વરસતો હોય તેવું લાગ્યું. તેણે ગડબડદાસને કહ્યું, "તમારી પછેડી આપો.' તરત તેણે પોતાની પછેડી આપી અને તે વડે તેણે રાજબાને મજબૂત બાંધી; ગડબડદાસે રણધીરસિંહને કહ્યું, "રસ્તામાં કાંઇ પણ બોલવું; ઠીક નહિ, આપ એ લોકોને લઇને ઘેર ચાલો પછી વાત." "રણધીરસિંહને એ વ્યાજબી લાગ્યું. તરતજ તેઓ ઘર તરફ ચાલવા લાગ્યા. રાજબા મનમાં સમજી ગઇ કે હવે તેનું મોત આવ્યું છે. અભયસિંહે પણ ધાર્યું કે તેની આબરૂનો પણ અંત આવ્યો છે; પણ તે હજી પાયુ જાણતો નહતો કે એ સ્ત્રી રાજબા હતી, તે હજી પણ તેને કમળાદેવીજ સમજતો હતો. પેલા માણસે અભયસિંહને પકડયો હતો અને રણધીરસિંહે

રાજબાને પકડી હતી. અડધો રસ્તો કપાયો હશે તેટલામાં અભયસિંહને નાશી જવાનો વિચાર સૂજ્યો, અને તે ચારે બાજુએ રસ્તાઓ જોવા લાગ્યો. ગડબડદાસે તેની તરવાર તથા હથીયાર તે જેવો પકડાયો તેવાંજ કાઢી લીધા હતાં, એટલે તેની પાસે લડવાનાં સાધનો તો હતાં નહિ. જેવી તેણે ચારે બાજુએ નજર કરી કે ગડબડદાસ, કે જે પછવાડે ચાલતો હતો, તે એકદમ તેની પાસે આવ્યો અને તેને કહ્યું, "આ તમારી પછવાડે ભરેલ તમંચા સાથેજ હું ચાલું છું, તે તમે ધ્યાન રાખજો. તમારા ન્હાસતા પહેલાં તમારા પ્રાણ લેવાની મને ફરજ ન પાડતા." અભયસિંહે જોયું કે ન્હસાય તેમ નથી. તેઓ થોડીવારમાં રણધીરસિંહના ઘર આગળ આવી પહોંચ્યા. અભયસિંહ આખા રસ્તામાં કાંઇ પણ બોલી શક્યો નહતો, કારણ કે તેની સમજ પ્રમાણે એ રાજ્ય માતા સાથે આવી રીતે વર્તવાથી તે એટલો તો શરમાયો હતો કે કાંઇ કહેવાની વાત નહિં. તે સઘળાં ઘરમાં દાખલ થયાં. રાતના લગભગ બે વાગ્યાનો સુમાર હતો. ગડબડદાસ બહુજ થાકી ગયો હતો એટલે એને આ ખટપટ માંડી વળાય તો ઠીક એમ તેની ઇચ્છા હતી પણ એ બનવું તદ્દન અશક્ય હતું; કારણકે રણધીરસિંહને રાજબા તથાઅભયસિંહ ઉપર ઘણુંજ ખુન્નસ આવ્યું હતું. પોતાના દીવાનખાનામાં સઘળાને લઇ ગયો અને ઘરના ખવાસોને બોલાવીને અભયસિંહનું ત્યાં બરાબર ધ્યાન રાખવાનું કહ્યું. રાજબાને તેના સુવાના ઓરડામાં ધક્કો મારીને દરવાજા બંધ કરી દીધા. પછી તે એક ખુરસી ઉપર બેઠો અને ગડબડદાસને તેની આગળ એક ખુરસી મુકીને બેસવાનું કહ્યું. તેના બેઠા પછી અભયસિંહને સવાલ કર્યો, "કેમ અભયસિંહ, આ ધંધો ક્યાંથી શીખ્યા ? લડાઇના શિક્ષણમાં એ હતું કે ?" અભયસિંહે કાંઈ પણ જવાબ ન આપ્યો, પણ નીચું જોઇને ઉભો રહ્યો. રણધીરસિંહે પોતાનું ભાષણ આગળ ખુબ જોસથી ચલાવ્યું, "બોલો, જીભ છે કે મોઢામાં ? આ કોઇની સ્ત્રી ઉપર નજર નાખતાં કોણે શીખવ્યું ? બોલ હરામી, બોલ; નહિં તો મોત આવ્યું સમજજે." અભયસિંહ તો શાન્તજ રહ્યો.

રણધીરસિંહે પોતાનું બોલવું ચાલુ રાખ્યું, "લશ્કરનો સેનાપતિ થઇ ગયો એટલે પ્રધાનની સ્ત્રી ઉપર હાથ નાંખવાનો તારો હક હતો કેમ ? બચ્ચા, જોઇ લે હવે તારી કેવી હાલત કરૂં છું ?" અભયસિંહ

વિચારમાં પડ્યો કે એ કમળાદેવી હતી કે રણધીરસિંહની સ્ત્રી હતી. અંતે તેનાથી ન રહેવાયાથી બોલ્યો, "એ આપની પત્ની છે કે કમળાદેવી છે?"

રણધીરસિંહે બૂમ મારીને કહ્યું, "શું કહ્યું? એ કમળાદેવી છે? હા, બચાવ કરવાનો સારો રસ્તો સૂઝ્યો. ઠીક છે, એ બધું તારે કચેરીમાં પુરવાર કરવું પડશે." પછી તેણે માણસો તરફ જોઇને હુકમ કર્યો, "જાઓ, એને પેલા ઓરડામાં પુરી મુકો. જોજો, એ હરામી ન્હાસવા ન પામે."

ખવાસ તથા મલકાનો માણસ તેને રણધીરસિંહે દેખાડેલા ઓરડામાં લઇ ગયા, અને તેને ત્યાં પુરી દીધા પછી માથે તાળું વાસ્યું. રણધીરસિંહે પોતાનું મોઢું ગડબડદાસ તરફ ફેરવ્યું અને કહ્યું, "જોઇ એની હરામખોરી, એ તો એને કમળાદેવી સમજતો હતો." ગડબડદાસે કહ્યું, "મહારાજ, એ ભલે ગમે તેવી યુક્તિ કરે; પણ હવે ક્યાં જવાનો છે? કાલે કચેરીમાં એનો ઇન્સાફ કરી નાખજો એટલે પત્યું."

રણધીરસિંહ ગડબડદાસનાં વખાણ કરવા લાગ્યો, "ગડબડદાસ, તમે હુશિયાર તો બહુ છો. પણ તમને આ ખબર કેમ પડી?"

ગડબડદાસે જવાબ દીધો, "ખબર કેમ ન પડે? આપ ઘરમાંથી બહાર જાઓ એટલે ઘરની સંભાળ તો મહારાજ, મારી ઉપરજ ગણાય. રાતના અગ્યાર વાગે મેં દાદરાપર પગનો ખડખડાટ સાંભળ્યો એટલે હું બહાર આવ્યો. મેં રાજબા બાને જોયાં અને તેઓ પુર ઠાઠમાં હતાં. મારાથી તેમની સાથે બોલાય તેમ નહતું; એટલે મેં આપના માણસને બુમ પાડીને બોલાવ્યો. તેને કહ્યું કે, "રાજબા બાને પૂછ કે અત્યારે ક્યાં જાઓ છો." માણસને તેણે જવાબ દીધો કે, 'જા, તારૂં કામ કર.' તેણે મને એ પ્રમાણે કહ્યું. મને શક ગયો એટલે હું તે ન જાણે તેમ છાનોમાનો તેની પછવાડે ગયો, અને તે પેલા અંધારા ઘરમાં ગયાં. થોડીવારમાં અભયસિંહ પણ તે ઘરમાં દાખલ થયો. હું તરતજ આપને બોલાવવા દોડતો આવ્યો, અને પછી શું બન્યું તે આપ જાણો છો."

રણધીરસિંહે કહ્યું, "તમે ઠીક તમારી ફરજ બજાવી; પણ હવે તમે જાઓ અને સવારના વહેલા ઉઠજો, કારણ કે કદાચ કચેરીમાં એ

બદમાશને ઉભો કરવો પડશે. એ રંડાના પણ કેવા હાલ કરૂં છું તે જોજો."

બપોરના બરાબર બાર વાગે કચેરી ઠાઠમાઠથી ભરાણી હતી, અને સિંહાસન જોડે પ્રધાનની ખુરશી ઉપર રણધીરસિંહ બેઠો હતો. દરેક અમલદાર પોતપોતાની જગ્યાએ બરાબર ગોઠવાઇ ગયા હતા; સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. રણધીરસિંહે કચેરીનાં સઘળાં માણસને જે બને તે ધ્યાન દઇને જોવાનું કહ્યું, તેના હુકમથી સિપાઇ અભયસિંહને કેદીની હાલતમાં ત્યાં લઇ આવ્યો. હજી અભયસિંહ પોતાનાજ પોશાકમાં હતો. અભયસિંહને કેદી જોઇને કચેરીમાં ખળભળાટ થઇ રહયો અને સઘળા અજાયબી વચ્ચે એકબીજા સાથે વાતો કરવા લાગ્યા. તરતજ રણધીરસિંહે આગલી રાત્રે બનેલા બનાવની અથથી તે ઇતિ સુધી બધી બીના કહી, પણ પોતે મલકાને ઘેર હતો તે બીના છુપાવી અને તે તેના મકાનના એક અલાયદા ઓરડામાં કામસર રોકાયો હતો એમ કહ્યું. આ સઘળું સાંભળીને કચેરી અજાયબીમાં ગરકાવ થઇ ગઇ. રણધીરસિંહે કહયું, "અભયસિંહ, તારે જે કાંઇ કહેવું હોય તે કચેરી સમક્ષ કહે."

અભયસિંહે મનમાં વિચાર કર્યો કે જો તે કમળાદેવીને મળવા ગયો હતો તેમ કહેશે, તો લોકસમુહ તેની ઉપર વધારે ગુસ્સે થશે, માટે તે બોલવું વ્યર્થ છે એમ ધારીને તેણે કહયું, "હું કાંઇ પણ બોલવા નથી માંગતો."

રણધીરસિંહે કહયું, "બોલે શું ? હાથ કાળા કર્યા હોય પછી શું બોલે ?"

તેણે બીજા ચાર પાંચ મોટા અમલદારોને બોલાવીને ખાનગીમાં મસલત કર્યા પછી પાછા બધા આવ્યા. રણધીરસિંહે સઘળા તરફ ફરીને કહ્યું "અભયસિંહ આપણા સૈન્યના સેનાપતિ થઇને આવું નીચ કામ કરે તેને મોટામાં મોટી શિક્ષા કરવી જોઇએ. જેણે પ્રજાનું રક્ષણ કરવું જોઇએ તે આવું કામ કરે એ કાંઇ ઓછો ગુન્હો નથી, માટે એને જન્મકેદની શિક્ષા કરવામાં આવે છે."

અભયસિંહને સિપાઇ લઈ ગયા અને થોડીવાર પછી કચેરી બરખાસ્ત થઇ.

અભયસિંહ કદાચ કમળાદેવીના નામથી લખેલ કાગળથી બચાવ કરી શકત. પણ અભયસિંહે અને રાજબાએ કાગળો ફાડી નાંખ્યા હતા; કારણ કે કાગળ કોઇના હાથમાં આવી જાય તો વાત બહાર પડી જાય. અભયસિંહ અને રણધીરસિંહ એકબીજા સાથે ઘણા મળતીયા હતા અને અભયસિંહ તેને રાજ્ય પચાવી પાડવામાં ઘણી સારી મદદ કરત, પણ ગડબડદાસે એ મદદ તોડવા સારૂજ આ તાગડો રચ્યો હતો. એક તો એ કે રણધીરસિંહનો આવો મોટો મદદગાર ગયો; અને બીજું એ કે રાજબાનું ગડબડદાસને રજા અપાવવાનું બની શકે નહિ, કારણ કે એ વાત હવે રાજબા જે કાંઇ ગડબડદાસ વિરૂધ્ધ કહે તે રણધીરસિંહ માને નહિં. રાજબાની તદ્દન ખરાબ હાલત થઇ ગઇ હતી. રણધીરસિંહે તે રાતના રાજબાને ખુબ માર માર્યો હતો, અને ત્યાર પછી તે તેની સાથે બોલતો પણ ન હતો.

કમળાદેવીનો અંત કેમ આવે તે વિચારમાં હવે રણધીરસિંહ મુંઝાણો હતો. કુંવર પ્રતાપસિંહના ગુમ થવાથી આખા ગામમાં હોહા થઇ રહી હતી. ચારે બાજુએ ગમગીની ફેલાઇ રહી હતી; તેમાં આ અભયસિંહના કૃત્યથી ગામના લોકોના મનમાં નવા નવા વિચારો આવવા લાગ્યા હતા. કમળાદેવીને પ્રતાપની ગેરહાજરીથી ઘણું દુઃખ થતું હતું, પણ તે સલામત છે તે એના મનમાં ચોક્કસ હોવાથી સંતોષ રહેતો હતો. લોકો વિચારમાં પડયા હતા કે ભવિષ્યમાં ગાદી કોને મળશે, કારણ કે ગાદીનો વારસ કુંવર તો કોણ જાણે કયાં ગુમ થઇ ગયો છે? લોકો જેમ જેની મરજીમાં આવે તેમ ધારતું; કોઇ કંઇ ધારતું અને કોઇ કંઇ ધારતું. આમ ચારેક દિવસ વિત્યા બાદ એક દિવસે રણધીરસિંહ બપોરના જમીને નિરાંતે બેઠો હતો, તે વખતે કમળાદેવીનું શું કરવું એ વિચારમાં ગુંથાવા લાગ્યો અને તેનો અંત જલદી આવે તો સારૂં એમ તે વિચાર કરતો હતો. તેણે ગડબડદાસને બોલાવ્યો અને બે જણા તે વિષે વિચાર કરવાને બેઠા. રણધીરસિંહે શરૂઆત કરીને કહયું, “ગડબડદાસ, આ કમળાને કયાંક દાટી દોને, એટલે પીડા પતે અને રાજ્ય

જલદી મને મળી જાય ! કોણ જાણે ક્યારે રાજ્ય મળશે ? આજ મહીનાઓના મહીનાઓ થયા પણ હજી કંઇ અંત આવ્યો નહિ."

ગડબડદાસે કહ્યું, "આપ ધીરજ રાખો, બધું ઠીક થઇ રહેશે."

રણધીરસિંહે કહ્યું, "ધીરજ ક્યાં સુધી રહે ? હવે તમે તેનો જલદી વિચાર કરીને મને જવાબ દેજો."

ગડબડદાસે કહ્યું, "ભલે મહારાજ, આપ જેમ કહેશો તેમ કરીશ." એમ કહીને તે ત્યાંથી ચાલતો થયો.

રાજબાની હાલત હવે કેદીની જેવી થઇ હતી. રણધીરસિંહ હંમેશાં રાતના મલકાને ત્યાંજ રહેતો હતો અને રાજબાને ઓરડામાં પુરીને માથે તાળું વાસીને જતો હતો, કે જેથી કરીને તે કદી પણ બહાર નીકળવા ન પામે. ગડબડદાસ રાજબાની ખટપટમાંથી તો મુક્ત થયો હતો પણ મલકાને કેમ પતાવવી તે સૂઝતું નહતું. અંતે તેણે મલકાને ફસાવવું ઠીક ન ધાર્યું પણ તેને લાંબી લાંબી આશાઓ આપીને શાન્ત રાખવાનો નિશ્ચય કર્યો; કારણ કે મલકાને પતાવે તો વળી વખતે રણધીરસિંહ કોઈ બીજી સાથે પ્યારમાં પડે તો વળી પાછી મુશ્કેલી આવી પડે. એક દિવસે બપોરના ગડબડદાસ મલકાને ઘેર એકલો ગયો. તે વખતે મલકા પોતાના દરવાજા ખૂલ્લા રાખી પલંગ ઉપર ઉંઘી ગઈ હતી. ગડબડદાસ તે ઓરડામાં દાખલ થયો. મલકાને સુતેલી જોઇને તેણે એમને એમજ ચાલી જવાનો વિચાર કર્યો. તેણે એક કાગળ લઇને તે ઉપર નીચે પ્રમાણે ચીઠ્ઠી લખી:—

"વહાલી મલકા,

હું તને મળવા આવ્યો પણ તું સુતી છે એટલે તને જગાડવી મને વ્યાજબી નથી લાગતું. આ તારા તકીયા આગળ એક સોના મહોરની કોથળી મૂકી છે તે લઇ લેજે, અને મારી તરફની ભેટ તરીકે સ્વીકારજે. રાતના આવવા બનતું નથી, કારણ કે રણધીરસિંહ અહિંઆ હોય છે. વળી બીજી વાર મળીશ. જોજે આપણો સંબંધ છાનો રાખજે અને આ ચીઠ્ઠી ફાડી નાંખજે.

લી૦ ગડબડ."

તે થોડીક મોહોર ભરેલી કોથળી અને તે ચીઠ્ઠી તેના માથા આગળ તકીયા ઉપર મૂકીને પાછો ઘેર ગયો. મલકા તેના ગયા પછી અડધા કલાકે જાગી અને હાથ લાંબા કરીને આળસ ખાતી હતી તેવામાં તેનો હાથ તે કોથળી ઉપર પડ્યો. તે અજાયબીમાં ઉભી થઈ અને તકીયા તરફ નજર કરીને જોયું તો કોથળી અને ચીઠ્ઠી ત્યાં પડેલાં દીઠાં. ચીઠ્ઠી વાંચ્યા પછી મનમાં હરખાવા લાગી, "કેવો પ્રેમી છે! મને જગાડવી એ પણ એને વ્યાજબી ન લાગ્યું. મોહોરની બક્ષીસ કોને ન ગમે! ઠીક છે, આપણે જોવાં રણધીરસિંહથી કંટાળીશું કે એની સાથે ન્હાસી જઈશું."



# પ્રકરણ ૧૬ મું.



## જયંતીલાલ અને લલિતાનું સગપણ.

ત્યાર પછી જયંતીલાલ પંદર પંદર દિવસે એકવાર મળવા આવતો હતો. આમ કેટલોક વખત વિત્યા બાદ એક દિવસે રાતના જ્યારે જયંતીલાલ લલિતા આગળ બેઠો બેઠો આનંદી વાતો કરતો હતો તેવામાં તેના મનમાં એક વિચાર આવ્યો, કે આમ કેટલા વખત સુધી ચલાવવું પડશે; તેથી તેણે લલિતાને કહ્યું, "તારે આમને આમ ક્યાં સુધી ચલાવવું છે ? આ હંમેશની સંતાઇને આવવાની પીડા ટળી જાય તો ઠીક."

લલિતાએ શરમાતાં શરમાતાં કહ્યું, "હું તમારી સાથે મારૂં વેશવાળ કરવાનું મારી માને કહીશ."

આમ હવે બે જણને ધીરજ ન રહેવાથી તેઓ જલદી વેશવાળ થાય તો સારૂં એમ ઇચ્છતાં હતાં. લલિતા બીજે દિવસે જ્યારે તેની મા એકલી પોતાના ઓરડામાં બેઠી હતી ત્યારે તેની પાસે જઇને બેઠી. લલિતા હવે બહુ આનંદમાં રહેતી હતી તેથી પાર્વતી અત્યંત આનંદ પામતી હતી, પણ તે ખુશાલીનું કારણ શું હતું તે તે જરા પણ અટકળી શકતી ન હતી. તેણે અનેકવાર લલિતાને તેના આટલા બધા હર્ષમાં રહેવાનું કારણ પૂછ્યું હતું, પણ હમેશાં લલિતા કાંતો વાત ફેરવી નાંખતી હતી અને કાંતો કાંઇ ઉડાવનારો જવાબ આપતી હતી; પણ એ સઘળું પાર્વતી સમજતી હતી, અને જે કારણ લલિતા પોતાના હર્ષનું આપતી તે ખોટું છે એમ તેને લાગતું હતું. લલિતા જઇને તેની માના પડખામાં બેઠી, અને થોડીવાર ઘર બાબતની આડી અવળી વાતો કર્યા બાદ તેણે તેની માને કહ્યું, "મા, હવે મારૂં વેશવાળ ક્યારે કરીશ ? તને મારી તો જરાએ ચિંતા હોય એમ લાગતું નથી."

પાર્વતી બોલી, "મારા ધ્યાનમાં તારા લાયક કોઇ વર નથી એટલે કેમ કરૂં ? જો કોઇ તારા લાયકનો વર મળે તો હમણાં તારૂં વેશવાળ કરી દઉં."

લલિતા બોલી, "વર કાંઇ એમ ઘરમાં બેઠે બેઠે વિચાર કરે મળી જતો હશે! તપાસ કરાવે તો ખબર પડે."

પાર્વતી બોલી, "મેં ઘણીએ તપાસ કરી, પણ દીકરી, તારે લાયક કોઇ મારી નજરે પડતો નથી."

લલિતા બોલી, "નજર ટુંકી હોય તો ક્યાંથી નજરે પડે! જરાક આંખ બરાબર ખુલ્લી રાખીને શોધે તો ખબર પડે."

પાર્વતીએ વાંક તેનીજ ઉપર ઢોળી પાડતાં કહ્યું, "ત્યારે ચાલ, મને તો ખબર નથી પડતી, પણ તને પડતી હોય તો કહે; જોઉં તો ખરી, તારી હુશિયારી કેવીક છે!"

લલિતા હવે બોલી શકી નહિ અને શરમાઇને નીચું જોઇ ગઇ. તેની મા મનમાં સમજી ગઇ કે લલિતા નામ દેતાં શરમાતી હતી. પાર્વતીના મનમાં એમજ હતું કે જો લલિતાને પોતાનો મનમાનતો વર હોય તો વધારે સારૂં, કારણ કે તેથી એક બીજાનો પ્રેમ લાંબો વખત ટકી રહે અને તેનો સંસાર સુખી થાય. તેણે લલિતાને કહ્યું, "કેમ, બોલની લલિતા, આટલી બધી વાત કરતાં શરમ ન આવી અને હવે કેમ શરમાય છે? બોલી દે દીકરી, શરમાય છે શેની?" લલિતાથી જરા પણ બોલી શકાયું નહિ અને તે નીચું જોઇનેજ બેસી રહી. છેવટે તેની માતાએ તેને ઘણી સમજાવી અને તેણે તેને ખાત્રી આપી, કે તું કહીશ તેની સાથે જરૂર તારૂં વેશવાળ કરી આપીશ. લલિતા અત્યંત શરમાતી શરમાતી બોલી, "મા, બીજા કોઇ સાથે વરવું તેના કરતાં જેણે મારી મદદે આવીને મને બચાવી તેની સાથેજ ખરી રીતે મારૂં વેશવાળ થવું જોઇએ, કારણ કે જેવું પરાક્રમ તેવોજ બદલો જોઇએ."

તેની મા સમજી ગઇ કે લલિતાને જયંતીલાલની સાથે વરવાની ઇચ્છા હતી. તેણે કહ્યું, "લલિતા, જયંતીલાલ છોકરો તો બહુ સારો છે. પણ તેના બાપ નથી તેટલી ખામી છે, એટલે મને વિચાર થાય છે કે કેમ કરવું?"

લલિતા બોલી, "માબાપ ન હોય તો શું થયું? તે પોતે કેવો છે તે જોવાનું છે. માબાપ હોય કે ન હોય, પણ સ્ત્રીનો આધાર તો તેના પતિ ઉપરજ રહે છે."

પાર્વતીએ કહ્યું, "ઠીક ત્યારે, હું એનો વિચાર કરી જોઇશ."

લલિતા બોલી, "વિચાર શાનો કરવો તો, એતો તરત દાન ને મહા પૂન્ય."

પાર્વતીએ કહ્યું, "દીકરી, એમ ઉતાવળાં થવાની કાંઇ જરૂર નથી. ક્યાં જયંતીલાલ ન્હાશી જાય છે?"

ત્યાર પછી બીજી વાતો કર્યા બાદ તેઓ છુટાં પડ્યાં અને સાંજનાં પાછાં જ્યારે બે જણાં ભેગાં થયાં ત્યારે પાર્વતીએ કહ્યું, "લલિતા મારો વિચાર તારા વિચાર પ્રમાણે તારૂં વેશવાળ જયંતીલાલ સાથે કરી દેવાનો છે. મેં આપણા મુનીમને પણ પૂછ્યું છે અને તેણે પણ તારા મનગમતા વર સાથેજ તારૂં વેશવાળ થાય તો સારૂં એમ કહ્યું છે. માટે થોડા દિવસમાં તારા બાપને કાગળ લખ્યો છે તેનો જવાબ આવી જશે, એટલે તારૂં વેશવાળ કરી દઇશું."

લલિતાના મનમાં હર્ષ ઉભરાઇ જવા લાગ્યો. કાન્તીલાલ ઉપર લલિતાએ એક કાગળ લખાવ્યો હતો, તેમાં જયંતીલાલે લલિતાને વિહારીલાલના હાથમાંથી કેવી રીતે બચાવી હતી તથા લલિતાનો પોતાનોજ વિચાર જયંતીલાલ સાથેજ વેશવાળ કરવાનો હતો, એમ સઘળી બાબતો વીગતવાર રીતે દર્શાવી હતી. થોડા દિવસ પછી કાન્તીલાલનો જવાબ નીચે પ્રમાણે આવ્યોઃ—

"તમારો કાગળ આવ્યો છે અને વાંચીને મને ઘણોજ આનંદ થયો છે. જયંતીલાલને હું સારી રીતે ઓળખું છું; અને તે વખતે તે છોકરો મને ઘણોજ ચાલાક લાગ્યો હતો; વળી પાછું તેણે લલિતાને દુષ્ટના હાથમાંથી બચાવી-તે પણ આપણી ઉપર તેનો થોડો ઉપકાર ન કહેવાય; અને તે ઉપરાંત મારી લલિતાનું મન પણ એની સાથેજ વેશવાળ કરવાનું છે, તો પછી મારો તેમાં શો વાંધો હોય? માટે ખુશીથી જયંતીલાલ સાથે લલિતાનું વેશવાળ કરી નાંખજો."

કાન્તીલાલનો આવેલો કાગળ તેની માએ લલિતાને વંચાવ્યો અને તે વાંચીને લલિતા ઘણીજ ખુશી થઇ.

હિન્દુ સંસારમાં દીકરા કે દીકરીનાં લગ્ન કરતી વખતે તેઓને કદીપણ પૂછવામાં આવતું નથી, કારણ કે તેઓનાં લગ્ન ઘણી નાની

વયમાં કરવામાં આવે છે એટલે તેઓને બરાબર સમજણ હોતી નથી. જો તેઓ નાનાં હોય તો તેઓને બરાબર સમજણ હોતી નથી; જો તેઓ સમજણાં હોય તો તેઓના મનની વૃત્તિ શા માટે ન જાણવી? તેઓની ઇચ્છા પ્રમાણે લગ્ન થતાં હોય તો તેઓનો પ્રેમ વધારે લાંબા વખત સુધી ટકી રહે, તેમાં કાંઇ સંશય જેવું નથી. છોકરો કે છોકરી ઉમર લાયક થાય છે તો પણ તેની વૃત્તિ જાણવાની કોઇને દરકાર હોતી નથી, અને તેઓ હંમેશાં એમજ કહેતાં આવ્યાં છે, કે એમાં એને શું ખબર પડે? અલબત તેઓ નાનાં હોય તો તે ખરૂં છે, પણ ઉમર લાયક થયેલાંઓ, એટલે કે સાધારણ અક્કલ ધરાવતાં હોય, તો શા માટે તેમના મનની વૃત્તિ ન જાણવી? કાન્તીલાલ અને પાર્વતી લલિતાના વેશવાળ સંબંધમાં લલિતાને પૂછતાં હતાં તે એક અપવાદરૂપ દાખલો હતો, જ્યારે ખરી રીતે રિવાજ તો એજ હતો કે માબાપ પોતાની મરજીમાં આવે તેની સાથે દીકરી કે દીકરાનું વેશવાળ કરી દેતાં, અને તે કમનસીબ દીકરો કે દીકરી સ્વપ્ને પણ જાણતાં ન હોય કે જેની સાથે તેની આખી જીંદગી કાઢવી છે તે કેવી અથવા કેવો હશે? આવા ચાલને લીધે ઘણાં સ્ત્રીપુરૂષોનાં ગૃહ સંસાર દુઃખી બને છે, એક બીજા સાથે બનતું નથી, અને હંમેશના કજીયા ચાલુ રહે છે. કેવાં તેઓનાં કમભાગ્ય! એનો છેડો ક્યારે આવશે તે અટકળી શકાતું નથી.

થોડા દિવસ વિત્યા બાદ, લલિતા અને જયંતીલાલનું વેશવાળ થઇ ગયું અને બે જણાંના હર્ષનો પાર પણ રહ્યો નહિ. એ બે જણાંના નિર્દોષ પ્રેમમાં ચાલુ વધારો થતોજ ગયો. તેઓએ આઠ દહાડે અને પંદર દહાડે એક બીજાને મળવું ચાલુ રાખ્યું હતું. પાર્વતી હજી પણ તે બાબત જાણતી નહતી. એક દિવસે લલિતાએ કહ્યું, "મા, એમની સાથે મારાથી બોલાય કે નહિં!"

તેની માએ જવાબ આપ્યો, "દીકરી, પરણ્યા પહેલાં ધણી સાથે બોલવાનો આપણામાં રિવાજ નથી, અને જો તેમ થાય તો ગામમાં આપણી વાતો થાય."

લલિતા બોલી, "મા, પણ ગામને ખબર પડે તો વાતો થાય ના?"

તેની માએ કહ્યું, "દીકરી, તું ઘેલી છે ગામને ખબર પડયો વગર કદી નજ રહે. એ તો પવનની માફક વાત બહાર આવી જાય. આપણે આપણા નાત રિવાજને વળગી જ રહેવું જોઇએ"

લલિતા બોલી, "એ તારા નાત રીત રિવાજને મારાથી દૂર રાખ. પણ જો ગામને ખબર ન પડે ને હું તેમની સાથે બોલું, તો તારે તો વાંધો નથી ના ?"

પાર્વતીએ કહ્યું, "તું મારી ખાત્રી કરી આપ કે ગામને ખબર નપડે."

લલિતાએ કહ્યું, "ત્યારે જો સાંભળ, જ્યારથી એમણે મને બચાવી છે ત્યારથીજ હું એમને ચાહું છું અને અમે ઘણીવાર રાતના મળીએ છીએ, અને આનંદી વાતોમાં અમારો વખત નીકળે છે. બોલ, તારા આંધળા ગામને અને તને જરાએ તેની ખબર છે ?"

તેની મા અજાયબ થઈ ગઇ અને કહ્યું, "પણ દીકરી, તેં મને અગાઉથી કેમ ન કહ્યું ?"

લલિતા બોલી, "કારણ કે તારૂં ગામ આડું આવે."

પાર્વતીને બીજી શંકા થઇ, "લલિતા, તું ખોટું બોલે છે. મારી ખાત્રી કરી આપ કે જયંતીલાલ તારી પાસે આવે છે, તો હું માનું."

લલિતાએ કહ્યું, "ભલે, તારી ખાત્રી કરી આપીશ."

તેજ દિવસે રાતના જયંતીલાલ છૂપી રીતે લલિતાને મળવા આવ્યો. લલિતા જયંતીલાલને પોતાના ઓરડામાં બેસાડીને તેની મા પાસે ગઇ અને કહ્યું, "મા, ચાલ તારે ખાત્રી કરવી હોય તો." તરતજ તેની મા તેની સાથે ગઇ અને જયંતીલાલને લલિતાના ઓરડામાં બેઠેલ દીઠો. તરતજ બહારથી તે પાછી ચાલી ગઇ, અને લલિતા પણ તેની પછવાડે ગઇ અને કહ્યું, "બોલ હવે, તારા કયા ગામને ખબર પડી ?"

તેની માને પોતાની દીકરીનું સુખ જોઇને ઘણોજ આનંદ થવા લાગ્યો અને તેથી કહ્યું, "ભલે દીકરી, હું તને સુખી જોઇને રાજી છું. તું ખુશીથી તારા વર સાથે બોલજે, પણ કોઇને ખબર પડવા દઇશ મા." આ પ્રમાણે એ સુખી જોડલાંએ નિર્દોષ સુખમાં કેટલાક દિવસ વિતાડયા બાદ તેઓનાં લગ્ન થયાં; અને ત્યારપછી જયંતીલાલ પોતાના બાપના

મિત્રનું ઘર છોડીને કાન્તીલાલના ઘર પાસે રહેવા ગયો. તેના બાપનો મિત્ર, જયંતીલાલ આવા સારા કુટુંબ સાથે પરણ્યો તેથી ખુશી થયો અને તેને તેની મીલકત સોંપી, આશિર્વાદ આપી કાન્તીલાલના ઘર પાસે લીધેલ ઘરમાં રહેવા જવાની ખુશીથી રજા આપી. તેઓ એક બીજા સાથે પતીપત્ની તરીકે વખત ગુજારવા લાગ્યાં અને તેઓનાં સુખમાં કોઇ પણ જાતની ખામી રહી ન હતી. કાન્તીલાલ આ માથે વ્હોરી લીધેલી રાજ્ય ખટપટમાંથી મુક્ત થઇ પાછા ક્યારે ઘેર આવશે, એ વીચારમાં પાર્વતીએ એક વખત કાન્તીલાલ ઉપર કાગળ લખાવ્યો જેના જવાબમાં તેણે લખ્યું કે, "જે કામ હાથમાં લીધું છે તે બજાવવું તો જોઇશે. પણ મારાથી બનશે તેમ ઝડપથી બધું ખલાસ કરીને તમારી તરફ આવીશ. બીજું અહીંના કુંવર પ્રતાપસિંહને તમારી તરફ રવાના કર્યા છે તેનું બરોબર ધ્યાન રાખજો અને તેને કોઇ રીતે મૂંઝાવા દેશો મા. તેની ઉપર આફત આવી પડવાથી તમારી તરફ મોકલ્યા છે. મારી લલિતા સુખી હશે એમ ધારૂં છું અને મારા જયંતીલાલનું મન જરાએ દુખાવા દેશો મા."

પાર્વતીએ આ કાગળ લલિતાને વંચાવ્યો, અને કુંવરને રહેવા માટે સગવડ ક્યાં કરવી એ બાબતમાં તેની સલાહ પૂછી. લલિતાએ ઘરના એક અલાયદા ભાગમાં એક ઓરડો સાફસુફ કરીને અને શણગારીને તેમાં કુંવરને રાખવાનું ઠીક ધાર્યું. કુંવર થોડાક દિવસ વિત્યા બાદ ત્યાં આવી પહોંચ્યો અને તેને તેડવાને સામો જયંતીલાલ ગયો હતો. કુંવરને એક સાદા ગૃહસ્થના ઘરમાં પણ ઠીક પડવા લાગ્યું અને આસ્તે આસ્તે તેને ત્યાં સદી ગયું. તે હવે ત્યાં આનંદમાં રહેવા લાગ્યો, તથા લલિતાને પોતાની બ્હેન સમાન ગણી અતિ માન આપતો અને પાર્વતીને પોતાની માતા તરીકે ચાહતો હતો.



# પ્રકરણ ૧૭ મું.



## રાજ્ય ખટપટનો અંત અને સત્યનો જય.

કુંવર દૂર થયો હતો અને હવે કમળાદેવીનો અંત કેમ લાવવો એ વિચારમાં રણધીરસિંહ ગોથાં ખાતો હતો. તેણે બીજે દિવસે ગડબડદાસને બોલાવીને કહ્યું, "કેમ ગડબડદાસ, કમળાદેવીનો શો વિચાર કર્યો?"

ગડબડદાસ સઘળા ઉત્તરોના જવાબ માટે તૈયાર થઇનેજ આવ્યો હતો, એટલે તરતજ કહ્યું, "મહારાજ, બીજી ખટપટ શા માટે કરવી જોઇએ? એને સ્વધામજ પહોંચાડી દો એટલે થયું."

રણધીરસિંહે એને અનુમોદન આપતાં કહ્યું, "હા મારો પણ એજ વિચાર બેસે છે; પણ તે કેમ અને કેવી રીતે?"

ગડબડદાસે સઘળી યુકિતઓ આગળથી રચી રાખી હતી એટલે તરતજ જવાબ આપ્યો, "આપ અને હું રાતના તૈયાર થઇને એના મહેલમાં ચઢી જઇએ, અને જ્યારે તે પોતાના શયનગૃહમાં સૂતી હોય ત્યારે એને ખલાસ કરી નાંખીએ તો કેમ?"

રણધીરસિંહે સંશય દર્શાવ્યો; "પણ કદાચ તે જાગી જાય તો કેમ થાય? વળી કાંઈ રાજ્ય મહેલનાં સઘળાં માણસો આપણા હાથમાં નથી; એટલે એતો બહુ મુશ્કેલ પડે; માટે કાંઇ નવી યુકિત શોધો તો ઠીક."

ગડબડદાસે પોતાની વાત પકડી રાખીને કહ્યું, "કાંઇ અડચણ આડી આવવાની નથી. આપ અમથા બીઓ છો. અને આપણે સઘળાં માણસને આપણા હાથમાં લઇને પછી કામ કરીએ તો કેમ? પછી તમારી મરજી." રણધીરસિંહને આ વાત ઠીક લાગવાથી કહ્યું, "હા, એ સઘળાં માણસ આપણા હાથમાં આવી જાય તો પછી કાંઇ વાંધો નહિ."

ગડબડદાસે કહ્યું, "ત્યારે ઠીક."

આમ લગભગ પંદરેક દીવસ વિત્યા એ અરસામાં. રણધીરસિંહે સૈન્યના ઉપરી તરીકે બીજા એક રજપૂત અમલદાર વીરસિંહને નીમ્યો.

રણધીરસિંહની ખાત્રી હતી કે તે તેના કહ્યા પ્રમાણે વર્તશે. કુંવરના ગુમ થવાની વાતે તો આખાં શહેરને અજાયબીમાં નાંખી દીધું હતું, અને એ કામ કોણે કર્યું એ કોઇનાથી અટકળી શકાય તેમ નહતું. સઘળાને રણધીરસિંહની નીમકહલાલી વીષે પૂર્ણ વીશ્વાસ હતો, એ એવું કામ કરે એ કોઇને સ્વપ્નામાં પણ ખ્યાલ ન હતો. રણધીરસિંહે 'બગલા ભગત' જેવો ત્રાગડો રચ્યો હતો. ગડબડદાસે કમળાદેવીને રણધીરસિંહના વીચારની ખબર આપી દીધી, અને તે માટે શું કરવું તે બાબદમાં પોતાની સલાહ દર્શાવી હતી. કાન્તીલાલે કહ્યું કે, "મારા વિચાર પ્રમાણે તેની સાથે તમારૂં ખૂન કરવા આવું, અને અહીંઆ મારા આવ્યા પહેલાં આપણા કચેરીના સઘળા અમલદારોને સંતાડી, રણધીરસિંહને નિમકહરામી કરતાં તેમને નજરો નજર દેખાડવો, એટલે સઘળી વાતનો અંત આવશે અને તેનાંથી કાંઇ બોલી પણ નહીં શકાય." ગડબડદાસની આ વાત ઠીક લાગવાથી કમળાદેવીએ કહ્યું, "હા બરાબર છે. એથી બધી ખટપટનો અંત આવશે અને હું મારી સત્તા સુખેથી ભોગવતી થઇશ."

એક દિવસે સવારના રણધીરસિંહે ગડબડદાસને બોલાવીને કહ્યું કે, "આજે આપણે કમળાદેવીનો અંત આણીએ, કારણકે સઘળાં માણસો આપણા હાથમાં આવી ગયાં છે."

ગડબડદાસે કહ્યું, "ભલે મહારાજ, જેવો આપનો હૂકમ."

ગડબડદાસે તેજ દિવસે સાંજનાં રાજ્યના સઘળા અમલદારોને ખાનગીમાં કાંઇ રાજ્યની જરૂરી બાબતમાં સલાહ લેવાને કમળાદેવી બોલાવે છે એમ કહેવડાવી દીધું, અને પોતે આખો દિવસ રણધીરસિંહ સાથે રહ્યો; કારણકે કોઇ રણધીરસિંહને ખાનગી ખબર આપે તો તે પોતે પણ જાણવા પામે. સાંજનાં સઘળા અમલદારો રાજ્યમહેલમાં હાજર થઇ ગયા; તેમાં સૈન્યના મોટા અમલદારો, કચેરીના ઉમરાવો વિગેરે હતા. તેઓએ કમળાદેવીને તેઓના હાજર થયાની ખબર આપી અને ખાનગી મસલત શું કરવાની હતી તે વિષે પૂછ્યું. કમળાદેવીએ પડદામાંથી કહ્યું, "હા મારે એજ જાણવાની જરૂર છે કે રાજ્યના ખરા વારસ કુંવર પ્રતાપસિંહ તરફ પોતાની નિમકહલાલી દેખાડનારાઓ તમારામાંથી કેટલામાં શુદ્ધ રજપૂતનું લોહી વહે છે. આજ રજપૂતો

પણ દગાબાજ થયા છે. માલીકની મીલકત પચાવી પાડવી, પ્રધાનોએ રાજ્ય પચાવી પાડવા માટે તેના ગાદીવારસ કુંવરને ગુમ કરી દેવો કે મારી નાંખવો, અને નિમકહરામી કરવી અને રાણીનું ખુન કરવું ! આવાં નીચ કામો કરવાને રજપૂતો તૈયાર થાય છે. ધૂળ પડી એ રજપૂતોમાં, અને એ રજપૂત શેના ! નીચ બાયલા ! અને કોઇ બીજાના બુંદના જન્મેલ ! હાથે ચુડી પહેરેલ સ્ત્રીનાથી પણ બાયલા, હીચકારા ! દગાબાજી એ રજપૂતોની કટ્ટી દુશ્મન છે. રજપૂતો ભર મેદાનમાં લડનારા બહાદુરો છે. તમારામાંથી જો કોઇ નીમકહરામ રજપૂત હોય અને તેની હીંમત હોય તો આવે મારી સામે. જો તે ખરો પોતાના બાપના પેટનો હશે તો કદી પણ તેના માલીક સામી તરવાર નહિં ઉપાડે, અને જો નીચ હોય તો ભલે થાય મારી સામે લડવાને તૈયાર, અને પછી એ બાયલા હીચકારાને મારી તરવારનો કેવો સ્વાદ છે તે બરાબર ચખાડું છું કે નહિં તે તમારી આંખો ખોલીને જોજો. રજપૂત! તમે શેના રજપૂત ! માલીકને ગેરઇન્સાફ થતો હોય, તેમનાં ખૂન થવાની યુકિતઓ થતી હોય, અને બાયલાની પેઠે પોતે ઘરમાં મોજ માણો તે રજપૂત ? કદી નહિં. એ રજપૂતની નિશાનીજ નહિ. ગાડરીયા પ્રવાહની પેઠે પોતાનો સરદાર સારાં કે ખરાબ કામમાં દોરવે તેમાં દોરાવું; વાહરે રજપૂતો ! તમારી જણનારી માતાએ ધૂળ ફાકી લાગે છે. જો ખરા શુરવીરના બચ્ચા હો, તો થઇ જાઓ તૈયાર અને જે હથીયારો કમરે બાંધ્યાં છે તેનો શુરવીર તરીકે કરો ઉપયોગ.”

આ સાંભળતાં તો સઘળા અમલદારોના કાનના પડદા ખુલી ગયા; તેઓ અજાયબીમાં પડયા કે, એ કોણ હશે કે તે રાજ્ય પચાવવાની ઇચ્છા રાખતો હશે, જો કે તેઓમાંથી ઘણો ભાગ આ સઘળું જાણતો હતો. તેઓ રણધીરસિંહની પક્ષના હતા. રાણી કમળાદેવીએ રણધીરસિંહની પક્ષનાને પકડવા માટે યુકિત રચી અને કહ્યું, “મને સારી રીતે ખબર છે કે તમારામાંથી ઘણાઓ રણધીરસિંહની પક્ષના છો પણ બહાદુર સૈનિકો ! તમે એ નીમકહરામોને હમણાને હમણાંજ તમારામાંથી કેદ કરો તોજ આ ખટપટનો અંત આવશે.” તરતજ સૈન્યના નવા ઉપરીએ કહ્યું, “રાજમાતા, પણ અમને એ ખબર કેમ પડે કે તેઓ કોણ કોણ છે?”

કમળાદેવીએ કહ્યું, "તમે દરેક અમલદારનાં હથિયારો લઇ લ્યો અને તમે તથા તમારા સૈન્યના વિશ્વાસુ માણસો હથિયારબંધ તૈયાર રહો. ત્યારબાદ દરેક જણ કુંવર પ્રતાપસિંહ તરફ નિમકહલાલીથી વર્તશે, એમ દરેક અમલદાર અને ઉમરાવને એક પછી એકને સોગન લેવરાવો તો તરત માલૂમ પડશે."

રજપૂતમાં નીચ માણસ પણ કદી જૂઠા સોગન ખાતો નહિ, અને તેઓની તે ટેક માટે તેઓ આજે અમર નામ કરી ગયા છે. તરત સૈન્યના ઉપરીએ સઘળાને બીન હથીયાર કરી મૂકયા, અને ત્યાર પછી દરેક જણને સોગન લેવરાવવા લાગ્યો. આમ કરતાં કરતાં ઘણા સોગન લેતાં અટકતા હતા અને ઘણા સોગંદ લેવા વિષે વાંધો ઉઠાવતા હતા. એવા સઘળાને તેણે કેદ કર્યા. આમ કરતાં કરતાં એક અમલદાર, કે જે રણધીરસિંહનો ખાસ મિત્ર હતો, તે રાણી કમળાદેવીના પડદા આગળ ઉભો હતો. તેનો જ્યારે સોગન લેવાનો વારો આવ્યો કે તરતજ તેણે તરવાર ખેંચી, અને કમળાદેવીના દરવાજાનો પડદો ઉંચો કરીને અંદર ધસ્યો. રાણી કમળાદેવી હથિયારબંધ તૈયાર બેઠી હતી. તેણે તરતજ પોતાનો તમંચો ખુરશી ઉપરથી લેતાંકને તેની ઉપર ફોડયો. તરતજ તે જમીન ઉપર પડયો. સૈન્યનો ઉપરી તેની પછવાડે દોડતો આવ્યો અને પોતાની તરવાર ખેંચીને તે વડે ખુબ ઘા કરવા લાગ્યો. તે સાથે કહેતો જતો હતો કે, "સ્ત્રી ઉપર હાથ ઉગામે તેના ટુકડે ટુકડા કરતાં મને હર્ષ થાય છે."

તરતજ પોતે પાછો બહાર ગયો, અને થોડીવારમાં રણધીરસિંહના પક્ષવાળાઓને કેદ કરી લીધા અને તેઓને ખુબ મુશ્કેટાટ બાંધીને એક અંધારા ઓરડામાં પુરાવ્યા. બાકીનાઓને તેઓનાં હથિયાર સોંપી દીધાં અને પાછા તેઓને કમળાદેવીના પડદા આગળ ખુરશીઓ નાંખીને બેસવાનું કહ્યું. કમળાદેવીએ કહેવા માંડયું કે, "બહાદુર વીરરત્નો! તમે તમારી નજરે જોયું કે રણધીરસિંહની તરફેણમાં કેટલા રજપૂતો છે? હવે આજ રાતના તમારે સઘળાએ મારા ઓરડામાં જુદે જુદે સ્થળે સંતાઇ રહેવું પડશે; કારણ કે રણધીરસિંહ આજ રાતના મારૂં ખૂન કરવા આવનાર છે. મારા બીછાનામાં માણસ સુતું હોય તેમ તકીઆઓ ગોઠવીને તે ઉપર મારી ઓઢવાની ધાબળી નાંખી દઇશ, અને તમે

સઘળા સંતાઇને બેસજો. જ્યારે રણધીરસિંહ અંદર દાખલ થાય ત્યારે પણ તમે સઘળું જોયા કરજો અને જ્યારે હું મારા બીછાનામાં સૂતી છું એમ સમજીને તે તકીઆ ઉપર પોતાનાં હથીયાર ચલાવે તે પછી શું કરવું તે તમારા હાથમાં છે. પણ તમારે એટલું તો મારૂં કહ્યું કરવું પડશે, કે તમારે રણધીરસિંહને કે તેની સાથે જે કોઇ હોય તેને મારવા નહિ."

આ પ્રમાણે રાતના સઘળું બરાબર ગોઠવાઈ ગયું. લગભગ બે વાગ્યાના સુમારે રણધીરસિંહ, ગડબડદાસ, અને તેઓની સાથે બીજા બે માણસો કમળાદેવીના શયનગૃહમાં બારીએથી દાખલ થયા. સઘળા લોકો બરાબર સંતાઇ રહ્યા હતા, અને જેઓ માટે સંતાવાની જગ્યા નહોતી તેઓ બાજુના ઓરડામાં બેઠા હતા. કમળાદેવી એક જુદાજ ઓરડામાં સુતી હતી. રણધીરસિંહે પોતાની તરવાર કાઢી અને પેલી ધાબળી ઉપર બે ત્રણ ખુબ જોરથી ઘા કર્યા. તેની પછવાડે ગડબડદાસ અને બે માણસો પણ હથીયારબંધ થઇને ઉભા હતા. તરતજ સૈન્યના ઉપરીએ બુમ પાડી કે, "પકડો એ હરામખોરને" તરતજ સઘળા ધસી ગયા. રણધીરસિંહ સઘળાની સામે થવાને તરવાર ઉગામવા લાગ્યો, અને કદાચ એકાદ બેને મારી નાંખત પણ ગડબડદાસે તેનો હાથ પછવાડેથી ખુબ મજબૂત પકડયો અને હાથમાંથી તલવાર ઝૂંટાવી લેતાં કહ્યું, "મહારાજ, બહુ થયું, હવે હદ થઇ." તરતજ સઘળાએ તેને કેદ કર્યો અને ગડબડદાસને પણ પકડયો પણ વીરસિંહના કહેવાથી તરત પાછો છોડી દીધો; કારણ કે કમળાદેવીએ વીરસિંહને તેની સાથે ગડબડદાસ નામનો માણસ આવે તેને છોડી દેવાનું કહ્યું હતું.

રણધીરસિંહ ગડબડદાસની આ ગડમથલ સમજ્યો નહિં, અને વળી તેનો હાથ પકડીને તરવાર ઝૂંટાવી લીધી એ સઘળું તેને સ્વપ્ન માફક લાગ્યું. તરત તેને એક મોટા ઓરડામાં લઇ ગયા, અને ગડબડદાસ પણ તેની પછવાડે ગયો. પેલા બે માણસોને પણ રણધીરસિંહની સાથે કેદ કર્યા હતા. ત્યાં તેને લઈ ગયા. પછી સઘળા પોતપોતાના મોભાસર બેસી ગયા. રણધીરસિંહે ગડબડદાસ દૂર ઉભો હતો તેને ઇશારતથી પાસે આવવાનું કહયું, પણ ગડબડદાસે મોટેથી કહયું, "એમ છેતરાઉં નહિ. ક્યાંક પાસે બોલાવીને મારો ઘાટ ઘડી નાંખો તો ?" તેણે સૈન્યના ઉપરી

તરફ જોઇને કહયું, "એનાં હથીયાર તો લઇ લ્યો, નહિ તો એ કોઇનું ખૂન કરશે; કારણકે એ નેક નામદારને એનો બહુ શોખ છે." તરતજ રણધીરસિંહના બધાં હથીયારો ઉતારી લેવામાં આવ્યાં ત્યાર પછી ગડબડદાસ તેની આગળ જઇને થોડે દૂર ઉભો.

રણધીરસિંહે આસ્તેથી કોઇ ન સાંભળે તેવી રીતે કહ્યું, "ગડબડ-દાસ, આ શું દગો !"

ગડબડદાસને હવે રણધીરસિંહને આડા જવાબ દેવાને ખુબ આનંદ થતો હતો. તેણે જવાબ દીધો, "હજી તમને ખબર નથી કે એ શું છે? એતો આપના સેવક ગડબડદાસનો ગડબડઘોટાળો, વિશેષ કાંઇ નથી."

રણધીરસિંહે એમ ધાર્યું હતું કે કમળાદેવી તો તરવારના ઝાટકાથી મરી ગઇ હતી, જોકે તેણે પોતાની તરવાર સામું જોયું હોત તો ખબર પડત; કારણ કે તરવાર ઉપર લોહી તો હતું નહિ. પણ આ ગડબડાટમાં તે જોવાનો તેને વખત મળ્યો નહતો. તેણે ગડબડદાસને કહ્યું, "પણ ફીકર નહિ, મારૂં ગમે તે થાય પણ કમળા તો મરી ગઇ."

ગડબડદાસે ટાણો મારતાં કહ્યું, કમળાદેવી મરી ગયાં ! ભૂલી ગયા તમે, એતો તમે રૂ પીંજતા હતા., રૂ ! કમળાદેવી તો જીવતાં છે.'' રણ-ધીરસિંહે જેમ ભડકયો હોય તેમ કહયું, "હેં! કમળા રાંડ જીવે છે? ગજબ થયો."

ગડબડદાસે કહયું, "બહુજ મોટો ગજબ."

રણધીરસિંહનો ગુસ્સો હાથમાં રહ્યો નહિ તેથી મોટેથી કહયું, "ઓ ગડબડદાસ, મે ન્હોતું ધાર્યું કે તું આવો નિમકહરામ નીકળીશ." ગડબડદાસે કહયું, "ખરૂં આ સઘળા રજપૂત અમલદારો નહોતા જાણુતા કે તમે આવા નિમકહરામ નીકળશો."

રણધીરસિંહે કહયું, "ગડબડદાસ, તારા ગોટાળાની મને ખબર ન પડી નહિં તો તારા એવા હાલ કરત કે ......"

ગડબડદાસ વચ્ચે બોલી ઉઠયો, "બસ હવે ગડબડદાસના ગડબડ ગોટાળાનો અંત આવ્યો છે. હવે મને ગડબડદાસ કહેતા નહિ, પણ મને કાન્તીલાલના નામથી બોલાવજો; કારણકે મારૂં ખરૂં નામ એ છે.

મારા કેવા હાલ થાય તેના પહેલાં તમારા હાલ કેવા થયા છે, તે તો જુઓ."

તરતજ વીરસિંહે સઘળાને શાન્ત રહેવાનું કહયું અને સઘળા શાન્ત થયા બાદ તેણે કહયું, "સૈનિકો, ઉમરાવો, આજે આપણી નજરે રણધીરસિંહને ખૂન કરતાં જોયો છે. જો કમળાદેવી ત્યાં હોત તો તેનું શું થાત તે આપણે બરાબર જાણીએ છીએ. વળી કુંવર પ્રતાપસિંહ, કે જે હજી બાળક છે તેને પણ ગુમ કરવાનો આરોપ તેની ઉપર છે. માટે એનો શો ઇન્સાફ કરવો તે બાબત આપ સઘળાએ ધ્યાનમાં લેવાની છે. તેની ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકાય છે, અને તેને શું શિક્ષા કરવી તે પણ તમારા હાથમાં છે. વળી સારાં નશીબે કુંવર, રણધીરસિંહના નોકર કાન્તીલાલને ઘેર છે, એમ મને રાજ્યમાતા તરફથી ખબર આપવામાં આવી છે."

આ સાંભળી રણધીરસિંહ કાન્તીલાલ સામું જોવા લાગ્યો. તેણે રણધીરસિંહને ખીજવવા માટે પાસે જઇને કહ્યું, "મલકાને બોલાવું ?" રણધીરસિંહના ગુસ્સાની આ સાંભળીને હદ રહી નહી, પણ શું કરે !

વીરસિંહે આગળ ચલાવ્યું, "કાન્તીલાલ કે જે એક બીજા દેશના માણસ છે, તેણે રાજ્યમાતાની અત્યંત સેવા બજાવી છે, અને જો તે ન હોત તો રણધીરસિંહ તેના દુષ્ટ કામમાં જરૂર ફાવી જાત; માટે આપણા રાજ્ય ઉપર એ ગૃહસ્થનો થોડો ઉપકાર થયો નથી. તેને શો બદલો આપવો એ સઘળું તમે નિરાંતે વિચાર કરજો; હાલ રણધીરસિંહને તથા તેની તરફના સઘળાને કેદમાં રાખવામાં આવશે. કાન્તીલાલ કુંવર પ્રતાપસિંહને પોતાને ગામથી અત્રે તેડાવી લેશે." સઘળા પોતપોતાને ઘેર ચાલતા થયા.

રણધીરસિંહ તથા તેની તરફના બીજા સઘળાને કેદમાં નાંખ્યા, અને કાન્તીલાલને ત્યાં એક ઘર ભાડે લઇને તેમાં રાખ્યો. બીજે દિવસે રણધીરસિંહનો ઇન્સાફ થઇ ગયો; તેને ફાંસીની સજા થઇ, અને તેના પક્ષવાળાઓને જન્મકેદની સજા થઇ.

થોડા દિવસ પછી કુંવર પ્રતાપસિંહ પોતાને ગામ પાછો આવ્યો અને કમળાદેવીના હર્ષનો પાર રહ્યો નહિ. કાન્તીલાલને રાજ્યમાં નોકરી

આપવા કહ્યું પણ તે તેણે સ્વીકારી નહિ. કાન્તીલાલને કમળાદેવીએ બહુ બહુ સમજાવ્યો, અને ઘણી આજીજી કરીને ત્યાં રહેવાનું કહ્યું પણ તે ત્યાં રહ્યો નહિ. છેવટે તેને ઘણાં અમૂલ્ય ઝવેરાતની ભેટ સ્વીકારવાને કમળાદેવીએ ઘણેએ સમજાવ્યો પણ તેણે ના પાડી. અંતે જ્યારે કમળાદેવીએ પોતાના તથા કુંવરના સોગન આપ્યા ત્યારે તે તેણે સ્વીકાર્યું. તે આઠેક દિવસ વધુ રહીને કમળાદેવી તથા સૈન્યનો ઉપરી કે જેને રણધીરસિંહની જગ્યાએ નીમ્યો હતો, તેની રજા લઇને જવાને તૈયાર થયો. કુંવર પ્રતાપસિંહને પણ તેની સાથે ઘણી પ્રીતિ બંધાઇ હતી. આખા રાજ્યમાં કાન્તીલાલના જવાની તૈયારીથી દીલગીરી ફેલાઇ રહી હતી; અને તેમ થાય તેમાં નવાઇ, પણ શી? જેણે આવાં મોટાં જોખમે નિઃસ્વાર્થપણે એક હરામીને રાજ્ય પચાવી પાડતાં ફસાવ્યો તેને માટે લાગણી કોને ન થાય! કાન્તીલાલ સવારના એક ગાડું ભાડે લઇને જવાને તૈયાર થયો. લગભગ સઘળા ગામના લોકો તેને જોવાને એકઠા થયા હતા. તે જવા પહેલાં રાજ્ય મહેલમાં ગયો; જ્યાં કમળાદેવી અને કુંવર બેઠાં હતાં. કાન્તીલાલે કહ્યું, "દેવી હું જાઉં છું." કુંવર એકદમ કાન્તીલાલને વળગી પડ્યો અને કહ્યું, "તમને નહી જવા દઉં." કાન્તીલાલની આંખમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં. આ વિયોગથી તેના દીલમાં ઘણું દુઃખ થતું હતું. કમળાદેવીને પણ પોતાની આંખમાં કાન્તીલાલ પ્રત્યેના ભાઇ તરીકેના પ્રેમને લીધે આંસુ આવવા લાગ્યાં. કમળાદેવીએ કહ્યું, "ભાઇ, તમે જાઓ છો તો તમારી મરજી, પણ ગમે ત્યારે તમારી ઉપર એવો ખરાબ વખત આવી પડે ત્યારે આ બ્હેન તમને જરૂર મદદ કરશે. તમારી દીકરી લલિતાને પણ કહી રાખજો કે હું અથવા મારો કુંવર, જે હૈયાત હશે તે તમને ગમે તે વખતે ગમે તેવી આફત માંથી મુક્ત કરશે."

કાન્તીલાલ ઉપકાર માનીને મા દીકરાની રજા લઇ ચાલતો થયો. સઘળા સૈનિકો અને ઉમરાવોને પણ ગમગીની લાગી. છેવટે કાન્તીલાલ સઘળાની દીલગીરી વચ્ચે પોતાને ગામ રવાના થઇ ગયો.



# પ્રકરણ ૧૮ મું.



## લલિતાનો પૂર્વ વૃત્તાંત સમાપ્ત.

કાન્તીલાલને આ વખતે જરા પણ રસ્તામાં અડચણ ન પડી. તે સહીસલામત પોતાને ગામ પહોંચ્યો. પાર્વતી, લલિતા, અને જયંતીલાલ, તથા નોકર ચાકરોના હર્ષ વચ્ચે ઘણા લાંબા વખતે તે પાછો આવ્યો. જયંતીલાલને જોઇને તેના મનમાં ઘણો આનંદ થયો. તેણે સઘળી રાજ્યખટપટની હકીકત પાર્વતી, લલિતા, તથા જયંતી-લાલને નવરાશને વખતે કહી સંભળાવી. સઘળો ઘરસંસાર સુખમાં ચાલવા લાગ્યો. બે વરસ પછી લલિતાને મહીના રહ્યા અને એક પુત્રની પ્રાપ્તિ થઇ. તેનું નામ અમૃતલાલ પાડયું. કુંવર પ્રતાપસિંહ પણ મોટો થયો અને રાજ્યકારભાર ચલાવવા લાગ્યો.

જેની ઉત્પત્તિ થાય છે તેનો અંત આવવાનોજ, જે જન્મે છે તે મરવાનેજ; જે ઉગે છે તે આથમવાને; જે ખીલે છે તે કરમાવાને. તે કુદરતના નિયમ પ્રમાણે મનુષ્યનો અંત આવે તેમાં શી નવાઇ? તે પ્રમાણે કમળાદેવી, કાન્તીલાલ, પાર્વતીનાં આયુષ્ય પૂર્ણ થયે તેમનો અંત આવ્યો. પ્રતાપસિંહ અને જયંતીલાલને એક બીજા સાથે ગાઢી મિત્રાચારી બંધાઇ હતી. જયંતીલાલ, લલિતા અને પોતાના પુત્રને લઇને પ્રતાપસિંહના ગામમાં જઇને રહ્યો. તેણે પોતાનો વેપાર સારી રીતે ચલાવવા માંડયો અને એક મોટી પુંજી એકઠી કરી. તેને પોતાના ઘર-બારની જરાએ ચિંતા ન હતી, કારણકે પ્રતાપસિંહ સાથે તેનો ગાઢ પ્રેમ હતો, અને તેઓની મિત્રાચારી એટલી તો મજબુત થઇ હતી કે તે તુટવાની કદી પણ જરાએ ચિંતા નહોતી. આ પ્રમાણે બધા સારા સંજોગ જોઇ તેને વેપાર અર્થે પરદેશ જવાનું મન થાય તો તેમાં કાંઈ આશ્ચર્યકારક નહતું.

વણિકપુત્ર એટલે ગમે તેટલો પૈસાદાર હોય તોપણ તેને કદી પણ ધંધો છોડવો ગમતો નથી. તે તેઓમાં વંશપરંપરાથી ઉતરી

આવેલી ટેવ છે. તેઓ વેપાર અર્થે પરદેશ પણ જતા અને ગમે તેટલુ દુઃખ ત્યાં ખમવું પડે તોપણ જરાએ ડરતા નહિ. ગમે તેવો પૈસાદાર વણિક હોય તોપણ તે પોતાના વેપાર બાબતનો સઘળો અનુભવ ધરાવતો હતો, અને તેનામાં હિસાબ તથા નામામાં પ્રવીણ થવાનો નિયમજ હતો. જયંતીલાલના પુત્ર અમૃતલાલ અને પ્રતાપસિંહના કુંવર અજીતસિંહ સાથે ઘણીજ ગાઢી મિત્રાચારી બંધાઇ હતી, અને એ બે જણા જયારે સાથે ફરતા હરતા ત્યારે તેઓ જાણે એક માજાયા બંધુઓ હોય તેમ લાગતું હતું. એક જણ માંદો હોય તો બીજાના મનમાં ઉદાસી પથરાઇ જાય અને જયારે તે સાજો થાય ત્યારે તેઓના મનથી જાણે આખી દુનિયામાં આનંદ પથરાઇ રહ્યો હોય તેમ લાગતું હતું. તેઓ એક બીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી હતા.

મિત્રતાથી દુનિયામાં દરેક મનુષ્યને કેટલો સંતોષ અને શાન્તિ મળે છે ! તેનાથી મનુષ્યના સુખમાં અત્યંત વધારો થાય છે, અને જયારે મનુષ્યને માથે દુઃખ આવી પડે છે ત્યારે તેનાથી તેને ઘણો દિલાસો અને મદદ મળે છે. પોતાના દુઃખની વાતો પોતાના સાચા મિત્ર આગળ કહેવાથી મન ઉપરથી દુઃખનો બોજો ઘણો ઓછો થાય છે. આપણી ફત્તેહમંદીથી આપણા મિત્રો પોતાની ફત્તેહમંદી માની લે છે. એવાજ મિત્રો દુઃખને વખતે કામના છે. જે માણસને મિત્ર હોતો નથી તેને તેના મનથી જાણે પોતાનું હૃદય ખુલ્લું કરવાની જગ્યાજ ન હોય તેમ લાગે છે; અને પૈસો, આબરૂ, અને બળ, કે જે તે પોતે પ્રાપ્ત કરવાને શક્તિવાન થાય છે, તે હર્ષથી ભરેલા મનમાં ઉત્પન્ન થયેલા સઘળા ઉભરા કયાં કાઢવા તે તેને સૂઝતું નથી. પણ મિત્રો સાચાજ મળવા જોઇએ. સુખમાં ભાગ લઇને દુઃખ આવે ત્યારે ન્હાસી જાય એવા મિત્રો કરતાં વગર મિત્રે રહેવું એ વધારે વ્યાજબી છે. દુનિયામાં લુચ્ચા, બદમાશ, અને ગરજ હોય ત્યાં સુધી મિત્રાચારી રાખનાર ઘણા મિત્રો મળે છે પણ જે દુઃખને વખતે કામ લાગે તેનેજ ખરો મિત્ર માનવો, જોકે એવા મિત્રો જવલ્લેજ મળે છે.

જાની મિત્રો જુજ મળે, મળે હરામી અનેક,
લાખો.માં ખુબ શોધતાં, કવચિત નીકળે એક.

મિત્ર સારો છે કે ખરાબ તે તો જયારે માથે કાંઇ દુઃખનું વાદળું તુટી પડે છે ત્યારેજ ખબર પડે છે, તે શિવાય એક મિત્રની કસોટી થઇ શકિત નથી. એક મિત્ર સારો નીકળશે કે ખરાબ તે કદી પણ પહેલાંથી અટકળી શકાતું નથી

અમૃતલાલ અને અજીતસિંહ બન્ને જણ દેખાવમાં ઘણા દેખાવડાં લાગતા હતા. અમૃતલાલ સર્વગુણસંપન્ન નીવડે તેમાં નવાઇ જેવું શું હતું? કારણ કે અતિ પ્રેમથી પરણેલ સુદ્દગુણી સ્ત્રી પુરૂષના છોકરા સારા અને સદ્દગુણી નીવડવાજ જોઇએ એવો દુનિયાનો ક્રમ છે. અજીતસિંહ પણ શુરવીર રજપૂતનો પુત્ર હતો, એટલે તેની શુરવીરતામાં જરાએ ખામી કયાંથી હોય? બે જણાની ઉમરમાં માત્ર જીજ ફેર હતો. અમૃતલાલ લગભગ એક વરસ અજીતસિંહ કરતાં મોટો હતો. દેખાવમાં બન્ને જણ સરખાં લાગતા હતા. સૌંદર્યમાં પણ તેમજ હતું, અને ચતુરાઇ પણ એકબીજાના ચાલુ સમાગમથી સરખી થઇ ગઇ હતી. બન્ને કુંવારા હતા, અને પરણવાની ઉમરે પહોંચ્યા હતા, પણ તેમને જલદી પરણાવવાની ઉતાવળ કરવામાં આવી ન હતી. અમૃતલાલ અને અજીતસિંહ બે ખરા મિત્રના સૌથી ઉંચામાં ઉંચા દાખલા રૂપ બન્યા હતા. ગમે તેવી આફ્ત આવે, ગમે તેવું સંકટ માથે પડે અને એક બીજાને વાસ્તે પોતાની જીંદગીનો ભોગ આપવો પડે તોપણ તેમ તેવું કરવામાં તેઓ પાછા હઠે તેવું બને તેમ, જે કોઇ તેઓના ગાઢા સંબંધને જાણતા હતા, તેઓ કદી પણ ધારતા ન હોતા.



# પ્રકરણ ૧૯ મું.



## અજીતસિંહના ગુમ થવાનું કારણ.

એક દિવસ સાંજનો સમય થવા આવ્યો હતો. અજીતસિંહ અને અમૃતલાલ ફરતા ફરતા ગામની બહાર નીકળી ગયા અને વાતમાં ધ્યાન ન રહેવાથી તેઓ ઘણે દૂર જંગલમાં નીકળી ગયા. છેક અંધારૂં થઇ જવા આવ્યું હતું; અને ચારે બાજુએથી દેખાવ ઘણો ભયંકર લાગતો હતો. અમૃતલાલના ધ્યાનમાં આવ્યું કે તેઓ ગામથી ઘણા દૂર નીકળી ગયા હતા તેથી તેણે અજીતસિંહને પાછા ફરવાનું કહ્યું. તેઓ પાછા ફરવા જતા હતા તેવામાં તેઓએ દૂર એક નિકણ ચીસ સાંભળી; આથી તેઓ આવા સમયે જંગલની અંદર કોણે ચીસ પાડી હશે તે વિચારથી અજાયબ થવા લાગ્યા. બન્ને જણાએ ત્યાં જઇ અને શું છે તે જોવાનો નિશ્ચય કર્યો. જે દિશામાંથી ચીસ સંભળાઇ હતી તે દિશા તરફ તેઓ ખુબ જોરથી દોડવા લાગ્યા. થોડી વારે તેઓ એક ખીચો ખીચ ઝાડી આગળ આવી લાગ્યા, અને તેમાંથી તેઓએ કાંઇ ખળભળાટ સાંભળ્યો. અજીતસિંહ પોતાની કમરેથી તરવાર ખેંચીને તે ઝાડીમાં ધસ્યો અને તેની પછવાડે અમૃતલાલ પણ ગયો. અંદર જતાં તેઓએ જોયું તો તેઓએ એક અફ્ઘાન સ્ત્રીને જમીન ઉપર પડેલી જોઇ; અને તેની બે બાજુએ બે મુસલમાનો તરવાર લઇ તેને મારી નાંખવાની તૈયારી કરતા હતા. તેઓ તેને એટલો ધીટ્કાર દેતા હતા કે જે સાંભળતાં અમૃતલાલ અને અજીતસિંહની આંખો લાલ થઇ ગઇ. તે મુસલમાનમાંના એકે તરવાર ઉગામી અને તે સ્ત્રીની ઉપર ઘા કરવા જતો હતો, તેવામાં અજીતસિંહે 'ખબરદાર,' કરીને બુમ પાડી. તે બે જણા ઘણા અજાયબ થયા; કારણ કે આવા અંધારાના સમયમાં ત્યાં કોઇની આવવાની વકી તેઓએ રાખી નહતી. તરતજ અજીતસિંહે પાછી બુમ મારીને કહ્યું, "ખબરદાર છે; એ સ્ત્રીપર હાથ ચલાવ્યો છે તો અહિંથી જીવતા જવાની જરાએ આશા રાખશો મા."

પેલા બેમાંના એક જણે પૂછયું, "તું કોણ છે? તારે બીજાના કામની વચ્ચે આવવાની શી જરૂર છે? જો અમારી વચ્ચે જરા પણ આવ્યો છે તો તને શયતાનને હવાલે કરી દઇશું. જા, તારૂં કામ કર. બીજાની ખટપટમાં વચ્ચે પડતાં તને બહુ પસ્તાવું પડશે. હજી તો ઉગીને ઉભો થાય છે તેટલામાં રૂબાબ કેટલો કરે છે? ઓ ઉલ્લુ, ઘરનો રસ્તો બસ્તો ખબર છે કે? અરે, ઘર બર છે કે આ જંગલજ તારૂં ઘર છે?"

અજીતસિંહના ગુસ્સાની હદ ન રહેવાથી તેણે કહ્યું, "બોલતાંજ આવડે છે કે લડતાં બડતાં આવડે છે? જો બહાદુરો હો તો થઇ જાઓ સામા; નહિં તો રસ્તો ખુલ્લો પડયો છે. તમારાં મોઢાં કાળાં કરી ચાલતા થાઓ."

તે બે જણાએ અજીતસિંહને છોકરા સમાન જાણી પોતાની તરવાર કાઢી તેને મારવાને તૈયાર થયા. અમૃતલાલે સમયસૂચકતા વાપરીને અજીતસિંહની કમરેથી તમંચો પોતાના હાથમાં લઇ લીધો, અને તેઓમાંના એક, કે જેણે પહેલો અજીતસિંહ ઉપર ઘા કરવા તરવાર ઉગામી હતી તેની સામે તે તમંચો તાકીને ફોડયો. 'યા અલ્લાહ' કરીને તે જમીનપર ચતોપાટ પડયો. બીજા સાથે અજીતસિંહે પોતાની તરવારથી ખુબ લડવા માંડયું, અને દશેક પળમાં તે બીજો મુસલમાન પણ ધરતી ઉપર ઢળી પડયો. બે જણા તદ્દન મરી ગયા. પેલી અફઘાન સ્ત્રી કે જે અણચિંતવ્યા મદદગારો આવી પહોંચવાથી શું બનશે તે ટગર ટગર જોયા કરતી હતી, તે બે જણાના મરી જવા પછી પહેલીજવાર અજીતસિંહ સામું જોઇને બોલી, "અય મેરે પ્યારે દોસ્ત, મેરેપર આપકા બ્હોત અયેશાન હુવા હય, આપને મુઝે આજ રોજ ઝીંદગી બક્ષી હય. મયેં બિચાર કર શકતી નહિ કે આપકા અયેશાંનકા બદલા કીસ ખુબીસે દીયા જાય."

અજીતસિંહે કહ્યું, "મયને મેરી ફર્ઝ બજાઇ હય, આદમીસે કયા હોતા હય, કરનેવાલા ઓર હય."

તરતજ તે અફઘાન છોકરી ઉભી થઈ અને તેઓને તેની સાથે જવાનું કહ્યું. રસ્તામાં ચાલતાં ચાલતાં તેણે ઘણીવાર અજીતસિંહ સામે

નજર કરી, અને તેના દીલમાં અજીતસિંહ તરફ પ્યારની લાગણીઓ પેદા થઇ હોય એવું લાગતું હતું. ઘણું ચાલ્યા બાદ તેઓ એક તંબુ આગળ આવી લાગ્યાં, અને તેણે તે બેઉને અંદર આવવાનું કહ્યું. તે તંબુ ઘણો મોટો હતો, અને અંદર ઘણા માણસો હતા. તેઓ સઘળા તેને જોઇને આનંદમાં આવ્યા હોય એમ લાગતું હતું. અંદર દાખલ થયા પછી પોતે કોચ ઉપર બેઠી અને તેની સામે બે ખુરશી ઉપર અમૃત અને અજીતસિંહને બેસવાનું કહ્યું. તેઓ ત્યાં બેઠા એટલે તે સ્ત્રીએ અજીતસિંહનું નામ, ઠામ, ઠેકાણું વિગેરે સઘળી બાબતની પૂછપાછ કરી. અજીતસિંહે પણ તે સુંદરીનું નામ તથા તે કયા ગામની હતી અને કયાં રહેતી હતી વિગેરે તેને પૂછ્યું.

જવાબમાં તે સ્ત્રીએ કહ્યું, "મએ શરીફીન મુલ્કકી રૈયત હું. મેરા નામ હસીના હય, ઔર મેરા બાપકા નામ અફઝુલખાન હય. મં ન જાનનીથી કે આપ કોઇ બાદશાહકે લડકે હય. યે જાનકે મેં બહોત ખુશ હુઇ હું."

અજીતસિંહ અને અમૃતલાલે જવાની રજા માગી; કારણ કે ઘેરથી નીકળે ઘણો વખત થઇ ગયો હતો. રાત અંધારી હતી તેથી રસ્તો વિકટ થઇ પડે એમ લાગતું હતું. તેઓને જવાની હસીનાએ રજા આપી અને તેઓ પાછા કયાં અને કયારે મળશે તે જાણવાની ઘણી આતુરતા દેખાડી. અજીતસિંહે ઉડાવનારો જવાબ આપ્યો; કારણ કે તેને પાછા મળવાની તેની જરાએ ઇચ્છા નહતી. હસીના તેનો ભાવાર્થ સમજી ગઇ, અને તેને તેણે કહ્યું, "કુચ્છ ફીકર નહિ; મયેં આપકું કાગળ લીખું ઉસ્કા ઝરૂર જવાબ ભેજના. સલામ આલેકુમ." આ પ્રમાણે કહીને અજીતસિંહ અને અમૃતલાલને જવાની રજા આપી. વખત ઘણો થઇ ગયો હતો એટલે તેઓ એકદમ ઉતાવળા ઉતાવળા ચાલવા લાગ્યા અને રાતના દશેક વાગ્યાના અમલે તેઓ ગામમાં પહોંચ્યા. તેઓએ આ વાત કોઇને ન કહેવી એવું નક્કી કર્યું; કારણ કે નહિ તો પાછા તેઓને એકલા દૂર ફરવા જવા દેવામાં નહિ આવે એવી બ્હીક લાગી. તેઓને પૂછ્યું તેના જવાબમાં તેઓ જરા દૂર ફરવા ગયા હતા એટલે વખત થઇ ગયો હતો તેમ જવાબ આપ્યો. તે

બાબતમાં વધારે તપાસ કરવાની જરૂર તેઓના માબાપને જણાઇ નહિ, કારણ કે તેઓ સદ્ગુણી હતા એટલે તેઓ માટે કાંઇ બીજી ફીકર ન હતી. ચારેક દિવસ વિત્યા બાદ અજીતસિંહ જ્યારે સાંજના અમૃતલાલ સાથે ગામ બહાર એક મોટા પથરા ઉપર બેસીને વાતો કરતો હતો, તેવામાં એક માણસે આવીને એક કાગળ તેના હાથમાં મૂકયો અને કહયું, "હસીનાને આપકે લીએ ભેજા હય." તરતજ તેણે તે કાગળ ફોડયો અને મોટેથી વાંચવા લાગ્યો.

"મેરે પ્યારે આશક,

જબસે મયને આપકો મેરી ચશ્મોંસે દેખા હય તબસે મય આપકી બન ચુકી હું. બસ અબ મય 'લૌંડી એહી ચાહતી હય કે આપ કબ મુઝકો મીલોંગે. આપ ઉમ્રસે મુઝસે છોટે હો, મગર આપકા પ્યાર મુઝેં લીયે કુચ્છ છોટા ન હોગા. મયભી એક અચ્છે ખાનદાનકી લડકી હું. મેરા બાપ અફઝુલખાન લશ્કરી નોકરીમેં બાદશાહકે વહાં હય. બસ આપ સિવાય મય દુસરેકી સાથ શાદી ન કરૂંગી. બસ આપકે લીએ મય ઝીંદી રહુંગી. આપ ઝુરૂર જલદીસે મેરી પાસ આના. આપ કાગળ ગુઝરાતીમે લીખોંગે તો કુચ્છ હરકત નહિ; મય વ્હોભી બરાબર જાનતી હું."

લી૦ આપકી પ્યારી માશુક **હસીના.**

કાગળ વાંચીને તેણે અમૃતલાલના હાથમાં મૂકયો અને પોતે ખડખડ હસી પડયો. અમૃતલાલે તરતજ કાગળ લીધો અને વાંચ્યા પછી વિચારમાં પડયો.

અજીતસિંહે કહ્યું, "કેમ અમૃત, એમાં વિચાર શાનો કરે છે? એ અફઘાન અને હું રજપૂત તે કેમ બને? હશે કોઇ અફઘાન તે પરણશે તેની સાથે."

અમૃતલાલે કહ્યું, "પણ અજીતસિંહ આતો ધર્મ કરતાં ધાડ પડ્યા જેવી વાત થશે."

અજીતસિંહે કહ્યું, "ધાડ પડશે તો ધાડપાડુઓને આપણા હાથની મઝા ચખાડીશું. કયાં આપણે કોઇને નુકશાન કર્યું છે."

અમૃતલાલે તેને કાગળમાં પોતાનો ખુલાસો જણાવી દેવાનું કહ્યું. પણ અજીતસિંહે તેમ કરવાની ના પાડી. પેલા માણસને તેણે કહ્યું, "હું રજપૂત છું, તે હસીના જાણે છે, છતાં આવી માગણી કેમ કરે છે? તેને કહેજે કે તેમ કદી પણ બનશે નહિ; અને ફરીથી એવા કાગળ લખવા નહિ."

તે માણસ ત્યાંથી ચાલતો થયો અને અજીતસિંહ અને અમૃતલાલ પણ ઘર તરફ ચાલતા થયા. રસ્તામાં ચાલતાં ચાલતાં અમૃતલાલ વાત કરવા લાગ્યો કે કદાચ એ અફઘાન આ જવાબથી ખીજાઇ વેર લેવા આવે તો શું કરવું? તેના જવાબમાં અજીતસિંહે કહ્યું, "એ ત્યાંથી શું થાય તેમ છે! વેર શાનું ને વાત શાની! અમૃત, તું હજી બ્હીકણજ રહી ગયો. અમે રજપૂત કદી પણ કોઇ પણ જાતનો ડર રાખતા નથી." ઘર આવતાં તેઓ છુટા પડયા.

લગભગ દસેક દિવસ વિત્યા બાદ એકવાર જયારે અજીતસિંહ ઘોડા ઉપર બેસીને ગામમાં ફરતો હતો, તેવામાં જે માણસ અગાઉ હસીનાનો કાગળ લઇ આવ્યો હતો તેજ માણસ તેની આગળ આવ્યો અને તેને સલામ કરીને તેના હાથમાં એક કાગળ મૂકયો. અજીતસિંહે તે વાંચ્યો, જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું,

"પ્યારે અજીતસિંહ,

અય મેરે હઠીલે આશક, તુઝે મેરે પર કુચ્છ દયા ન આતી હય? તુઝે કયા ચાહીએ? મય રજપૂત નહિં હું, મગર દેખ રજપૂત ઓરત મેરે આગે કયાં હીસાબમેં હય? મય પાક ખનદાનકી અફઘાન ઓરત હું. એક બખ્ત મેરી સાથ શાદી કરલે પીછે દેખ મય દુન્યાકુ કયસા દીખલા શકતી હું કે, મંય રજપુત ઓરતસેભી ઝાસ્તી વફાદાર હું. મગર અફસોસ! તુઝે મેરી પરવા હી નહી હય તો મય કયા કર શકું! મંય યે કર શકુંગી જો મર્દસેભી ન હોગા. તુઝે મુજકો ઝુરૂર હી ચહાના પડેગા. કયોં કે તુંને મેરેકું ઝીંદગી બક્ષી હય, ઓર વ્હો ઝીંદગી સફલ કરના તુઝકો ઝુરૂર પડેગા. તુને મુઝકો બચાઇ હય તો તુંહી

મુઝકુ સમાલ લે. તુઝકુ મેરા શીરતાજ સમજુંગી, ઔર તેરીહી બનકે રહુંગી; તું ન મીલેગા તો મય તેરે બીના દુઃખસે મરૂંગી. મગર યેભી યાદ રખના કે તુઝેહી મેરેકુ ચ્હાના પડેગા."

લી૦ અબતો તેરી હી **હસીના.**

અજીતસિંહે કાગળ વાંચીને કહ્યું, "જા, તારી હસીનાને કહેજે કે ફરીથી કાગળ ન લખે. જો લખ્યો છે તો વગર વાંચે ફાડી નાંખીશ." તે માણસ ત્યાંથી ચાલતો થયો. સાંજના તેણે અમૃતલાલને પોતાના શયનગૃહમાં બોલાવ્યો, અને પેલો કાગળ દેખાડયો. તેણે તે વાંચ્યો અને વાંચી રહ્યા પછી કહ્યું, "અજીતસિંહ, એ હસીના તમારો પલ્લો છોડે તેમ લાગતું નથી. તમે હંમેશાં ચેતતા રહેજો નહિં તો એ તમારી ઉપર કંઇ આફત લાવી મૂકશે."

અજીતસિંહે અમૃતલાલની ચેતવણી હસી કાઢી અને કહ્યું, "અમૃત, તારી બ્હીક કયારે જશે ? તું કયારે બહાદુર થઇશ ?"

અમૃતલાલે કહ્યું, "બહાદુરી સાથે કાંઇક સાવચેતીની પણ જરૂર રહે છે. બહાદુર થવું એ રજપૂતનું કામ છે અને આફતમાંથી યુક્તિ વાપરી છટકી જવું એ અમારૂં કામ છે."

લગભગ પંદરેક દિવસ વિત્યા તે અરસામાં બીજા કાંઇ પણ સમાચાર મળ્યા નહિ, અને સોળમે દિવસે તે માણસ પાછો કાગળ લઇને આવ્યો, અને અજીતસિંહ, કે જે પોતાના મહેલના બગીચામાં અમૃતલાલ સાથે વાતો કરતો હતો તેના હાથમાં તે કાગળ મૂકયો. અજીતસિંહને પેલા માણસને જોતાં વેત ગુસ્સો ચઢી ગયો પણ તેની આંખ ઉપરથી તે સમજી જઇને અમૃતલાલે તેને આસ્તેથી કાનમાં શાન્ત થવાનું કહ્યું. તેણે તે કાગળ ફોડયો અને તે વાંચ્યો;

"હદીલે આશક,

તું મુઝે મીલનેભી ન ચાહતા હય તો મય તુઝે જબરજસ્તીસે મીલુંગી, ઔર તુઝે મેરેકુ ચાહનેકી ફર્જ પાડુંગી, તુમ દાને હોકર યું કરતે હય, તો મુઝે દીવાની હોનેમેં કુચ્છ હરકત નહી હય. અબ તૈયાર રહેના થોડા બખ્તમે આપ હમેરી પાસ આ પહોંચેગા."

લી૦ આપકી **હસીના.**

કાગળ વાંચવાની સાથે તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા, અને પેલા માણુસ સામું જોવા જાય છે. તો ત્યાં તેને ન દીઠો. તેણે અમૃતલાલને પૂછ્યું તો તેણે કહ્યું કે એતો કાગળ વાંચવા માંડયો કે તરતજ ત્યાંથી ચાલી ગયો હતો. અજીતસિંહે તેની જરાપણ દરકાર કરી નહી. અમૃતલાલે અજીતસિંહને બહુ સમજાવીને કહ્યું, "તમે હવે ચેતીને ચાલજો, નહિં તો જરૂર કંઇ આફત આવી પડશે." પણ અજીતસિંહે તેના આ બોલવાની જરાપણ દરકાર કરી નહિં.

એક દિવસે રાતના અજીતસિંહ ભર ઉંઘમાં સુતો હતો તેવામાં તે ચોંકી ઉઠયો તો તેને માલુમ પડયું કે, કોઇ ચાર જણ ત્યાં ઉભા હતા અને તેના હાથ પગ બાંધ્યાં હતા; અને જેવો તે બુમ પાડવા જતો હતો તેવોજ તે ચારમાંથી એક જણાએ તેના મોઢામાં મજબુત ડુચો મારી દીધો. અને તેઓ અજીતસિંહને ઉપાડીને ન્હાસી ગયા. આ વાત કોઈના જાણવામાં આવી ન હોતી; માત્ર અમૃતલાલજ જાણતો હતો. સામંતને ચોકી કરતાં જરા પણ ખબર ન પડી. જોકે તે ઘણો ચાલાક અને મજબુત માણસ હતો. તોપણ તેને અજીતસિંહને લઇ ગયા ત્યાં સુધી કાંઇ પણ માલૂમ ન પડયું. [ ત્યાર પછી શું બન્યું તે પ્રકરણ પહેલામાં જણાવેલ છે. ]



# પ્રકરણ ૨૦ મું.



## શોધમાં સંકટ.

અમૃતલાલે શરાફીન મુલક તરફ પ્રયાણ કરવા માંડયું. બે દિવસ પસાર થયા અને હજી એક દિવસનો રસ્તો કાપવાનું બાકી હતું. તેઓને રસ્તામાં ઘણું સંકટ વેઠવું પડયું હતું. તેઓને કેટલીએક વખત તો જંગલમાંથી પસાર થવું પડતું હતું જેમાં જંગલી જાનવરો, બારવટીઆ, અને લુટારાઓની ઘણી ધાસ્તી લાગતી હતી. ત્રણે જણા પાસે હથીયાર તો હતાં. પણ કદાચ વધારે લૂટારાઓ આવે તો તેઓ ઘણી મુશીબતમાં આવી પડે તો તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. બીજે દિવસે રાતના જયારે તેઓ ભર નિદ્રામાં સૂતા હતા, તેવામાં તેઓ એકદમ કાંઇ ખડખડાટથી ચમકયા ને જાગી ઉઠયા, અને ચારે બાજુ જોવા લાગ્યા. આ સમયે તેઓએ એક જંગલની ગીચ ઝાડીમાં આશરો લીધો હતો; કારણકે કોઇ ગામ તેઓની નજદીકમાં ન હતું. ચારે બાજુએ નજર કરી પણ તેઓની નજરે કાંઇ ન પડયું. ઘણીએ શોધ કરી પણ સઘળું વ્યર્થ ગયું. પાછા તેઓ શાન્ત થઇને સુતા. હજી તેઓને ઉંઘ નહોતી આવી, અને એ શેનો ખડખડાટ થયો હશે તેના વિચારમાં અમૃતલાલ પડયો હતો, અને તે બાબતમાં સામંત અને પોતાના માણસ સાથે સુતો સુતો વાતો કરતો હતો તેવામાં દૂરથી કોઇનો ઝીણા સ્વરે ગાવાનો સાદ સંભળાયો. તે ડચકાં ખાતી ખાતી કોઇ સ્ત્રી ગાતી હોય તેમ તેઓને લાગ્યું, ત્રણે જણા અજાયબીમાં ગરકાવ થઇ ગયા, અને આવી અંધારી રાત્રે જંગલમાં સ્ત્રી કયાંથી હોય એમ વિચાર કરતા કરતા પાંચેક પળ સુધી તેઓ પડી રહ્યા. પણ પાંચેક પળ વિત્યા બાદ અમૃતલાલે સામંતને અને પોતાના માણસને ઉઠવાનું કહ્યું, પણ તેઓ ઉઠયા નહિ. તેઓને એમ લાગ્યું કે એ ભૂત અથવા ડાકણ હશે, અને જો તેઓ ત્યાં જાય તો જરૂર તેમને મારી નાંખે એવી એમને ધાસ્તી લાગતી હતી: અમૃતલાલ ઉભો થયો અને તે બે જણાને પણ જલદી ઉભા થવાનું કહ્યું. તેઓ ઉભા તો થયા, પણ જયારે અમૃતલાલે ત્યાં જઇને શું છે

તે જોઇ આવવાને કહ્યું ત્યારે તેઓએ કહ્યું, "ના સાહેબ, ભૂત કે ડાકણ હોય તો વિના મોતે મરી જઇએ અને પાછા ઘેર જવા પામીએ નહિ."

અમૃતલાલે કહ્યું, "ચાલો, તમારાં હથીયાર લ્યો. ભૂત કે ડાકણ પાસે નથી જતા, કે જેથી ફરીને તે આપણને મારી નાંખે. ચાલો જલદી ઉઠો."

તરતજ તેઓ ઉઠયા અને તે બન્નેએ હથીયાર બાંધી લીધાં. અમૃતલાલે પણ તમંચો તથા ખંજર સાથે લીધાં. જે દિશામાંથી તે સાદ સંભળાતો હતો તે દિશા તરફ તેઓ ગયા. જેમ જેમ તેઓ આગળ ગયા તેમ તેમ તે ગાયન બરાબર સંભળાવા માંડયું, અને તેથી તેનો બરાબર ભાવાર્થ અમૃતલાલ સમજી શકયો.

આ સાંભળીને અમૃતલાલ સમજ્યો કે કોઇ સ્ત્રીને લુટારાઓ ઉપાડી ગયા છે અને તેને કેદ કરી હોય તેમ લાગે છે. આ પ્રમાણે તે તેના ગાવાનો સઘળો ભાવાર્થ સમજી ગયો. તેઓ જ્યાંથી તે સાદ આવતો હતો તે જગ્યા આગળ જઇ પહોંચ્યા, પણ તેમની નજરે કોઇ ન પડયું અને ગાવાનું પણ બંધ થઇ ગયું; તેથી તે સ્ત્રી કયાં હતી તે જાણવું મુશ્કેલ થઇ પડયું. છેવટે અમૃતલાલને એક યુક્તિ સુઝી, અને તેણે સામંતને ધીમેથી કહ્યું, "સામંત પૂછ કે, તમે કયાં છો તે કહેશો તો મદદની કોશેશ કરીશું."

સામંતનું આ બોલવું તે આફતમાં આવી પડેલી સ્ત્રીએ સાંભળ્યું હોય તેમ લાગ્યું નહિ, પણ સારા નસીબે તેણે પાછું ગાવાનું શરૂ કર્યું, તેથી તે કયાં હતી તે તેઓએ શોધી કાઢયું. તરતજ તેઓ તે જગ્યા પાસે ગયા, પણ તે સ્ત્રી જમીન નીચે હોય તેમ લાગ્યું. તેઓએ બુમ પાડીને પૂછવું વ્યાજબી ન ધાર્યું; કારણકે જો એટલામાં કોઇ ચોકી કરતું હોય તો તે સાંભળી જાય. તેઓએ જમીન ખોદવાનો વિચાર કર્યો, પણ તેઓ પાસે ખોદવાનું કાંઇ સાધન નહતું. તેઓ ચારે બાજુ જોવા લાગ્યા. સામંતની નજરે દૂર કંઇ લોઢાનું હથીયાર પડેલું હોય તેમ લાગ્યું. તે તેની પાસે ગયો, અને જોયું તો તે એક કોદાળી હતી. તે જેવો લેવા જતો હતો તેવામાં દૂરથી

બુમ સંભળાઇ, "કોણ છે?" તે માણસ સામંત પાસે આવતો હતો. અમૃતલાલ અને તેનો માણસ રતનસિંહ સામંતથી ઘણે દૂર ઉભા હતા. તેઓ આ બનાવ જોઇ તરત તો સંતાઇ ગયા. સંતાયા પછી અમૃતલાલે રતનસિંહને ઝાડીમાં થઇને પેલા આવતા માણસની પછવાડે છાનામાનાં જવાનું કહ્યું, રતનસિંહ તરતજ તે ખીચોખીચ ઝાડીમાં જરા પણ અવાજ કર્યાં વગર પેલા માણસના પાછલા ભાગ તરફ ગયો, અને તેની પછવાડે ધીમે ધીમે ચાલવા લાગ્યો. સામંતને રતનસિંહને તે માણસની પાછળ આવતો જોઇને હિંમત આવી. તે માણસ સામંત આગળ આવીને ઉભો રહ્યો અને પોતાની કમરેથી તરવાર બહાર કાઢી, અને સામંતને કહયું, "બોલ, તું કોણ છે? નહિં તો મારી નાંખીશ." તેનો દેખાવ એક લુટારા જેવો લાગતો હતો. તે પાંચ હાથ ઉંચો હતો અને તેને મુછના લાંબા કાતરા હતા, અને તેનો દેખાવ એક ઘાતકી માણસ જેવો લાગતો હતો. સામંતે કહયું, "તું કોણ છે એમ મને પૂછનાર? પહેલાં તું કોણ છે તે જણાવ, પછી હું કોણ છું તે પૂછજે."

પેલાએ કહયું, "હું લુટારાઓનો ચોકીદાર છું; તું કોણ છે?" સામંતે જવાબ આપ્યો, "હું આ લુટારાઓને નીચ કામ કરતાં અટકાવનાર છું."

આથી પેલો લુટારાએ સામંત ઉપર ઘા કરવાને તરવાર જેવી ઉગામી તેવીજ પછવાડેથી રતનસિંહે તેનો હાથ પકડયો, અને તે પછી સામંત પણ તેના હથીયારો ખેંચી લેવા માંડયો.

અમૃતલાલ ત્યાં દોડતો આવ્યો અને ત્રણે જણા મળીને તેને મજબુત પકડી રાખ્યો. સામંતે પોતાનો ફેંટો કાઢી નાખીને તેને મજબુતાઇથી ઝાડ સાથે બાંધ્યો અને તેના મોઢામાં કપડાનો ડુચો માર્યો, કે જેથી ફરીને તેના સોબતીઓને સીટી વગાડીને અથવા તો બીજી કોઇ છુપી નિશાનીથી બુમ પાડીને બોલાવી શકે નહિ. તેઓને તેની સાથે કાંઇ લડવાનો ઇરાદો નહતો; કારણ કે તેમ કરતાં અવાજ થાય અને દુરની ઝાડીઓમાંથી તેના બીજા સાથીઓ એ સાંભળીને તેની ટોળીના માણસની મદદે તરતજ દોડી આવે; માટે તેને ચૂપજ કરી દેવાનું

તેઓએ વ્યાજબી ધાર્યું. સામંતે પેલી કોદાળી લીધી અને જમીન ખોદવા માંડી. તેણે બે કોદાળીના ઘા જમીન ઉપર માર્યા, તેવામાં અંદરથી તે સ્ત્રી બોલી, "તમે કોણ છો ?"

તરતજ અમૃતલાલે કહ્યું, "તારા મદદગાર."

તે સ્ત્રીએ આશ્ચર્યચકિત થઇને કહ્યું, "કોણ મારા મદદગાર! ઇશ્વર તમને બદલો આપશે."

અમૃતલાલે કહ્યું" "તમે જ્યાં ખોદાય છે ત્યાંથી દુર ઉભાં રહેજો, નહિં તો તમારી ઉપર પથરા તથા ધુળ આવી પડશે." તે સ્ત્રીએ કહ્યું, "ભલે, પણ વિલંબ ન કરતા, લુટારાઓને પાછા ફરવાનો વખત થવા આવ્યો છે."

થોડીવારમાં જમીનમાં બાકોરૂં પડ્યું. તરતજ અમૃતલાલ તેમાંથી અંદર દાખલ થયો, અને તે સ્ત્રીને જલદીથી બહાર આવવાનું કહ્યું. તરતજ તે અમૃતલાલની પછવાડે બહાર આવી, અને અમૃતલાલે તેનો હાથ પકડીને તેને બહાર ખેંચી લીધી. હજી તો અમૃતલાલે તેના સામુંએ નહોતું જોયું તેવામાં રતનસિંહે એકદમ બુમ પાડી, "પેલો બદમાસ ભાગી ગયો છે. જુઓ, પેલા ઝાડ આગળ તે ક્યાં છે ?" તરત બધાની નજર જે ઝાડ આગળ પેલા લુટારાને બાંધ્યો હતો તે તરફ ફરી, પણ તે ત્યાં દેખાયો નાહ. હવે જરૂર લુટારાઓ ત્યાં આવી પહોંચશે તેમ તેઓને લાગ્યું. અમૃતલાલે ત્યાંથી જેમ બને તેમ જલદીથી ન્હાસી જવાય તો ઠીક તેમ ધારીને રતનસિંહની મદદ વડે તે સ્ત્રીને ઉપાડી તે બે જણા ન્હાસવા લાગ્યા; કારણકે તે સ્ત્રી આખા દિવસની ભુખી હોવાથી તેનામાં દોડવાની શક્તિ નહોતી. સામંત પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢીને તેઓની પછવાડે એકદમ દોડવા લાગ્યો. તેઓ પોતાની અસલ જગ્યાએ સહીસલામત જઇ પહોંચ્યા, પણ તેમને ત્યાં લુટારાઓ આવી પહોંચવાની ઘણી બીક લાગતી હતી; કારણકે તેઓ માણસનાં પગલાં જોઇને તેમની પછવાડે જઇ પહોંચતા હતા. અમૃતલાલે વિચાર કર્યો કે વહેલા કે મોડા લુટારાઓ ત્યાં આવી તો પહોંચવાનાજ; માટે હવે કેવી રીતે પોતાનો બચાવ કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો. થોડીવારમાં

બુમ સંભળાઇ, "કોણ છે?" તે માણસ સામંત પાસે આવતો હતો. અમૃતલાલ અને તેનો માણસ રતનસિંહ સામંતથી ઘણે દૂર ઉભા હતા. તેઓ આ બનાવ જોઇ તરત તો સંતાઇ ગયા. સંતાયા પછી અમૃતલાલે રતનસિંહને ઝાડીમાં થઇને પેલા આવતા માણસની પછવાડે છાનામાના જવાનું કહ્યું, રતનસિંહ તરતજ તે ખીચોખીચ ઝાડીમાં જરા પણ અવાજ કર્યા વગર પેલા માણસના પાછલા ભાગ તરફ ગયો, અને તેની પછવાડે ધીમે ધીમે ચાલવા લાગ્યો. સામંતને રતનસિંહને તે માણસની પાછળ આવતો જોઇને હિંમત આવી. તે માણસ સામંત આગળ આવીને ઉભો રહ્યો અને પોતાની કમરેથી તરવાર બહાર કાઢી, અને સામંતને કહયું, "બોલ, તું કોણ છે? નહિં તો મારી નાંખીશ." તેનો દેખાવ એક લુટારા જેવો લાગતો હતો. તે પાંચ હાથ ઉંચો હતો અને તેને મુછના લાંબા કાતરા હતા, અને તેનો દેખાવ એક ઘાતકી માણસ જેવો લાગતો હતો. સામંતે કહયું, "તું કોણ છે એમ મને પૂછનાર? પહેલાં તું કોણ છે તે જણાવ, પછી હું કોણ છું તે પૂછજે."

પેલાએ કહયું, "હું લુટારાઓનો ચોકીદાર છું; તું કોણ છે?" સામંતે જવાબ આપ્યો, "હું આ લુટારાઓને નીચ કામ કરતાં અટકાવનાર છું."

આથી પેલો લુટારાએ સામંત ઉપર ઘા કરવાને તરવાર જેવી ઉગામી તેવીજ પછવાડેથી રતનસિંહે તેનો હાથ પકડયો, અને તે પછી સામંત પણ તેના હથીયારો ખેંચી લેવા માંડયો.

અમૃતલાલ ત્યાં દોડતો આવ્યો અને ત્રણે જણા મળીને તેને મજબુત પકડી રાખ્યો. સામંતે પોતાનો ફેંટો કાઢી નાખીને તેને મજબુતાઇથી ઝાડ સાથે બાંધ્યો અને તેના મોઢામાં કપડાનો ડુચો માર્યો, કે જેથી ફરીને તેના સોબતીઓને સીટી વગાડીને અથવાતો બીજી કોઇ છુપી નિશાનીથી બુમ પાડીને બોલાવી શકે નહિ. તેઓને તેની સાથે કાંઇ લડવાનો ઇરાદો નહતો; કારણ કે તેમ કરતાં અવાજ થાય અને દુરની ઝાડીઓમાંથી તેના બીજા સાથીઓ એ સાંભળીને તેની ટોળીના માણસની મદદે તરતજ દોડી આવે; માટે તેને ચૂપજ કરી દેવાનું

તેઓએ વ્યાજબી ધાર્યું. સામંતે પેલી કોદાળી લીધી અને જમીન ખોદવા માંડી. તેણે બે કોદાળીના ઘા જમીન ઉપર માર્યા, તેવામાં અંદરથી તે સ્ત્રી બોલી, "તમે કોણ છો ?"

તરતજ અમૃતલાલે કહ્યું, "તારા મદદગાર."

તે સ્ત્રીએ આશ્ચર્યચકિત થઈને કહ્યું, "કોણ મારા મદદગાર! ઇશ્વર તમને બદલો આપશે."

અમૃતલાલે કહ્યું" "તમે જયાં ખોદાય છે ત્યાંથી દુર ઉભાં રહેજો, નહિં તો તમારી ઉપર પથરા તથા ધુળ આવી પડશે." તે સ્ત્રીએ કહ્યું, "ભલે, પણ વિલંબ ન કરતા, લુટારાઓને પાછા ફરવાનો વખત થવા આવ્યો છે."

થોડીવારમાં જમીનમાં બાકોરૂં પડયું. તરતજ અમૃતલાલ તેમાંથી અંદર દાખલ થયો, અને તે સ્ત્રીને જલદીથી બહાર આવવાનું કહ્યું. તરતજ તે અમૃતલાલની પછવાડે બહાર આવી, અને અમૃતલાલે તેનો હાથ પકડીને તેને બહાર ખેંચી લીધી. હજી તો અમૃતલાલે તેના સામુંએ નહોતું જોયું તેવામાં રતનસિંહે એકદમ બુમ પાડી, "પેલો બદમાસ ભાગી ગયો છે. જુઓ, પેલા ઝાડ આગળ તે કયાં છે ?" તરત બંનેની નજર જે ઝાડ આગળ પેલા લુટારાને બાંધ્યો હતો તે તરફ ફરી, પણ તે ત્યાં દેખાયો નાહ. હવે જરૂર લુટારાઓ ત્યાં આવી પહોંચશે તેમ તેઓને લાગ્યું. અમૃતલાલે ત્યાંથી જેમ બને તેમ જલદીથી ન્હાસી જવાય તો ઠીક તેમ ધારીને રતનસિંહની મદદ વડે તે સ્ત્રીને ઉપાડી તે બે જણા ન્હાસવા લાગ્યા; કારણકે તે સ્ત્રી આખા દિવસની ભુખી હોવાથી તેનામાં દોડવાની શક્તિ નહોતી. સામંત પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢીને તેઓની પછવાડે એકદમ દોડવા લાગ્યો. તેઓ પોતાની અસલ જગ્યાએ સહીસલામત જઇ પહોંચ્યા, પણ તેમને ત્યાં લુટારાઓ આવી પહોંચવાની ઘણી બીક લાગતી હતી; કારણકે તેઓ માણસનાં પગલાં જોઇને તેમની પછવાડે જઇ પહોંચતા હતા. અમૃતલાલે વિચાર કર્યો કે વહેલા કે મોડા લુટારાઓ ત્યાં આવી તો પહોંચવાનાજ; માટે હવે કેવી રીતે પોતાનો બચાવ કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો. થોડીવારમાં

તેને એવો વિચાર આવ્યો કે ત્યાંથી ગામ દૂર તો છે, પણ રતનસિંહ એકદમ દોડતો જાય અને ત્યાંથી સિપાઇઓને તેડી લાવે તોજ આટલા બધા માણસોની સામે થવાય, નહી તો તે પોતે પણ પકડાઈ જાય અને અજીતસિંહને શોધવાની વાત એટલેથીજ અટકે તરતંજ તેણે રતનસિંહને કહ્યું, "રતનસિંહ, તું જલદીથી પાસેના ગામમાં જા, અને પ્રતાપસિંહ મહારાજને આ કાગળ દેખાડી પચાસેક સિપાઇની એકદમ મદદ લઇ આવ. જોજે વિલંબ કરીશ તો હું તથા સામંત અને આ સ્ત્રી સઘળાં આફતમાં આવી પડીશું; માટે એકદમ દોડતો જજે."

તે સ્ત્રીને કાંઇ બીજો વિચાર સૂઝયો, અને તેણે અમૃતલાલને કહ્યું, "માણસને મોકલો તે કરતાં તમે જાઓ તો સારૂં; કારણકે કદાચ હું પાછી પકડાઇશ તો તમે તો છુટા રહેશો, અને તેથી બીજે કોઇ પણ રસ્તે મને છોડાવી શકશો. માણસ પકડાય તો તેનો વાંધો નહિ, તમે નાહક આફતમાં શા માટે આવી પડો છો?"

તે સ્ત્રીનો સાદ એટલો મધૂર લાગતો હતો, કે એક કોયલ પણ તેની આગળ પોતાના કંઠમાંથી અવાજ કાઢતાં શરમાય, અને તેના મનમાં એવું લાગે કે મારો સાદ તેના સાદ આગળ બહુ ખરાબ લાગશે, અને જો બોલીશ તો આખી દુનિયામાં મેં મારા સાદ માટે જે પ્રશંસા મેળવી છે તે પણ ખોઈ બેસીશ, માટે મુંગા રહેવામાંજ માલ છે. અમૃતલાલે આવો સાદ કદી પણ સાંભળ્યો ન હતો. તે મનમાં વિચારવા લાગ્યો કે, "આવો સાદ તો મેં કદી પણ સાંભળ્યો નથી. મારા કાનમાં હજી પણ એના બોલવાની મધુરતા—તે પણ આવા સંકટમાં મધુરતાના ભણકારા થયા કરે છે." સામંત અને રતનસિંહ પણ આ મધુર અવાજની અજાયબીમાં એક બીજા સામું મુંગે મોઢે જોવા લાગ્યા. અમૃતલાલને તેનું કહેવું વ્યાજબી લાગ્યું અને તેમાં તેને 'એક પંથ ઓર દો કાજ' જેવું લાગ્યું, પહેલું તો એ, કે તે મદદ લઈ આવી શકે અને તેમાં જો નિષ્ફળ નીવડે તો પોતે તો છુટોજ રહે, અને તેથી કરીને અજીતસિંહની શોધમાં જવાનું તેનાથી બની શકે તે તરતજ ઉભો થયો અને રતનસિંહને કહયું, "આને તમારી બેન સમાન ગણીને લુટારાઓના હાથમાં જવા નહિ દેતા. તમારા પ્રાણ

આપવા પડે તો એમાં જરા પણ પાછીપાની કરતા નહિં. હું બનતી ઝડપે મદદ લઇને આવીશ, પણ તમે જરાએ હિંમત હારતા નહિ." એમ કહીને અમૃતલાલ ત્યાંથી એકદમ ચાલતો થયો.

તેના જવા પછી સામંત અને રતનસિંહ તે સ્ત્રીને તેનો હેવાલ પૂછવા લાગ્યા, પણ તેણે તે વખતે કહેવાની ના પાડી; કારણ કે ભય હોય ત્યાં વાત કરવી ક્યાં સુઝે? રતનસિંહે તેને અમૃતલાલ માટે પાથરેલ ગોદડીમાં સુઇ જવાનું કહ્યું, કે જેથી કરીને તેને જરા આરામ મળે પણ તેણે તેની ના પાડી; કારણ કે ચિંતા હોવાથી ઉંધ શેની આવે!

લગભગ મળસકાનો સમય થવા આવ્યો હતો. જરા જરા ઉજાસ પણ થયો હતો. તેવામાં દૂરથી કોઇ માણસોના આવવાનો ખડખડાટ થતો હોય તેમ તેઓને લાગ્યું. રતનસિંહે અને સામંતે દુશ્મનોને જેમ બને તેમ રોકી રખાય તો સારૂં એમ ધાર્યું, કારણ કે મદદ આવી પહોંચે, તે પહેલાં જો તેઓ પકડાઇ જાય; તો તેઓને શોધી કાઢવામાં અમૃતલાલને બહુજ વખત લાગે. તરત તેઓ ઉભા થયા, અને ચારે બાજુએ સંતાવાની જગ્યા શોધવા લાગ્યા. તેઓ થોડા દૂર નીકળી ગયા. તેઓએ એક ઝાડ ઉપર ચડીને જોવાનો વિચાર કર્યો કે લુટારાઓ હજી કેટલે દૂર હતા. જેવા તેઓ ઝાડ ઉપર ચડ્યા કે તુરતજ તેઓને દેખાયું કે ઝાડ અંદરથી તદ્દન પોલું હતું. તેમને સંતાવાની જગ્યા ઠીક લાગી. તરત પેલી સ્ત્રીને ત્યાં બોલાવી લાવ્યા અને તે પોકળ ઝાડમાં તેઓ સઘળા ઉપરથી અંદર ઉતરી ગયા. તેઓ અંદર દાખલ થયા. તે ઝાડનીચે વીસેક હાથ પહોળું અને દસેક હાથ લાંબું ભોંયરૂં હતું, તેમાં તેઓ જઇને નિરાંતે બેઠા થોડોક વખત વિત્યા બાદ ત્યાં પેલા લુટારાઓ આવી પહોંચ્યા અને ચારે બાજુએ શોધ કરવા લાગ્યા. તેઓએ ઘણી શોધ કરી પણ તેઓને તેમનો કશો પણ પત્તો લાગ્યો નહિ. તેઓ સામંત, રતનસિંહ, અને પેલી સ્ત્રીનાં પગલાં જોઇને તેની પછવાડે ચાલવા લાગ્યા, પણ સામંત પગે ખૂબ ધૂળ ઉડાડતો ઉડાડતો ચાલતો હતો, કે જેથી કરીને પગલાં ભુસાઇ જાય; અને તે ઝાડની ચારે બાજુએ પચાસ પચાસ વાર પથરા અને ટેકરાજ

હતા, એટલે તેઓ ક્યાં ગયા હશે તેની મુંઝવણમાં તેઓ પડયા. તેઓ-માંથી એક જણે અમૃતલાલનાં પગલાં દીઠાં અને તેઓ તે તરફ જવા લાગ્યા. તે પગલાંની પછવાડે જતાં જતાં તેઓ ઘણે દૂર નીકળી ગયા; અને અરધો દિવસ થઇ ગયો એટલે તેઓ નિરાશામાં પાછા પોતાના રહેઠાણ તરફ ફર્યા. તેઓને ધાસ્તી લાગી હતી કે તેઓના રહેઠાણની કોઇને ખબર પડી ગઇ હતી પણ તરતમાં તેઓની શોધમાં કોઇ આવે એમ તેઓએ નહોતું ધાર્યું. બપોર થઇ એટલે પેલી સ્ત્રીએ બહાર શું ચાલે છે તે જોવાનું કહ્યું. સામંત તરતજ પોકળ ઝાડમાં જઇને અંદરથી ઉપર ચડયો, અને આરતેથી ચારે બાજુએ નજર કરી, પણ ત્યાં કોઇ નહતું. આથી તેઓની ધાસ્તી ઓછી થઈ પણ બહાર નીકળવાતું તેમને ઠીક ન લાગ્યું; કારણકે કદાચ પાસેમાંજ ક્યાંક લુટારાઓ સંતાઇને બેઠા હોય, તો પછી નકામી આફત આવી પડે.

સાંજ થવા આવી એટલે દૂરથી ઘોડાનાં પગલાનો અવાજ સંભળાવા લાગ્યો. રતનસિંહે કહ્યું, “અમૃતલાલ આવી પહોંચ્યા હોય એમ લાગે છે.” તરતજ સામંત ઝાડ ઉપર ચહડયો અને જોયું તો પચાસેક ઘોડેસ્વાર સાથે અમૃતલાલ તેઓનાં પહેલાં રહેઠાણ તરપ આવતો હતો. તરતજ ત્રણે જણા ઝાડની બહાર નીકળ્યા. અમૃતલાલે તેઓને જોયા અને તે તરફ પોતાનો ઘોડો વાળ્યો. તેઓની પાસે આવી પહોંચતાં તે સ્ત્રીની હવે ધાસ્તી તદ્દન દૂર થઇ. સામંતે તરતજ લૂટારાઓ કઇ બાજુ ગયા હોવા જોઇએ તે દેખાડયું, એટલે સિપાઇઓના ઉપરીએ ટુકડીને તે તરફ જવાનો હુકમ આપ્યો, અને સઘળા સિપાઇઓ તે તરફ ગયા. અમૃતલાલ ત્યાંજ રહ્યો. અડધો કલાક વિત્યા બાદ તમંચાના અવાજો સંભળાવા લાગ્યા, અને એક કલાક પછી સઘળું શાન્ત થઇ ગયું. સિપાઇઓ અમૃતલાલ આગળ આવ્યા અને તેઓની સાથે દસ કેદીઓ હતા. તે સઘળાને એક રાત જંગલમાંજ કાઢવી પડી. રાતના સઘળા સિપાઈઓ જેમ તેમ આડા અવળા ઝાડ નીચે પોતાનાં હથીયારો પાસે રાખીને સુઇ ગયા. ચાર જણા કેદીની બરાબર ચોકી કરતા હતા અને દૂર નજર રાખતા હતા. અમૃતલાલ, પેલી સ્ત્રી, સામંત, અને રતનસિંહ એક મોટા ઝાડ નીચે સૂતા હતા. અમૃતલાલ ધરતી ઉપર સુતો હતો; અને પોતાનું ઓઢવાનું તથા પાથરવાનું તે સ્ત્રીને આપ્યું હતું. થાક લાગવાથી

અમૃતલાલે તે સ્રીની હકીકત પૂછી નહિ. સર્વત્ર શાન્તી પથરાઇ રહી હતી; માત્ર ચોકીદારો પહેરો ભરતા હતા. તેઓનાં પગલાંનો અવાજ આવતો હતો. તે દિવસ પુનમનો હતો એટલે રાત અજવાળી હતી. રાતના બે વાગે અમૃતલાલ કોઇના જગાડવાથી જાગી ઉઠયો. તે બેઠો થયો અને આંખ ઉઘાડીને જોયું તો પેલી સ્રીએ તેને જગાડયો હતો. તેણે પૂછયું, "કેમ શું છે?"

તેણે જવાબ દીધો, "કંઇ નહી, આપનો થાક હવે ઉતર્યો હશે એમ ધારીને મેં આપને જગાડયા છે; કારણકે આપ કોણ છો, એ જાણવાની મને બહુ જીજ્ઞાસા થઇ છે."

અમૃતલાલે પોતે કોણ હતો, કયાંનો હતો, એ સઘળી વિગત તેને જણાવી અને તે સ્રી કોણ હતી તે અમૃતલાલે પૂછયું. તેના જવાબમાં તેણે પોતાનું સઘળું વૃત્તાન્ત નીચે પ્રમાણે કહી સંભળાવ્યું.

"મારી માને મરી ગયે બે વરસ થયાં છે, અને મારા બાપને મરી ગયે દોઢ વરસ થયું છે. મારા બાપ પૈસાદાર ગૃહસ્થ હતા, પણ મારા કમનસીબે તેઓ ઘોડા ઉપરથી પડીને મરણ પામ્યા છે. મારી મા સુવાવડમાં મરી ગઇ. મારૂં નામ અંજના છે, અને હું મદનપુર ગામમાં રહું છું. મારે કીશોરી કરીને એક બેન છે. મારા બાપની સઘળી મિલકત મારા નામે છે, અને મારા બાપનો સઘળો કારભાર તેમના વીશ્વાસુ મુનીમો ચલાવે છે. એક દિવસે રાતના આ લુટારામાંના થોડાક જણ મારા ઘરમાં આવ્યા, અને આખું ઘર લૂટવા માંડયું, પણ મેં સઘળી કીંમતી ચીજો તથા પૈસો ટકો રાજયની તીજોરીમાં અનામત રાખ્યો હતો, એટલે તેઓના હાથમાં કાંઇ ન આવ્યું. તેઓ મને પકડીને લઇ આવ્યા, અને મારો પૈસો કયાં છે તે જો હું નહિ કહું તો મને મારી નાંખવાની ધમકી આપતા હતા. મેં તેમને કહ્યું કે, 'મારી સઘળી મિલકત મેં રાજયની તીજોરીમાં અનામત મૂકી છે.' તેઓએ મને રાજ્ય ઉપર, મારી મિલકત ચીઠ્ઠી લાવનાર માણસને આપવી, તેવું લખી આપવાનું કહ્યું; પણ મેં તેમ ન કર્યું; તેથી તેઓએ મને કેદ કરી હતી, અને મને ખાવાનું પણ નહોતા આપતા. તમે મને બચાવી છે, તમારો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે."

અમૃતલાલને આ વાત સાંભળીને અજાયબીનો પાર રહ્યો નહિ. તે સ્ત્રીએ ગુલાબી રંગનો રેશમી સાડલો પહેર્યો હતો, અને સૌભાગ્ય-દર્શક ચિન્હો—જેવી કે બંગડીઓ વિગેરે પહેર્યાં હતાં. આવાં એક પરણેલ સ્ત્રીનાં કપડાં પહેર્યાં હતાં, અને તેનાં વૃત્તાંતમાં તેનો ધણી હોય તેમ લાગતું નહતું; તેથી અમૃતલાલ ઘણોજ અજાયબ થયો હતો. અંતે તેનાથી ન રહેવાયાથી પૂછ્યું, "પણ તમારા ધણીએ તમને બચાવવાની કાંઇ કોશેશ ન કરી ?"

તે અબળાના મનમાં એવો વિચાર આવ્યો કે તેને બચાવનારજ તેનો ધણી થાય તો કેવું સારૂં ? પણ તેનામાં તેવાં વાક્યો ઉચ્ચારવાની હિંમત જ નહતી. તેણે જવાબ આપ્યો, "હું હજી પરણી નથી. હું આવાં પરણેલ સ્ત્રીની માફકજ કપડાં પહેરૂં છું; કારણકે તેમ કરવાથી કોઇને મારી સામું જોવાની જીજ્ઞાસા ન થાય."

અમૃતલાલ મનમાં તેની અક્કલનાં વખાણ કરવા લાગ્યો; તે અબળાના પૂછવાથી તે ત્યાંથી ક્યાં જવાનો હતો એ સઘળું તેણે તેને કહ્યું. અંજનાની આંખો અમૃતલાલ ઉપર કાબુ મેળવવાનેજ આતુર થઇ રહી હતી. તે એટલી તો અમૃતલાલ ઉપર મોહી પડી હતી કે, જો અમૃતલાલ રાજી હોયતો જેમ બને તેમ જલદીથી તેની સાથે પરણી જાય. તે ભર જુવાનીમાં હતી. તેના દાંતની હાર એટલી તો શોભતી હતી કે, તેની આગળ દુનિયાનાં કીંમતીમાં કીંમતી મોતી મૂક્યાં હોય તો તે કદરૂપાં લાગે. તેની ચાલ હંસણી જેવી હતી. આખી દુનિયાનું સ્વરૂપ જાણે તેનામાંજ એકઠું કર્યું હોય તેમ લાગતું હતું. કોઇ કોઇવાર જ્યારે અમૃતલાલની વાતથી તેના હૃદય ઉપર અસર થતી હતી, ત્યારે તેના ગાલ ઉપર લોહી ચઢી આવતું હતું, અને તેથી તેઓ ગુલાબી બનીને તેના મુખને શોભાવતા હતા. તેની આંખોમાં આકર્ષણજ સમાયેલું હોય તેવું લાગતું હતું. તે ઘણી જાડી પણ નહોતી અને ઘણી પાતળી પણ નહોતી. તેનું શરીર જરાક ભારે લાગતું હતું. તેની મુખમુદ્રાનો વિસ્તાર ગોળ અને વાળ તદ્દન કાળા અને ઘણા નરમ રેશમ જેવા હતા. આથી કદાચ અમૃતલાલનું મન તેની તરફ લલચાય તો તેમાં અજાયબી જેવું નહતું. અમૃતલાલ તેની સઘળી લાગણી સમજી શક્યો ન હતો, કારણકે હજી તેણે દુનિયામાં સંપૂર્ણ રીતે પ્રવેશ કર્યો નહતો.

અમૃતલાલે ઉંઘી જવાની રજા માગી, જેના જવાબમાં તેણે કહ્યું, "ભલે, તમે થાકી ગયા હો તો સુઇ જાઓ. મને તો ઉંઘ નથી આવતી, એટલે હું તો બેઠી છું; પણ તમે અહિંઆ સુઓ, કારણકે મારે હવે સુવું નથી." એમ કહીને તે ત્યાંથી ઉઠી ગઇ. અમૃતલાલ પોતાની ગોદડી ઉપર ધાબળી ઓઢીને સુતો: તેઓની ચારે બાજુએ ઝાડ હતાં એટલે તેમને કોઇ દેખી શકતું ન હતું. અંજના તેનાથી થોડે દૂર બેઠી અને અમૃતલાલ ભર ઉંઘમાં પડયો. અંજનાના પ્રેમની હદ રહી નહિ; દરેક પળે તેના પ્રેમમાં વધારોજ થતો જતો જણાયો. તે અમૃતલાલનીજ સામું જોઇને બેસી રહી. તેણે તેને પોતાના હૃદયમાં સ્થાપી દીધો. છેવટે તેને પ્યારનો ઉભરો આવવાથી તે તેના માથા આગળ બેઠી, અને આસ્તેથી તેનું માથું પોતાના ખોળામાં મૂકયું. અજવાળી રાત્રીની શોભામાં કાંઇપણ બાકી રહી નહતી. તે બન્ને ઉપર ચંદ્ર પોતાની ઉછીની લીધેલી રોશની નાંખતાં બહુજ હરખાતો હોય એમ ભાસતું હતું. ચંદ્રને બીજે સ્થળે રોશની નાખવા કરતાં, એક સ્ત્રી પુરૂષના ખુબસુરત ચહેરાઓને એક બીજા તરફ શુધ્ધ પ્રેમ દેખાડતાં, તે ઉપર રોશની નાંખવાનો વધારે હર્ષ થતો હોય એમ જણાતું હતું. અંજના પોતાના ખોળામાં મૂકેલ ચહેરા તરફ જોવા લાગી. આમ પાંચેક પળ સુધી તે તેના સામું જોયા કરતી હતી તેવામાં અમૃતલાલ જાગી ઉઠયો.



અમૃતલાલને આ વાત સાંભળીને અજાયબીનો પાર રહ્યો નહિ. તે સ્ત્રીએ ગુલાબી રંગનો રેશમી સાડલો પહેર્યો હતો, અને સૌભાગ્ય-દર્શક ચિન્હો—જેવી કે બંગડીઓ વિગેરે પહેર્યાં હતાં. આવાં એક પરણેલ સ્ત્રીનાં કપડાં પહેર્યાં હતાં, અને તેનાં વૃત્તાંતમાં તેનો ધણી હોય તેમ લાગતું નહતું; તેથી અમૃતલાલ ઘણોજ અજાયબ થયો હતો. અંતે તેનાથી ન રહેવાયાથી પૂછ્યું, "પણ તમારા ધણીએ તમને બચાવવાની કાંઈ કોશેશ ન કરી ?"

તે અબળાના મનમાં એવો વિચાર આવ્યો કે તેને બચાવનારજ તેનો ધણી થાય તો કેવું સારૂં ? પણ તેનામાં તેવાં વાક્યો ઉચ્ચારવાની હિંમત જ નહતી. તેણે જવાબ આપ્યો, "હું હજી પરણી નથી. હું આવાં પરણેલ સ્ત્રીની માફકજ કપડાં પહેરૂં છું; કારણકે તેમ કરવાથી કોઈને મારી સામું જોવાની જીજ્ઞાસા ન થાય."

અમૃતલાલ મનમાં તેની અકકલનાં વખાણ કરવા લાગ્યો; તે અબળાના પૂછવાથી તે ત્યાંથી કયાં જવાનો હતો એ સઘળું તેણે તેને કહ્યું. અંજનાની આંખો અમૃતલાલ ઉપર કાબુ મેળવવાનેજ આતુર થઇ રહી હતી. તે એટલી તો અમૃતલાલ ઉપર મોહી પડી હતી કે, જો અમૃતલાલ રાજી હોયતો જેમ અને તેમ જલદીથી તેની સાથે પરણી જાય. તે ભર જુવાનીમાં હતી. તેના દાંતની હાર એટલી તો શોભતી હતી કે, તેની આગળ દુનિયાનાં કીંમતીમાં કીંમતી મોતી મૂકયાં હોય તો તે કદરૂપાં લાગે. તેની ચાલ હંસણી જેવી હતી. આખી દુનિયાનું સ્વરૂપ જાણે તેનામાંજ એકઠું કર્યું હોય તેમ લાગતું હતું. કોઇ કોઇવાર જયારે અમૃતલાલની વાતથી તેના હૃદય ઉપર અસર થતી હતી, ત્યારે તેના ગાલ ઉપર લોહી ચઢી આવતું હતું, અને તેથી તેઓ ગુલાબી બનીને તેના મુખને શોભાવતા હતા. તેની આંખોમાં આકર્ષણજ સમાયેલું હોય તેવું લાગતું હતું. તે ઘણી જાડી પણ નહોતી અને ઘણી પાતળી પણ નહોતી. તેનું શરીર જરાક ભારે લાગતું હતું. તેની મુખમુદ્રાનો વિસ્તાર ગોળ અને વાળ તદ્દન કાળા અને ઘણા નરમ રેશમ જેવા હતા. આથી કદાચ અમૃતલાલનું મન તેની તરફ લલચાય તો તેમાં અજાયબી જેવું નહતું. અમૃતલાલ તેની સઘળી લાગણી સમજી શકયો ન હતો, કારણકે હજી તેણે દુનિયામાં સંપૂર્ણ રીતે પ્રવેશ કર્યો નહતો.

જરી કામ કર્યું હતું. એક બાજુએ જમીન ઉપર ગાદી તકીયા ગોઠવવામાં આવ્યા હતા. ચારે બાજુએ ખુરશીઓ પથરાઇ રહી હતી. ઓરડાને પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ બબ્બે બારીઓ સામ સામી હતી; જેમાંથી શિતળ વાયુની મંદ લ્હેરી તેમાં વસનારને આનંદ આપતી હતી. અજીતસિંહ ત્યાં બાજુમાં એક ખુરશી ઉપર બેઠો બેઠો પોતાના શરીર ઉપર પહેરેલાં કપડાં તરફ જોઇને વિચાર કરવા લાગ્યો.

"આવા હાલે મને અહિં લાવી નાહક હેરાન કરવાની ઝહેમત ઉઠાવી છે. એનાથી શું થવાનું છે? હું કદી પણ એને મારૂં હૃદય નહિં અર્પું. એ મુસલમાન અને હું રજપૂત! એ કેમ બને? જો નોળીયાને અને સાપને બને તો મારે અને એને બને. હું જાતે રજપૂત છું, એ મુસલમાન જાતની છે. સિંહ કદી ઘાસનો ચારો ચરે! એ કદી બનશેજ નહિં. ભલે રજપૂતોનું રાજ્ય, પૈસો અને કીર્તિ જાય, પણ રજપૂતો કદી પણ નીચ કામ કરશે નહિં. અમારો ધર્મ અમે કદી છોડીશું નહિં. અમારી સ્ત્રીઓને કદી પણ કલંક લગાડીશું નહિં. કારણકે જો અમે બીજી હલકી જાતની સ્ત્રીઓ સાથે પરણીએ તો એમ કહેવાય કે અમારા રજપૂતોમાં અમારે લાયક સ્ત્રીઓ નથી. જે રજપૂત નીચ કામ કરે તેને લાખો વાર ધિક્કાર છે, એ રજપૂતનું બીજ નહિં પણ કોઇ બીજાનું સમજવું. જો અમારો ટેક, ધર્મ, લડવૈયાપણું અને કીર્તિ જાળવી રાખીશું તોજ અમે હંમેશ માટે રાજ્યકર્તા રહીશું; નહિંતો અમારૂં સર્વસ્વ ગુમાવીને બેસીશું.

"હું ક્યાં છું તેની કોઇને ખબર નહિં પડે, કારણકે કોઇ પણ જાણતું નથી કે મને લઇ જનાર કોણ છે. મારી ઉપર આફતનું વાદળ તો તુટી પડયું છે, પણ તેથી શું? મને જરા પણ કોઇની બ્હીક લાગતી નથી. હું રજપૂત છું અને મારી હિંમત પણ હંમેશાં રજપૂત જેવીજ રહેશે. હા, પણ અમૃત સઘળી વાત જાણે છે; એ સઘળાને મારી બનેલી આગલી બીનાની ખબર આપશે. અરે, તે પોતેજ મને શોધવા નીકળશે. અરે, જરૂર નીકળીએ પડયો હશે; કારણ કે એ બહુ ચાલાક છે, અને મારે માટે પોતાના પ્રાણ પાથરે તેવો મારો ખરો મિત્ર છે. એ જરૂર અહિં આવશે, કારણ કે એ હસીનાનું ઠેકાણું પણ



# પ્રકરણ ૨૧ મું.



## અજીતસિંહ હસીનાના કબજામાં.

અજીતસિંહને ચાર અફઘાનો તેના શયનગૃહમાંથી કોઈને ખબર પડવા દીધા વગર ઉપાડી ગયા. ગામ બહાર લઇ જઇને તેને એક ગાડામાં મૂકયો અને ગાડાની ચારે બાજુએ ચોકીદારો ચોકી કરતા કરતા તેની સાથે ચાલતા હતા. અજીતસિંહનું મોહું હવે છુટું કરવામાં આવ્યું હતું. તેની સાથે સઘળી રીતે માનથી વર્તવામાં આવતું હતું. લગભગ છએક દિવસે તે ગાડું હસીનાના મહેલ જેવા મોટા મકાન આગળ આવી લાગ્યું. તે મકાનની ચારે બાજુએ વિશાળ બાગ હતો અને તેમાં ઠેક ઠેકાણે ઝાડો રોપવામાં આવ્યાં હતાં. મકાનના પછવાડેના ભાગમાં એક મોટો બાગ હતો, જેની અંદર જાત જાતના રોપાઓ હવાને ખુશબોદાર બનાવી તે મકાનની અંદર જવાનું આકર્ષણ કરતા હતા. તેમાં ઠેકાણે ઠેકાણે બેસવાના બાંકડાઓ મૂકવામાં આવ્યા હતા. વચમાં એક પાણીનો ફુવારો હતો જેની અંદરથી આખો દિવસ પાણી ઉડયા કરતું હતું, અને તે ફુવારાના કુંડમાં પડતું હતું. જમીન ઉપર રેતી પાથરેલ હતી. મકાન ઘણું વિશાળ અને ભવ્ય લાગતું હતું. મકાનની ચારે બાજુએ ઘણું બારીક અને અકકલ કામ ન કરે તેવું કોતરકામ કરવામાં આવ્યું હતું. હિંદી કોતરકામની કારીગરીનો અસલ નમુનો તે મકાન હતું. અજીતસિંહને ત્રણ અફઘાનો એક ઓરડામાં લઇ ગયા અને તેને અંદર એક ખુરસી ઉપર બેસાડી તે ત્રણે જણ ત્યાંથી ચાલતા થયા. તે ઓરડો ઘણીજ સારી રીતે શણગારેલો હતો. તેમાં એક કીંમતી ગાલીચો બીછાવવામાં આવ્યો હતો. દિવાલો ઉપર સુંદર ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં, ઓરડાની વચમાં એક આરસપહાણનું મોટું ટેબલ મૂકવામાં આવ્યું હતું. તેની ચારે બાજુએ ચાર મખમલની ખુરશીઓ મૂકી હતી. ટેબલ ઉપર જાતજાતનાં ફુલોનો એક ઢગલો કર્યો હતો. એક બાજુએ એક કોચ પડયો હતો જેની ઉપર જડેલ મખમલ ઉપર

જરી કામ કર્યું હતું. એક બાજુએ જર્મીન ઉપર ગાદી તકીયા ગોઠવવામાં આવ્યા હતા. ચારે બાજુએ ખુશબો પથરાઇ રહી હતી. ઓરડાને પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ બબ્બે બારીઓ સામ સામી હતી; જેમાંથી શિતળ વાયુની મંદ લ્હેરી તેમાં વસનારને આનંદ આપતી હતી. અજીતસિંહ ત્યાં બાજુમાં એક ખુરશી ઉપર બેઠો બેઠો પોતાના શરીર ઉપર પહેરેલાં કપડાં તરફ જોઇને વિચાર કરવા લાગ્યો.

"આવા હાલે મને અહિં લાવી નાહક હેરાન કરવાની ઝહેમત ઉઠાવી છે. એનાથી શું થવાનું છે? હું કદી પણ એને મારૂં હૃદય નહિં અર્પું. એ મુસલમાન અને હું રજપૂત! એ કેમ બને? જો નોળીયાને અને સાપને બને તો મારે અને એને બને. હું જાતે રજપૂત છું, એ મુસલમાન જાતની છે. સિંહ કદી ઘાસનો ચારો ચરે! એ કદી બનશેજ નહિં. ભલે રજપૂતોનું રાજ્ય, પૈસો અને કીર્તિ જાય, પણ રજપૂતો કદી પણ નીચ કામ કરશે નહિં. અમારો ધર્મ અમે કદી છોડીશું નહિં. અમારી સ્ત્રીઓને કદી પણ કલંક લગાડીશું નહિં. કારણકે જો અમે બીજી હલકી જાતની સ્ત્રીઓ સાથે પરણીએ તો એમ કહેવાય કે અમારા રજપૂતોમાં અમારે લાયક સ્ત્રીઓ નથી. જે રજપૂત નીચ કામ કરે તેને લાખો વાર ધિક્કાર છે, એ રજપૂતનું બીજ નહિં પણ કોઇ બીજાનું સમજવું. જો અમારો ટેક, ધર્મ, લડવૈયાપણું અને કીર્તિ જાળવી રાખીશું તોજ અમે હંમેશ માટે રાજ્યકર્તા રહીશું; નહિતો અમારૂં સર્વસ્વ ગુમાવીને બેસીશું.

"હું ક્યાં છું તેની કોઇને ખબર નહિં પડે, કારણકે કોઇ પણ જાણતું નથી કે મને લઇ જનાર કોણ છે. મારી ઉપર આફતનું વાદળ તો તુટી પડયું છે, પણ તેથી શું? મને જરા પણ કોઇની બ્હીક લાગતી નથી. હું રજપૂત છું અને મારી હિંમત પણ હંમેશાં રજપૂત જેવીજ રહેશે. હાં, પણ અમૃત સઘળી વાત જાણે છે; એ સઘળાને મારી બનેલી આગલી બીનાની ખબર આપશે. અરે, તે પોતેજ મને શોધવા નીકળશે. અરે, જરૂર નીકળીએ પડયો હશે; કારણ કે એ બહુ ચાલાક છે, અને મારે માટે પોતાના પ્રાણ પાથરે તેવો મારો ખરો મિત્ર છે. એ જરૂર અહિં આવશે, કારણ કે એ હસીનાનું ઠેકાણું પણ

જાણે છે. પણ એ જલદી આવે તો સારૂં, કારણકે નહિં તો કોણ જાણે અહિંઆ કેટલો વખત રહેવું પડશે. કોણ જાણે શા ઉપરથી એ હસીના મારી ઉપર મોહી પડી છે. કોઈ એને લાયક અફઘાન મળતો નહિં હોય કે તે મારી ઉપર આશક પડી છે ! આ પણ અજબ રીત ! કોઇ જો ન ચાહે તો તેને જબરજસ્તીથી ચાહવાની ફરજ પાડવી: અને ફરજ પાડતાં પણ ન ચાહે તો તેને ચોરી છુપીથી પકડી જવો અને પોતાના મકાનમાં કેદી તરીકે રાખવો; અને કોણ જાણે કયાં સુધી કેદ રાખવો તેતો આપણને ખબર નથી. હલકા માણસને આફ્તમાંથી બચાવતાં તે આપણી ઉપરજ આફ્ત લાવી મૂકે છે. એને પેલા હરામખોરોના હાથમાંથી બચાવી તો તેણે મને આ આફ્તમાં લાવી મૂકયો. દુનિયા પણ છે ને કાંઇ! ઇશ્વરને પણ ઠીક નવરે બેઠે બેઠે ધંધો સૂઝયો, પણ તેમાં તેનો વાંક નથી. એ કોઇને થોડુંજ કહેવા જાય છે. માણસો હાથે કરીને મૂર્ખ બને તેમાં તે શું કરે? જે કરશે તે ભરશે તેમાં બીજા શું કરશે? તે મહાન શકિતમાન્ ઇશ્વર જે કાંઇ કરે છે તેમાં સઘળો ઉંડો ભાવાર્થ તો સમાએલો હોવોજ જોઇએ તેમાં તો જરાએ શક નહિં, પણ એ જાણવાને અજબ શકિત ધરાવનારાઓની જરૂર છે; એ આપણું કામ નહિં. આપણું કામ લડાઇ કરવાનું, બહાદુરીથી લડવાનું, આપણી ઇજ્જત, શુરવીરતા અને ટેક જાળવવી અને વચન પાળવું તેજ છે."

દશેક પળ વિચારમાં વિત્યા બાદ અજીતસિંહ બેઠો હતો તેની જમણી બાજુનો દરવાજો ખુલ્યો, અને તેની અંદરથી હસીના એક અફઘાન શાહજાદીના શણગારમાં સજ્જ થઇ હંસણીની પેઠે ધીમે ધીમે ચાલતી દાખલ થઇ, અને તે ટેબલ પાસે આવીને અજીતસિંહના સામું જોઇને ઉભી રહી. અજીતસિંહ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ડોળા કાઢતો જ્યાં હતો ત્યાંજ બેસી રહયો. હસીના તેના સામું જોઇને સ્મિત હાસ્ય કરી પોતાની આંખો જમીન તરફ ફેરવી અને નીચું જોઇ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર બે પળ સુધી શાન્ત ઉભી રહી.

જયારે એક યુવાન કુમારીકા, કોઇની ત્યાં આવી પહોંચવાની બીક વિના, પોતાના મન માનીતા સ્વામીની મુલાકાત લે છે,

ત્યારે જેવી રીતે તેના મનની સ્થીતિ થાય છે, તથા જેમ તેનું હૈયું ધબકે છે તેવી રીતે તે અફઘાન સ્ત્રી હસીનાની સ્થીતિ થઇ જતી હોય તેમ તેને દેખાવા લાગ્યું. છેવટે શાન્તીનો ભંગ હસીનાએજ કર્યો. "આપકા હર્યાં આનેસે મુઝે બોત ખુશી હોતી હય. આપ મુજ કંગાલકી બેઅદબી દરગુઝર કરોગે. મૈને આપકો બહોત તકલીફ દીઇ હય."

અજીતસિંહ, ઉર્દુ ભાષામાં બોલતાં કંટાળો આવવાથી વચ્ચે બોલી ઉઠ્યો, "આપ મહેરબાની કરીને ગુજરાતીમાં બોલો.

હસીનાને ગુજરાતીનું સારૂં જ્ઞાન હોવાથી તેણે તે માગણી તરતજ સ્વીકારી લીધી અને ગુજરાતીમા બોલવા લાગી, "આપ મારા માલીક છો, આપનો જે હુકમ થશે તે પાળવા આ દાસી તૈયાર છે."

અજીતસિંહ ઉશ્કેરાયલા સિંહની પેઠે ગાજતો ઉભો થઇ ગયો, "કોની દાસી, ખબરદાર છે. એક શબ્દ વધારે બોલ્યાં છો તો; હું તમને સારી રીત ઓળખું છું. હું તમારાથી જરાપણ ચલાયમાન થવાનો નથી. કદાચ મારૂં માથું ધડથી જુદું થાય તોપણ એ બનવાનુંજ નથી." આટલું બોલીને અજીતસિંહ પાછો ખુરશી ઉપર બેસી ગયો.

હસીનાએ અજીતસિંહ સામું જોઇ નિઃશ્વાસ નાંખ્યો અને થોડીવાર ચુપ રહયા પછી બોલી, "અજીતસિંહ શું કરૂં કે હું તમને ચાહું છું, નહિં તો એક અફઘાન સ્ત્રી આગળ તમારી બહાદુરી કેટલી ચાલે છે તે દેખાડી આપું. તમે તો શું, પણ તમારા કરતાં દશગણા બળવાન પુરૂષને તરવારના એક ઝટકાનો સ્વાદ બસ થાય, અથવા તો મારી સામેની લડાઇમાં તેને હું તણખલા ભાર પણ જીત મેળવવા દઉં નહિં. પણ લાચાર છું કે પ્રેમ અને બળ સાથે કામ કરી શકતાં નથી." આટલું બોલી તે અજીતસિંહની ખુરસી આગળ ગઇ અને તેની સામે એક ખુરસીપર બેઠી.

અજીતસિંહ હસીનાના બોલવાનો અર્થ સમજી ગયો અને બોલ્યો, "રજપૂતો સ્ત્રીઓ પર હાથ નથી ઉગામતા, તે ધ્યાનમાં લઇ મારા જેવા દશ રજપૂતોને વગર સામા થયે મારી નાંખવા એ બહાદુરી તો અફઘાન સ્ત્રીઓથીજ થાય !"

"બસ એ યુધ્ધની વાતને યુધ્ધના મેદાનમાં મોકલો." આટલું બોલી હસીના જે દરવાજેથી આવી હતી ત્યાં ગઇ, અને થોડીવારમાં પાછી અંદર આવી અને એક દાબડો કે જે તે સાથે લઇ આવી હતી તે અજીતસિંહના પગ આગળ મૂકયો અને પાછી પોતાની ખુરશી ઉપર મુંગે મોઢે બેસી રહી.

અજીતસિંહે પૂછયું "એ શું છે?"

હસીનાએ જવાબ આપ્યો, "એક ગરીબની ભેટ."

અજીતસિંહે કહ્યું, "વાહ ! આતો નવી રીત. કોઇને પકડીને પોતાના ઘરમાં પુરી દેવો અને પછી તેને ભેટ આપવી ! આ રીત તો તમનેજ મુબારક."

હસીનાએ કહ્યું, "આપને લીધા વગર છુટકોજ નથી, અને આપને માટે એક રજપૂત રસોયો રસોઇ તૈયાર કરી અહિં લાવશે તે આપ જમજો," આટલું બોલી હસીના ઉભી થઇ અને બોલી, "હું હમણાં જાઉં છું અને પાછી રાતના આવીશ. એટલા વખતમાં મારૂં કાંઇ કામ પડે તો મને બોલાવજો." બોલવાનું પુરૂં થતાંજ તેણે પોતાનો જમણો હાથ અજીતસિંહના ગાલને અડાડયો અને સલામ આલેકુમ કહીને ચાલવા માંડયું. અજીતસિંહના ગુસ્સાનો પાર રહ્યો નહિં તેથી તે ઉભો થયો અને તેના પગ આગળ પડેલા ડાબલાને જોરથી લાત મારી કે તે ડાબડો ઉડીને હસીનાના પગ આગળ પડયો, અને તેમાંનું જવાહીર જમીન પર ચારે બાજુએ પડવા માંડયું, અને તે ગુસ્સામાં ગાજી ઉઠયો, "ઓ રંડા, ફરીથી આવી કાંઇ પણ વર્તણુક ચલાવી છે તો યાદ રાખજે કે સ્ત્રી હત્યા કરતાં પણ હું જરાએ ડરીશ નહિં."

હસીના ડાબલાના અવાજથી અને અજીતની ગર્જનાથી પહેલાં તો ગભરાટમાં ઉભી રહી અને જરા વારે બોલી, "અજીતસિંહ, મારી શાન્તિની હવે હદ થઇ છે. હું આપને જેમ જેમ ચાહું છું તેમ તેમ આપ મને ધીકકારો છો; આનું ફળ શું આવશે તે આપ જાણો છો? હું રજપૂત કુતરીઓ જેવી ડરકણ નથી. હું શું કરી શકું એ દેખાડવાની મારી ઇચ્છા નથી ત્યાં સુધી તમારી સલામતી છે. ઠીક છે, હમણાં તો હું જાઉં છું, શું કરૂં કે મારો તમારી તરફનો ચાહ મારી

બધી શકિતઓ તોડી નાંખે છે એટલે લાચાર છું," હસીના વિજળીના ચમકારાની પેઠે દરવાજાની અંદરથી પસાર થઇ ગઇ અને તે દરવાજો અંદરથી બંધ કરી દીધો. અજીતસિંહ પાછો ખુરશી પર બેઠો અને શાન્તિથી વિચાર સાગરમાં ડોલાયમાન થતાં ભાગેલાં હોડકામાં બેઠેલા માણુસની માફક બચવાનો કાંઇ પણ ઉપાય ન સૂઝે એવી હાલતમાં ગરકાવ થઈ ગયો. થોડી વાર પછી તેને ત્યાંથી છટકી જવાનો એક ઉપાય સૂઝયો. તેણે ધાર્યું કે જે રજપૂત તેને જમવાનું આપવાને આવશે તે એને મદદ કરશે. પાએક કલાક વિત્યા બાદ હસીના જે દરવાજામાંથી ચાલી ગઇ હતી તે દરવાજો ઉઘડયો અને તેમાંથી એક રજપૂત પીરસેલી થાળી હાથમાં લઇ અંદર દાખલ થયો. તેના અંદર દાખલ થવા પછી તે દરવાજા બહારથી કોઇએ બંધ કર્યાં. તે રજપૂતે પીરસેલી થાળી અજીતસિંહ સામી મૂકી અને અદબ વાળી સામો ઉભો રહ્યો. અજીતસિંહે તરતજ વરતી કાઢ્યું કે તે રજપૂત હતો, અને તેને પૂછ્યું, "તમારૂં નામ શું?"

તેણે જવાબ દીધો, "નામદાર મારૂં નામ જેસંગ છે, હું રજપૂતાનામાં એક મોટા સૈન્યનો ઉપરી હતો, પણ મારા દુર્ભાગ્યે હસીનાના સૈન્યના ઉપરી થવું પડયું છે."

અજીતસિંહ અજાયબીથી બોલ્યો, "શું હસીના પાસે સૈન્ય છે? તે કેવડું મોટું છે?"

જેસંગે જવાબ આપ્યો, "મહારાજ, એ સૈન્ય પચાસનું છે અને તેનો ઉપરી હું છું."

અજીતસિંહે કહ્યું, "આપને એક સૈન્યના ઉપરી થઇને શા માટે રસોઇ કરવી પડે છે?"

"અમારા આખા સૈન્યમાં હું એકજ રજપૂત છું અને અમારૂં આખું લશ્કર અફ્ઘાનોનું બનેલું છે, માટે મારે રસોઇ પણ હાથે કરવી પડે છે. આજે આપને માટે પણ સાથે રસોઇ કરેલી છે. મારાં અહોભાગ્ય કે આપ જેવા શુરવીર પુરૂષને પણ મારા જેવા એક સાધારણ માણુસના હાથની રસોઇ ખાવાનો વારો આવ્યો છે." આટલું બોલી તે ત્યાં પડેલું ઝવાહીર દાબડામાં એકઠું કરવા લાગ્યો; તે સર્વસ્વ દાબલામાં ભર્યો

બાદ તે ત્યાંથી ચાલતો થયો. અજીતસિંહને કકડીને ભૂખ લાગી હોવાથી તે ખુબ પેટ ભરીને જમ્યો. જમ્યા બાદ ત્યાં એક લોટામાં મૂકેલું પાણી પીધું. ફરીથી તેણે વિચાર સાગરમાં છલંગ મારી. ત્યાર બાદ સાંજના પણ એજ પ્રમાણે ભોજન લઇ સ્વસ્થ થઇ નિરાંતે બેઠો. તે ઓરડામાં એકપણ બારી રસ્તા ઉપર ન હોવાથી તેની નજરે શહેરનો કોઇ પણ બીજો ભાગ પડી શકે તેમ નહતું. ત્યાં ડાબી બાજુમાં એક બીછાવેલ પલંગ પડયો હતો તે ઉપર આખા દિવસનો થાક બલકે કંટાળો ઉતારવાને તે આળોટવા માંડયો. આમ લગભગ દસેક વાગ્યા પણ તેની આંખમાં જરાએ ઉંઘ આવતી નહતી. અંતે તે નિદ્રાદેવીને વશ થયો અને ભર ઉંઘમાં પડયો. તેના ઉંઘવા બાદ અડધા કલાકે હસીનાના ઓરડાવાળો દરવાજો ખુલ્યો, અને તેમાંથી હસીના પૂર ઠાઠમાં હીરા, મોતી, અને માણેકના દાગીનાઓથી સજ્જ થઇ દાખલ થઇ. તેણે રેશમી પોશાક પહેર્યો હતો. અત્તર અને સુગંધી તેલોની ખુશબો પ્રસરી રહી અને તેનો દેખાવ એક સ્વર્ગની પરીના જેવો લાગતો હતો. તે પલંગ પાસે ગઇ અને પાંચેક પળ સુધી અજીતસિંહના મુખ સામું જોવા લાગી. તેની આંખોપરથી એવું માલમ પડતું હતું કે તે કામદેવના હાથમાં બરાબર સપડાઇ હતી. તે જરાપણ અવાજ કર્યા વગર અજીતસિંહનાં માથાં તરફ પલંગપર ચઢી અને તેનું માથું ખોળામાં લઇ શાન્તપણે તેની મુખમુદ્રા તરફ જોતી અને કામદેવનાં ફાંસામાં વધારે ને વધારે ફસાતી બેચેન અવસ્થામાં બેઠી હતી. અજીતસિંહ ઘણી ગાઢ નિદ્રામાં હોવાથી જાગ્યો નહતો. હસીનાએ પોતાની આંગળીમાંથી વીંટી કહાડી અને અજીતસિંહના જમણા હાથની ટચલી આંગળીમાં પહેરાવી. હજી સુધી પણ અજીતસિંહ જાગ્યો નહિં. છેવટે જ્યારે હસીનાએ અજીતસિંહનો હાથ પોતા તરફ ખેંચ્યો ત્યારે અજીતસિંહ ચમકીને પથારીમાંથી બેઠો થયો, અને હસીના સામું જોઇ રહયો, અને પથારીમાંથી બહાર કુદકો મારી પલંગ પાસે પડેલી એક ખુરસી પર બેઠો તે અજાયબીમાં ગરકાવ થઇ આશ્ચર્યથી બોલ્યો, "એક ઉંચ કુળની અફઘાન અબળાને આ શું છાજે છે ? ધિક્કાર છે તને."

હસીના બોલી, "અજીતસિંહ, હજી તમે તમારી હઠ છોડી નહિ, આમ ગાંડા ક્યાં સુધી રહેશો ? આવો, અને સંસારના સુખનો લ્હાવો લ્યો." અજીતસિંહ ગુસ્સાથી બોલ્યો, "બસ, હવે ઘણું થયું. ઘણાં નખરાં થવાથી શું ફાયદો છે ?"

હસીના શાન્તિથી બોલી, "આપ જે કાંઇ બોલશો તે સઘળું આ દાસી શાન્તિથી સાંભળ્યા કરશે. મને અત્યારે આપનાપર જરાપણ ગુસ્સો નહિં આવે કારણકે હું આપને મારા ગણું છું,"

અજીતસિંહ બોલ્યો, "હસીના નાદાન બનવામાં કાંઇપણ સાર નથી. મનુષ્યને હૃદય કેટલાં છે તે તું જાણે છે ? જોકે તું અફઘાન છે પણ રજપૂત હોય તોએ હું તને કદી પણ ચાહી શકું તેમ નથી. કારણ કે મેં મારૂં હૃદય મારી હૃદયદેવીને અર્પણ કરી દીધું છે. એક મ્યાનમાં બે તરવાર ક્યાંથી સમાય ? તેમ મારૂં હૃદય પણ એકજ છે, માટે આ બધું તોફાન મૂકી દે અને મને મારે રસ્તે જવા દે."

હસીના. આ સાંભળી જાણે ચમકી હોય તેવો ડોળ કરી, આશ્ચર્યથી બોલી, "તમારાં હૃદયદેવી કોણ છે ?"

અજીતસિંહે જવાબ આપ્યો, "તે તને કહેવાની કાંઇપણ જરૂર નથી."

હસીનાએ બેદરકારીથી જવાબ આપ્યો, "તો તે મારે કાંઇ જાણવાની પણ અગત્ય નથી" આટલું બોલી હસીના પલંગમાંથી બહાર આવી અને અજીતસિંહની જોડાજોડ એક ખુરસી મૂકી તે પર બેઠી. તેના બેસવાની સાથે પાસેના ઓરડામાંથી એક કારમી ચીસ કોઇ અબળાએ પાડી હોય તેમ સંભળાઇ. આ સાંભળીને અજીતસિંહ એકદમ ચોંક્યો.



બાદ તે ત્યાંથી ચાલતો થયો. અજીતસિંહને કકડીને ભૂખ લાગી હોવાથી તે ખુબ પેટ ભરીને જમ્યો. જમ્યા બાદ ત્યાં એક લોટામાં મૂકેલું પાણી પીધું. ફરીથી તેણે વિચાર સાગરમાં છલંગ મારી. ત્યાર બાદ સાંજના પણ એજ પ્રમાણે ભોજન લઇ સ્વસ્થ થઇ નિરાંતે બેઠો. તે ઓરડામાં એકપણ બારી રસ્તા ઉપર ન હોવાથી તેની નજરે શહેરનો કોઇ પણ બીજો ભાગ પડી શકે તેમ નહતું. ત્યાં ડાબી બાજુમાં એક બીછાવેલ પલંગ પડયો હતો તે ઉપર આખા દિવસનો થાક બલકે કંટાળો ઉતારવાને તે આળોટવા માંડયો. આમ લગભગ દસેક વાગ્યા પણ તેની આંખમાં જરાએ ઉંઘ આવતી નહતી. અંતે તે નિદ્રાદેવીને વશ થયો અને ભર ઉંઘમાં પડયો. તેના ઉંઘવા બાદ અડધા કલાકે હસીનાના ઓરડાવાળો દરવાજો ખુલ્યો, અને તેમાંથી હસીના પૂર ઠાઠમાં હીરા, મોતી, અને માણેકના દાગીનાઓથી સજ્જ થઇ દાખલ થઇ. તેણે રેશમી પોશાક પહેર્યો હતો. અત્તર અને સુગંધી તેલોની ખુશબો પ્રસરી રહી અને તેનો દેખાવ એક સ્વર્ગની પરીના જેવો લાગતો હતો. તે પલંગ પાસે ગઇ અને પાંચેક પળ સુધી અજીતસિંહના મુખ સામું જોવા લાગી. તેની આંખોપરથી એવું માલુમ પડતું હતું કે તે કામદેવના હાથમાં બરાબર સપડાઇ હતી. તે જરાપણ અવાજ કર્યા વગર અજીતસિંહનાં માથાં તરફ પલંગપર ચઢી અને તેનું માથું ખોળામાં લઇ શાન્તપણે તેની મુખમુદ્રા તરફ જોતી અને કામદેવનાં ફાંસામાં વધારે ને વધારે ફસાતી બેચેન અવસ્થામાં બેઠી હતી. અજીતસિંહ ઘણી ગાઢ નિદ્રામાં હોવાથી જાગ્યો નહતો. હસીનાએ પોતાની આંગળીમાંથી વીંટી કહાડી અને અજીતસિંહના જમણા હાથની ટચલી આંગળીમાં પહેરાવી. હજી સુધી પણ અજીતસિંહ જાગ્યો નહિં. છેવટે જ્યારે હસીનાએ અજીતસિંહનો હાથ પોતા તરફ ખેંચ્યો ત્યારે અજીતસિંહ ચમકીને પથારીમાંથી બેઠો થયો, અને હસીના સામું જોઇ રહયો, અને પથારીમાંથી બહાર કુદકો મારી પલંગ પાસે પડેલી એક ખુરસી પર બેઠો. તે અજાયબીમાં ગરકાવ થઇ આશ્ચર્યથી બોલ્યો, "એક ઉંચ કુળની અક્ક્લમંદ અબળાને આ શું છાજે કે? ધિક્કાર છે તને."

આંસુ વહ્યાં જતાં હતાં, અને તે ડચકાં ખાતી ખાતી બોલી, "આપ તસ્દી ક્ષમા કરશો."

શહેરીયારે તે ચોકીદારને ત્યાંથી ચાલ્યા જવાને કહ્યું અને તે અબળાને ત્યાં એક ખુરસી ઉપર બેસવાનું કહ્યું. પોતે તેની સામે એક બીજી ખુરસી ઉપર બેઠા પછી તેણે તે અબળાને પૂછ્યું, "તમે કોણ છો ? શાન્ત થાઓ આટલાં બધા દીલગીર થવાનું શું કારણ છે તે જણાવો."

તેણે ચોકીદારને મોટેથી બુમ મારી પાણી લાવવાનો હુકમ કર્યો. તે તરતજ પાણી લઇ આવ્યો અને તે અબળાની સામે મૂક્યું. તે તેણે પીધું અને પીધા બાદ પોતાના રેશમી રૂમાલથી પોતાનું મોઢું લૂછ્યું, અને સ્વસ્થ થઇને પોતાની વાત કહેવા લાગી, "હું ફીરોઝપુરના સૂબા દૌલતખાનની એક પુરી બેટી છું. મારી માતા અને મારો બાપ મને સાથે લઈને મુસાફરી કરવા નીકળ્યાં હતાં, ત્યાં અહિંઆથી પાંચેક ગાઉ દૂર એક જંગલમાં અમને લુટારાઓ મળ્યા, જેણે અમારૂં સર્વસ્વ લૂંટી લીધું. મારી માતાને અને મારા પિતાને ઠાર માર્યા, અને મને ત્યાં રઝળતી મૂકી ન્હાસી ગયા. મને રસ્તાની કાંઇ પણ ખબર ન હોવાથી હું આ દિશા તરફ ચાલી આવી અને ગામમાં દાખલ થતાં રાત પડી ગઇ હતી તેથી મારે ક્યાં જવું અને શું કરવું તેની સુઝ નપડી. મેં દૂરથી ચંદ્રમાના અજવાળામાં આપના મહેલને જોયો અને આ દિશા તરફ આવી. મધ્ય રાત્રીએ આપને મળવાને કાંઇ પણ ઉપાય ન સુઝવાથી હું બેધડક આપના રાજ્ય મહેલના બગીચામાં દાખલ થઇ, અને નમ્ર અરજ આપ પ્રત્યે વિદિત કરી. હું આપને આશ્રયે છું; મારૂં કોઇ નથી. આપ ગમે તો ઉગારો, નહિં તો મને આ ફાની દુનિયામાંથી આપની શમશેરથી દુર કરો."

શહેરીયાર બોલ્યો, "બાનુ, શાન્ત થાઓ. એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. એક અબળા શરણે આવે તેને કતલ કરવામાં જેવું પાપ છે તેવું બીજું કશામાં નથી." આટલું બોલી શહેરીયાર મુંગો રહ્યો. થોડીવાર આમ જોયા પછી શહેરીયારે તેનું નામ પૂછ્યું, જેના જવાબમાં તેણે કહ્યું, "મારૂં નામ આબીદા છે."

# પ્રકરણ ૨૨ મું.



## હસીના કોણ?

અફઘાનીસ્થાનમાં આવેલા ઉલમુલ્ક દેશમાં શહેરીયાર નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેનો બાપ તેને વીસ વર્ષની ઉમરનો મૂકીને મરી ગયો હતો. તેની મા તેના બાપની પહેલાં બે વર્ષ ઉપર મરી ગઇ હતી. વીસ વર્ષની નાની ઉમરમાં તે ગાદી ઉપર આવ્યો. તેનું એક પાસેના ગામના રાજાની છોકરી સાથે પરણવાનું નક્કી કર્યું હતું, અને તેને પરણવાને માટે માત્ર એકજ વર્ષ બાકી રહ્યું હતું. એ અરસામાં તેનું હૃદય બીજે ઠેકાણે સપડાયું હતું.

એક દિવસે રાજા શહેરીયાર જ્યારે પોતાના મહેલના શયનગૃહમાં ભરનિદ્રામાં પડયો હતો, ત્યારે તે કોઇ સ્ત્રીના એકાએક ગાવાના અવાજથી જાગી ઉઠયો. થોડી વાર સુધી તેણે સુતાં સુતાં તે ગાયન સાંભળ્યું; ગાયન પૂરું થતાં તે પથારીમાંથી બેઠો થયો અને બારી આગળ જઇને ચારે બાજુએ નજર કરી તો ડાબી બાજુએ તેના બગીચામાં એક મોટા વૃક્ષની નીચે ચંદ્રમાના અજવાળાની અંદર કોઇ એક સ્ત્રી નજરે પડી. તે સ્ત્રીએ પણ શહેરીયાર તરફ ઉંચે નજર કરી, અને બે જણાં એક બીજા સામે ટગર ટગર જોવા લાગ્યાં શહેરીયારે પોતાના ઓરડાની પાસેના બીજા ઓરડામાંથી ચોકીદારને બુમ પાડીને બોલાવ્યો, અને તે બાઇ કોણ હતી તેની તપાસ કરવા માટે તેને મોકલ્યો. થોડીવારમાં તે પાછો આવ્યો, અને બોલ્યો, "મહારાજ, એ સ્ત્રી કોઇ દુર દેશથી આપને મળવા માંટે આવી છે અને આપને હાલ મળવા માગે છે."

શહેરીયારે કહ્યું, "જા, તેને અહિં બોલાવ."

તરતજ તે સિપાઇ ગયો અને થોડીવારમાં તે નવયૌવનાની સાથે ત્યાં આગળ આવી પહોંચ્યો. તે એક સત્તર અઢાર વરસની અપ્રધાન ચપળા હતી, તેનું સૌંદર્ય અતિ સુશોભીત હતું. તેની આંખમાંથી

આંસુ વહ્યાં જતાં હતાં, અને તે ડચકાં ખાતી ખાતી બોલી, "આપ તસ્દી ક્ષમા કરશો."

શહેરીયારે તે ચોકીદારને ત્યાંથી ચાલ્યા જવાને કહ્યું અને તે અબળાને ત્યાં એક ખુરસી ઉપર બેસવાનું કહ્યું. પોતે તેની સામે એક બીજી ખુરસી ઉપર બેઠા પછી તેણે તે અબળાને પૂછયું, "તમે કોણ છો? શાન્ત થાઓ આટલાં બધા દીલગીર થવાનું શું કારણ છે તે જણાવો."

તેણે ચોકીદારને મોટેથી બુમ મારી પાણી લાવવાનો હુકમ કર્યો. તે તરતજ પાણી લઇ આવ્યો અને તે અબળાની સામે મૂકયું. તે તેણે પીધું અને પીધા બાદ પોતાના રેશમી રૂમાલથી પોતાનું મોઢું લૂછયું, અને સ્વસ્થ થઇને પોતાની વાત કહેવા લાગી, "હું શીરાઝપુરના સૂબા દૌલતખાનની એક પુરી બેટી છું. મારી માતા અને મારો બાપ મને સાથે લઇને મુસાફરી કરવા નીકળ્યાં હતાં, ત્યાં અહિંઆથી પાંચેક ગાઉ દૂર એક જંગલમાં અમને લુટારાઓ મળ્યા, જેણે અમારૂં સર્વસ્વ લૂંટી લીધું. મારી માતાને અને મારા પિતાને ઠાર માર્યાં, અને મને ત્યાં રઝળતી મૂકી ન્હાસી ગયા. મને રસ્તાની કાંઇ પણ ખબર ન હોવાથી હું આ દિશા તરફ ચાલી આવી અને ગામમાં દાખલ થતાં રાત પડી ગઇ હતી તેથી મારે કયાં જવું અને શું કરવું તેની સુઝ નપડી. મેં દૂરથી ચંદ્રમાના અજવાળામાં આપના મહેલને જોયો અને આ દિશા તરફ આવી. મધ્ય રાત્રીએ આપને મળવાને કાંઇ પણ ઉપાય ન સુઝવાથી હું બેધડક આપના રાજ્ય મહેલના બગીચામાં દાખલ થઇ, અને નમ્ર અરજ આપ પ્રત્યે વિદિત કરી. હું આપને આશ્રયે છું; મારૂં કોઇ નથી. આપ ગમે તો ઉગારો, નહિં તો મને આ ફાની દુનિયામાંથી આપની શમશેરથી દુર કરો."

શહેરીયાર બોલ્યો, "બાનુ, શાન્ત થાઓ. એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. એક અબળા શરણે આવે તેને કતલ કરવામાં જેવું પાપ છે તેવું બીજું કશામાં નથી." 'આટલું' બોલી શહેરીયાર મુંગો રહ્યો. થોડીવાર આમ જોયા પછી શહેરીયારે તેનું નામ પૂછયું. જેના જવાબમાં તેણે કહ્યું, "મારૂં નામ આબીદા છે."

ઉનાળાની મધ્ય રાત્રીએ એક અતિ વેરાન જંગલની અંદર લાંબો પંથ કાપી આવેલી તરસી આબીદાને વણ માગે શાન્ત થાય તેટલુ નિર્મળ ઠંડુ પાણી મળ્યું તેનાથી, તેના અંતઃકરણમાં જે શાન્તિ થઈ તેવી શાન્તિ શહેરીયારના અંતઃકરણમાં આબીદાને જોતાં વાર પ્રસરી રહી. શહેરીયાર જોકે હજી નાની ઉમરનો હતો તોપણ તેનામાં પ્રેમની લાગણી અતિ તિવ્ર હતી. આબાદીને તેના અંતઃકરણમાં આશ્રય આપવાની તેને મક્કમ ઇચ્છા પેદા થાય તે સંભવિત હતું.

આબીદા એક ઉંચા કુટુંબની છોકરી હોવાથી તેનામાં સભ્યતા અને વિવેક વધારે પ્રમાણમાં હતાં. તેનું બોલવું ધીમું અને મધુરતા ભરેલું હતું. તેનું મુખમંડળ ઘણું ખુબસુરત અને આકર્ષક હતું. તેની આંખ તેના ચહેરાના પ્રમાણમાં તેજસ્વી હતી. તે મધ્યમસર બોલવામાં ચંચળ અને ગાવામાં નિપૂણ હતી. તેના દેખાવમાં, તેની સભ્યતામાં, તેની વાચાળતામાં, તેની સમયસુચકતામાં, અને તેની પ્રવીણતામાં જરાએ ખામી ન હતી. શહેરીયાર આબીદાના આટલા સારા ગુણ જોઇ તેની જોડે પ્રીતિ જોડવાને લલચાય તો તે સંભવિત હતું. શહેરીયારે પોતાના નોકરને હુકમ કરી આબીદાને એક જુદા ઓરડામાં સુવાની સગવડ કરી આપી. નોકરે જ્યારે આવીને કહ્યું કે ઓરડો તૈયાર છે, ત્યારે શહેરીયારે આબીદાને જઈને સુઇ રહેવાનું કહ્યું, કારણકે તે અત્યંત થાકી ગઇ હતી. બીજે દિવસે આબીદા માટે ખાવા પીવાની સઘળી તૈયારી કરી રાખવામાં આવી હતી, અને આબીદાએ આખો દિવસ આનંદમાં ગુજાર્યો. સાંજના સાત વાગે શહેરીયાર પોતાના મહેલમાં આવ્યો, અને થોડીવારમાં હથીયાર બાંધીને લડાયક પોશાકમાં સજ્જ થઇને આબીદા આગળ આવ્યો. તેના આવવાથી આબીદા તરતજ ઉભી થઇ અને તેને આદરસત્કાર સાથે પાસે પડેલ ખુરશી ઉપર બેસવાની અરજ કરી; જે શહેરીયારે માનસહીત સ્વીકારી. ખુરસી ઉપર બેઠા પછી તેણે થોડીકવાર સુધી આબીદાના ચહેરા તરફ તાંકીને જોયા કર્યું અને એક ઉંડો નિઃશ્વાસ નાંખી, પોતાનો રૂમાલ મોઢા આડો ઢાંકયો. શહેરીયારની આવી સ્થીતિ જોઇ આબીદાના મનમાં કેવી અસર થઇ હશે તે સહેલાઇથી જાણી શકાય તેમ છે. આબીદા, કે જેણે પોતાના ભવિષ્યની સઘળી આશાઓ પાર પાડવાનો સઘળો ભરોસો શહેરીયાર

પર રાખ્યો હતો, તે શહેરીયાર જ્યારે તેના સામું જોઇ ઉંડો નિઃશ્વાસ નાંખે ત્યારે આબીદાના મનમાં કાંઇ નવી આફત આવી પડવાની ચિંતા પેદા થાય, અને તે આફત શહેરીયાર જણાવવાને દીલગીર હતો, એવો વિચાર આબીદાને આવે એ સ્વાભાવિકજ હતું.

સુખ અને દુઃખ એ બે તદ્દન વિચિત્ર છે; તેઓ જ્યારે આવે છે અથવા જાય છે ત્યારે જરાએ પાછું વાળીને જોતાં નથી. માણસની કસોટી કરવા માટે એ બન્નેને ઉત્પન્ન કર્યાં હોય તેમ જણાય છે; કારણ કે ઘણા સુખમાં થોડું દુઃખ પડે છે તો તે કાંઇ જણાતું નથી, અને એથી ઉલટું ઘણા દુઃખમાં થોડું સુખ મળે છે તો માણસ આશાવંત બની જાય છે, અને પોતાનું સઘળું દુઃખ ખમવાને શકિતવાન થાય છે, અને એમ થવાથી બરોબર કસોટી થઇ શકતી નથી.

શહેરીયારે થોડીવાર રૂમાલ મોઢા આડો રાખ્યા બાદ પાછો ખેસવી લીધો અને ફરીથી આબીદા સામું જોવા લાગ્યો. છેવટે આબીદાથી ન રહેવાયાથી પૂછ્યું, "આપ આમ ઉદાસ કેમ છો ?"

શહેરીયારે ખોખરા અવાજે કહ્યું, "આબીદા, તું નસીબની કઠણ છે કે કોણ જાણે હું નસીબનો અભાગી છું, કારણ કે હું જે રાજ્યના તાબા નીચે છું તેની ઉપર ચડાઇ આવી છે, અને મારે તેની તરફથી લડી મારી ફરજ બજાવવી જોઇએ. હું અત્યારે મારી સેના લઈ તે રાજ્ય તરફ કુચ કરી જાઉં છું; પણ આબીદા......આટલું બોલીને તે એકાએક બોલતો અટકી ગયો અને ફરીથી મોઢા આડો રૂમાલ બે હાથે ઢાંકી શોકમાં ગરકાવ થઇ ગયો. આબીદા એના બોલવાનો ભાવાર્થ સમજી ગઇ અને શાન્ત મને બેસી રહી. થોડીવાર સુધી શહેરીયાર કાંઇ પાછું ન બોલ્યો એટલે ફરીથી આબીદાએ શાન્તિનો ભંગ કર્યો, આપ શા માટે આટલા બધા દીલગીર થાઓ છે ? શા માટે આપ બોલતા નથી ?"

શહેરીયાર ફરીથી શુદ્ધિમાં આવ્યો અને પાછો સ્વસ્થ થઇને બેઠો. ફરી થોડીવાર સુધી તેણે આબીદાના ચહેરા સામું જોયા કર્યું. તરત ઓરડાનો દરવાજો ખુલ્યો અને કોઇ લશ્કરી અમલદારના પોશાકમાં એક માણસ અંદર દાખલ થયો. તેણે નમીને કહ્યું, " સબ ફોજ તૈયાર હૈય, આપ ચલો, તબ કુચ શુરૂ કર દેવે."

શહેરીયારે જવાબ આપ્યો, "થોડી દેર સુબુર કરો, મય અભી આતા હું." પેલો અમલદાર નમીને ત્યાંથી ચાલી ગયો, શહેરીયારે ઉઘાડા રહેલા દરવાજા પોતે ઉભા થઇને આસ્તે બંધ કરી દીધા અને અંદરથી સાંકળ વાસી, કારણ કે તેના મનની આવી સ્થીતિ જોઇ કદાચ લશ્કરી અમલદારોના મનમાં તેના વિષે હલકો વિચાર બેસે, અને ધારે કે તે લડાઇમાં જવાને ગભરાતો હશે, જ્યારે ખરૂં કારણ તો બીજુંજ હતું. પાછો તે ખુરશી ઉપર બેઠો અને આબીદા સામું જોવા લાગ્યો. થોડી-વાર એમ જોયા બાદ બોલ્યો, "આબીદા, હું લડાઇમાં જાઉં છું. મને અત્યંત ચિંતા થાય છે કે તારી સંભાળ કોણ રાખશે? આબીદા! આબીદા! મેં તારી ઉપર મોટી આશા બાંધી હતી, પણ મને મારા નસીબે બીજેજ રસ્તે દોરવાનું વ્યાજબી ધાર્યું છે. હું લડાઇમાંથી પાછો આવીશ કે નહિં તે કોણ જાણે; માટે છેલ્લો વખત છે તો હું તને તારા વિષેના મારા સઘળા મનોરથ કહું છું. આબીદા હું તને ચાહું છું અને મારો વિચાર તને પરણવાનો હતો."

આબીદા એકદમ ચોંકી ગઇ અને ફરીથી શાન્ત થઇ. શહેરીયાર આતુરતાથી આબીદા સામું જોવા લાગ્યો, કારણ કે એના આ બોલ-વાથી તેના ઉપર શું અસર થાય છે એ જાણવાની તેને તિવ્ર જીજ્ઞાસા થઈ હતી. શહેરીયારના આમ કેટલીકવાર જોવાથી તે શરમાઇ ગઇ, અને તરતજ પોતાનું મોઢું શરમ લાગવાથી નીચું કરી દીધું. શહેરીયારની જીજ્ઞાસા સંતુષ્ટ ન થવાથી તેણે પૂછ્યું, "આબીદા, બોલ, તું મને ચાહે છે કે નહિ?"

આબીદા શરમાઇ ગઇ અને કંઈ પણ બોલી શકી નહિ. વખત ઘણો થઇ જવાથી શહેરીયાર જવાને ઉભો થયો. આબીદા પણ ઉભી થઇ. શહેરીયારે કહ્યું, "મારો નિમકહલાલ વિશ્વાસુ નોકર જમાલખાન તારી ખબર રાખશે. તું જરા પણ ગભરાતી નહિ; હું અવશ્ય પાછો આવીશ. જોજે મને ભુલતી નહિ." આબીદાથી વિશેષ કાંઇ પણ બોલી શકાયું નહિ, માત્ર એટલુંજ બોલી, "ભલે પધારો, આપ ફત્તેહ કરીને પાછા વહેલા આવજો."

શહેરીયારે જમાલખાનને બૂમ પાડી ત્યાં બોલાવ્યો. તે તરતજ ત્યાં આવ્યો. "જમાલખાન, આબીદાને જરા પણ મુંઝાવા ન દેતા,

અને તમે એક નિમકહલાલ નોકર છો એમ હું પાછો આવું ત્યારે સાબીત કરી આપજો" આટલું બોલી આબીદા તરફ ફરી શહેરીયારે કહ્યું, "ઠીક આબીદા, હું જાઉં છું."

"ભલે પધારો, પાછા ઝટ આવજો. ઇશ્વર તમારી રક્ષા કરે." આબીદાએ આશિર્વાદ આપ્યો.

શહેરીયાર ત્યાંથી એકદમ ચાલતો થયો, અને જમાલખાન પણ તેની પછવાડે ગયો. શહેરીયાર પોતાના લશ્કર સાથે કુચ કરી ગયો.

આબીદા રખડતી રઝળતી વનમાંથી આવી શહેરીયારના આશરા તળે આવી તો ત્યાંથી શહેરીયારનેજ લડાઇમાં જવું પડયું, એટલે પાછી આબીદાની સ્થીતિ લગભગ જેવી હતી તેવીજ થઇ પડી. ભાવિ મિથ્યા થતું નથી. ભલે મનુષ્ય લાખો ઉપાયો કરે પણ ભાવિમાં હોય તેમજ બને છે.

શહેરીયારના જવા પછી આબીદાએ પોતાના ઓરડાના દરવાજા બંધ કર્યાં, અને પલંગ પર સુતી સુતી હવે પોતા ઉપર નવી આફત આવી પડશે કે કેમ એમ વિચાર સાગરમાં ગોથાં ખાવા લાગી.

એક મહીનો શાન્તિમાં વિત્યા બાદ એક દિવસે મધ્યરાત્રીએ આબીદાના સુવાના ઓરડાના દરવાજા બહારથી ઠોકાયા. આબીદાએ પૂછ્યું, "કોણ છે?" પણ બહારથી કાંઇ જવાબ મળ્યો નહિં. આબીદાએ જવાબ ન મળે ત્યાં સુધી દરવાજા ખોલવાનું વ્યાજબી ધાર્યું નહિં, તેથી તે પણ કાંઇ બોલ્યા વગર પલંગમાંજ પડી રહી. ફરીથી દરવાજા ઠોકાયા; પણ આબીદાના જવાબ ન આપવાથી અવાજ આવ્યો, "મય જમાલખાન હું" આબીદા વિચારમાં પડી કે જમાલખાનને અત્યારે શું કામ હશે? આબીદાની નાની વયને લીધે બીજા તેને વિષે મનમાં શું ધારે છે અથવા ધારતા હશે તે, તે સમજી શક્તી નહોતી. જમાલખાન નિમકહલાલ અને વિશ્વાસુ માણસ છે, એમજ તે સમજતી હતી; કારણકે શહેરીયારે તેને એમ કહ્યું હતું. આબીદા તરતજ ઉભી થઇ અને દરવાજા ખોલ્યા. થોડે દૂર પડેલા એક બાંકડા ઉપર દીવો બળતો હતો. તેના ઉજાસથી માલૂમ પડતું હતું કે જમાલખાન ખુબ ભપકામાં આવ્યો હતો. જાણે અત્તરમાં તે નાહ્યો હોય તેમ અત્તરની ઘણીજ સુગંધ આવતી હતી. માથે એક જરીનો સાફો રહી ગયો હતો,

તેમજ અનેક જાતનાં શરીરને શોભા આપે તેવાં કપડાં પહેર્યાં હતાં. દરવાજો ખોલતાંજ આબીદાએ કહ્યું, "આવો જમાલખાન, આજ અત્યારે તસ્દી લેવી પડી, કાંઇ જરૂરનું કામ છે?"

જમાલખાને કહ્યું, "હા."

આબીદાએ તેને એક ખુરશી ઉપર બેસવાનું કહી પોતે પણ એક બીજી ખુરસી ઉપર બેઠી. થોડીવાર બેઠા બાદ જમાલખાને આબીદાના ખબર અંતર પુછ્યા, જેના જવાબમાં આબીદાએ પોતાનો સંપૂર્ણ સંતોપ જણાવ્યો. આબીદાએ ફરીથી તેના ત્યાં આવવાનું કારણ પૂછ્યું, જેના જવાબમાં જમાલખાને કહ્યું, "હું આપના ભલાને માટેજ આવ્યો છું." આપ જાણો છો તેમ મહારાજા શહેરીયાર લડાઇમાં ગયા છે તે કોણ જાણે પાછા કયારે આવશે, અને પાછા આવશે કે નહિ તે પણ કોણ જાણે."

આબીદા જમાલખાનના આ શબ્દો સાંભળી ચમકી પણ શાન્ત રહી અને જાણે કાંઇ બન્યું ન હોય તેમ દેખાડવા લાગી. જમાલખાન આબીદા શું બોલે છે તે જાણવાની આતુરતાથી મુંગો રહ્યો, પણ તે કાંઈ બોલી નહિ એટલે જમાલખાને બોલવા માંડ્યું, "તેની ગેરહાજરીમાં હું સઘળો રાજકારભાર ચલાવું છું, સર્વ ઠેકાણે મારી સત્તા ચાલે છે, હવે તે આવે તોપણ શું? જે રાજ્ય મારા હાથમાં છે તે કદી હવે તેના હાથમાં હું જવા નહિ દઉં. હવે તો હુંજ રાજા છું. આ રાજ્ય પણ મારૂં છે, અને સત્તા પણ મારી ચાલે છે. જો કોઇમાં બહાદુરી હોય તો ભલે લડીને રાજ્ય લઇ લે."

આબીદા આ બધું શાન્તિથી સાંભળ્યા કરતી હતી. તે મનમાં સમજી ગઇ કે શહેરીયાર હવે કંઇ પાછો ત્યાંનો રાજા થઇ શકે તેમ નથી. એ તો રાજ્ય જમાલખાનને પચી ગયું. તેણે થોડીવાર ફરીથી શાન્ત રહ્યા પછી પાછું બોલવાનું શરૂ કર્યું, "આબીદા, હવે એની આશા રાખવી ખોટી છે, તું પણ મારી બની જા, એટલે આપણે અમન ચમનમાં દિવસો ગુજારીએ." એટલું બોલી જમાલખાને પોતાના ખીસામાંથી હીરાનો હાર કાઢ્યો, અને આબીદાના હાથમાં આપતાં કહ્યું, "લે આ તારે વાસ્તે ભેટ છે."

આબીદાએ એ હાર હાથમાં લીધો અને તેના સામું જોવા લાગી. હાર ઘણો કિમતી હતો, અને તે જોઇ આબીદાનું મન લલચાયું. આબીદાએ તરતજ એ હાર પહેરી લીધો.

જમાલખાન એક નીચ કુટુંબમાંથી ઉતરી આવ્યો હતો. તે એક વેશ્યાનો છોકરો હતો, એટલે તે આવો નિમકહરામી અને દુરાચારી નીવડે તેમાં કાંઇ શક જેવું નહોતું. તે નાનો હતો ત્યારે તેની મા મરી ગઇ હતી, અને તે ભીખારીના હાલે રસ્તામાં રમતો હતો. શહેરીયારને તેની ઉપર એક વખત દયા આવી એટલે તેને પોતાની પાસે રાખ્યો, અને છેવટે પોતાના વિશ્વાસુ નોકર તરીકે તે કામ કરતો હતો. તે ખંતી અને વિશ્વાસ રાખવા લાયક હોવાથી તેને પોતાના પ્રધાન તરીકે નીમ્યો હતો: શહેરીયાર જયારે લડાઇમાં ગયો ત્યારે સઘળો રાજ કારભાર તેના હાથમાં સોંપતો ગયો હતો. જેણે તેની ઉપર આટલો બધો ઉપકાર કર્યો હતો તેની ઉપર અંતે તેણે અપકારથી બદલો વાળ્યો.

જેવો આબીદાએ એ હાર પહેર્યો અને જમાલખાન સામું જોયું તેવોજ તે બોલ્યો, "વાહ, હાર તને કેવો શોભે છે. ખરેખર તું એક અપ્સરા સમાન દેખાય છે."

આબીદા એક નાની વયની બાળા હતી, અને તે ઝવેરાત જોઈ લોભાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નહતું. આબીદા કાંઇ બોલ્યા ચાલ્યા વગર શાન્ત બેસી રહી હતી. જમાલખાન આબીદા તરફ તિક્ષ્ણ નજરે જોયા કરતો હતો. આમ કેટલોક વખત વિત્યા બાદ જમાલખાન ત્યાંથી ચાલી ગયો. તે એમ ઘણા દિવસ ત્યાં આવતો અને તેને આબીદા સાથે પ્રીતિ બંધાઇ. એ પ્રમાણે ત્રણેક માસ વીતી ગયા પણ શહેરીયાર પાછો આવ્યો નહિ. જમાલખાન એકલી આબીદાનેજ ચહાતો હતો એમ કાંઇ નહોતું. તેને ઘણી વેશ્યાઓની મુલાકાત લેવાની ટેવ પણ હતી. તે કાંઇ આબીદા સાથે પરણવા પણ માગતો નહતો. માત્ર તેને રાખેલી સમાનજ જાણતો હતો. આ પ્રમાણે ઘણા એક માસ વિતી ગયા અને લગભગ બે એક વરસ શહેરીયારના ગયાને થઇ ગયા. જમાલખાન રાજા બની ચુકયો, અને સઘળે ઠેકાણે તેની સત્તા ચાલવા માંડી. આબીદાના હાલ પણ લગભગ એક વેશ્યા જેવા થઇ ગયા.

કારણ કે જયારે જમાલખાન તેના જુગારી અને છેલબટાઉ મિત્રો સાથે આવતો ત્યારે તે સઘળા આબીદા સાથે ઠઠ્ઠા મશ્કરી કરતા, અને આબીદા પણ તેમની આ વર્તણુકમાં કાંઇ પણ વાંધો લેતી ન હતી. 'સોબત તેવી અસર' નો આબાદ પ્રભાવ આબીદા ઉપર પડયો હતો. તે ગાતી તથા નાચતી. આમ વેશ્યા અવસ્થા ગુજાર્યાને બે વરસ થયા બાદ તેણે એક પુત્રીનો જન્મ આપ્યો અને તેનું નામ હસીના રાખવામાં આવ્યું. આબીદા પોતાના શરીરની બરાબર દરકાર ન રાખવાથી હસીના જયારે લગભગ દસેક વર્ષની થઇ ત્યારે મરણ પામી. હસીના પણ ઉમરમાં આવતાંની સાથેજ પોતની માતાનો ધંધો આદરી બેઠી. હસીનાએ કઇકોનાં ખૂન કરાવ્યાં હતાં અને જે સઘળો પૈસો તેની પાસે હતો તે એજ પ્રમાણેની નીચતાથી ભેગો કરેલો હતો. તેણે અજીતસિંહને પોતાના બાપનું જે નામ આપ્યું હતું તે તદ્દન જૂઠું હતું; કારણ કે તે આબીદાની દીકરી હતી અને આબીદા કોઇની સાથે પરણી ન હતી, પણ વેશ્યા તરીકેજ જીંદગી ગુજારતી હતી. તે શહેરીયારનું ગામ છોડી શરાઇન ગામમાં રહેવા લાગી; કારણ કે તેની પાસે પૈસો પુષ્કળ થઇ ગયો હતો. જે બે હરામખોરો હસીનાને જંગલમાં મળ્યા હતા તે હસીનાને ઘણો વખત થયાં ઓળખતા હતા. તેઓ તેની પછવાડે ઘણો વખત થયાં તેને લૂટવાને ફરતા હતા. તે તેઓને જંગલમાં એકલી ફરતી હતી તેવામાં મળી ગઇ. તેઓ વચ્ચે બોલાચાલી થઇ અને તેવામાં તે બે હરામખોરો એકદમ ગુસ્સે થવાથી તેને મારી નાંખવાને તૈયાર થઇ ગયા. તેટલામાં હસીનાની બુમથી અજીતસિંહ અમૃત સાથે ત્યાં આવી લાગ્યો, અને તેઓ વચ્ચે ઝપાઝપીમાં તે બે જણા મરણ પામ્યા અને હસીના મુક્ત થઇ.



# પ્રકરણ ૨૩ મું.



## અમૃતલાલ અને અંજના.

અમૃતલાલ ઉંઘમાંથી ચોંકીને ઉઠ્યો અને અજાયબીમાં ગરકાવ થઇ ગયો. તે અંજના સામું જોવા લાગ્યો. અંજના શરમાઇ ગઇ અને તરતજ નીચું જોઇ ગઇ. અમૃતલાલ બેઠો થયો અને બોલ્યો, "આ શું અંજના?"

અંજનાએ કાંઇ પણ જવાબ ન આપ્યો. અમૃતલાલ પાછો પોતાની જગાએ અંજનાથી દૂર સુઇ ગયો. અંજના જે હાલતમાં બેઠી હતી તેજ હાલતમાં બેસી રહી. ત્યાંથી તે જરાએ ખસી નહિ. અમૃતલાલ પાછો ગાઢ નિદ્રામાં પડયો. અંજનાની ઉંઘનો તો નાશજ થયો હોય એમ લાગતું હતું.

તે એકલી બેઠી બેઠી મનમાં વિચાર કરવા લાગી, એને દુઃખ તો નહિં લાગ્યું હોય! જો એ ગુસ્સે થશે તો મારા શા હાલ થશે? ના, ના, એમ કદી બનેજ નહિ. એમ તો એ ઘણા સમજુ છે પણ કદાચ એ મારી ઉપર કોપાયમાન થાય તો મને રસ્તામાં મૂકીને ચાલ્યા જાય, તો મારી શી દશા થાય? હું પાછી ઘર તરફ પણ જઇ શકું તેમ નથી, કારણ કે મને ઘરનો રસ્તો પણ ખબર નથી. એમ તો એ જો ગુસ્સે ભરાય તો મારી બુરી દશા કરી નાંખે. ના, ના, એમ એ નહિં કરે; કોણ જાણે મારા હૃદયને એની ઉપર કેમ પૂર્ણ વિશ્વાસ બેસી ગયો છે! મારૂં મન તો એને આધીન બની ગયું છે, મારી ખાત્રી છે કે "એ મારા અમૃત" આટલું બોલી તે અટકી પડી; કારણકે 'મારા અમૃત' એ શબ્દની અસર તેના હૃદય ઉપર ઉંડી થઇ; અને એ શબ્દો વાપરવા વ્યાજબી હતા કે કેમ તે વિષે તેને સંદેહ ઉત્પન્ન થયો. વળી આગળ વિચાર કરવાનું ચલાવ્યું, 'હા મારા અમૃત,' એ વગર કહયે મારા થઇ ગયા છે; એમાં શો શક? હું એની, અને એ મારા; મારાં કેવાં અહોભાગ્ય! બસ, હવે એનેજ પરણીશ અને આ કુંવારી જીંદગીનો અંત લાવીશ.

પણ એ તો મારી સાથે એક અજાણી સ્ત્રી સાથે વર્તતા હોય તેમ વર્તે છે. મારી સામું એ પુરૂં જોતા નથી. એને તો મારી ઉપર પ્રીતિજ નથી તો એ મારી સાથે કયાંથી પરણશે ? ચાલ, એમને ફરીથી જગાડું, પણ હું શું કહું ? એ મને પૂછશે કે શા માટે મને જગાડયો તો ? આહા ! મારૂં હૃદય કેવું ધબકે છે ! મને એમના પ્રત્યે પ્રેમ પણ ઉત્પન્ન થાય છે અને વળી એમની બીક પણ લાગે છે. આ બેઉ લાગણીઓ મિશ્ર થાય છે માટે શું કરવું એની સુઝ પડતી નથી. પણ પહેલો સવાલ તો એ છે કે, એ મને ચહાતા હશે કે નહિ ! કોણ જાણે કોને ખબર ? મારી ખાત્રી છે કે એ મને જરૂર ચહાતા હશે. એ કાંઇ કઠોર હૃદયના નથી; એ બહુ દયાળુ છે." આમ અંજના મનમાં અનેક જાતના તરંગો બાંધવા લાગી. છેવટે ફરીથી પોતાના ખોળામાં તેનું માથું લેવાનો વિચાર નક્કી કર્યો, અને તે ત્યાંથી ઉઠી અને અમૃતલાલ જ્યાં સુતો હતો ત્યાં તેના માથા આગળ જઇને બેઠી. થોડીવાર તેના ચહેરા સામું જોયા કર્યું અને આમ કેટલાક વખત સુધી તેનું માથું ખોળામાં લેવું કે ન લેવું એમ વિચાર કર્યા પછી તેણે આસ્તેથી અમૃતલાલનું માથું ઉંચું કરી પોતે તેની પાસે આવી અને તેનું માથું બહુ સંભાળથી પોતાના ખોળામાં મૂકયું. અમૃતલાલ ગાઢ નિદ્રામાં હોવાથી જાગ્યો નહિ. આમ ફરીથી તે તેના સામું જોવા લાગી, અને, "આહ ! તે મને ચાહતા હોય તો કેવું સારૂં !" એમ મનમાં અનેક જાતના વિચારો કરતી હતી. આ હાલતમાં લગભગ અંજના એક કલાક બેસી રહી પણ અમૃતલાલ જાગ્યો નહિ. અંજનાને તો ઉંઘ આવતીજ નહોતી.

અમૃતલાલની આંખ ઉઘડી પણ તેને હજી ભાન નહોતું કે તે અંજનાના ખોળામાં સૂતો હતો. તે ચંદ્ર સામું જોવા લાગ્યો. મનમાં અનેક વિચાર કરવા લાગ્યો પણ મોઢું તો બંધજ હતું; થોડીક પળ આમ વિત્યા બાદ તેને અંજનાને વિષે વિચાર આવવા લાગ્યો, " તે બિચારી કેવી નિર્દોષ બાળા છે ! ખરેખર, એ બિચારી લૂટારાઓના હાથમાંથી કદી છૂટવા પામતે નહિ, પણ એને નસીબે અમે અહિંઆ ઠીક આવી પહોંચ્યા. પણ એ મારૂં માથું પોતાના ખોળામાં શા માટે લઇ

નિરાંતે વીચારમાં બેઠી હતી ! એ કોઇ ખરાબ સ્ત્રી તો નહિ હોય ? ના, ના, એમ બનેજ નહિ. એ એક ઉંચા કુળની સ્ત્રી છે એમ એનો ચહેરોજ કહી આપે છે. હરામખોર માણસ કાંઇ છાનું રહેતું નથી. પણ જોઉં તો ખરો કે એ ઉંઘી ગઇ છે કે જાગે છે ?" આમ તે મનમાં ને મનમાં વિચાર કરતો હતો અને છેલ્લો વિચાર મનમાંથી પસાર થયા બાદ તે પડખું ફેરવીને ડોક ઉંચી કરીને અંજનાને જોવા જાય છે, તેટલામાં તેની નજર પડી કે અંજનાના ખોળામાં ફરીથી તેનું માથું હતું. તે તરતજ બેઠો થયો અને અંજનાની સામું એકી નજરે જોવા લાગ્યો. અંજના શરમ અને બીકને લીધે નીચું જોઇ ગઇ અને તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. અમૃતલાલના મનમાં એમ આવ્યું કે અંજના તેને ચહાય છે તેમાં કાંઈ પણ શક નહિ. તે વિશેષ કાંઇ ન બોલતાં અંજનાને પોતાની જગાએ સુઇ જવાનું કહ્યું, કારણકે બીજે દિવસે પાછી લાંબી મુસાફરી કરવાની હતી. અંજના એટલી શરમાઇ અને બીહી ગઇ હતી કે તેનામાં ઉભા થવાની પણ હિંમત રહી ન હતી. અમૃતલાલે તેને ત્યંજ સુઇ રહેવાનું કહ્યું અને પોતે ઉઠીને ત્યાંથી દૂર જઇ પહેલાં જ્યાં અંજના હતી ત્યાં જઇને સુતો. તેણે ત્યાં પડેલી ગોદડી પગથી તે માથા સુધી ઓઢી લીધી. અંજનાને પણ હવે થાકને લીધે નિદ્રાદેવીને શરણ થવાની જરૂર પડી, એટલે તે પણ માથા સુધી ત્યાં પડેલી ગોદડી ઓઢીને સુઇ ગઇ.

આમ બેઉ જણાં સુઈ ગયાં હોય તેમ લાગ્યું, પણ અમૃતલાલે તો ખાલીજ પગથી તે માથા સુધી ગોદડી ઓઢી હતી; કારણકે હવે તેને અંજના વિષે અનેક વિચારો આવવા લાગ્યા. અંજના તેને આટલો બધો શા માટે ચહાતી હશે ? તે કેવા કૂળમાં જન્મી હશે ? તે ખરેખર તેને ચહાતી હશે કે તેની મશ્કરી કરતી હશે ? આમ અનેક જાતના વિચાર કરતો અમૃતલાલ પડયો હતો.

થોડીવાર પછી તે ઉભો થયો અને આમ તેમ ફરવા લાગ્યો, તથા ચારે બાજુએ નજર કરવા લાગ્યો. સઘળું શાન્ત હતું. સામંત ઝાડીની બહાર ચોકી કરતો હતો, તેની પાસે અમૃતલાલ ગયો અને તરતજ પાછો

આવ્યો; કારણકે અંજના એકલીજ હતી. કદાચ તે જાગે તો એમ સમજે કે તેને એકલી મૂકીને સઘળા ન્હાસી ગયા હશે. તે આવીને અંજનાથી થોડે દૂર વિચારમાં બેઠો હતો, એટલામાં અંજના ઘણા થાકને લીધે બકવા લાગી પણ અમૃતલાલ તેનું બોલવું કંઇ સમજી શકયો નહિ. આમ કેટલીકવાર સુધી બકયા પછી અંજનાએ ઉંઘમાંને ઉંઘમાં એક મોટી ચીસ પાડી. અમૃતલાલ ચમકયો હોય તેમ બોલ્યો, "શું છે ? અહિંઆ તો કોઇ નથી ? ચીસ શા માટે પાડો છો ?" અંજના હજી જાગી નહોતી. સામંત એકદમ દોડતો આવ્યો. રતનસિંહ જાગી ઉઠયો, પણ એ તો અંજનાએ કાંઇ ભયંકર સ્વપ્નું જોવાથી ચીસ પાડી હશે, એમ સમજી પાછા સૌ સૌને ઠેકાણે થઇ ગયા, પણ અમૃતલાલ અંજના આગળજ બેસી રહયો.

આમ શાન્તીમાં પાંચેક પળ વિત્યા બાદ અંજના ફરીથી કોઇ તેને ડરાવતું હોય તેમ બીવા લાગી, અને તેને લીધે તેણે ફરીથી બકવાનું શરૂ કર્યું. અમૃતલાલ અંજનાની પાસે બેઠો અને કહેવા લાગ્યો, "તમે શા માટે ગભરાઓ છો ? અહિંઆ કોઇ નથી." પણ અમૃતલાલનું બોલવું વ્યર્થ હતું, કારણકે અંજના ભર ઉંઘમાં હતી. અમૃતલાલ તેની આગળજ બેસી રહયો અને તેના મનમાં અંજના વિષે ઘણી દયા આવી હતી. અંજનાને કેટલું દુઃખ સહન કરવું પડયું હશે તે હજી સઘળું તે જાણતો નહતો, માટે તેણે ત્યાંથી ખસવું વ્યાજબી ન ધાર્યું; કારણકે અંજના વધારે બુમો પાડે અને કદાચ લુટારા પાસેજ હોય તો તેઓને ખબર પડી જાય. અંજનાને ઘણાજ ભયંકર સ્વપ્નાં આવતાં હોય એમ દેખાતું હતું. તેના ધાસ્તી ભર્યા બકવાટનો અંત આવ્યો ન હતો અને તેનો કયારે અંત આવશે તે પણ ખબર પડતી ન હોતી.

અમૃતલાલને તેની દયા આવવા લાગી. તે તેની તરફ એક નજરે તાકીને જોયા કરતો હતો. તેના હૃદયમાં એમ વસવા લાગ્યું કે તે ખુબ સુરત છે તેમાં તો કાંઇ શક નહિ. એ પ્રમાણે યુવાન અમૃતલાલનું મન પણ તરંગ સાગરમાં ગોથાં ખાવા લાગ્યું. અમૃતલાલના હૃદયમાં આસ્તે આસ્તે અંજના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો, અને તે છેવટે

એટલે હદ સુધી વધ્યો કે તેણે અંજનાને જગાડીને તે તેને ચ્હાય છે કે નહિં એમ પૂછવાનો વિચાર કર્યો. એટલામાં અંજનાને કોઇ મારવા આવતું હોય તેમ અંજના બૂમ પાડવા લાગી અને, "મને બચાવો, મને બચાવો," એમ બોલતી બોલતી બેઠી થઇ અને પાસે બેઠેલ અમૃતલાલને બાઝી પડી. અમૃતલાલની સ્થીતિ પણ કફોડી થઇ ગઇ. કરણ કે આ હાલતમાં સામંત કે રતનસિંહ તેને જુવે તો શું વિચાર કરે? તો પણ એકદમ ગભરાયલી અંજનાને તરછોડીને દૂર કરવી એ તેણે વ્યાજબી ન ધાર્યું; એટલુંજ નહિ પણ તેનું દયાળુ હૃદય એક ગભરાયલી અબળાને શાન્તિ આપવાના બદલામાં ઉલટી વધારે ગભરાવવાની સમ્મતિ આપે એમ નહોતું. તેણે આસ્તેથી અંજનાને શાન્ત થવાનું કહ્યું, અને ત્યાં કોઇ ન હોતું અને ગભરાવવાનું કાંઇ પણ કારણ નથી એમ તે તેને અનેક જાતનાં આશ્વાસન આપવ લાગ્યો. જેમ કોઇ આફતમાં આવી પડેલ માણસ પોતાના બચાવનારને તેનો બચાવ કરવા માટે વળગી પડે તેમ અંજના અમૃતલાલને વળગી પડી હતી. પાંચેક પળ એ અવસ્થામાં વિત્યા બાદ અમૃતલાલના તેને જગાડવાના પ્રયત્નોને લીધે અંજનાની આંખ ઉઘડી અને તેને પોતાની આ સ્થીતિ જોઇ ઘણી શરમ લાગવા માંડી. તે તરતજ ઉભી થઇ ગઇ અને પોતાનાં કપડાં સરખાં કરવા મંડી ગઇ, અને તે એટલી તો શરમાઇ કે તેને શું કરવું તેની પણ શુદ્ધિ ન રહી. તરતજ અમૃતલાલ તેની શરમ દૂર કરાવવા માટે બોલ્યો, "તમે આટલાં બધાં કેમ ગભરાઇ ગયાં હતાં? એવું તે શું સ્વપ્નું આવ્યું હતું કે તમારે આટલું બધું દુઃખ વેઠવું પડયું!" અંજનાએ મહા પ્રયત્ને જવાબ આપ્યો, "મેં સ્વપ્નમાં પેલા હરામખોરોને મને અહિંઆથી તમારી ગેરહાજરીમાં ઉપાડી જતાં જોયા; અને મને ફરીથી તેઓએ કેદ કરી હતી અને મને ઘણું સંકટ ખમવું પડતું હતું, એટલામાં તમે આવી લાગ્યા અને તેઓ સાથે લડયા અને મને બચાવી. ત્યાર પછી શું થયું તે તમે જાણો છો," છેલ્લા શબ્દો ઉચારતાંની સાથે તેના શરીરમાંથી જેમ વીજળીનો ચમકારો પંસાર થઇ ગયો હોય તેવી અસર થઇ અને ફરીથી તેની ઉપર શરમે કાબુ મેળવ્યો. અમૃતલાલે કહ્યું, "એમાં શરમાવા જેવું કાંઇ નથી. આફતમાં પડેલ માણસને કોઇ ચીજનું ભાન રહેતું નથી."

અંજનાના મનમાં આ બનાવથી સંતોષ થયો હોય તેમ લાગ્યું, કારણ કે તેણે ધાર્યું કે જો આ બનાવ બન્યો ન હોત તો કોણ જાણે ક્યારે અમૃતલાલના પડખામાં આશરો લઇ શકાત.

પરસ્પર પ્રેમ બંધાયો. એક બીજાના હૃદયમાં પ્રીતિના ઝરણાં વહેવા લાગ્યાં. અમૃતલાલ મનમાંને મનમાં એમ વિચાર કર્યા કરતો હતો કે અંજના તેને ચાહે છે કે નહિં, અને અંજના પણ વિચાર કર્યા કરતી હતી કે અમૃતલાલ તેને ચાહે છે કે નહિં; એટલુંજ નહિં પણ અંજનાના મનમાં સોએ સો ટકા નિશ્ચય થઇ ગયો હતો કે પરણવું તો અમૃતલાલનેજ અને જીવવું તો પણ તેનેજ માટે.

સવાર થઇ જવા આવી હતી લુટારાઓ તેને પકડી પાડવામાં ફત્તેહમંદ નીવડયા ન હતા. બીજો આખો દિવસ મુસાફરીમાં નીકળી ગયો. રસ્તામાં કોઇ પણ જાતની અડચણ ન આવી. સાંજ પડવાનો વખત થયો હતો, અને કોઇ ઠેકાણે મૂકામ કરવાના વિચારમાં આખી ટોળી ચાલી જતી હતી; તેવામાં સામંતની નજર એક દૂર ખીચ ઝાડી ઉપર પડી. સામંત સઘળાને ત્યાં ઉભા રહેવાનું કહી, ત્યાં સંતાઇને તપાસ કરવાને ગયો. ત્યાં કોઇ પણ હતું નહિ, પણ જેમ એક બાંધેલું મકાન હોય તેમ એ ઝાડી ચારે બાજુએથી ઝાડોથી ઘેરાઇ ગઇ હતી. અમૃતલાલે આગલી રાતે સારી ઉંઘ કરેલી હોવાથી આજની પાછલી રાતે તેણે ચોકી કરવાનુ માથે લીધું હતું. સામંત અને રતનસિંહ રાતના આગલા ભાગનો પોતાનો પહેરો પુરો થવા બાદ અમૃતલાલને ચોકી કરવા માટે જગાડી તેઓ ઝાડીના બીજા ભાગમાં સુઇ ગયા. અમૃતલાલ ઝાડની બહાર ચોકી કરવા લાગ્યો; અને દરેક પા, પા, અરધા, અરધા કલાકે ઝાડીમાં એક એક આંટો મારતો, અને તપાસતો કે સઘળું બરાબર હતું કે નહિં; કારણ કે એ જગા તદ્દન અજાણી હતી. કદાચ તે ઝાડીમાં દાખલ થવાનો કોઇ બીજો છુપો રસ્તો હોય તો કોઇ લુટારાઓ તે રસ્તેથી તેના જાણ્યા વગર અંદર દાખલ થઇ જાય. ઝાડી ઘણી ભયંકર હતી. દેખાવ ઘણો બીહામણો લાગતો હતો. અમૃતલાલને જરા ધાસ્તી લાગવાથી સામંત અને રતનસિંહને જગાડયા, અને પૂછયું કે તેઓએ

આખી ઝાડી બરાબર તપાસી છે કે કેમ, જેના જવાબમાં તેઓએ આખી ઝાડી તપાસી છે, અને તેમાં કોઇ છૂપા રસ્તા નથી એમ ખાત્રી આપી; તે છતાં પણ અમૃતલાલને ધાસ્તી લાગવાથી તેઓને જાગતા રહેવાનું અને ત્રણે જણાઓએ ઝાડીની ચારે બાજુએ ધ્યાન રાખવાનું બ્યાજબી ધાર્યું; પણ પાછળથી વિચાર આવતાં અમૃતલાલે સામંત અને રતનસિંહને અંજના અંદર ઝાડીમાં એકલી છે માટે પોતે ત્યાં જાય છે તેમ કહ્યું, અને તે બેઉને ચારે દિશા તરફ નજર રાખવાનું, અને જો ઝાડીની અંદરથી કાંઇ પણ અવાજ આવે તો તરતજ મદદે દોડી આવવાની સુચના આપી. તે અંદર દાખલ થયો. ભોળી અંજના ભરનિદ્રામાં પડી હતી; તેને સાચવવામાં અમૃતલાલને તથા તેના સાથીઓને કેટલી મહેનત પડતી હશે તેનો કયાંથી વિચાર હોય ! જો કે અમૃતલાલ તો એમજ સમજતો હતો કે તે તો પોતાની ફરજ બજાવવા ઉપરાંત કાંઇપણ કરતો નહોતો, તે ત્યાં જઇને અંજના આગળ બેઠો. પાસે પડેલી તરવારને મ્યાનમાંથી બહાર કાઢીને પોતાના હાથમાં રાખી, કારણ કે જો કોઇ લુટારો ત્યાં આવી પહોંચે તો મ્યાનમાંથી તરવાર બહાર કાઢવાનો વખત મળે તેમ નહોતું. અંજના જાગી ઉઠી અને અમૃતલાલના હાથમાં તરવાર જોઈ બોલી, "આ શું ? તરવાર કોને મારવા માટે બહાર કાઢી છે ?" અમૃતલાલને હસવું આવ્યું, કારણ કે અંજનાની અજાયબી ઉપરથી એમ લાગતું હતું કે એ તરવાર જાણે અંજનાનેજ મારવા કેમ કાઢી હોય તેવું અંજનાએ ધાર્યું હતું. અમૃતલાલે કહ્યું; "ઝાડી ઘણી ખરાબ છે, દુશ્મનો કે લુટારાઓ આપણી એકદમ પાસે આવી પડે ત્યાં સુધી ખબર પડે તેમ નથી, માટે તરવાર ઉઘાડી રાખી છે. તમે શા માટે ગભરાઓ છો ?"

અંજનાએ કહ્યું કે, " હું સમજી કે મને મારવાને તરવાર બહાર કાઢી હશે."

અમૃતલાલ આશ્ચર્યથી બોલ્યો, "એ શું બોલો છો ? તમને લુટારાઓના હાથમાંથી મુક્ત કર્યાં તે કાંઇ મારી નાંખવાને કે ! વાહ ! ઠીક અટકળ કરી. ઉપકારનો બદલો તો આમજ વાળશો કે ?"

અંજના મનમાં સમજી કે અમૃતલાલને તેના આવા વિચારથી ખોટું લાગ્યું અને તેને ખોટું ન લાગે તે માટે બોલી, "માફ કરજો.

જો આપને ખોટું લાગ્યું હોય તો મારી ભૂલ થઇ, ફરીથી આવું હું નહિ બોલું."

અમૃતલાલે કહ્યું, "બસ હવે બહુ થયું, વળી પાછી માફી શેની માગવા બેઠાં? હું કોઇને માફી બક્ષતો નથી. તમે શિક્ષાને પાત્ર થઇ ચુકયાં છો, તે શિક્ષા તમારે ખમવી પડશે." અમૃતલાલે બે ઘડી આનંદ મેળવવા વાત લંબાવી.

અંજના પણ સમજી ગઇ કે તે મશ્કરીમાં બોલે છે, તેથી તેને પણ એને મશ્કરીમાં આગળ વધવા દેવાનું ઠીક લાગ્યું. અંજના બોલી, "જેવી તમારી ઇચ્છા. માફી ન બક્ષવી હોય અને શિક્ષા કરવી હોય તો તેમાં આપણી કયાં ના છે. પણ એક શરતે, તે એ કે તમે કહ્યું કે ઉપકારનો બદલો આમજ વાળશો કે? પણ મારે ઉપકારનો બદલો વાળવો છે; તે બદલો લીધા પછી શિક્ષા કરજો." અમૃતલાલે કહ્યું, "ભલે તમારી એમજ ઇચ્છા છે તો એમ કરીશું. પણ હા, ઉપકારનો બદલો વળી શો આપવાનાં છો તે તો જણાવો." અમૃતલાલને બાંધવાની યુક્તિ કરીને અંજનાએ કહ્યું, "પણ પહેલાં તમે મને વચન આપો કે તે બદલો તમે સ્વીકારશો, કારણકે નહિં તો તમે ફરી જાઓ, અને ન સ્વીકારો તો મારૂં અપમાન થયેલું ગણાય. માટે પહેલાં વચન આપો, પછી બીજી વાત." અમૃતલાલ બોલ્યો "ભલે વચન લ્યો, હું વચન આપું છું કે, જે કાંઇ પણ તમે મને તમારા પ્રત્યે મારી ફરજ બજાવી છે તેના બદલા તરીકે આપશો તે હું ખુશીથી સ્વીકારીશ." કારણકે અમૃતલાલ અંજનાના બોલવાનો સઘળો ભાવાર્થ સમજતો હતો, તેને તો જાણે 'ભાવતું હતું અને વૈદ્યે કહ્યું,' તેના જેવું થયું હતું.

અંજના બોલી, "પણ એ મોઢાનું વચન કબુલ નથી કરતી. હાથે આપો તો તમારી ખાત્રી થાય કે તમે ફરી નહિ જાઓ."

અમૃતલાલે તરતજ અંજનાના લંબાવેલા હાથ ઉપર તાળી આપી. જેવી તાળી આપી કે અંજનાના મનમાં સંતોષ થયો કે હવે એ વચને બંધાઇ ગયા છે.

અમૃતલાલે તરતજ પૂછ્યું, "બોલો શું બદલો આપવો છે?"

અંજના શું બોલે! તે કાંઇ પણ બોલી શકી નહી.

અમૃતલાલે કહ્યું, "કાલ સવાર પડતાં પહેલા બદલો આપી દેવો પડશે, તે પછી નહિં લઉં"

અંજનાએ કહ્યું, "એવી કાંઇ વચન આપ્યા પહેલાં બોલી નહોતી કરી. એતો મારી મરજી પડશે ત્યારે આપીશ. પણ તમે કેમ જાણ્યું કે જે ચીજ બદલામાં આપવી છે તે અહિંઆ મારી આગળ છે? તે અહિંઆ છે કે મારે ઘેર છે એમ તમને કેમ ખબર પડી? હં, હું સમજી, તમે પણ બડા લુચ્ચા છો. મનમાં બધુંએ સમજો છો પણ બગલા ભગતની પેઠે કાંઈ ન જાણતા હો, તેવા ઢોંગ કરો છો, બસ, ત્યારે જે બદલો તમને મળવાનો છે તે તમે જાણો છો, અને તે હવે સ્વીકારી લ્યો,"

અમૃતલાલે જોયું કે બોલવામાં ફસાયો, પણ તેણે પોતાનું અજ્ઞાન પણ ચાલુજ રાખ્યું. તે બોલ્યો, "હું જાણું છું? હું કયાંથી જાણું? તમારે મને શું આપવું છે તે હું કયાંથી જાણું? વાહ! તમે પણ ઠીક મને ફસાવવાની યુક્તિ રચી છે. ન આપવું હોય તો ના કહી દો."

અંજના અમૃતલાલના સઘળા ઢોંગ બરાબર હવે સમજતી હતી. અંજનાએ કહ્યું, "હવે ઘણા ઢોંગ કર્યા, શા માટે જૂઠું બોલો છો? કાંઇક તો ઇશ્વરનો ડર રાખો! આમ બગલા ભગતપણું કયાં સુધી ચલાવવું છે? હવે જો સત્ય ન કહો તો તમને મારા સમ છે." અંજનાનું મન અમૃતલાલનું મન જાણવાને ઘણું આતુર હતું, પણ અમૃતલાલ વાતને આડી અવળી ઉડાવ્યાજ કરતો હતો. માટે તેના ઉડાવવાનો અંત આણવા માટેજ અંજનાએ તેને પોતાના સોગન દીધા.

અમૃતલાલે કહ્યું, "મને ઉપકારનો બદલો આપી દેવાનું એક બાજુએ રાખી, સામું મને પૂછો છો કે તમે મને શું બદલો આપશો? 'તરત દાન અને મહા પુન્ય' જેવું કાંઇ પણ શુભ કાર્ય નથી, તો તરત દાન કરી દો એટલે વિવાદનો અંત આવે; અને જો તેમ ન કરવું હોય તો ના કહી દો, એટલે થયું. આમ હેરાન શા માટે કરો છો?"

અંજના પણ મનમાં સમજી ગઇ કે, અમૃતલાલ પણ તેને તે ચાહે છે કે નહિ તે જાણવાને આતુર હતો. પણ અંજનાથી પોતાને

મોઢે કેમ બોલી શકાય ! તે જરા પણ અમૃતલાલ પ્રત્યે પોતાની પ્રીતિ વિષે કાંઈ પણ બોલવા જતી હતી ત્યારે તેને બોલતાં અત્યંત શરમ લાગતી હતી; પણ તેણે વિચાર્યું કે પોતાનું મન અમૃતલાલ આગળ ખુલ્લું કરવાની આ તક ગુમાવવી વ્યાજબી નહતી; કારણ કે પાછો આવો એકાંત વખત ક્યાં મળે ? થોડીવાર સુધી બેઉ શાન્ત રહ્યાં. અમૃતલાલ પણ કાંઈ બોલ્યો નહિ. સઘળે શાન્તિ પથરાઇ ગઇ હતી. અંજનાએ પોતાની સઘળી હિંમત એકઠી કરી, અને અમૃતલાલ આગળ પોતાની સંપૂર્ણ પ્રીતિ તેના તરફ છે અને તે તેને ખરા અંતઃકરણથી ચાહે છે એમ કહેવાને તત્પર થઇ. તેણે છેવટે સઘળી વાત ખુલ્લે ખુલ્લી કહી દેવાનો નિશ્ચય કર્યો. તેણે ઘણી મુશીબતે શરમ તજીને કહેવા માંડ્યું, "સાંભળો, તમે મને લુટારાઓના હાથમાંથી તમારા તથા તમારા સાથીઓના જીવને જોખમે બચાવી છે, તેનો બદલો વાળવાની શક્તિ મારામાં નથી. માત્ર એકજ રીતે હું તેનો કાંઇક અંશે બદલો વાળી શકું, અને તે એ કે હું મારી આખી જીંદગી તમારી સેવા ચાકરીમાં કાઢું અને તમારી દાસી થઇને રહું. જ્યારથી આપે મને બચાવી છે ત્યારથીજ હું આપની થઇ ચુકી છું, માટે હવે મહેરબાની કરીને મને 'તમે' કહેવું તજી 'તું' કહો તો આપનો આભાર થશે. આજથી હું આપની દાસી થઇ છું અને મારી પૂર્ણ ખાત્રી છે કે આપ મને જરૂર સ્વીકારશો." અંજનાનું બોલવું પુરૂં થતાં તેનું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું.

અમૃતલાલ શું બોલવું તેના વિચારમાં મુંગો બેસી રહ્યો. પણ તે જાણતો હતો કે જો તે કાંઇ જવાબ નહિં આપે તો હવે તેથી અંજનાને ખોટું લાગશે, માટે કાંઇક પણ બોલવું જોઇએ તેમ એણે નિશ્ચય કર્યો. તેણે પણ શરમ તજી અંજના પ્રત્યે કહ્યું "ભલે અંજના, જેવી તારી ઇચ્છા. આજથી તું મારી થઇ ચુકી છે, અને હું તારો થઇ ચુકયો છું. સાબાશ, બદલો તો પુરતો આપ્યો!" એમ બોલી અમૃતલાલે સ્મિત હાસ્ય કર્યું અને અંજનાએ પણ તે તેવાજ હાસ્યથી સ્વીકારી લીધું.

બન્ને જણાંએ બીજી અન્ય વાતોમાં થોડોક વખત ગુજાર્યા બાદ અંજનાએ અમૃતલાલને કહ્યું, "આપ પરિશ્રમથી થાકી ગયા. હશો માટે

મારા ખોળામાં માથું મૂકી સુઇ જાઓ. હવે થોડી રાત બાકી છે, એટલામાં આપ એક ઉંઘ પણ કરી લેશો.''

અમૃતલાલે કહ્યું, “મને કેટલીવાર તારા ખોળામાં માથું મૂકીને સુવાડવો છે? પહેલાં બે વખત સુવાડયો હતો, ખરૂં કે નહિં? બોલની, કેમ બોલતી નથી?''

અંજનાને હવે બોલવાની છૂટ આવી ગઇ હતી એટલે જવાબ દીધો, “હવે તો જીંદગી પર્યંત આ ખોળામાં તમારે ફરજીયાત માથું મુકીને સુવું પડશે. બસ, હવે તમે જલદી સુઇ જાઓ, કારણ કે હવે દિવસ ઉગવાને ઝાઝો વખત નથી.''

અમૃતલાલે પોતાનું માથું અંજનાના ખોળામાં મૂકીને ઉંઘવા માંડયું. અંજના તેનું માથું આસ્તેથી દાબતી હતી. તેણે અમૃતલાલને એક ગોદડી ઓઢાડી, કારણકે ટાઢ ઘણી પડતી હતી. અમૃતલાલ હવે તરત ઉંઘમાં પડયો. અંજનાના મનમાં હવે સંતોષની કાંઇ હદ રહી નહિ. તે મનમાં ભવિષ્ય વિષે વિચાર કરતી હતી. અમૃતલાલે તેને પત્ની તરીકે સ્વીકારી તે માટે તે ઇશ્વરનો આભાર માનતી હતી. ઘડીમાં અમૃતલાલની ખુબસુરતીપર. તો ઘડીકમાં અમૃતલાલની હુશીયારી ઉપર તો ઘડીકમાં એની ચાલાકી ઉપર—એમ અનેક જાતના અમૃતલાલના ગુણોનાં વખાણ મનમાં કરતી હતી. તેને પરણવાને કેટલો વખત લાગશે તેનો વિચાર કરતી હતી. આમ અનેક જાતના વિચારસાગરમાં ગોથાં ખાતી અંજના પોતાના અમૃતલાલ પ્રત્યેના હેત રૂપી મોઝામાં અથડાયા કરતી હતી, અને અથડાતાં અથડાતાં તેને તેમાં અતિ આનંદ ઉપજતો હતો.

સવાર થઇ ગઇ હતી. સૂર્યદેવે પોતાની રોશની પ્રકાશીત કરી દીધી હતી અમૃતલાલ જાગ્યો અને ઉભો થયો, પણ તેણે અંજનાને કોઇપણ સ્થળે દેખી નહિ તરતજ તેણે સામંત તથા રતનસિંહને બૂમ પાડી. તેઓ તરતજ આવ્યા. તેઓને તેણે અંજના કયાં ગઇ એમ પૂછયું; જેના જવાબમાં તેઓએ કહ્યું કે, “અંજના ત્યાંથી બહાર તો ગઇ નથી, તેમ ત્યાં પણ કોઇ આવવા પામ્યું નહોતું. તેઓ જરાપણ સુતા નહોતા. અને ચારે બાજુએ પહેરો ભરતા હતા. તેઓની ખાત્રી થઇ કે અંજનાનું કોઇ હરણ કરી ગયું, અને તે કયાં ગુમ થઇ ગઇ તેની તેઓને ખબર પડી નહિ.

# પ્રકરણ ૨૪ મું.



## અંજના અને અમૃતલાલ (ચાલુ).

અમૃતલાલના મનમાં અનેક જાતની ચિંતા થવા લાગી. અંજના ક્યાં ગઇ હશે? તે કહયા વગર જાય તેમ તો નથી. તેને જરૂર કોઇ ઉપાડી ગયું હશે; અમૃતલાલને હવે એક સાથે બે ચિંતા થવા લાગી. એક તો એ કે અજીતસિંહની શી હાલત હશે? અને બીજી અંજના ગુમ થઇ ગઇ. તેથી અમૃતલાલે રતનસિંહ અને સામંતને અનેક વાર પૂછયું કે તેઓ પહેરા ઉપર બરાબર હતા કે નહિ, તેઓ જરાએ ત્યાંથી ખસ્યા હતા કે કેમ, અને ત્યાં કોઇ આવ્યું હતું કે કેમ. અમૃતલાલે ત્યાં પગલાં તપાસવા માંડયાં, પણ ત્યાં ઘણી ધૂળ ન હોવાથી પગલાં પણ બરાબર દેખાઇ શકતાં નહોતાં; તોપણ એક પુરૂષના પગલાં ત્યાં પડયાં હોય તેમ તેની ખાત્રી થઇ. તેઓએ હવે ચારે બાજુએ તપાસ કરવા માંડી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ.

છેવટે ત્રણે જણા અસલ જગાએ આવીને બેઠા. ત્રણેના મોઢા ઉપર ચિંતા છવાઇ રહી હતી. આમ બેએક કલાક વિત્યા બાદ અમૃતલાલને એક વિચાર આવ્યો. તેણે સામંત અને રતનસિંહને કહ્યું, તમે દરેક ઝાડ ઉપર ચડીને ચારે બાજુએ દરેક ઝાડની આસપાસ નજર કરો. મારી ખાત્રી છે અંજના અહિઆં આટલામાંજ ક્યાંક હશે. સામંત અને રતનસિંહ ઉઠયા અને એક પછી એક એમ ઝાડ ઉપર ચડવા લાગ્યા. આમ કેટલાક ઝાડ ઉપર ચડયા બાદ રતનસિંહે એક ઝાડ ઉપરથી બૂમ મારી, "અમૃતલાલ સાવધાન," એમ બોલી તે ઘણી ઉંચાઇથી નીચે કુદી પડયો, અને જેવો તે નીચે કુદ્યો કે તેની અસલ જગા ઉપરથી એક ગોળી પસાર થઇ અને સાથે એક તમંચાનો અવાજ પણ થયો. રતનસિંહના કુદવા સાથે સામંત પણ એકદમ ઝાડ ઉપરથી નીચે ઉતરી પડયો, અને પહેલાં તમંચો પડયો હતો તે ઉપાડી, જે દિશામાંથી અવાજ આવ્યો તે દિશા તરફ બંદુક તાકીને ફોડવા જતો હતો, તેવામાં રતનસિંહે તેને તેમ કરતાં અટકાવ્યો અને કહ્યું, "અંજના પણ ત્યાં તેની આગળ હાથ પગ બાંધેલ તથા મોઢામાં ડુચો મારેલ પડી છે. માટે ગોળી કદાચ તેને વાગી જશે.

હવે શું કરવું એ વિચારમાં તેઓ પડયા. અમૃતલાલને તરતજ યુક્તિ સૂઝી. તેણે રતનસિંહને સંતાઇને તે માણસની પછવાડે જવાનું કહ્યું. અને તેની પછવાડેથી હૂમલો કરવો, જયારે સામંતે તેના હૂમલા કરવાની સાથે સામેથી તે માણસ ઉપર તૂટી પડવું, અને અમૃતલાલે જો તેવામાં કોઇ બીજો માણસ આવે તો તેના સામું લડવું. તરતજ રતનસિંહ આસ્તે આસ્તે, છુપાતો છુપાતો, તે માણસના પાછલા ભાગ આગળ આવી લાગ્યો; અને પછવાડેથી તેની ઉપર તૂટી પડયો. તેના હૂમલા સાથ સામંત પણ તેની સામેની બાજુએથી જઇ પહોંચ્યો, અને થોડી બાથમ બાથા થયા બાદ તે બેઉએ તે માણસને જમીન ઉપર ફેંકી દીધો અને તરતજ સામંતે તેને મજબૂત બાંધવા માંડયો. તેના મોઢે ડુચો માર્યો, કારણ કે કદાચ તેના સાથીઓ જો નજદીકમાં હોય તો તેની બૂમથી તેની મદદે આવી પહોંચે. તેને મજબૂત બાંધ્યા પછી તેઓએ અંજનાને છુટી કરી, અને સઘળા ત્યાંથી બહાર આવ્યા, અને ફરીથી અસલની જગાએ આવીને બેઠા.

અમૃતલાલના પૂછવાથી અંજનાએ તેના સુઇ જવા પછી શું બનાવ બન્યો હતો, તેનું વર્ણન કરવા માંડયું. તેણે કહ્યું, "તમારા સુઇ જવા પછી અર્ધોએક કલાક શાન્તિમાં વિત્યો હશે, તેવામાં અણચિંતવ્યું પછવાડેથી કોઇ આવીને મને મોઢે ડુચો મારી ઘસડી જવા લાગ્યું. મેં સામા થવાની ઘણી મહેનત કરી, પણ મારૂં કાંઇ ચાલ્યું નહિં. કારણ કે તેઓ બે જણા હતા." અમૃતલાલ વચ્ચે બોલી ઉઠયો, "પણ ત્યારે એ બીજો માણસ કયાં છે."

અંજનાએ કહ્યું, 'એ એના બીજા ટોળીના માણસોને બોલાવવા ગયો છે."

અમૃતલાલે કહ્યું, "ત્યારે આપણે તો અહિંથી જલદી ન્હાસવું જોઇએ, કારણ કે આપણે ત્રણજ જણા છીએ અને એતો કોણ જાણે કેટલા બધા હશે. સામંત, તમે અહિંથી ઉપડી જવાની તૈયારી જલદી કરો. આપણે વાતો રસ્તામાં કરીશું.

તરતજ સામંત અને રતનસિંહ ઉભા થયા, અને સઘળો સરસામાન બાંધવા લાગ્યા. તેઓના દૂર જવાથી અમૃતલાલે અંજનાને

પૂછ્યું, "પણ અંજના, મારૂં માથું તારા ખોળામાં હતું અને તે છતાં પણ તું મને જગાડી શકી નહિ?"

અંજનાએ ટકોર કરતાં કહ્યું, "જોયું, હું તમારાથી જરા દૂર થઇ કે તરત મારી ઉપર આફત આવી પડી. અરે! જો તમારૂં માથું મારા ખોળામાં હોત તો તમે તરતજ જાગી જાત અને મને તે નીચોના હાથમાં જવાનો વારો ન આવત. હું જરા સુવાને ઉઠી અને તમારાથી જરા દૂર સુતી હતી, ત્યાં ઓચિંતી મને બાંધી લીધી. બસ હવે તમારાથી દૂર નહિ બેસું; નહિંતો વળી કયાંક આફતમાં આવી પડવું પડશે."

અમૃતલાલે અંજનાની મશ્કરી કરવા ખાતર કહ્યું, "જયાં હંસ ત્યાં હંસણી; હંસ વિના હંસણીની બુરી હાલત સમજવી; તો! બસ હવે ઘણી વાત થઇ. હવે ચાલ જલદી તૈયાર થા. આપણે અહિંઆથી ઉપડી જવું છે.

સઘળી તૈયારી થોડીવારમાં થઇ ગઇ. સઘળો સામાન એક ગાડામાં ભર્યો અને એક ગાડામાં અંજના અને અમૃતલાલ બેઠાં, અને બીજા ગાડામાં સામંત અને રતનસિંહ પેલા લુટારા સાથે બેઠા. તે લુટારાની આંખે પાટા બાંધી લીધા હતા, કારણ કે તેથી તેઓ કયાં જતા હતા તેની તેને ખબર ન પડે. ગાડામાં બેઠા પછી અંજના ઘણી થાકી ગઇ હતી, તેથી તેને ત્યાં ઉંઘ આવવા માંડી. તેણે અમૃતલાલને કહ્યું, "મને ઉંઘ આવે છે માટે હું તો ઉંઘી જાઉં છું, તમે મારૂં ધ્યાન રાખજો. જો જો વળી પાછી નવા જુની ન થાય. કોણ જાણે હજી આમ કેટલી આફતોમાંથી પસાર થવું પડશે તેની કાંઇ ખબર પડતી નથી. જેવી ઇશ્વરની ઇચ્છા."

અમૃતલાલે કહ્યું. "તું હવે તારૂં માથું મારા ખોળામાં મૂકીને સુઇ જા એટલે તને નિરાંતે ઉંઘ આવશે; નહિં તો તને પેટમાં બીકજ લાગ્યા કરશે, અને બરાબર ઉંઘ નહિં આવે."

અંજનાએ કહ્યું "મારાં અહોભાગ્ય, કે મારા નસીબમાં તમારા ખોળામાં માથું મૂકી સુવાનું લખેલું. ભલે જેવી તમારી ઇચ્છા; પણ, હા, મારી માફક માથું તકીયા નીચે મૂકીને નિરાંતે તમે પણ દૂર જઇને સુઇ ન જતા, નહિં તો વળી આફત આવી પડશે."

અમૃતલાલે કહ્યું, અંજના, એતો તું એવી કે મારૂં માથું તકીયા નીચે મૂકી દૂર સુઇ ગઇ; હું કાંઇ તારા જેવો નથી કે સોંપેલું માથું રઝળતું મૂકી દૂર જઇને નિરાંતે સુઇ જાઉં."

અંજનાને કાંઇ જવાબ દેવા જેવું ન હતું, કારણ કે તેનો વાંક થયો હતો. તેણે પોતાનું માથું અમૃતલાલના ખોળામાં મૂકતાં કહ્યું, "ભલે, તમે ગમે તે કહો. મારે સઘળું સાંભળવું પડશે, કારણ કે મારો વાંક થયો એટલે શું કરું?"

અમૃતલાલે કહ્યું, "તું મનમાં દુઃખ ન લગાડતી, હું જરા તારી મશ્કરી ખાતર કહું છું."

અંજનાએ કહ્યું "એક વાર નહિ, હજાર વાર મશ્કરી કરો તોએ શું? મને કદી પણ તમારા બોલવાથી દુઃખ લાગવાનું નથી." તેઓ ચુપ રહ્યાં. અંજનાની આંખમાં ઉંઘ આવવા માંડી, અને થોડી વારમાં તે ઉંઘી ગઈ. અમૃતલાલ પણ બેઠો બેઠો વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો; કારણ કે હજી જે કામ કરવા તે નીકળ્યો હતો તે તો જરાએ થયું ન હતું, ત્યાં અધવચમાં તે અંજનાને બચાવવામાં ગુંથાઇ ગયો. અને તેટલેથીજ અટક્યું હતે તો બસ, પણ વખતો વખત તેને લુટારાના સપાટામાંથી બચાવવી પડતી હતી. તેટલેથી ન અટકતાં તેણે અંજનાને પોતાની કરી લીધી હતી, એટલે હવે તેના વિષે તેને ચિંતા રહેતી હતી. સાંજ પડવા આવી. અમૃતલાલ ઉંઘમાંથી જાગી ઉઠયો અને તે જાગ્યા પછી થોડે વખતે અંજના પણ જાગી ગઇ. અમૃતલાલે કહ્યું, "અંજના, આ બે કલાક પછી તારા બાપનું ગામ આવશે, એટલે તને ત્યાં મૂકી હું મારા મિત્ર અજીતસિંહની શોધમાં જવાનો છું. તે એક અજ્ઞાન સ્ત્રીના હાથમાં કેદ પડેલ છે, તેને ત્યાંથી મુક્ત કરાવીને પછી તેની સાથે મારે ગામ જઇશ. જોજે સાચવીને રહેજે અને તારી સંભાળ રાખજે. હું સઘળું શાન્ત થશે પછી તને આવીને મળીશ. જોજે મને ભૂલી જતી નહિં."

અંજના બોલી, "પણ તમે જાઓ છો ત્યાં સાચવીને કામ લેજો, અને ધ્યાન રાખજો કે તમે પોતે કાંઈ જોખમમાં ન આવી પડો. મારી કાંઇ ચિંતા ન કરશો. તમને ભૂલી કેમ જવાય! જ્યાં સુધી આ દેહમાં

પ્રાણ છે ત્યાં સુધી તો અંજના, મારા વ્હાલા અમૃત, તમારીજ છે. એટલુંજ નહિં પણ મને બચાવીને જીવિતદાન આપ્યું છે તે પણ કેમ ભૂલી જઇશ ? આપ ખચીત માનજો કે અંજના આપના નામના જાપ જપતી પોતાનો વખત ગાળશે. પણ એટલું ધ્યાનમાં રાખજો કે જેમ બને તેમ જલદી આવજો; કારણ કે જેમ તમે કહ્યું છે તેમ હંસ વગરની હંસણી મરણને શરણ થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. હા, પણ પેલી તમારા જમણા હાથની છેલ્લી આંગળી ઉપરની ચીજ આ દાસીને ભેટ આપો; કારણ કે તમારી કાંઇક નિશાની તો મારી પાસે જોઇએ."

અમૃતલાલે તરતજ પોતાની આંગળીમાંની વીંટી કાઢી અંજનાની આંગળીમાં પહેરાવી દીધી. સાંજ પડી, અંજનાનું ગામ આવ્યું. ત્યાં અંજનાને સહીસલામત મૂકીને અમૃતલાલ તરતજ સામંત અને રતનસિંહ સાથે અજીતકુમારની શોધમાં ઉપડી ગયો.



# પ્રકરણ ૨૫ મું.



## અજીતસિંહનો પ્રેમ.

એક દિવસે રાતના અજીતસિંહ પોતાના ઓરડામાં અમૃતલાલ સાથે વાતો કરતો હતો, અને બે ઘડી વાતોના આનંદમાં એ બે મિત્રો વખત ગુજારતા હતા. સઘળે ઠેકાણે શાન્તિ પથરાઇ ગઇ. રાત પણ અંધારી હતી. તેઓની વાતોનો સાર એક બીજા ભવિષ્યમાં સુખી કેમ થાય એ વિષય ઉપર હતો.

અજીતસિંહ બોલ્યો, "અમૃત, મને ધાસ્તી છે કે તું મને ભવિષ્યમાં ભૂલી જઇશ; કારણ કે તું સંસારની જંજાળમાં પડીશ, એટલે પછી મને ઓળખીશ પણ નહિં."

અમૃતલાલે જવાબ દીધો, "આપ ખચીત માનજો કે, જીંદગી પર્યંત હું આપને કદી પણ ભૂલીશ નહિ, કારણ કે એક સાચા મિત્રને ભુલી જાઉં એ બનેજ કેમ ? તેમજ જો તમે સુખી તો હું સુખી, અને તમે દુઃખી તો હું દુઃખી, અને જો એમ ન હોય તો એ મિત્રતા શી કામની ? પણ મોટી ધાસ્તી તો મને છે કે આપ મને ભૂલી જશો, કારણ કે જયારે તમે રાજા થશો ત્યારે પછી હું શી બિશાતમાં ? અને રાજા થયા એટલે બસ થઇ ચૂકયું, મારા ભૂલી જવા કરતાં, તમારી ભૂલી જવાની ધાસ્તી વધારે છે."

અજીતસિંહે કહ્યું, "પણ, હું તો તને મારો પ્રધાન બનાવીશ, તો પછી ભૂલી કેમ જઇશ ?"

અમૃતલાલે તરત જવાબ આપ્યો, "ના, એ માફ કરજો; આપણે રાજયની નોકરી કરવી નથી. એવી રાજય ખટપટને નવ ગજના નમસ્કાર. આપણે પ્રધાન બ્રધાન થવું નથી; આપણે તો 'થોડેસે ખાના ઓર અચ્છેસે રહેના' ઠીક પડશે."

અજીતસિંહે કહ્યું, "એ રાજ્ય ખટપટની બાબતોમાં સલાહ આપવાનું કામ મારૂં નહિ; કારણ કે જો રાજા પ્રસન્ન થાય તો રાજ્યનાં રાજ્ય દઇ દે, અને ખીજાય તો તુટેલ ફાટલ ગોદડી પણ લઇ લે. માટે આપણે રાજાના સલાહકાર થવાનો કાંઇ વિચાર નથી."

અજીતસિંહે આશ્ચર્યથી કહ્યું, "ત્યારે તું મને શા ખપનો?"

અમૃતલાલે કહ્યું, "હું તમારો હમેશાં મિત્ર રહીશ, અને મારી ફરજ બજાવીશ."

અજીતસિંહે પૂછ્યું, "પણ ત્યારે મને સલાહ આપવી એ તારી ફરજ નહિ?"

અમૃતલાલે કહ્યું, "અલબત, કેમ નહિ? પણ રાજ્ય ખટપટમાં આપણી સલાહ બીલકુલ નહિ. હા, પણ ગમે ત્યારે તમારી ઉપર આફત આવશે ત્યારે હું તમારી મદદે આવીશ. પછી ગમે તો રાજ્યમાં હોય કે ગમે ત્યાં આફત પડે ત્યાં આ "સેવક" હમેશાં મદદને માટે હાજર થશે."

આમ અનેક વાતો ચાલતી હતી તેટલામાં બહારથી પહેરેગીર આવ્યો, અને અજીતસિંહને નમન કરીને કહ્યું, "બહાર કોઇ પુરૂષ આવેલ છે તે આપને મળવા માગે છે." અજીતસિંહ અજાયબ થયો કે એ પુરૂષ કોણ હશે. તેણે ચોકીદારને પૂછ્યું કે તેણે કેવાં કપડાં પહેર્યાં હતાં, જેના જવાબમાં તેણે કહ્યું કે, "તેણે એક લાંબો કાળો ઝભ્ભો પગથી તે માથા સુધી પહેર્યો છે, અને માથે ગુન્નાબી ફેંટો બાંધ્યો છે, તથા માથે બુકાની એવી રીતે બાંધી છે કે માત્ર બે આંખજ દેખાય છે, અને નાક પણ બરાબર દેખાતું નથી."

અજીતસિંહે પૂછ્યું, "તેનો સાદ કેવો છે?"

તેના જવાબમાં તેણે કહ્યું, "સાદ ઘણો ઝીણો છે, અને એક સ્ત્રીના સાદને તદ્દન મળતો આવે છે."

અજીતસિંહે કહ્યું, "ઠીક, જા તેને અહિંઆ મોકલ."

ચોકીદાર નમીને તરત બહાર ગયો અને પેલા અજાણ્યા પુરૂષને તરત અંદર મોકલ્યો. અમૃત તરત ઉભો થયો અને જવાની રજા માંગી.

અજીતસિંહે કહ્યું, "અમૃત, તું અહિં બેસ; કારણ કે આવા વખતે મને કોણ મળવા આવે? એ કોઇક ભેદી માણસ હોય એમ લાગે છે. માટે હમણાં તું જઇશ નહિં; વખતે તારું કાંઇ કામ પડે. તું અહિંઆ હોય તો વધારે સારું."

અમૃતલાલ અજીતના કહેવાથી પાછો જ્યાં હતો ત્યાં બેઠો. તરતજ તે પુરૂષ અંદર આવ્યો, અને અજીતસિંહને નમન કરી ઉભો રહ્યો.

અજીતસિંહે પૂછ્યું, "કેમ તમે કોણ છો?"

પેલા પુરૂષે કહ્યું, "મારે આપને એકાંતમાં મળવું છે."

અમૃતલાલ તરતજ બહાર જવાને ઉભો થયો, પણ અજીત કુમારે કહ્યું, "અમૃત ફીકર નહિં, તું બેસ." અને પેલા પુરૂષ તરફ ફરીને કહ્યું, "એ મારો મિત્ર છે, એનાથી મારી કોઇ છુપી વાત રાખવાની જરૂર નથી; માટે બીનધાસ્તીથી તમારે જે કાંઇ કહેવું હોય તે ખુશીથી કહો."

તે પુરૂષ જરા વિચારમાં પડ્યો અને બોલ્યો "આપ એને હમણાં બહાર જવાનું કહો તો સારું. પછી ભલે તમારી મરજી હોય તો તેને વાત કરજો."

અજીતકુમારે કહ્યું, "તમારે જે કાંઇ વાત કહેવી હોય તે એની હાજરીમાં કહેવી પડશે, અને તમારે કાંઇ ન કહેવું હોય તો તમારી ખુશી."

તરત તે પુરૂષ સમજી ગયો કે એ એનો વિશ્વાસુ મિત્ર છે. તેણે પોતાનો હાથ ઝભાના ખીસામાં નાંખ્યો અને અંદરથી એક કાગળ કાઢ્યો, અને તે અજીતકુમારના હાથમાં આપ્યો, તેણે જેવો કાગળ આપવાને હાથ લંબાવ્યો કે તરતજ તેના હાથની બંગડીઓ ખખડી અને તે એક સ્ત્રી હોય તેમ લાગ્યું. કાગળ હાથમાં લઇ લીધા પછી અજીતસિંહે તેને પૂછ્યું, "તમે કોણ છો?"

તેણે જવાબ દીધો, "આપ એ કાગળ વાંચશો એટલે આપને બધી ખબર પડશે." તરતજ અજીતકુમારે કાગળ હાથમાં લીધો અને વાંચવા માંડ્યો. તે કાગળ નીચે પ્રમાણે હતો:—

"પ્યારા અજીતસિંહ,

મેં આપને બે દિવસ ઉપર ઘોડા ઉપર સવારી કરીને મારા પિતાના ગામમાં ફરતા જોયા હતા. બસ જે ઘડીથી મેં આપને જોયા છે, તેજ ઘડીથી મેં નિશ્ચય કર્યો છે કે આપને જરૂર એકવાર ખાનગીમાં મળીશ. આશા છે કે આપ આ ગરીબ દાસીની આટલી માગણી સ્વીકારશો. વિશેષ શું લખવું તેની મને ખબર પડતી નથી. કાગળ લાવનાર મારી વિશ્વાસુ દાસી છે. આપ કયે ઠેકાણે મને મળશો તે એને કહેજો. તસ્દી ક્ષમા કરશો.

લી૦ સુલોચના."

અજીતસિંહે એ કાગળ એકવાર વાંચી લીધા બાદ ફરીથી વાંચ્યો, અને વળી ત્રીજી વખત પણ વાંચ્યો. એમ ત્રણ વખત વાંચી લીધા પછી તેણે એ કાગળ અમૃતલાલના હાથમાં આપ્યો, અને તેણે તે આવેલ દાસીના સામી પગથી તે માથા સુધી નજર કરી, અને પૂછયું, "તમે સુલોચનાની દાસી છો ?"

તેણે કહ્યું, "હા જી."

અજીતકુમારે પૂછયું, "તમારૂં નામ શું ?"

"મારૂં નામ કમળા."

તેણે જરા વિચાર કર્યા બાદ પૂછયું, "હું તમારા ગામમાં આવ્યો ત્યારે તમે મને કયાંથી જોયો ?"

કમળાએ જવાબ આપ્યો, "હું અને મારી બાઇ—બે જણાં રાજ્ય મહેલની એકદમ ઉપરના માળની બારીમાં ઉભાં હતાં અને આપને રસ્તામાં જતાં જોયા."

અમૃતલાલે કાગળ વાંચી લીધા પછી પાછો અજીત કુમારને આપ્યો.

અજીતકુમારે અમૃતલાલના સામું જોયું, પણ તે વિચારમાં હતો. અજીતકુમારે કમળા સામું જોઇને કહ્યું, "સુલોચનાને મળવું હોય તો ભલે અહિંઆ આવે; હું ખુશીથી તેને મળીશ."

કમળાએ કહ્યું "પણ એ કયે દિવસે આવે તે આપ ચોકસ કરો તો વધારે સારૂં"

અજીતકુમારે કહ્યું, "ગમે ત્યારે આવે પણ એટલું કે કોઇને ખબર પડવી ન જોઇએ."

કમળાએ એ વાતની ધાસ્તી ન રાખવાનું કહ્યું, અને તે સાથે બીજે દિવસે રાતના આવશે એમ નક્કી કહીને તે ત્યાંથી તરત ચાલતી થઇ. અમૃતલાલ અને અજીતસિંહ તેના જવા પછી થોડીવાર વિચાર કરતાં શાન્ત બેસી રહ્યા. છેવટે અમૃતલાલ બોલ્યો; "તમે શા માટે અહિંઆં આવવાનું કહ્યું ?"

અજીતકુમારે કહ્યું. "મેં એને બે ત્રણ વખત અગાઉ જોઇ છે, અને તે અહિંઆં આવે તેમાં શો વાંધો છે ?"

અમૃતલાલે કહ્યું, "પણ તમે એને એકાદ વખત દીઠી હોય અને તેને ઓળખતા પણ ન હો અને તેને એમને એમ અહિંઆં બોલાવવી એ ઠીક નહિ."

અજીતસિંહ અમૃતલાલના આમ બોલવાથી હસ્યો અને કહ્યું, "અમૃત, અમારી પરસ્પર નેત્રોથી પ્રીતિ બંધાઇ છે, અને મને પણ અલબત તેની ઉપર પ્રીતિ થઇ છે માટે અહિંઆ આવે તેમાં કાંઇ વાંધો નથી. સુલોચના ! આહા ! એ નામ લેતાંજ મારા હૃદયમાં શાન્તિ પથરાઇ છે, તો જો હું એક વખત તેની સાથે બોલીશ તો મને કેટલો બધો આનંદ થશે. તું ખચિત માનજે કે હું એનેજ પરણીશ અને એજ મારી ધર્મપત્ની થશે. બસ, મારા વ્હાલા મિત્ર, તું ગમે તેમ કરી સુલોચનાને ખબર આપ કે એ મને જરૂર મુકરર કરેલ વખતે આવીને અહિં મળે."

અમૃતલાલે કહ્યું, "અજીતકુમાર, એ જરૂર આવશે. જેણે આટલી હિંમત ઉઠાવી અને હિંમતથી પોતાની દાસીને પુરૂષના વેશમાં અહિં મોકલી, તે પોતે અહિંઆ આવ્યા વગર રહે એ કદી બનેજ નહિ. એ જરૂર અહિંઆ આવશે એ મારી પક્કી ખાત્રી છે. આપ નિશ્ચિંત રહો; પણ હા, આપને એના પ્રત્યે આટલો બધો પ્રેમ ક્યારથી થયો, એતો જણાવો. આપ કોઇને ચાહતા હશો તેની મને જરાએ ખબર ન હતી. આતે આમ મારાથી છાની રીતે કોઇ સાથે પ્રેમ બાંધ્યો, અને મને જરા પણ જણાવ્યું નહિં, તેનું શું કારણ ?"

"પ્યારા અજીતસિંહ,

મેં આપને બે દિવસ ઉપર ઘોડા ઉપર સવારી કરીને મારા પિતાના ગામમાં ફરતા જોયા હતા. બસ જે ઘડીથી મેં આપને જોયા છે, તેજ ઘડીથી મેં નિશ્ચય કર્યો છે કે આપને જરૂર એકવાર ખાનગીમાં મળીશ. આશા છે કે આપ આ ગરીબ દાસીની આટલી માગણી સ્વીકારશો. વિશેષ શું લખવું તેની મને ખબર પડતી નથી. કાગળ લાવનાર મારી વિશ્વાસુ દાસી છે. આપ કયે ઠેકાણે મને મળશો તે એને કહેજો. તસ્દી ક્ષમા કરશો.

લી૦ સુલોચના."

અજીતસિંહે એ કાગળ એકવાર વાંચી લીધા બાદ ફરીથી વાંચ્યો, અને વળી ત્રીજી વખત પણ વાંચ્યો. એમ ત્રણ વખત વાંચી લીધા પછી તેણે એ કાગળ અમૃતલાલના હાથમાં આપ્યો, અને તેણે તે આવેલ દાસીના સામી પગથી તે માથા સુધી નજર કરી, અને પૂછ્યું, "તમે સુલોચનાની દાસી છો ?"

તેણે કહ્યુ, "હા જી."

અજીતકુમારે પૂછ્યું, "તમારૂં નામ શું ?"

"મારૂં નામ કમળા."

તેણે જરા વિચાર કર્યા બાદ પૂછ્યું, "હું તમારા ગામમાં આવ્યો ત્યારે તમે મને ક્યાંથી જોયો ?"

કમળાએ જવાબ આપ્યો, "હું અને મારી બાઇ–બે જણાં રાજ્ય મહેલની એકદમ ઉપરના માળની બારીમાં ઉભાં હતાં અને આપને રસ્તામાં જતાં જોયા."

અમૃતલાલે કાગળ વાંચી લીધા પછી પાછો અજીત કુમારને આપ્યો..

અજીતકુમારે અમૃતલાલના સામું જોયું, પણ તે વિચારમાં હતો. અજીતકુમારે કમળા સામું જોઇને કહ્યું, "સુલોચનાને મળવું હોય તો ભલે અહિંઆ આવે; હું ખુશીથી તેને મળીશ."

કમળાએ કહ્યું "પણ એ કયે દિવસે આવે તે આપ ચોકસ કરો તો વધારે સારૂ"

અજીતકુમારે કહ્યું, "ગમે ત્યારે આવે પણ એટલું કે કોઇને ખબર પડવી ન જોઇએ."

કમળાએ એ વાતની ધાસ્તી ન રાખવાનું કહ્યું, અને તે સાથે બીજે દિવસે રાતના આવશે એમ નક્કી કહીને તે ત્યાંથી તરત ચાલતી થઇ. અમૃતલાલ અને અજીતસિંહ તેના જવા પછી થોડીવાર વિચાર કરતા શાન્ત બેસી રહ્યા. છેવટે અમૃતલાલ બોલ્યો; "તમે શા માટે અહિંઆં આવવાનું કહ્યું ?"

અજીતકુમારે કહ્યું. "મેં એને બે ત્રણ વખત અગાઉ જોઇ છે, અને તે અહિંઆં આવે તેમાં શો વાંધો છે ?"

અમૃતલાલે કહ્યું, "પણ તમે એને એકાદ વખત દીઠી હોય અને તેને ઓળખતા પણ ન હો અને તેને એમને એમ અહિંઆં બોલાવવી એ ઠીક નહિ."

અજીતસિંહ અમૃતલાલના આમ બોલવાથી હસ્યો અને કહ્યું, "અમૃત, અમારી પરસ્પર નેત્રોથી પ્રીતિ બંધાઇ છે, અને મને પણ અલબત તેની ઉપર પ્રીતિ થઇ છે માટે અહિંઆ આવે તેમાં કાંઇ વાંધો નથી. સુલોચના ! આહા ! એ નામ લેતાંજ મારા હૃદયમાં શાન્તિ પથરાઇ છે, તો જો હું એક વખત તેની સાથે બોલીશ તો મને કેટલો બધો આનંદ થશે. તું બચિત માનજે કે હું એનેજ પરણીશ અને એજ મારી ધર્મપત્ની થશે. બસ, મારા વ્હાલા મિત્ર, તું ગમે તેમ કરી સુલોચનાને ખબર આપ કે એ મને જરૂર મુકરર કરેલ વખતે આવીને અહિં મળે."

અમૃતલાલે કહ્યું, "અજીતકુમાર, એ જરૂર આવશે. જેણે આટલી હિંમત ઉઠાવી અને હિંમતથી પોતાની દાસીને પુરૂષના વેશમાં અહિં મોકલી, તે પોતે અહિંઆ આવ્યા વગર રહે એ કદી બનેજ નહિ. એ જરૂર અહિંઆ આવશે એ મારી પક્કી ખાત્રી છે. આપ નિશ્ચિંત રહો; પણ હા, આપને એના પ્રત્યે આટલો બધો પ્રેમ ક્યારથી થયો, એતો જણાવો. આપ કોઇને ચાહતા હશો તેની મને જરાએ ખબર ન હતી. આતે આમ મારાથી છાની રીતે કોઇ સાથે પ્રેમ બાંધ્યો, અને મને જરા પણ જણાવ્યું નહિં, તેનું શું કારણ ?"

"પ્યારા અજીતસિંહ,

મેં આપને બે દિવસ ઉપર ઘોડા ઉપર સવારી કરીને મારા પિતાના ગામમાં ફરતા જોયા હતા. બસ જે ઘડીથી મેં આપને જોયા છે, તેજ ઘડીથી મેં નિશ્ચય કર્યો છે કે આપને જરૂર એકવાર ખાનગીમાં મળીશ. આશા છે કે આપ આ ગરીબ દાસીની આટલી માગણી સ્વીકારશો. વિશેષ શું લખવું તેની મને ખબર પડતી નથી. કાગળ લાવનાર મારી વિશ્વાસુ દાસી છે. આપ કયે ઠેકાણે મને મળશો તે એને કહેજો. તસ્દી ક્ષમા કરશો.

લી૦ સુલોચના."

અજીતસિંહે એ કાગળ એકવાર વાંચી લીધા બાદ ફરીથી વાંચ્યો, અને વળી ત્રીજી વખત પણ વાંચ્યો. એમ ત્રણ વખત વાંચી લીધા પછી તેણે એ કાગળ અમૃતલાલના હાથમાં આપ્યો, અને તેણે તે આવેલ દાસીના સામી પગથી તે માથા સુધી નજર કરી, અને પૂછ્યું, "તમે સુલોચનાની દાસી છો ?"

તેણે કહ્યુ, "હા જી."

અજીતકુમારે પૂછ્યું, "તમારૂં નામ શું ?"

"મારૂં નામ કમળા."

તેણે જરા વિચાર કર્યા બાદ પૂછ્યું, "હું તમારા ગામમાં આવ્યો ત્યારે તમે મને ક્યાંથી જોયો ?"

કમળાએ જવાબ આપ્યો, "હું અને મારી બાઇ—બે જણાં રાજ્ય મહેલની એકદમ ઉપરના માળની બારીમાં ઉભાં હતાં અને આપને રસ્તામાં જતાં જોયા."

અમૃતલાલે કાગળ વાંચી લીધા પછી પાછો અજીત કુમારને આપ્યો..

અજીતકુમારે અમૃતલાલના સામું જોયું, પણ તે વિચારમાં હતો. અજીતકુમારે કમળા સામું જોઇને કહ્યું, "સુલોચનાને મળવું હોય તો ભલે અહિંઆ આવે; હું ખુશીથી તેને મળીશ."

કમળાએ કહ્યું "પણ એ કયે દિવસે આવે તે આપ ચોકસ કરો તો વધારે સારૂં"

અજીતકુમારે કહ્યું, "ગમે ત્યારે આવે પણ એટલું કે કોઇને ખબર પડવી ન જોઇએ."

કમળાએ એ વાતની ધાસ્તી ન રાખવાનું કહ્યું, અને તે સાથે બીજે દિવસે રાતના આવશે એમ નક્કી કહીને તે ત્યાંથી તરત ચાલતી થઇ. અમૃતલાલ અને અજીતસિંહ તેના જવા પછી થોડીવાર વિચાર કરતા શાન્ત બેસી રહ્યા. છેવટે અમૃતલાલ બોલ્યો; "તમે શા માટે અહિંઆં આવવાનું કહ્યું ?"

અજીતકુમારે કહ્યું. "મેં એને બે ત્રણ વખત અગાઉ જોઇ છે, અને તે અહિંઆં આવે તેમાં શો વાંધો છે ?"

અમૃતલાલે કહ્યું, "પણ તમે એને એકાદ વખત દીઠી હોય અને તેને ઓળખતા પણ ન હો અને તેને એમને એમ અહિંઆં બોલાવવી એ ઠીક નહિ."

અજીતસિંહ અમૃતલાલના આમ બોલવાથી હસ્યો અને કહ્યું, "અમૃત, અમારી પરસ્પર નેત્રોથી પ્રીતિ બંધાઇ છે, અને મને પણ અલબત તેની ઉપર પ્રીતિ થઈ છે માટે અહિંઆ આવે તેમાં કાંઇ વાંધો નથી. સુલોચના ! આહા ! એ નામ લેતાંજ મારા હૃદયમાં શાન્તિ પથરાઇ છે, તો જો હું એક વખત તેની સાથે બોલીશ તો મને કેટલો બધો આનંદ થશે. તું ખચિત માનજે કે હું એનેજ પરણીશ અને એજ મારી ધર્મપત્ની થશે. બસ, મારા વ્હાલા મિત્ર, તું ગમે તેમ કરી સુલોચનાને ખબર આપ કે એ મને જરૂર મુકરર કરેલ વખતે આવીને અહિં મળે."

અમૃતલાલે કહ્યું, "અજીતકુમાર, એ જરૂર આવશે. જેણે આટલી હિંમત ઉઠાવી અને હિંમતથી પોતાની દાસીને પુરૂષના વેશમાં અહિં મોકલી, તે પોતે અહિંઆ આવ્યા વગર રહે એ કદી બનેજ નહિ. એ જરૂર અહિંઆ આવશે એ મારી પક્કી ખાત્રી છે. આપ નિશ્ચિંત રહો; પણ હા, આપને એના પ્રત્યે આટલો બધો પ્રેમ ક્યારથી થયો, એતો જણાવો. આપ કોઇને ચાહતા હશો તેની મને જરાએ ખબર ન હતી. આતે આમ મારાથી છાની રીતે કોઇ સાથે પ્રેમ બાંધ્યો, અને મને જરા પણ જણાવ્યું નહિં, તેનું શું કારણ ?"

અજીતકુમારે કહ્યું, "અમૃત, તારાથી કોઇ વાત છાની રાખવાની મને કદીપણ જરૂર પડતી નથી, અને પડશે પણ નહિં; કારણ કે હું તને મારો વિશ્વાસુ મિત્ર સમજુ છું એટલુંજ નહિ પણ હું જે જે વાત તને કહું તે મેં મારા હૃદયમાંજ રાખી હોય એમ હું મારા મનથી માનું છું. આ બાબદ જાણે એવી રીતે બની છે કે એક દિવસ હું ઘોડા ઉપર મારા સિપાઇઓ સાથે ફરવા નિકળ્યો હતો ત્યારે આશાએશ લેવાને મેં સુલોચનાના ગામ આગળ છાવણી નાંખી. અમારી આખી સેના થાકી જવાથી ભર નિદ્રામાં પડી હતી. જો કે વખત સાંજનો હતો, અને હું પણ થાકી ગયો હતો, તોપણ કાંઇક નવીન જોવાનું મળે એવી આશાએ સઘળાના સુઇ જવા પછી હું એકલો હથીયારબંધ થઇ ઘોડા ઉપર બેશી ફરવા નીકળી ગયો. ફરતાં ફરતાં હું એક વિશાળ બાગ આગળ આવી લાગ્યો. તે બગીચો સુલાચનાના ગામની બહાર લોકોને માટે ફરવાને વાસ્તે બનાવવામાં આવેલ હતો. ત્યાં હું અંદર દાખલ થયો. મેં ત્યાં કોઇ માણસ દીઠું નહિ એટલે હું ઘોડા ઉપર બેસીને આખા બાગમાં ફર્યો. તે બાગ ઘણો સુંદર અને શાન્તિ પમાડે તેવો હતો. અહા ! એનું હું શું વર્ણનકરૂં ?"

અમૃતલાલ વચ્ચે બોલી ઉઠયો, "એ વર્ણન માંડી વાળો અને આપ વાત આગળ ચલાવો. આપને તે વખતે તો એ બાગ બહુ સુંદર લાગ્યો નહિ હોય પણ હવે તો એ વધારે સુંદર લાગશે." અજીતકુમારે બોલવાનું આગળ ચલાવ્યું, "ત્યાં એક મોટા વૃક્ષની નીચે એક લાકડાનો બાંકડો પડયો હતો. તેની ઉપર મેં આશાએશ લેવાનો વિચાર કર્યો, અને એમ વિચાર કરી હું ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. મેં ઘોડાને ઝાડ સાથે બાંધી દીધો અને નિરાંતે એ બાંકડા ઉપર જરાક આશાએશ લેવાને સુતો. આમ દશેક પળ વીતી હશે એવામાં મને નિદ્રા આવી ગઇ. હું તદ્દન ઉંઘી ગયો અને મારી નિદ્રાવસ્થામાં શું બન્યું તે તો ઇશ્વર જાણે પણ......"

અમૃત વચ્ચે બોલ્યો, "એમ એકલા જઈ અજાણી જગામાં તમારા જેવાએ નિરાંતે ઉંઘી જવું એતો વ્યાજબી નહિ; કારણ કે કોઇ વખત કોઇ દુશ્મન હોય તો તેના હાથમાં સહેલાઇથી ફસી પડાય."

અજીતકુમાર બોલ્યો, "અમૃત, તું વચ્ચે ન બોલ. વાત સાંભળવી હોય તો સાંભળ, નહિ તો ચાલ વાત નથી કરતો."

અમૃતલાલે કહ્યું, "આપ હું જે કાંઈ બોલું છું તે આપની મશ્કરી કરૂં છું એમજ સમજો છો, પણ મારા કહેવાનો ભાવાર્થ એ છે કે આપને હંમેશાં સાવચેતી વાપરવાની બહુ જરૂર છે. આપે સઘળું મારૂં બોલવું મશ્કરીમાંજ લેખ્યું હોય એમ લાગે છે. ઠીક ચાલો હવે આગળ ચલાવો. હું હવે વચ્ચે નહિ બોલું."

અજીતકુમારે પોતાનું બોલવું આગળ ચલાવ્યું, "હું જ્યારે જાગી ઉઠ્યો ત્યારે મેં મારી આગળ એક રૂમાલ ઉપર અનેક જાતનાં ફુલોનો ઢગલો પડેલ દીઠો, પણ મેં સાં ચારે બાજુએ નજર કરી પણ કોઇ મારી નજરે પડ્યું નહિ. મેં તરત એ ફુલો લીધાં અને તે રૂમાલમાં બાંધી લીધાં, અને ઘોડાપર સ્વાર થઇ આખા બાગમાં ફર્યો પણ મારી નજરે કોઇ પડ્યું નહિ. હું તો મારી જ્યાં છાવણી નાંખી હતી તે તરફ ચાલતો થયો."

અમૃતલાલ ફરી મશ્કરી ખાતર બોલ્યો, "પણ પેલાં ફુલો કયાં નાંખ્યાં?"

અજીતકુમારે જવાબ આપ્યો, "તે મેં મારી સાથે લઇ લીધાં."

અમૃતલાલે કહ્યું, "પણ તે લેવાનો તમને શો હક હતો ? એતો ચોરીનો માલ કહેવાય. એતો આપે ઠીક કર્યું ન કહેવાય."

અજીતકુમારે કહ્યું, "અમૃત, તું મને પહેલાં વાત પૂરી કરી લેવા દે, પછી તારે જે કાંઇ પૂછવું હોય તે પૂછજે."

અમૃતલાલે કહ્યું, "પૂછવાનો વખત વીતી જાય પછી પૂછવામાં મજાહ શી ! માટે મારા સવાલનો તમારે તરતજ ખુલાસો કરવો પડશે."
અજીતકુમારે કહ્યું, "ઠીક, જેવી તારી મરજી એ રૂમાલ ચોરીનો કેમ કહેવાય ? એ ફુલો મારી આગળ મારા પડખામાં કોઇ મૂકી જાય તે મને આપવા ખાતરજ હોવાં જોઇએ; કારણ કે નહિં તો એકદમ એક મારી નજદીક મૂકવાનું કારણ શું ?"

અમૃતલાલે કહ્યું, "ઠીક, તમે એમ ધાર્યું ત્યારે હવે વાત આગળ ચલાવો."

અજીતકુમારે પોતાની વાત આગળ ચલાવવા માંડી, "હું છાવણીમાં ગયો, અને મારા તંબુમાં જઇ મેં સઘળાં ફુલોને મારા બિછાના આગળ મૂકયાં, અને..."

અમૃતલાલ વચ્ચે બોલ્યો, "ત્યાં મુકવાનું શું કારણ ?"

અજીતકુમારે કહ્યું, "અમૃત, તું એમ સમજતો હઇશ કે હું તારી આગળ બોલવાને શરમાતો હઇશ, તો તારૂં એ સમજવું ખોટું છે. એ ફુલો મારા બીછાના આગળ મુકવાથી મને ત્યાં સુતી વખતે સારી સુગંધ આવે તે માટે મુકયાં હતાં. પછી તે રૂમાલ હાથમાં લઇને જોવા માંડયો. તે એક રેશમી રૂમાલ હતો. તેમાં એક મોર ચીત્રેલ હતો અને તેને એક ખુણે "સુલોચના" એમ લખેલ હતું. આ રહ્યો તે રૂમાલ;" એમ કહીને તેણે એક કબાટ ખોલ્યો અને તેમાંથી તે રૂમાલ કાઢીને અમૃતલાલને આપ્યો. અમૃતલાલે તે જોયો અને તરતજ પાછો અજીતકુમારને આપ્યો અને કહ્યું, "એ સાચવી રાખજે, કારણ કે એ સુલોચનાના આપની પ્રત્યેના પ્રેમની નિશાની છે."

અજીતકુમાર પાછો જયાં બેઠો હતો ત્યાં બેસી ગયો અને પોતાની વાત આગળ ચલાવવા માંડી, એ રૂમાલ મેં મારા તકીયાની બોળમાં સંતાડી રાખ્યો. મેં તે બાગમાં ફરીથી જવાનો નિશ્ચય કર્યો અને બીજે દિવસે સાંજની વખતે તે બગીચામાં ગયો, અને જે ઠેકાણે આગલે દિવસે હું સુતો હતો ત્યાં જઈને આગલા દિવસ પ્રમાણે ઘોડાને ઝાડ સાથે બાંધીને નિરાંતે સુતો, પણ જો કે મારી આંખ મીંચેલી હતી તોપણ કોઇ આવ્યું નહિં. મને કંટાળો આવવા લાગ્યો, શું કરવું તે મને સૂઝયું નહિં. મેં ધીરજ રાખી બીજો કલાક પણ એવીજ શાન્તિમાં વીતાડયો, પણ જેમ પહેલો કલાક નિષ્ફળ ગયો તેમ બીજો કલાક પણ નિષ્ફળ ગયો હું કંટાળી જવાથી મારા ઘોડા ઉપર સ્વાર થઇ મારી છાવણી તરફ ચાલતો થયો. બીજે દિવસે પિતાજીના હુકમથી છાવણી ઉપાડવાનું નકકી થયું. હવે શું કરવું એની ગુંચવણમાં હું પડયો. સુલોચના કોણ છે, તેની મેં તપાસ કરી લીધી હતી,

અને સામંતે, એ ક્યાં રહે છે તથા બગીચામાં ક્યારે ફરવા આવે છે તે સઘળી તપાસ કરીને મને બીજે દિવસે રાતના કહ્યું હતું. તે ત્યાં કાલે ફરવા આવશે એમ પણ સામંત ખબર લાવ્યો હતો; પણ ત્રીજે દિવસે તો ઉપડી જવાનું હતું માટે કેમ કરવું તેની જબરી મુંઝવણ થઇ પડી. છેવટે મને એક યુક્તિ સુઝી, હું મહારાજા પાસે ગયો અને મને તે જગ્યામાં ઘણું ગમતું હતું એમ કહી ત્યાં એક દહાડો વધારે રહેવાની મેં રજા માગી. સારા નશીબે મને ત્યાં એક દહાડો રહેવાની રજા મળી, અને ત્યાં સાવચેતીથી રહેવાની મને મહારાજાએ ભલામણ કરી તથા બરાબર ચોકીદારો રાખવાનું કહ્યું."

અમૃતલાલને ફરી લાગ મળવાથી મશ્કરી ખાતર વચ્ચે બોલી ઉઠ્યો, "પણ તમે રાત કેવી સ્થીતિમાં વીતાડી એ કહેવું તો તદ્દન ભૂલી ગયા!" અમૃતલાલ પોતે એવી કાંઇ પ્રેમની ચિંતાનો અનુભવી ન હતો, પણ એણે ઘણાં પુસ્તકો વાંચેલ હોવાથી પ્રેમીજનના મનની શી સ્થીતિ થાય છે અને તેને નિદ્રા દેવીની કેવી અવકૃપા ભોગવવી પડે છે તે તે બરાબર સમજી શકતો હતો.

અજીતકુમારે જવાબ આપ્યો, "રાતના ઉંઘજ કોને આવી હતી? આખી રાત સુલોચના કેવી હશે? હું તેને ક્યારે જોઇશ? એમ અનેક જાતના વિચારો આવ્યા કરતા હતા. આખી રાત વિચારમાંને વિચામાંજ પસાર કરી હતી. સામંતે મને આવીને ખબર આપી કે સુલોચના તે દિવસે સાંજના બગીચામાં આવવાની છે. મહારાજા તો બપોરના બાર વાગ્યા પહેલાં ત્યાંથી ઉપડી ગયા. મેં પણ સાંજના બાગમાં સુલોચનાને મળવા જવાનો નિશ્ચય કર્યો, અને સાંજ પડી એટલે તે દિશા તરફ મારા ઘોડા ઉપર સ્વાર થઇને ચાલવા માંડ્યું. અહા! તે કેવી રળિયામણી સાંજ હતી! તેવી સાંજ મને કોઈ દહાડો રળિયામણી લાગી નથી. સર્વ ઠેકાણે શાન્તિ પથરાઇ ગઇ હતી. આવી સાંજે હું ઉજ્જડ વેરાનમાંથી ધીમે ધીમે પસાર થતો હતો. મેં પણ ઠીક પોષાક ધારણ કર્યો હતો. હું મારી અસલ જગાએ જઇને નિરાંતે બેઠો, પણ ત્યાં એક કલાક વિત્યો, બે કલાક વિત્યા, ત્રણ કલાક વિત્યા પણ કોઇ આવ્યું નહિ. અરે, કોઇ ગામનું માણસ પણ ત્યાં દેખાયું નહિં. મને

ફીકર થવા માંડી. મેં પાછા જવાનો વિચાર કર્યો. પણ જો પાછો જાઉં તો ત્યાં પાછું આવી શકાય તેમ નહોતું; કારણ કે મને મહારાજાએ એજ દિવસની રજા આપી હતી. હવે કેમ કરવું તેની હું મુંઝવણમાં પડયો. મને અનેક જાતના વિચારો આવવા લાગ્યા, સામંતે મને ખોટી ખબર આપી હશે કે તેણે કાંઇ દગો રચ્યો હશે? કોણ જાણે કેમ સુલોચના ત્યાં અંધારૂં થઇ ગયું ત્યાં સુધી આવી નહિં? મને ભય લાગવા માંડયો કે જરૂર કાંઈ દગો થયો હોય. મેં હિંમત રાખી. થવાનું હોય તે થાય પણ ત્યાંથી પાછા જવુંજ નહિં એવો નિશ્ચય કર્યો. સારા નસીબે મારી પાસે મારાં સઘળાં હથીયારો હોવાથી મારી હિંમત હટી ન ગઇ. હું ખાસ્સો નિરાંતે બાંકડા ઉપર સૂતો; અને સુલોચનાને મળ્યા વગર ન જવાનો નિશ્ચય કર્યો- રાતના આઠ વાગ્યા પણ કોઈ ત્યાં આવ્યું નહિં. નવ વાગ્યા, દશ વાગ્યા, અગ્યાર વાગ્યા પણ કોઇ આવ્યું નહિં. મારી ખાત્રી થઇ કે જરૂર કાંઇ દગો રચવામાં આવ્યો હતો, અને તેથી મેં સૂવાનું માંડી વાળી તે બાંકડા પર સાવચેતીથી મારાં હથીયારો ઉપર હાથ રાખીને બેઠો હતો. રાતના બાર વાગ્યા પણ કોઇ ત્યાં આવ્યું નહિં. હું છેવટે મારી મુર્ખાઇ ઉપર હસવા લાગ્યો કે કોઇ ફરવા આવે તે સાંઝના આવે, કોઇ રાતના બાર વાગે ફરવા આવતું હશે કે! મેં પાછા જવાનો વિચાર કર્યો વળી વિચાર આવ્યો કે સામંત કાંઇ ખોટી ખબર લાવે નહિં. આમ અનેક વિચારો મને આવવા લાગ્યા. મેં ફરીથી જવાનો નિશ્ચય કર્યો અને હું જવાને ઉભો થયો, એટલામાં મારી સામી બાજુએથી મોટો દરવાજો ખુલવાનો અવાજ આવ્યો. કોઇ આવતું હોય એમ મને લાગ્યું અને મારી અટકળ ખરી પડી. મેં ત્યાં એક પુરૂષને આવતાં જોયો. એક નાની ઉમરનો યુવાન રજપુત જેણે કમરમાં તરવાર બાંધેલ હતી, તે તેની ઉપર હાથ રાખી મારી તરફ ચાલ્યો આવતો હતો. તેણે માથે એક જરીનો સાફો બાંધ્યો હતો, કમર ઉપર એક સોનેરી સેલાંની ભેટ બાંધી હતી. આમ એક રજપુત કુમાર પણ નાની વયનો હોય એમ દેખાતો તે મારી તરફ આવ્યો. મેં તે દોસ્ત છે કે દુશ્મન છે તે સમજી ન શકવાથી મારી તરવાર ઉપર હાથ રાખ્યો હતો કે કામ પડેતો તરત બહાર કાઢી શકાય. તે મારી પાસે આવ્યો અને મુંગે મોઢે બાંકડા ઉપર મારી જોડે બેસી ગયો. હું વિચારમાં પડયો કે એ ખુબસુરત જુવાન કોણ હશે.

અને આમ મુંગે મોઢે મારી જોડે બેસી જવાનું શું કારણ હશે? દશેક પળ વીતી ગઇ પણ તે કાંઇ ન બોલ્યો. છેવટે મારાથી ન રહેવાયાથી મેં પૂછ્યું કે 'આપ કોણ છો?' તેના જવાબમાં તેણે મારી સામું સ્મિત હાસ્ય કર્યું, અને કાંઇ જવાબ ન આપ્યો. છેવટે તેણેજ બોલવાનો મનસુબો કર્યો, અને બોલ્યો, 'આપને અહિંયા ઘણો વખત રોકાઇ રહેવું પડ્યું તે માટે મને ક્ષમા કરશો.'

હું તેના સાદ ઉપરથી તરત સમજી ગયો કે તે એક સ્ત્રી હતી. અને મને લાગવા માંડ્યું કે એ કદાચ સુલોચના હશે. મેં તે પોતે કોણ છે તે મહેરબાની કરીને જણાવવાનું કહ્યું. તેના જવાબમાં તેણે કહ્યું કે જેને હું ત્યાં મળવા ગયો હતો તે એજ માણસ હતું. મેં પૃછ્યું, 'કોણ, આપ સુલોચના છો?' તેણે કહ્યું, 'જી હા, હું પોતેજ સુલોચના છું.' 'પણ આપ આમ પુરૂષના વેષમાં કેમ છો?' મેં પૃછ્યું. તેના જવાબમાં તેણે કહ્યું કે તેને કોઇ વર્તી ન શકે તે માટે તેણે એવો પોશાક પહેર્યો હતો; અને વળી સ્ત્રી જાણી કોઇ બદમાશ તેની પછવાડે ન ફરે તે તેણે બીજું કારણ દર્શાવ્યું. હવે મારૂં શરીર સ્વેદથી ભીંજાવા લાગ્યું, અને સુલોચના મને ચાહે છે કે નહિં તે જાણવાની મારી તિવ્ર જીજ્ઞાસા થઇ. તરતજ સુલોચના મારાથી જરા દૂર બેઠી હતી તે મારી નજદીક બેઠી. મેં તેની સાથે બોલવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ મારાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. છેવટે તેણે મને તેનો ફુલ સાથેનો રૂમાલ મળ્યો કે નહિ તે પૂછ્યું. તેના જવાબમા મેં હા કહી. તેણે મારી આંગળીની વીંટી ઉપર નજર કરી અને જાણે તેને જોતી હોય તેમ તે વીંટીના સામું જોવા લાગી. મેં તેને તરતજ તે વીંટી ઉતારી મારે પોતાને હાથે તેના જમણા હાથની આંગળીમાં પહેરાવી દીધી. તેણે મને પૃછ્યું કે, 'આપ પાછા ક્યારે મળશો?' મેં કહ્યું, 'તે હું ચોક્સ કેમ કહી શકું? વળી જ્યારે પાછી ઇશ્વરની ઇચ્છા થશે ત્યારે આવીશ.' આમ હું બોલી રહ્યો તેટલામાં મારી જમણી બાજુએથી ઘણે દુર બુમ પડી, 'પકડો, પકડો,' અને મારી તરફ ઘોડેસ્વારો દુરથી દોડતા આવતા હોય એમ લાગ્યું. સુલોચના એકદમ ગભરાઇ ગઇ અને 'હવે શું કરવું?' એમ ગભરાટમાં બોલવા લાગી; મેં તેને શાન્ત થવાનું કહ્યું,

અને તરતજ મેં મારા ઘોડાને ઝાડ આગળથી છોડયો. હું તે ઉપર સ્વાર થઇ ગયો. સુલોચના સમજી કે હું તેને એકલી મુકીને ન્હાસી જાઉં છું. તેથી તે બોલી, 'આપ મને એકલી મૂકી કયાં જાઓ છો?' મેં કહ્યું, 'સુલોચના, સધળા આ બાજુએ આવે છે. એકદમ ન્હાસવું પડશે, કારણ કે તેઓ ઘણા છે; બે ચાર હોત તો હું તેઓને જોઇ લેત. ફીકર નહિં, તમે મારા ઘોડા ઉપર આવી જાઓ. હું તમને તમારે ઠેકાણે મૂકી આવીને પછી મારાં રહેઠાણ તરફ જઇશ, સુલોચનાએ પોતાનો હાથ ઘોડા ઉપર ચડવાને લાંબો કર્યો કે તરતજ મેં તેને ઘોડા ઉપર ખેંચી લીધી. મેં ઘોડાને એકદમ સુલોચના જે દિશામાંથી આવી હતી તે તરફ છોડી મૂકયો. તેણે જેમ રસ્તો દેખાડયો તેમ મેં ઘોડાને હાંકયો. અમે તેના મહેલ આગળ જઇ પહોંચ્યાં, અને મહેલના પાછલા દરવાજા આગલ કોઇ સુલોચનાની દાસી ઉભી હતી ત્યાં સુલોચના ઉતરી પડી અને તેની દાસી સાથે એકદમ મહેલમાં ચાલી ગઇ. મેં મારા ઘોડાને પાછો ફેરવ્યો, પણ જે દિશામાંથી હું આવ્યો હતો તે દિશામાં જવાનું ઠીક ન ધાર્યું; કારણકે ત્યાંથી તો દુશ્મનો આવતા હતા, એટલે મેં બીજીજ દિશામાં જવાનું ચાલુ રાખ્યું. હું ઇશ્વરકૃપાથી સહીસલામત મારી છાવણીમાં આવી પુગ્યો. ત્યાંથી બીજે દિવસે અહિંઆ આવી પુગ્યો, અને ત્યાર પછી સુલોચનાનું શું થયું એ હું જાણતો નથી. એ વાતને આજે લગભગ બે મહીના થઇ ગયા, પણ તે વિષે પાછા ઠેઠ આજે સમાચાર મળ્યા. મેં અમુક કારણોને લીધે સમાચાર મોકલવાનું અત્યાર સુધી માંડી વાળ્યું હતું."

અમૃતલાલે કહ્યું "પણ આપે બે મહીના સુધી એ વાત મારાથી છાની શા માટે રાખી? મને તે તમે જણાવ્યું કેમ નહિ?"

અજીતસિંહે કહ્યું, "એ વાત છાની રાખવાનાં બે કારણો છે. એક તો એ કે તું પ્રેમમાં શું સમજે! એટલે નાહક તારી આગળ જે વાત

કહેવાથી ફાયદો નહિં તે કહીને શું કરવું ? અને બીજું કારણ કે તું હજી પ્રેમની બાબતમાં અજાણ્યો હોવાથી કદાચ મારા વિષે ખરાબ વિચાર બાંધે."

અમૃતલાલે કહ્યું, "ના, કુમાર કારણ તો ઠીક શોધી કાઢયાં. કાંઇ નહિ, હશે, પણ તમારા પ્રેમના રંગમાં ભંગ કરનાર કોણ હતા ?"

અજીતકુમારે જવાબ આપ્યો, "એતો હું જાણતો નથી, એતો સુલોચના પાછી મળશે ત્યારે સર્વ વાતની ખબર પડશે."

રાત ઘણી મોડી થઇ ગઇ હતી, એટલે અમૃતલાલે જવાની રજા માગી, અને સુલોચના ત્યાં જરૂર આવશે એવી ખાત્રી આપી પોતાના ઘર તરફ રવાના થયો.



# પ્રકરણ ૨૯ મું.



## અજીતસિંહનો—પ્રેમ (ચાલુ)

આજે રાતના સુલોચના આવવાનો નક્કી વાયદો છે, તે આવશે કે નહિં એવા વિચારમાં રાતના આઠેક વાગ્યાના સુમારે અજીતસિંહ પોતાના શયનગૃહમાં એકલો બેઠો હતો. એવામાં ચોકીદારે તેના દરવાજાનું બારણું બહારથી ખખડાવ્યું. તેણે અંદર આવીને કહ્યું કે, 'અમૃતલાલ આવેલ છે.' અજીતકુમાર તેને ત્યાં મોકલવાનું કહ્યું. તરતજ અમૃતલાલ અંદર આવ્યો અને એક ખુરશી ઉપર અજીતકુમાર, કે જે કોચ ઉપર બેઠો હતો, તેની સામે બેઠો. બેસતાં બેસતાં બોલ્યો, "કેમ કુમાર, શું ધાર્યું? સુલોચના આવશે કે નહિ આવે?"

અજીતકુમારે કહ્યું, "અમૃત, તું મશ્કરી રહેવા દે, કારણ કે મને કાંઇ આફત આવી પડશે એમ ચિંતા થાય છે. હું ઇચ્છું છું કે સુલોચના આજે પોતાનો મહેલ ન છોડે તો વધારે સારૂં."

અમૃતલાલે પૂછ્યું, "એનું કારણ શું? આપ આમ કેમ બોલો છો? આપની તબીયત ઠીક છેને? મારી ખાત્રી છે કે સુલોચના જરૂર આવશે અને આપને મળશે."

"અમૃત, તું હજી પણ મારા કહેવાનો ભાવાર્થ નથી સમજતો. અમૃત, હું ખરૂં કહું છું કે સુલોચના જરૂર કાંઇ આફતમાં આવી પડશે. આજ બે મહીના સુધી તેણે કાંઇ સમાચાર ન મોકલ્યા તેનું શું કારણ? એજ કે તેના કોઇ દુશ્મનો છે, અને તે એજ હોવા જોઇએ કે જે અમારી પછવાડે અમને પકડવાને દોડયા હતા. કદાચ સુલોચના હિંમત કરીને અહિંઆ આવવાને નીકળશે તો જરૂર એ હરામખોરોના હાથમાં પકડાશે; અને જો એમ થશે તો મારાથી સુલોચના દુઃખી છે એ સાંભળીને કદી પણ સુખી નહિં રહી શકાય. મને ખરેખર ઘણી ચિંતા થાય છે. અમૃત, તું મશ્કરી છોડી દે."

અમૃતલાલ સાવધ થયો હોય તેમ બોલ્યો, "મારી ભુલ થઇ, કુમાર, મને એ વિચારજ આવ્યો નહોતો. આપે જે કહ્યું તે તદ્દન બરાબર છે. કદાચ તે જરૂર દુશ્મનોના હાથમાં પકડાઇ જશે, અને તેની વધારે ખાત્રી એ છે કે જો કે સુલોચના રાતના સંતાઈને આપને મળવા આવી હતી, તે છતાં તે પકડાઇ ગઇ, એટલે કે ત્યાં કોઇ જાણભેદુ દુશ્મનો હોવા જોઇએ. માટે જરૂર એ આફતમાં આવશે. બસ, કુમાર, હવે ઝાઝી વાત જવાદ્યો; મને થોડા હથીયારબંધ ઘોડેસ્વાર આપો અને સાથે સામંતને પણ મોકલો. હું મારી બનતી કોશેશ કરી એમને બચાવીશ, પછી તો હરી ઇચ્છા."

અજીતકુમારને પણ આ વાત ઠીક લાગવાથી તે અમૃતલાલને લઇ બહાર ગયો, અને સામંતને બોલાવ્યો. અમૃતલાલે પોતાનો પહેરવેશ બદલી નાંખી અજીતકુમારે એક રજપુતનો પોશાક આપ્યો, તે પહેરી લીધો. અર્ધા એક કલાકમાં ચાલીસ સિપાઇઓના ઉપરી તરીકે અમૃતલાલે, સામંતનો ઘોડો પોતાની જોડે રખાવી, સ્વારી ચલાવવાની તૈયારી કરી.

ત્યાંથી ઉપડવા પહેલાં અજીતકુમારને પાસે બોલાવ્યો અને ઘોડા ઉપરથી નીચે ઉતરી તેના કાનમાં વાત કરી. અમૃતલાલે કહ્યું, "આપ સાવચેતીથી રહેજો, અને પાસે હથીયારબંધ માણસો રાખજો; કારણ કે તમારે પણ એકલું રહેવું વ્યાજબી નથી. ઠીક, મારા અજીત, નક્કી ધ્યાન રાખજો કે આ અમૃત પોતાની ભાભીને લઇ આવ્યા વગર પાછો ફરે તેમ નથી."

અજીતસિંહે વહાલથી અમૃતલાલના ગાલ ઉપર એક આસ્તેથી તમાચાના રૂપે હાથ માર્યો, જે સ્વીકારતાંની સાથે અમૃતલાલે કહ્યું, "પણ હા, આપ કાંઇક નિશાની આપો, નહિં તો હું આપની તરફથી તેની મદદે આવ્યો છું એ એને ખબર કેમ પડશે ?

અજીતસિંહે તેને શું આપવું તેના વિચારમાં પડયો અને યાદ આવતાં, તે પોતાના ઓરડામાં જઇને સુલોચનાનો રૂમાલ લઇ આવ્યો, અને તે અમૃતલાલને આપ્યો અને કહ્યું, "પણ એને બરાબર સાચવજે." અમૃતલાલે કહ્યું, "જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તે બીજાના હાથમાં કદી જવા નહિં પામે, એ આપ નિશ્ચય માનજો."

અમૃતલાલ પોતાને સોંપાયલી ટુકડી લઇને પુર ઝડપે ત્યાંથી રવાના થઇ ગયો. સારાં નસીબે રાત અજવાળી હતી એટલે તેની નજર સર્વ ઠેકાણે પડતી હતી. અમૃતલાલની સ્વારી ઉપડે લગભગ બે એક કલાક પસાર થઇ ગયા હતા, અને લગભગ અગીયારેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. સઘળે શાન્તિ પથરાઇ ગઇ હતી. અમૃતલાલ અને સામંત ટુકડીની આગળ વાતો કરતા કરતા ચાલતા હતા. તેવામાં અમૃતની નજર ઘણે લાંબેથી ઘોડે સ્વાર પુર ઝડપે આવતા હતા તેની ઉપર પડી.

અમૃતલાલે સામંતને તે કોણ હશે એમ પૂછ્યું. જેના જવાબમાં સામંતે જણાવ્યું કે હું કંઇ અટકળી શકતો નથી. અમૃતલાલે પોતાની ટુકડીને સાવધ રહેવાનો હુકમ આપ્યો, અને પોતે સામંતને લઇને ટુકડીથી જરા વધારે આગળ ચલાવવા માંડ્યો. તેણે ઘોડાઓને પોતાની તરફ આવતાં જોયા, અને પાંચેક પળ થઇ હશે એટલામાં તે બે ઘોડાની પછવાડે વીસેક ઘોડેસ્વારોને પણ પુર ઝડપે આવતાં જોયા. અમૃતલાલને અને સામંતને લાગ્યું કે એમાં કાંઇક ભેદ હતો, તેથી તેણે પોતાની ટુકડી પુર ઝડપે છોડી મૂકવાનો હુકમ આપ્યો, અમૃતલાલે અને સામંતે હાથમાં ભરેલ તમંચા રાખ્યા હતા. તેઓ લગભગ દસેક પળમાં ત્યાં આવી પહોંચ્યા. તેઓને જોઇને પેલા બે ઘોડેસ્વારો ગભરાયા અને હવે કઇ દિશા તરફ જવું એ ગભરાટમાં હોય એવું લાગ્યું. તેઓએ પોતાના ઘોડા જમણી દિશા તરફ એકદમ દોડાવ્યા. સામંતે પોતાના ઘોડેસ્વારોને તે બે જણાને ઘેરી લેવાનો હુકમ આપ્યો. એકદમ ઘોડેસ્વારો છુટયા અને દસ, દસ જણાની ટુકડી થઇને ત્રણ તરફથી ધસ્યા, અને ચોથી ટુકડી તેજ દિશા તરફ આસ્તે આસ્તે ચાલવા માંડી. લગભગ દસથી પંદરેક પળના પરિશ્રમ પછી એ બે ઘોડે સ્વારો ચારે બાજુએથી ઘેરાઇ ગયા. એ સમયમાં પેલા વીસ ઘોડે સ્વારો, જે તે બે ઘોડેસ્વારની પછવાડે આવતા હતા, તે આ સ્વારોની મોટી સંખ્યા જોઇ ઉભા રહી ગયા. તેઓની વધારે અજાયબીનું કારણ એ હતું કે તે નવા આવનારાઓ પણ તે બે ઘોડેસ્વારની પછવાડે દોડતા હતા. તેઓ કાંઇ અંદર અંદર મસલત કરવા લાગ્યા. અમૃતલાલ તરત એ ઘેરાની વચ્ચે આવી ગયો. પેલા બે ઘેરાયલા ઘોડેસ્વારો તદ્દન ગભરાવા લાગ્યા, અને શું થશે તે વિમાસણમાં પડયા. અમૃતલાલ તેઓની સામો જઇને ઉભો રહ્યો, અને

સામંત પણ ત્યાંજ તેની જોડે જઇને ઉભો રહ્યો. તે બે ઘોડેસ્વારોએ પોતાના હાથમાં ખુલ્લી તરવારો રાખી હતી, અને જો કોઇ આગળ વધે તો જરૂર તેની ઉપર બરાબર ફટકો મારવો એ નિશ્ચય કર્યો હોય, એમ જણાતું હતું. અમૃતલાલે પહેલાં તેઓના સામું તાકીને જોયું. છેવટે સામંતે કમળાને ઓળખી કાઢવાથી અમૃતલાલ આગળ જઇને કહ્યું, "એતો સુલોચના અને કમળા પુરૂષના વેષમાં છે."

હજી સુધી કમળાની નજર સામંત ઉપર નહોતી પડી. સામંતે તેઓને કેવી રીતે ઓળખી કાઢયાં તે અમૃતલાલે પૂછયું. તેના જવાબમાં સામંતે કહ્યું કે તે કમળાને દીઠે બરાબર ઓળખે છે. અમૃતલાલે સામંતને પૂછયું, "કમળા તને બરાબર ઓળખી શકશે કે કેમ?"

સામંતે જવાબ આપ્યો, "હા તે મને બરાબર ઓળખી શકશે." તરતજ સામંતે કમળાના ઘોડા તરફ પોતાનો ઘોડો ફેરવ્યો, અને તેના સામું ફરીને પૂછયું, "તમે કોણ છો?"

કમળાએ તરતજ સામતને ઓળખી કાઢયો, અને તેને અજાયબી થવા લાગી કે એ સઘળા તેઓના હિતેચ્છુ હતા કે દુશ્મન હતા. કમળા કાંઇ બોલી નહિં, પણ સામંત તરફ પોતાનો ઘોડો હાંકીને તેની પાસે આવી, અને પોતાના હાથમાંથી એક વીંટી ઉતારી સામંતના હાથમાં આપીને પાછી જયાં હતી ત્યાં જઇ ઉભી રહી. સામંતે તરતજ તે વીંટી અમૃતલાલને આપી અને કહ્યું, "આ વીંટી મારી પોતાની છે."

અમૃતલાલને મનમાં લાગ્યું કે કદાચ સામંત કમળાને ચહાતો હશે અને તેનીએ વીંટી નિશાની હશે. અમૃતલાલે સામંતને કહ્યું, "તમે કમળા પાસે જઇને કહો કે અમે તમારા મદદગાર છીએ, માટે ગભરાશો નહિં, અને તમારી તરવારો મ્યાનમાં મૂકી દો."

તરતજ સામંતે તેમને તે પ્રમાણે કહ્યું, અને કમળાએ જ્યારે સુલોચનાને કહ્યું કે તેઓ સઘળા તેની મદદે આવ્યા હતા ત્યારે તેને ઘણી શાન્તિ વળી. સઘળા ઘોડેસ્વારોને દૂર થઇ જવાનો હુકમ આપ્યો, અને તેઓ સઘળા દૂર જઇ હારબંધ ઉભા રહ્યા. તેઓના ગયા બાદ અમૃતલાલે સામંતને ઘોડેસ્વારોની આગળ ઉભા રહી, પેલા પછવાડે પડેલા દૂશ્મનો ઉપર ધ્યાન રાખવાનું કહ્યું, અને જરૂર પડે તો તેઓની

સામે લડવાનું પણ કહ્યું, તેથી સામંત ઘોડેસ્વારની આગળ જઇને ઉભો રહ્યો, અમૃતલાલ તરતજ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી સુલોચનાના ઘોડા આગળ જઇને ઉભો રહયો, અને પોતાની કમરેથી રૂમાલ કાઢીને તેને આપીને કહ્યું, "ભાભી સાહેબ, હવે જલદી ચાલો, કારણ કે સવાર પડતાં પહેલાં તમારે પાછા ફરવાનું છે . એટલે વખત બહુ થઇ જશે. આપનું કાંઇ અપમાન થયું હોય તો ક્ષમા કરશો."

સુલોચનાએ રૂમાલ જોઇને તરતજ તેને ઓળખી કાઢયો અને જે કાંઇ અમૃતલાલે કહ્યું તે સાંભળી લઇને બોલી, "પણ આપ કોણ છો ?"

સુલોચનાનો સાદ એક સ્ત્રીનો છે એમ તદ્દન જણાઇ આવતું હતું. તે ઘણો મધુર અને ઝીણો સાદ હતો. અમૃતલાલે જવાબ આપ્યો, "હું અજીતકુમારનો મિત્ર છું, અને એના મોકલવાથીજ હું આપની મદદે આવ્યો છું. આપ જલદી ચાલો તો સારૂં; કારણકે તમારી પછવાડે પડેલાઓ સાથે મારી ટુકડી લડશે, પણ તમારૂં અહિં રહેવું વ્યાજબી નથી. તરતજ અમૃતલાલ પણ પાછો ઘોડેસ્વાર થઇ ગયો અને તે ત્રણે જણાઓ પુર ઝડપે દોડવા લાગ્યા. કમળાને સામંતની ચિંતા થવા લાગી એટલે તે ઘોડા ઉપરથી પોતાનું ડોકું ફેરવીને જયાં સામંત ઘોડા ઉપર બેઠો હતો તે તરફ જોવા લાગી. અમૃતલાલ કમળાના આમ જોવાથી સમજી ગયો અને તેણે તેઓને ત્યાં રહેવાનું કહ્યું, અને પોતાની ટુકડી ઉભી હતી ત્યાં જઇને સામંતને બોલાવ્યો, અને પોતાની સાથે આવવાનું કહ્યું, અને ઘોડેસ્વારનો જે ઉપરી હતો તેને બોલાવીને કહ્યું કે, "જોજો, દુશ્મનોમાંનો એક પણ આપણા ગામ તરફ આવવા પામે નહિ એ ધ્યાન રાખજો." આમ હુકમ આપીને તે તરતજ સામંત સાથે સુલોચના અને કમળા ઉભાં હતાં ત્યાં જઇ પહોંચ્યો, અને એકદમ ઝડપમાં ચારે જણાઓએ પોતાના ઘોડા રણધીરપુર તરફ છોડી મૂકયા. તેઓ ચારે જણા અજીતકુમારના મહેલ આગળ લગભગ બેએક વાગ્યાના સુમારે આવી પહોંચ્યા.

અજીતકુમારે સઘળો વખત ભારે ચિંતામાં ગાળ્યો હતો અને નક્કી કાંઇ નવાજુની થઇ હશે એમ ધારતો હતો. તેણે આખો વખત પોતાના ઓરડામાં આમથી તેમ આંટા માર્યા હતા, અને છેવટે કંટાળી

જવાથી પોતાના પલંગ ઉપર ચિંતાતુર અવસ્થામાં આળોટતો હતો. તેની ચિંતાનો અંત આવ્યો હતો, કારણકે તેના ઓરડાનું બારણું ઠોકાયું. તરતજ તેણે દરવાજો ખોલ્યો. એક ચોકીદારે આવીને કહ્યું કે, "બહાર અમૃતલાલ, સામંત અને બીજા બે જણા આવ્યા છે." અજીતકુમાર પોતે તરતજ ત્યાં ગયો અને અમૃતલાલને ચારે જણા સાથે અંદર આવવાનું કહ્યું, તેઓ અંદર આવ્યા. સુલોચનાને હવે પુરૂષનો પોશાક પહેરેલો હોવાથી શરમ લાગવા માંડી. અમૃતલાલ ઘણા પરિશ્રમને લીધે થાકી ગયો હતો; એટલે તેણે બહારના ઓરડામાં એક કોચ ઉપર સુવાનું નક્કી કર્યું, અને તે ત્યાં લાંબો થઇને સુતો. સુલોચના અજીતકુમાર ઉભો હતો તે દિશા તરફ ગઇ. તે જેવી તે દિશા તરફ જતી હતી હતી કે અમૃતલાલે કહ્યું, "પણ પાછા જલદી અહિંઆથી રવાના થવાનું છે તે ભાભી સાહેબ બરાબર યાદ રાખજો." સુલોચના કાંઈ પણ બોલ્યા વગર અજીતકુમારના શયનગૃહમાં તેની પછવાડે દાખલ થઇ. અજીતસિંહે દરવાજા બંધ કર્યા અને પોતે એક કોચ ઉપર બેઠો. સુલોચનાને પણ ત્યાં પોતાની જોડે બેસવાનું કહ્યું. તે પણ ત્યાં બેઠી, અને માથેથી ભાર ઓછો કરવાને માટે પોતાનો સાફો કાઢી નાંખ્યો, અને પાસે પડેલ એક ખુરશી ઉપર મૂક્યો. તેના માથાના વાળ હવે ખુલ્લા દેખાતા હતા.

અજીતકુમાર બોલ્યો, "તમારે રસ્તે આવતાં કંઇ સંકટ વેઠવું પડયું હશે."

સુલોચનાએ જવાબ આપ્યો, "હા અને જો તમારા મિત્ર અમારી મદદે ન આવ્યા હોત તો હું આ વખતે અહિં હોઇ શકત નહિ. એ બહુ ચાલાક હોય એમ દેખાય છે, અને વળી કાંઇક રમુજી પણ હોય એમ જણાય છે; કારણકે પહેલાં મળ્યા ત્યારથીજ મને જાણે કેમ ઓળખતા હોય તેમ કહે, "ભાભી સાહેબ, હવે જલદી ચાલો, કારણકે સવાર પડતાં પહેલાં તમારે પાછું ફરવાનું છે એટલે વખત બહુ થઇ જશે."

અજીતકુમારે કહ્યું, "ખરેખર, એ મારો એકજ સ્નેહી મિત્ર છે. અને મને એ બહુ કામ લાગે છે. હા પણ રસ્તે શું આફત આવી હતી?"

સુલોચનાએ સઘળી હકીકત પહેલેથી તે છેલ્લે સુધી કહી સંભળાવી. પણ તેમાં નવીન જાણવાનું એ હતું કે સુલોચનાને આ પ્રમાણે હંમેશાં હેરાન કરનાર કોઇ નહિ પણ તેના બાપનો પ્રધાન હતો. તે ઘણો નીચ અને દુરાચારી હતો, અને તેના આ કૃત્યોની વાત સુલોચનાનો બાપ કદી માનતો નહિ અને કહેતો કે એના જેવો નિમક-હલાલ પ્રધાન એને કદીપણ મળશે નહિ. સુલોચનાની આંખમાં આ સઘળી આફતોની વાત કરતાં પાણી આવી ગયાં. અજીતકુમારે તેને શાન્ત પાડી અને આશ્વાસન આપ્યું કે થોડા વખતમાં એ સઘળી ચિંતાનો તે અંત લાવી મૂકશે.

વાતના આ વિભાગનો અંત આવતાં સુલોચનાએ કહ્યું, "જેમ હું આપને ચાહું છું તેમ મારી કમળા આપના સામંતને ચાહે છે. સામંતને મારા વિષે સઘળી ખબર કમળા આપતી હતી, અને કમળાએ જયારથી સામંતને જોયો છે ત્યારથી તે એની ઉપર મોહી પડી છે. મારી એ હુશિઆર દાસીથી મને ઘણો સંતોષ મળે છે, અને હંમેશાં મને પોતાની બનતી મહેનતથી આફતોમાંથી બચાવી લે છે. સામંત અને કમળા એક બીજાને ઘણીવાર મળે છે, અને તેઓ વચ્ચે પરસ્પર સારો પ્રેમ બંધાયો છે. હા, પણ હવે આપે સઘળી વાતો કરી પણ મારૂં શું કરવું ધાર્યું ? મને આમજ આફતોમાં રાખવી છે, અને આપને અહિંઆં એકલા સુખમાં રહેવું છે ?"

અજીતકુમાર બોલ્યો, "તારા વિના સુખ કયાંથી મળે ? તું મને મારા પ્રાણસમ પ્રિય છે, તેથી તારા વગર સુખ મળે એ બનવું અસંભવિત છે."

સુલોચના બોલી, "પણ કહોને, ત્યારે હવે મને આપ આપના ચર્ણની સેવામાં કયારથી લેશો ?"

અજીતકુમાર બોલ્યો, " સુલોચના, હવે મારા પિતાને સઘળી વાત કરીશ, અને થોડા વખતમાં આપણે પરણીશું. પછી તારે કોઇ જાતની ચિંતા કરવી નહિં પડે. સુખમાં જીંદગી ગાળજે, પછી જોઇ લેશું કે તારા પ્રધાનજી શું કરી શકે છે ? બાકી હાલ તારે એનાથી સાવચેત રહેવાનું છે, અને જો બનશે તો અમૃતલાલને કહીશ તો કાંઇ લાગ ફાવશે તો એને કયાંક પૂરો કરી મૂકશે."

સુલોચનાએ અજીતકુમારની પાસે પીવાનું પાણી માગ્યું, અજીતકુમારે પાસે પડેલ એક પાણીની ગોળીમાંથી ચાંદીના પ્યાલામાં પાણી ભરીને સુલોચનાને આપ્યું. સુલોચનાએ પાણીનું પ્યાલું હાથમાં લીધું એટલે અજીતકુમાર પાછો જ્યાં સુલોચના બેઠી હતી ત્યાં જોડે બેઠો. તે ત્યાં બેઠો એટલે સુલોચનાએ અજીતસિંહ તરફ તે પ્યાલું ધર્યું અને કહ્યું, "આપ પહેલાં પીઓ, પછી હું પીશ." અજીતકુમારે પ્યાલું લેવાને હાથ લંબાવ્યો એટલે સુલોચનાએ પ્યાલુ પોતા તરફ ખેંચી લીધું, અને કહ્યું "ના, એમ હું અહિંઆં હોઉં ત્યારે તમારાથી એ પ્રમાણે પાણી ન પીવાય. હું આપને મારા હાથે પાણી પાઇશ."

અજીતકુમારે સુલોચનાની માગણી સ્વીકારી, અને સુલોચનાએ પોતાના કોમળ હાથે અજીતકુમારને પાણી પાયું, અને પોતાના રૂમાલ વડે તેનું મોઢું લુછી નાંખ્યું. પોતે ઉભી થઇ અને પાણીનું પ્યાલું ભરી કોચ ઉપર બેઠી એટલે અજીતકુમારે તેના હાથમાંથી પ્યાલું લઇ લીધું, અને જેમ સુલોચનાએ તેને પાણી પાયું હતું તેમ તેણે પણ સુલોચનાને પાણી પાયું. આ પ્રમાણે પરસ્પર પ્રેમ વધતો હતો. સુલોચના બોલી, "અહા ! અહિંઆં કેવી શાન્તી વળે છે ! મને અહિંઆથી જવું ગમશે નહિ, પણ શું કરૂં, ગયા વગર બીજો કોઇ ઉપાય નથી. મારા મનમાં એમજ લાગે છે કે આજ મારૂં રહેઠાણ છે. હવે મારા પિતાને ત્યાં જરાએ મને ગમશે નહિ.'

અજીતકુમાર બોલ્યો, "એ ખરૂં, જેમ એક જગ્યા તેના માલીક વગરની ખાલી પડી હોય તો તે કેવી ભયંકર લાગે છે ! તેમજ આ સ્થાન પણ તારા ગયા પછી મને તદ્દન શુન્ય લાગશે."

સુલોચના બોલી, "ખાલી કેમ લાગશે ? આપ એના માલીક તો અહિંઆં બેઠા છો તો મકાન મારા જવાથી ખાલી કેમ લાગશે ?"

અજીતકુમારે કહ્યું, "એ ખરૂં, પણ એની ખરી માલીક તો તું છે."

સુલોચનાએ કહ્યું, "એમ કેમ બને ? આપ એના માલીક અને વળી મા.........રા પણ માલીક છો," (છેલ્લા શબ્દો ઘણા ધીમા બોલાણા) "એટલે પછી તમે તેના માલીક તેમાં શી નવાઇ ?"

અજીતકુમાર બોલ્યો, "જો સાંભળ સુલોચના, એક ઘર હંમેશ સ્ત્રીનું કહેવાય છે. સ્ત્રી વગરનું ઘર એ ઉજ્જડ વેરાન જેવું લાગે છે. અત્યારેજ જોઇ લે તારા અહિંઆ હોવાથી આ ઓરડો કેવો સુશોભીત લાગે છે? અને તું જરા મનમાં વિચાર કર કે તારા ગયા પછી આ ઓરડો કેવો લાગશે? સ્ત્રી વિનાનું ઘર એ સ્મશાન સમાન લાગે છે, અને તેમ લાગવાનાં અનેક કારણો છે. પહેલું તો એ કે..." સુલોચના વચ્ચે બોલી ઉઠી, "બસ, હવે એ વાત જવા દો, અને હું પૂછું તેનો જવાબ આપો, આપ પરણ્યા પછી મને જેમ હાલ ચાહો છો તેમજ ચાહશો કે નહિં? જોજો મને દુઃખી ન કરતા હો ગારા..." આગળ બોલતાં તેની જીભ શરમને લીધે ઉપડતી ન હોતી. અજીતસિંહ બોલ્યો, "સુલો-ચના, તારે શરમાવાનું કાંઇ પણ કારણ નથી. કારણ કે અહિંઆ કોઇ પણ નથી, તેમ કોઇ પણ આપણી વાત સાંભળી શકે તેમ પણ નથી. હવે તારે કયાં સુધી મારી આગળ શરમાવું છે!" સુલોચના બોલી, "મને કોઇની બીક લાગતી નથી, પણ કુદરતી શરમને લીધે મારાથી વધારે બોલી શકાતું નથી. હા, પણ આપ આમ મને શિખામણ આપો છો પણ આપે શરમને તજી હોય એમ કાંઇ દેખાતું નથી."

અજીતકુમાર બોલ્યો, "મારી વ્હાલી સુલોચના, મને શરમ તજતાં તારા જેટલો વખત નહિ લાગે. હું તને હંમેશાં જેમ હમણાં ચાહું છું તેમજ ચાહીશ. તું મને પ્રાણ કરતાં પણ અધિક વ્હાલી છે. બોલ મારી સુલોચના, તારે વિશેપ શું પૂછવું છે?"

સુલોચના બોલી, "મા...રા વા...હા...લા શિવાય મારે આ દુનિયામાં બીજી કોઇ પણ ચીજની જરૂર નથી. આપનો પ્રેમ મારા ઉપર હોય પછી મારે શું જોઇએ? હવે આ દાસીને કદી પણ ભુલતા નહિં."

અજીતકુમાર બોલ્યો, "વ્હાલી સુલોચના, હવે તને કેમ ભુલાય? તું તો હવે મારા પ્રાણ સાથે જોડાયેલી છે, હવે તને કદી પણ ભુલી જવાય તેમ નથી. પણ યાદ રાખજે કે તું મને ભુલી ન જતી."

સુલોચના બોલી, "વ્હાલા સતી સ્ત્રીને એકજ પતિ હોય છે, અને મેં આપને મારા પતિ માની લીધા છે તો પછી હું આપને ભૂલી જાઉં એ તદ્દન અસંભવિત છે. આપ, બસ હવે મને પરણીને સુખમાં દિવસો કાઢજો એવી મારી આપને આશિપ છે."

અજીતકુમારે કહ્યું, “હા, પણ હું એક વાત ભુલી ગયો. તું થાકી ગઇ હશે માટે જરા સુઇ જા, કારણ કે હજી તારે પાછું જવાનું છે.”

સુલોચના બોલી, “પણ તમે પાસે હો ત્યાં સુધી ઉંઘ કેમ આવે? અને આ શું ઉંઘવાનો વખત છે?”

અજીતકુમારે કહ્યું, “હું સુવાનું એટલે જરા આળોટવાનું કહું છું. કાંઇ ઉંઘવાનું નથી કહેતો તું જરા આળોટીશ તો આરામ મળશે.”

સુલોચના બોલી, “પણ આપ બેઠા રહો અને હું સુતી સુતી વાતો કરૂં એ કેમ બને?”

અજીતકુમારે કહ્યું, “ઠીક ત્યારે. તું મારા પલંગ ઉપર સુઇ જા, અને હું આ કોચ ઉપર સુઉં છું.”

સુલોચના બોલી, “ના, એમ નહિ. આપ આપના પલંગ ઉપર સુઇ જાઓ અને હું આ કોચ ઉપર સુઇશ.”

અજીતકુમાર બોલ્યો, “નહિ તારે એ પલંગ ઉપરજ સૂવું પડશે. આજે એકવાર અને ભવિષ્યમાં અનેકવાર; વળી એ પલંગ મારો, અને તારો નહિં કે?”

સુલોચના બોલી, “ના, હમણા નહિં. ભવિષ્યમાં એટલે પરણ્યા પછી એ આપણા બેઉનો પલંગ કહેવાશે. હમણા તો તે આપનોજ પલંગ કહેવાય.”

અજીતકુમાર બોલ્યા, “ઠીક, એ લાંબી વાતો જવા દે, અને તું હવે જરા આરામ લે. મારા સમ તું એજ પલંગપર સુ.”

સુલોચના કાંઇપણ વધારે બોલ્યા વગર તે પલંગ ઉપર સુતી, અને સુતા પછી બોલી “ખરેખર તમારા પલંગ ઉપર સુવાથી કટલો આનંદ મળે છે?” અજીતકુમાર પણ કોચ ઉપર લાંબો થઇને સુતાં સુતાં જવાબ આપ્યો, “પણ એ પલંગ તારા એની ઉપર સુવા પછી કેવો શોભે છે? જોકે હજી તો તું સુરૂપ પોશાકમાં છે તોપણ તે તારા ત્યાં સુવાથી ઘણોજ શોભે છે.”

સુલોચના બોલી, "પણ કુમાર, જતી વખતે મને કોઇ મૂકવા આવશે કે મારે કમળા સાથે એકલું જવું પડશે?"

અજીતકુમાર બોલ્યો "અમૃત બહારજ સુતો છે; તે અને સામંત બીજા સ્વારો સાથે લઇને તને મૂકી જશે."

"અમૃતલાલ બહાર આ ઓરડાની બાજુમાં સુતા છે? ત્યારે તો એણે નકકી આપણી વાતો સાંભળી હશે. આપે એને બીજે ઠેકાણે સુવાનું કેમ ન કહ્યું?"

અજીતકુમાર બોલ્યો, "વ્હાલી, એ એવો છે કે કદી પણ કોઇની વાત સાંભળે તેમ નથી, અને કદાચ આપણી વાત સાંભળતો હોય તો તે સાંભળીને આનંદ પામે તેમ છે, તેના મનમાં ઇર્ષા પેદા થાય તેમ નથી. એની તારે કદી પણ ચિંતા કરવી નહિં, એની ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે."

સુલોચના બોલી, "ખરેખર, એ શિવાય આટલી બધી ઝહેમત ઉઠાવી મને અહિંઆં લઇ આવવાનું કામ માથે કોણ લે? પણ જરા તમે જુઓ તો ખરા કે એ જાગે છે કે સુઇ ગયા છે?"

અજીતકુમાર તરતજ ઉભો થયો, અને જે ઓરડામાં અમૃતલાલ સુતો હતો તે ઓરડાનું બારણું ઉઘાડયું અને જોયું તો તે ભરનિદ્રામાં સુતો હતો. અજીતકુમારે સુલોચનાને કહ્યું, "એ બિચારો થાકને લીધે નિરાંતે સુતો છે. એ ખરેખર રજપૂત જેવો લાગે છે." તેણે પાછું બારણું બંધ કરી દીધું અને પાછો પોતાને ઠેકાણે સુતો.

સુલોચના અજીતકુમારના કોચ ઉપર સુવા પછી બોલી, "એ બરાબર રજપૂત જેવાજ લાગે છે અને હું એમજ સમજતી હતી કે એ રજપૂત છે, પણ એના નામ ઉપરથી મેં જાણ્યું કે એ રજપૂત નથી. એવા વિશ્વાસુ મિત્રો જવલ્લેજ મળે છે તેમાં કાંઇ શક નથી."

આંમ અનેક વાતોમાં કેટલોક વખત વિત્યા બાદ સુલોચનાને અત્યંત થાકને લીધે ઉંઘ આવી ગઇ. અજીતકુમાર જાગતોજ કોચ ઉપર પડી રહયો હતો, પણ તેની નજર સુલોચના તરફથી ખસતી નહોતી. તે એકી નજરે તેના સામું જોયા કરતો હતો. આ પ્રમાણે ઘણો વખત

વીતી ગયો. બહાર અમૃતલાલ સુતો હતો તે ઓરડાનો દરવાજો ઠોકાયો. તરતજ સુલોચના જાગી ઉઠી. અજીતકુમાર પણ ઉભો થયો અને દરવાજો ખોલ્યો. અમૃતલાલે દરવાજો ઉઘાડયો એટલે કહ્યું, 'જવાનો વખત થઇ ગયો છે."

અજીતકુમારે પુછ્યું, "તમે પછવાડે મુકી આવેલાં સઘળા માણસો આવી પહોંચ્યાં છે કે?"

અમૃતલાલે જવાબ આપ્યો, "તેઓને તે સઘળા સામે લડવું પડયું હતું, અને તેથી છ જણાઓને સખત ઇજા થઇ છે. અટકળ પ્રમાણે દુશ્મનના પાંચ માણસો માર્યાં ગયાં છે અને નવ જખમી થયાં છે."

અજીતકુમારે કહયું, "સઘળાઓને પાછા લઈ જજો, કારણ કે વળી પાછી કંઇ આફત આવી પડે તો કામ લાગે. પેલા ઘાયલ થયેલાઓની બરાબર સારવાર કરવાને કહ્યું છે કે?"

"હા, એ લોકોને દવા ચોપડી પાટા બાંધ્યા છે, અને તેઓ સઘળા સાજા થઈ જશે."

અજીતકુમારના કહેવાથી તરતજ સુલોચના બહાર આવી, અને અમૃતલાલ સાથે કમળાને લઇને ત્યાંથી રવાના થઇ ગઇ. અમૃતલાલ સવાર થવા પહેલાં તેને સહીસલામત તેના મહેલમાં મુકી આવ્યો, અને તેમાં કોઇ જાતનું વિઘ્ન નડયું નહતું. સુલોચનાને અમૃતલાલ પ્રત્યે ભ્રાતૃભાવ ઉત્પન્ન થયો હતો, અને તેની સહીસલામતી જાળવવી એ અમૃતલાલ પોતાની ફરજ સમજતો હતો.



# પ્રકરણ ૨૭ મું.



## હસીનાની હરામખોરી–અમૃતલાલ મદદે.

અજીતકુમાર તે મોટી ચીસ સાંભળીને એકદમ ચમકયો, કારણ કે તે ચીસ કોઈ પુરૂષની નહિ પણ સ્ત્રીની લાગતી હતી. તે એકજ ચીસ પડી અને પાછું સઘળું શાન્ત થઇ ગયું. આ સઘળા બનાવનું કારણ ન સમજાયાથી અજીતકુમારે હસીનાને તે ચીસ કોની હતી તે પુછયું; જેના જવાબમાં હસીનાએ કહયું, "હશે, મને શું ખબર કે એ ચીસ કોણે પાડી?"

અજીતકુમારે જરા ગુસ્સાથી કહ્યું, "પણ તમારા પોતાના મકાનમાં આમ કોઈ બૂમો પાડે તેની તમને જરા પણ ખબર ન પડે એ તો અજાયબી ઉપજાવનારી વાત કહેવાય. મારી ખાત્રી છે કે એ ચીસ કોઇ સ્ત્રીની છે."

હસીના અજીતકુમાર સામું જોઇને હસવા લાગી અને બોલી, "એ તો તમે નજરે જોશો કે એ ચીસ પાડનાર કોણ છે ત્યારેજ મને તમારી હાલત જોઇને બહુ આનંદ થશે, એટલુંજ નહી, પણ હું કેટલી શકિત ધરાવું છું તેનું તમને બરાબર ભાન થશે, અને તમે ત્યારેજ બરાબર ઠેકાણે આવશો તમે મને પણ તમારી રજપૂતાણી જેવી બીકણ દીઠી હશે; હવે થોડા વખતમાં બધું તમારૂં ભાન ઠેકાણે આવી જશે."

અજીતકુમારને મનમાં લાગ્યું કે એ કોઇ આડકતરી રીતે તેને સપડાવવા માગે છે, પણ તેની જરાએ બીક ન રાખતાં તેણે હિમતથી જવાબ દીધો, "એમ તારા દમ ભરાવાથી હું જરાએ ગભરાઉં તેમ નથી. હું રજપૂત છું અને મારી ફરજ છે કે આફતમાં આવી પડેલને મારે મદદ કરવી. તારાથી જરાએ ગભરાઉં તેમ નથી, સમજ; પણ એ કોણે ચીસ પાડી તેતો મને જણાવ."

હસીનાએ કહ્યું, "મારે તે જાણવાની કાંઇ પણ જરૂર નથી. વખત આવે સઘળું એની મેળે જણાઇ જશે."

અજીતકુમારે વધારે વાદવિવાદ કરવાનું ઠીક ન ધાર્યું, એટલે તે શાન્ત થઇને વિચારમાં પડયો. હસીના ત્યાં પડેલ એક ખુરસી ઉપર બેસી ગઇ, અને મનમાં હસતી હોય તેમ આનંદી દેખાવા લાગી. દશેક પળ આમ શાન્તિમાં વીતી ગયા બાદ ફરીથી બુમ પડી, "ઓ કોઇ બચાવો, બચાવો !" અજીતકુમારનું લોહી ઉકળી આવ્યું. તે ઉભો થયો અને હસીનાને કહ્યું, "બોલ એ કોણ બુમો પાડે છે? જરૂર કોઇ તારા પંજામાં ફસાએલ છે."

હસીના કાંઇ પણ જવાબ દીધા વગર શાન્તિથી હસવા લાગી. અજીતકુમારને લાગ્યું કે પેલી કોઈ સ્રીને દુ:ખમાં લાવનાર હસીનાજ છે, તેથી તેને પૂછવું વ્યર્થ ધાર્યું. તેણે તેના જવાબની કાંઇ દરકાર ન કરી અને જે દરવાજાની આગળથી અવાજ આવતો હતો તે દરવાજા આગળ જઇને તેણે તે ઉઘાડવાની કોશેશ કરી, પણ તે વ્યર્થ હતી; કારણ કે દરવાજો અંદરથી બંધ કરેલ હતો. તેણે તે દરવાજો ઠોકયો પણ કાંઇ જવાબ ન મળ્યો એટલે તે નિરાશ થઇને ઉભો. પાંચેક પળ તેના ત્યાં ઉભા રહેવા પછી પાછી પહેલાંની માફક બુમ પડી. અજીતકુમારે ખુબ જોરથી દરવાજા ખખડાવ્યા પણ જવાબ ન મળ્યો. હસીના ઉભી થઇ અને આગળ આવીને કહ્યું, "વ્યર્થ શા માટે તસ્દી લ્યો છો? કોઇની પંચાતમાં તમારે શું પડવાની જરૂર છે?"

અજીતકુમારે ગુસ્સાના આવેશમાં કહ્યું, "બસ હસીના, હવે ઘણું થયું. આ દરવાજા ઉઘાડીશ અને જોઇશ કે કયા પાપીઓ કોઇ અબળાને દુ:ખી કરવાની હિમત કરે છે?"

હસીનાએ કહ્યું, "ઉઘાડવાની શકિત તમારામાં કયાં છે? ફકત મોઢાનીજ બહાદુરી છે. જો તમારામાં શકિત હોય તો ખોલો જોઉં આ દરવાજા!"

અજીતકુમારને એકદમ શુર ચઢયું અને તેણે પોતાના સઘળા જોરથી દરવાજાને એક મજબુત લાત મારી. તે દરવાજાને સખ્ત આંચકો લાગ્યો પણ તે કાંઇ ઉઘડયો નહિં. તેણે બીજી લાત મારી પણ તે પણ

વ્યર્થ ગઇ. આ જોઇને હસીનાએ કહ્યું, "એમ ગધેડાની પેઠે લાતો માર-વાથી દરવાજા ઉઘડતા હશે કે?"

અજીતકુમારના ગુસ્સાનો પાર રહ્યો નહિં, અને તેણે પોતાના સઘળા જોરથી એક ત્રીજી લાત મારી. તે લાત લાગવાની સાથે દર-વાજો ઉઘડી ગયો. હસીનાએ બુમ પાડી, "સાવધાન." અજીતકુમાર અંદર ધસ્યો, અને તેની પછવાડે હસીના પણ એકદમ અંદર દોડી. તે જેવો અંદર દાખલ થયો કે તેની નજરે બે હથીયારબંધ સિપાઇઓ ઉપર પડી. તેણે ચારે બાજુએ નજર કરી પણ તેની નજરે કોઇ પણ પડ્યું નહિ. તેની અજાયબીનો પાર રહ્યો નહિ; કારણ કે તેણે જે ચીસો સાંભળી હતી તે તેજ ઓરડામાંથી આવતી હતી તેમ તેની ચોક્કસ ખાત્રી હતી. પણ ત્યાં તો બે હથીયારબંધ સિપાઇઓ શિવાય કોઇ નજરે પડ્યું નહિં. તે સિપાઇઓના હાથમાં ઉઘાડી તરવારો હતી અને અજીતકુમારના ત્યાં જવાથી તેઓ જાણે તદ્દન સાવધ બની ગયા હોય તેમ દેખાતા હતા. અજીતકુમાર વિચારમાંજ ઉભો રહયો, કારણકે તેણે ધાર્યું હતું કે ત્યાં કોઇ સ્ત્રી આફતમાં આવી પડેલી હોવી જોઇએ, પણ તેની અટકળ ખોટી ઠરી હતી, અને ત્યાં તે બે સિપાઇઓ શિવાય કોઇ નહતું. અજીતકુમારને લાગ્યું કે કદાચ તે સિપાઇઓમાંનો એક જણ સ્ત્રીની માફક ચીસ પાડી શકતો હશે, અને તેમ સમજીને તેના મનથી આમ કોઇના બનાવવાથી બની જવાથી શરમ લાગી. તે પાછો ફર્યો અને જે ઓરડામાંથી આવ્યો હતો તે ઓરડામાં પાછો ફર્યો; અને જે ઠેકાણે પહેલાં બેઠો હતો તે ઠેકાણે પાછો શાન્ત થઇને બેઠો. હસીના પણ પાછી તેની પછવાડે આવી અને તે પણ અજીતકુમારની સામે પોતાની અસલ જગાએ બેસી ગઇ. અને બેઠા પછી અજીતકુમાર સામુ જોઇને હસ્તે મોઢે બોલી, "કેમ કેવા બન્યા ? આપ હજી નાની વયના છો, આપને મારા જેવીના આશરાની જરૂર છે, કારણકે નહિંતો જરૂર કોઇક દહાડો કયાંક ફસાઇ જશો."

અજીતકુમારે જોયું કે જવાબ આપવામાં કાંઇ સાર નથી, કારણકે તેના બોલવાની જરાએ હસીના ઉપર અસર થતી નહોતી. આથી તે તદ્દન શાન્તજ બેસી રહયો, અને તે એકી નજરે હસીના સામું જોવા લાગ્યો, પણ તેની આંખ ઉપરથી તે ગુસ્સામાં હતો તે ચોખ્ખું જણાઇ

આવતું હતુ. હસીનાએ તેના ન બોલવાનો લાભ લઇને વધારે બોલવા માંડયું, "અજીતકુમાર હજી પણ મારૂં માનો અને મને ગ્રહણ કરો નહિં તો તમારા આ દુઃખનો કદી પણ અંત આવશે નહિ, અને તમારી આ અવસ્થા સદાને માટે તમારે વાસ્તે કાયમ રહેશે. તમે કદાચ તમારા મનમાં એમ સમજતા હશો કે તમારી મદદે કોઇ આવશે તો તમે ખચીત માનજો કે કોઇ તમારી મદદે આવવાની હિંમત પણ કરશે નહિ, અને કદાચ કરશે તો પણ તે અહિંઆથી તમને મળ્યા વગર યમદ્વાર પહોંચી જશે. માટે મારૂં માનો અને મને આપની દાસી બનાવો."

અજીતકુમારે આના બોલવાનો કાંઇપણ જવાબ આપ્યો નહિં. અને શાન્ત જ બેસી રહયો. હસીનાએ પોતાનું બોલવું આગળ ચલાવ્યું, "અજીતકુમાર આપ શાણા છો, સમજુ છો, તે છતાં પણ આપ મારી વાત જરાએ ધ્યાનમાં લેતા નથી. પણ યાદ રાખજો કે એમ કરવાનું પરિણામ બહુજ ખરાબ આવશે. તમારે સદા ચિંતામાં રહેવું પડશે, તમારે દુઃખી જીંદગી ભોગવવી પડશે અને છેવટે તમારી તદ્દન બુરી અને દયા ઉપજાવનારી હાલત થશે; માટે કુમાર, મારૂં કહ્યું માનો નહિંતો તમે કદીપણ સુખી થઈ શકશો નહિ."

અજીતકુમારે મૌન્ય ધારણ કરીજ રાખ્યું, અને કાંઇ પણ જવાબ આપ્યો નહિ, હસીનાએ પોતાનું વ્યાખ્યાન આગળ ચાલુજ રાખ્યું, "કુમાર, મેં આપને અનેકવાર વિનવવા છતાં પણ આપને મારા ઉપર દયા નથી આવતી તેનું કારણ શું ? આપે મને બચાવી છે તે શું દુઃખી કરવાને ? અને તે પણ આમ મારી પાસે હોવા છતાં; ભલે આપને કદાચ મારૂં બોલવું ગમતું નહિં હોય તોપણ મારે બોલ્યા વગર છુટકો નથી. મારી ખાત્રી છે કે મારા આટલા બધા બોલવામાંથી જરાક તો તમારી ઉપર જરૂર અસર થશે. આપ ગમે તેવા હો પણ એક રાજકુમાર તો છોજ, તો અવસ્ય મારી આટલી બધી વિનંતીથી કાંઇક પણ તમારી ઉપર જરૂર અસર થશે." આટલું બોલીને હસીના થોડો વખત શાન્ત રહી પણ અજીતકુમારે એની સાથે બોલવું વ્યર્થ ધાર્યું હતું એટલે કાંઇ જવાબ આપવાની તેણે જરૂર ન જોઇ. આમ દશેક પળ શાન્તિમાં વીતી ગઇ પણ અજીતકુમારે કાંઇ

જવાબ ન આપ્યો, એટલે હસીનાએ ધાર્યું કે કદાચ એનું મન પીગળતું હશે તેથી તેણે હવે વધારે નમ્રતાથી, આજીજીથી અને મધુરતાથી બોલવાનું શરૂ કર્યું, "અજીતકુમાર, આપ સમજુ થઇને મને શીદને દુઃખી કરો છો ? આપ મને દુઃખી જોઇને રાજી થાઓ છો ? નહિં, મારી ખાત્રી છે કે આપ આટલા બધા ક્રુર નહિ થાઓ, હું આપની પાસે કોઇ ચીજની માગણી નથી કરતી, મારે આપના પૈસા ટકા, રાજપાટ કાંઇ નથી જોઇતાં; મને બસ આપનો પ્રેમજ જોઇએ છે. તે ઉપરાંત આપની પાસે બીજી કોઇ પણ ચીજની હું જરાપણ માગણી કરતી નથી; તે ઉપરાંત આપ મારી સઘળી મીલકતના તથા મારા પોતાના માલીક થાઓ અને સુખેથી જીંદગી ગાળો. બસ એટલીજ મારી અરજ છે. જો આપ સ્વીકારશો તો સુખી થશો."

અજીતકુમારે જોયું કે મારા નહિં બોલવાથી હસીના એમ સમજે છે કે તેનું બોલવું મારા ધ્યાનમાં ઉતરે છે અને હું એની માગણી જરૂર સ્વીકારીશ; માટે તેને જવાબ આપવાનો નિશ્ચય કર્યો, અને જયારે હસીના બોલી કે, 'જો આપ સ્વીકારશો તો સુખી થશો,' કે તરતજ તે બોલ્યો, 'નહિં તો ?'

હસીનાએ કહ્યું, "નહિંતો જે હાલતમાં છો તે હાલતમાં સદાને માટે રહેવું પડશે, અને એમાંથી છુટવાની કદી પણ આશા રાખશો નહિં."

અજીતકુમાર તેને ગુસ્સે કરવાને માટે હસ્યો, અને બોલ્યો, "હસીના, એતો તું મૂર્ખ છે માટે તું તારા બળ ઉપર આટલો બધો અહંકાર કરે છે. હું થોડા દિવસમાંજ અહિઆંથી છુટો થઇશ. તારા જેવી હરામખોર સ્ત્રીઓતો ઘણીએ દુનીયામાં રખડે છે; તે જો એમ બધી કેદ કરી રાખવાની શકિત ધરાવતી હોત તો પછી પુરૂષનું બળ દુનિયાંમાં રહી શકતજ નહિ, અને સ્ત્રીઓ પુરૂષો સામે લડત; એટલુંજ નહિં પણ સ્ત્રીઓનું લશ્કર બની પુરૂષના લશ્કરને રણક્ષેત્રમાં હરાવત ! પણ એ બનવું અસંભવિત છે. તું મૂર્ખ છે, અને તેથીજ આટલો બધો ગર્વ કરે છે, અને મિથ્યા બકવાટ કરે છે. તારાથી શું થવાનું છે ? જો તારામાં શક્તિ હતી તો શા માટે પેલા હરામખોરોના હાથમાંથી બચી શકી નહિ ?"

હસીના અજીતકુમારના ઘણા જોસમાં બોલવાથી દંગ થઇ ગઇ, અને થોડીવાર સુધી તો કાંઇપણ બોલી શકી નહિ. છેવટે પોતાના બચાવ અર્થે બોલી, "કુમાર, હું મારા શારિરીક બળ વાસ્તે અભિમાન નથી કરતી, પણ મારાં સાધનો, મારા બહાદુર સિપાઇઓ અને મારા પૈસા ઉપર મારું અભિમાન છે. અલબત, આપે મને બચાવી તે માટે હું આપનો ઉપકાર માનું છું, પણ આપે જે બહાદુરી દેખાડી છે તે બીજાઓ સાથે, તે મારા બહાદુર સિપાઇઓ સાથે નહિં; એમ જો થાય તો આપને ખબર પડે કે આપ કરતાં દસ દસ ગણું બળ ધરાવનાર મારો એક એક બહાદુર લડવૈયો છે."

અજીતકુમાર વચ્ચે બોલ્યો, "જો એમ છે તો ભલે એક એક મારી સામે આવી જાય અને પછી તું જોઇ લે કે એકગણું જોર ફતેહ પામે છે દસ ગણું જોર ફતેહ પામે છે. ખાલી મોઢેથી બોલવામાં કાંઇ બહાદુરી જણાઇ આવતી નથી, એતો રણક્ષેત્રમાં બહાદુરી જણાઇ આવે."

હસીના બોલી, "મારે કાંઇ તમને તેની સાથે લડવા દેવાની કાંઇ જરૂર નથી, કારણકે એમજ જો હોત તો આપને આમ સાચવીને મારા મકાનમાં રાખવાની કાંઇ પણ જરૂર ન રહેત; પણ હું આપને ચાહું છું માટે આપને લડવા કેમ દઉં? એ કદી બને નહિં."

અજીતકુમારે જોયું કે એ એ રીતે બોલે છે અને નાહાક તેની સાથે બોલવું તેમાં કાંઇ ફાયદો નથી. તેણે ત્યાંથી ઉભા થઇને દૂર પડેલા એક કોચ ઉપર સુવું ઠીક ધાર્યું, અને તે ત્યાં જઇને સુતો. હસીનાએ જોયું કે તે ઘણો થાકી ગયો છે અને હવે તેને વધારે હેરાન ન કરવો; તેથી તે પણ ત્યાંથી ઉઠીને ચાલતી થઇ. અજીતકુમાર કોચ ઉપર સુતો સુતો મનમાં વિચાર કરવા લાગ્યો, "અમૃત કેમ ન આવ્યો? ખરેખર, તે એકજ મારો વિશ્વાસુ મિત્ર છે અને તે જરૂર આવશે, પણ હજી કેમ આવ્યો નહિં હોય? કદાચ તેને રસ્તામાં કાંઇ આફત આવી પડી હશે. વખતે તેમ પણ હોય, પણ તે આવશે, અને જરૂર મને અહિંઆથી છોડાવશે એ મારી ખાત્રી છે. એના જેવો મિત્ર મને કદી પણ નહિં મળે. હા, પણ મારી સુલોચના સુખી હશે કે કેમ, તે મને યાદ કરતી હશે કે ભુલી ગઇ હશે. તે ભુલી જાય તેવી નથી. ખરેખર એને બિચારીને ખબર પણ નહિં હોય કે હું કયાં પડયો છું! અને એને

ખબર પણ કોણ આપે ? પણ એને ખબર આપવાથી ફાયદો શું ? નાહક એ મને આમ કેદ પડેલો સાંભળીને દુ:ખી થાય, અને એ દુ:ખી થાય એમાં કોણ રાજી હોય ? અમૃતે પણ તેને મારા ગુમ થયાના ખબર નહિં આપ્યા હોય, સામંત પણ જરૂર અમૃત જોડે આવશે, કારણકે એને પણ મારા વાસ્તે ઘણીજ લાગણી છે. પણ કોણ જાણે તેઓ ક્યારે આવશે ? હા, પણ, પેલી ચીસો પાડી તે કોની હશે ! ખચિત હું બન્યો . એ ચીસ તે બે સિપાઇઓમાંના એકે સ્ત્રીના અવાજનું અનુકરણ કરી પાડી હશે; પણ મારૂં હૃદય એ માનવાને કબુલ નથી કરતું. કોણ જાણે તેનું શું કારણ. ખરેખર કોઇ સ્ત્રીએ ચીસ પાડી હોય, પણ એમ ચીસ પાડવાનું શું કારણ ? જરૂર એમાં કાંઇ ભેદ છે પણ તે હું સમજી શકતો નથી. કદાચ કોઇ સ્ત્રીને એણે કેદ પુરી રાખી હોય. પણ સ્ત્રીને કેદ કરવામાં એને ફાયદો શું હોય ? કદાચ કોઇ એનો દુશ્મન હોય અને તેને કેદ રાખી તેની માલ મીલકત પચાવી પાડવાની દાનત પણ હોય. એ પણ બનવા જોગ છે. હવે તો અહિંઆં બહુ કંટાળો આવે છે, અને જરાએ ચેન નથી પડતું. ઓ મારા અમૃત ! તું જલદી આવે તો સારૂં, અને તું નહિ આવે ત્યાં સુધી મારો છુટકો નથી. મારો આધાર તારી ઉપર છે. મારી સુલોચના પણ કદાચ આફતમાં હશે. ઠીક જે બને તે ખરૂં કાંઇ ભાવિ મિથ્યા થવાનું નથી.”

આમ અનેક વિચારોમાં ઘણો વખત નીકળી ગયો, અને તેને ઉંઘ આવી ગઇ, તેજ દિવસે રાતના નવેક વાગ્યાના સુમારે અજીતકુમાર તેજ કોચ ઉપર જમ્યા પછી નિરાંતે સુતો હતો. થોડીવારમાં હસીનાના ઓરડા તરફનું બારણું ઉઘડ્યું, અને અંદરથી હસીના એક ઘણાજ ભપકાદાર પોશાકમાં આવી. તેણે ઘણાજ અલંકારો તથા સુશોભીત આભુષણો પહેર્યાં હતાં. તેનો આખો પોશાક રોશનીના અજવાળાથી ઝગઝગાટ મારતો હતો, અને તેનું મુખ તેનાથી ઘણું સુંદર લાગતું હતું. તે આવી અને અજીતકુમાર જે કોચ ઉપર સુતા હતા તેની સામે એક મખમલની ખુરશી પડી હતી તે ઉપર બેઠી; અને અજીતકુમાર ઉપર તેના આ નવીન પોશાકથી કેવી અસર થઇ છે તે આતુરતાથી તપાસવા લાગી. અજીતકુમારે જાણે કાંઇ ન જાણતો હોય તેમ તેની સામે જરાક નજર કરી, અને પાછું બીજી દિશા તરફ પોતાનું મોઢું ફેરવી ગયો.

હસીનાએ ધીમે રહીને કહ્યું, "આપ મોઢું શા માટે ફેરવી ગયા? શું આપને મારો આ પોશાક નથી ગમતો? જો એમ હોય તો બીજો પોશાક બદલી આવું."

અજીતકુમારે આનો કાંઇપણ જવાબ ન આપ્યો, કારણકે તેણે જાણ્યું કે જવાબ આપવાથી તે વાત લંબાવ્યા કરશે, અને તેમાં તે આનંદ મેળવશે. હસીનાને જવાબ ન મળવાથી તે થોડીકવાર શાન્ત રહી અને પછી તેણે તેને બોલાવવાનો નિશ્ચય કર્યો. તેણે ફરીથી અજીત કુમારને તેજ સવાલ પૂછ્યો, પણ તે પણ વ્યર્થ ગયો; કારણકે તેણે તેને જવાબ ન આપ્યો. આથી હસીનાએ કહ્યું, "આપની તબીયત તો ઠીક છે ને? આપ બોલતા કેમ નથી? જો ન બોલો તો તમને મારા સમ."

અજીતકુમારે શાન્તિ ગ્રહણ કરી હતી, એટલે કાંઇ જવાબજ આપતો ન હતો. અજીતકુમારે મનમાં બને ત્યાં સુધી કાંઇ જવાબ ન આપવાનો નિશ્ચય કર્યો હતો. હસીનાએ તેનું મન પોતાની તરફ ખેંચવાને માટે આ સઘળા અલંકારો તથા સુશોભીત પોશાક સજ્યો હતો, પણ અજીતકુમારે તેની તરફ જોવાની પણ દરકાર કરી નહોતી.

હસીના ફરીથી તેને બોલાવવા માટે બોલી, "અજીતકુમાર, કોઇ દુઃખીને તમારે મદદ કરવી એ તમારી ફરજ છે કે નહિ?"

અજીતકુમારે તેના આવા બોલવા છતાં પણ જવાબ ન આપ્યો, કારણકે તે એના બોલવાનો સઘળો ભાવાર્થ સમજતો હતો. હસીનાને જવાબ ન મળતાં છતાં પણ તેણે પોતાનું બોલવું આગળ ચાલુજ રાખ્યું અને બોલી, "કુમાર, હું એક દુઃખી અબળા છું, અને મારૂં દુઃખ ટાળવું એ આપના હાથમાં છે. આપ રજપૂત થઇને મને દુઃખીને નહિ બચાવો તો કોણ બચાવશે?"

અજીતકુમારને બોલવાની ફરજ પડવાથી બોલ્યો, "આવા હીરા માણેકના દાગીના પહેરનાર કદીપણ દુઃખી હોઇ શકે કે?"

હસીના બોલી, "અજીતકુમાર, આપ ભુલો છો. દુઃખ એક જાતનું નથી થતું. દુઃખ ત્રણ જાતનાં થાય છે, પહેલું શારીરિક, બીજું માનસીક, અને ત્રીજું આર્થીક—એટલે વગર પૈસે ભૂખે મરવું. આમ

ત્રણ જાતનાં દુઃખ થાય છે. મને શારીરિક તથા પૈસાનું દુઃખ નથી, પણ મને માનસીક દુઃખ છે, અને એ તમારા શિવાય બીજું કોઇ મટાડે તેમ નથી. આપ સમજુ છો એટલે વધારે શું કહેવું ?"

અજીતકુમાર બોલ્યો, "કાંઇ મનનું દુઃખ મટાડવું એ રજપૂતોની ફરજ હોય એમ હું જાણતો નથી, અને તેમાં ખાસ કરીને જે ભાવાર્થે તમે બોલો છો તેવા ભાવાર્થનાં દુઃખ જો રજપૂતો મટાડત તો કદી પણ રજપૂતો પોતાની શુરવીરતા જાળવી શકતજ નહિં.

હસીના બોલી, "હશે, એમ તો એમ, પણ મારી ઉપર કૃપા દૃષ્ટિ કરીને આ દાસીની અરજ ધ્યાનમાં લ્યો. મેં આપને આટલા આટલા દિવસ થયા સમજાવ્યા, પણ આપના ધ્યાનમાં મારૂં કહેવું ઉતરતુંજ નથી. પણ તમે મારી સામું તો જુઓ આમ મોઢું ફેરવીને વાત કરવાથી શો ફાયદો ?"

અજીતકુમારે પડખું ફેરવ્યું અને હસીના તરફ પોતાનું મોઢું કર્યું, અને તેની સામું જોયું. જોતા વેંતને તે બોલ્યો, "આમ વેશ્યાની પેઠે શણગાર સજવાથી શો ફાયદો ?"

હસીનાને આ શબ્દોથી ગુસ્સો લાગ્યો અને બોલી, "આપે હુ વેશ્યા છું એમ કેવી રીતે જાણ્યું ? શું વેશ્યાઓનેજ શણગાર સજવાનો હક છે, અને બીજા શણગાર સજતાં નહિ હોય ?"

અજીતકુમારે કહ્યું, 'વિના કારણે માત્ર કોઇના મનને આકર્ષણ કરવાનેજ શણગાર સજવો એ વેશ્યા સિવાય બીજું કોનું કામ હોઇ શકે ?' .

હસીનાનો ગુસ્સો વધવા લાગ્યો. અને વધારે ગુસ્સામાં બોલી, "કુમાર, તમે ભલે ગમે તેવા શબ્દો વાપરશો તેની કાંઇ હરકત નથી. પણ એટલું યાદ રાખજો કે એ સઘળું તમને ભારી પડશે."

અજીતકુમાર હસ્તું મોઢું કરીને હસીનાને વધારે ગુસ્સે કરવા ખાતર તે બોલ્યો, "અલબત, વેશ્યા નહિં તો કોણ? અને તેનો પુરાવો એ છે કે આમ કોઇને પોતાના ઘરમાં પુરી રાખવાની હિંમત વેશ્યા સિવાય કોણ કરે ?"

હસીના બોલી, "ફીકર નહિં, આપ મને ગમે તે કહો, મને તેની કાંઇ દરકાર નથી. હું આપને ચાહું છું અને આપ મને જ્યાં સુધી આપનો પ્રેમ નહિં અર્પો ત્યાં સુધી હંમેશને વાસ્તે તમારે અહિંઆં કેદ પડી રહેવું પડશેજ. આપ ગમે તે બોલો તેથી કાંઇ હું આપને છોડી દેવાની નથી."

અજીતકુમારે તેને વધારે ને વધારે ચીડવવા ખાતર કહ્યું, "એજ તારી વેશ્યા તરીકેની પીછાણ કરાવે છે, અને મારી ખાત્રી છે કે જો તું એક સતી સ્ત્રી હોત તો ક્યારનોએ મને છોડી દીધો હોત, અને તારી બેઅદબી માટે ક્ષમા માગી હોત, પણ તારામાં એ સદ્‌ગુણ ક્યાં છે? નીચમાં સદ્‌ગુણ! ખારાશમાં મીઠાશ! ઝેરમાં અમૃત! એ બનેજ કેમ?"

હસીનાનો ગુસ્સો એકદમ વધ્યો, અને તે જુસ્સામાં બોલી, "તમને અહિંઆં સઘળી જાતની સગવડ કરી આપી તેનો આ બદલો કે? વાહરે રાજકુમાર! તમારા જેવા રાજકુમાર જો દુનિયામાં પેદા થશે તો દુનિયાને બહુજ ભારી પડી જશે. ઉપકારનો બદલો અપકારથી વાળતાં આવડે છે, એમ કે? ઠીક છે હવે જોઇશ કે તમારામાં મને વેશ્યા કહેવાને શકિત કેમ રહે છે?"

અજીતકુમારને એના ચીડાવાથી ઘણો આનંદ પડ્યો, અને તે હસતે મોઢેજ બોલતો હતો. તેણે કહ્યું, "ઉપકાર શાનો! અને તે કોની ઉપર? મને કેદ પકડીને અહિંઆ પૂરી રાખ્યો છે તે ઉપકાર, કેમ? વેશ્યા એકવાર નહિં પણ લાખવાર, અને તે કાંઈ મારા કહેવાથી નહિં પણ તારી એવી નીચ વર્તણુકથી."

હસીનાના ગુસ્સામાં વધારો થતોજ ગયો. અને હવે તે તદ્દન ખુલી રીતે તેની લાલચોળ આંખો થવાથી દેખાઇ આવતો હતો. તેણે જોયું કે તેના ચીડાવાથી અજીતકુમારને આનંદ પડતો હતો, અને તેથી તેણે વધારે આગળ બોલવું બંધ કર્યું, અને તે મુગે મોઢે થોડીવાર બેસી રહી. અજીતસિંહ પણ કાંઇ બોલ્યો નહિં. આમ થોડોક વખત વીતી ગયો પણ બંન્નેમાંથી એકે જણ બોલ્યું નહિં. અજીતકુમારે પાછું બીજી દિશા તરફ પોતાનું પડખું ફેરવ્યું અને નિરાંતે આંખો મીંચીને સુતો. હસીના પણ થોડો વખત વિત્યા બાદ પાછી શાન્ત થઈ, અને તેને

નાહક ઉશ્કેરવાથી મનમાં જરા દીલગીર થઇ; કારણકે તેમ કરવાથી તે જે આશાએ આવી હતી તે તેના મનમાંજ રહી ગઇ હતી. તેણે ફરીથી અજીતકુમારને સ્નેહથી બોલાવવાનું શરૂ કર્યું, "અજીતકુમાર, મારા બોલવાથી આપને દુ:ખ લાગ્યું હોય તો માફ કરજો. મારાથી ગુસ્સામાં ન બોલાવું જોઇએ તેવું બોલાઇ ગયું."

અજીતકુમારે કાંઇ પણ જવાબ ન આપ્યો, અને તે કાંઇ ઉંઘી નહોતો ગયો. પણ બધું સાંભળતો હતો. હસીનાએ તેને સમજાવવા ખાતર પોતાની ખુરશી એકદમ અજીતકુમાર સુતો હતો તેની પાસે મૂકીને તે ઉપર બેઠી અને જાણે તેને પટાવતી હોય તેમ વાંકી વળીને બોલી, "કુમાર, આપની તબીયત આજ ઠીક હોય એમ લાગતું નથી, કારણકે આપ આજ જયારે ત્યારે બોલતા બોલતા બંધ થઇ જાઓ છો, અને બોલો છો ત્યારે મારી ઉપર ગુસ્સે થાઓ છો માટે જો તબીયત ઠીક ન હોય તો વૈદ્યને તેડાવું"

અજીતકુમાર મુગોજ રહયો. હસીનાએ ટેબલ ઉપર એક પંખો પડયો હતો તે લીધો, અને તે વતી તેને પવન નાંખવા લાગી. આથી અજીતકુમારને ઠીક ન લાગ્યું, એટલે તેણે તેને પવન નાંખવાની ના પાડી. હસીનાએ પણ તેના ના પાડવાથી પવન નાંખવો રહેવા દીધો. અજીતકુમાર કોચ ઉપરથી ઉઠયો, અને હસીનાની તરફ ફરીને કહ્યું, "હવે જાઓ, કારણકે મને બહુ ઉંઘ આવે છે." આટલું બોલીને અજીતકુમાર પલંગ ઉપર જઇને રેશમી ધાબળી પડી હતી તે ઓઢીને સુતો. હસીના ત્યાંજ બેસી રહી, અને અજીતકુમાર જેવો પલંગ ઉપર સુતો કે તરત તેણે તે બેઠી હતી તે ખુરશી તેના પલંગ આગળ મૂકી અને તે ઉપર બેઠી અજીતકુમાર મનમાં સમજી ગયો કે એને બરાબર ગુસ્સે કર્યા વગર એ એનો છેડો મૂકે તેમ નથી.

હસીના બોલી, "આપનું માથું દુ:ખતું હોય તો હું દાબું."

અજીતકુમારે જવાબ આપ્યો, "તમારે મારે વાસ્તે કાંઇ ચિંતા કરવાની જરૂર નથી. આપ નિરાંતે સીધાવો, નહિ તો મને ઉંઘ પણ નહિ આવે."

હસીના બોલી, "હું આખી રાત અહિંઆં બેસી રહું તો મને અટકાવનાર કોણ છે ? આ મારૂં મકાન છે, અને આપ પણ મારા છો."

અજીતકુમાર બોલ્યો, "હસીના આમ મિથ્યા બકવાટથી તને શો ફાયદો થવાનો છે ? હસીના, તું અહિંથી જા, અને નિરાંતે સુવા દે."

હસીનાએ જોયું કે હવે તેનો ચીડવવાનો વારો હતો તેથી બોલી, "પણ આપને એકલા ઉંઘ નહિ આવે, માટે હું બેસી રહું તેમાં આપને શી હરકત છે ? આપ નિરાંતે સુઇ જાઓ. હવે હું કાંઇ બોલીશ નહિ, અહિંઆ મુગી બેસી રહીશ."

અજીતકુમાર સમજ્યો કે એની જવાની દાનત નથી; માટે તે ગુસ્સે થશે તોજ ત્યાંથી ચાલી જશે, નહિ તો ત્યાંજ બેસી રહેશે, અને તેને નાહાક હેરાન કર્યા કરશે. તેણે ખાસ તેને ચીડવવાની ખાતર પૂછયું, "તમને નાચતાં આવડે છે કે?"

હસીના તે કળામાં કુશળ હતી તેથી તેણે કહ્યું, "હા જો આપની ઇચ્છા હોય તો ગાયન સાથે નાચ કરૂં."

અજીતકુમારે કહ્યું, "જરૂર તમે એક વેશ્યા છો તેમાં કાંઇ શક નહિ. નાચે કોણ? એક વેશ્યા. હું ધારતો હતો તેમજ થયું. આ રંડા! અહિંથી જા અને તારૂં મ્હોઢું કાળું કર."

હસીના સમજી ગઇ કે અજીતકુમારે ચાલાકીથી જાણી લીધું, અને જે હુન્નર તે જાણતી હતી તે ન કહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો, તે છતાં પણ તેનાથી કહેવાઇ ગયું. તે મનમાં સમજી ગઇ કે અજીતકુમારની ખાત્રી થઇ ગઇ છે કે તે એક વેશ્યા છે, તોપણ પોતાના બચાવ અર્થે બોલી, "જેને નાચતાં આવડતું હોય તે વેશ્યા છે એમ કેમ કહી શકાય?"

અજીતકુમારે જોયું કે એ ત્યાંથી જાય તેમ ન હોતી, માટે તેણે કાંઇક યુકિત લડાવવાનું ધાર્યું, અને તેથી બોલ્યો "હસીના, તું મને ખુશી કરવા ઇચ્છતી હોય તો મારૂં એક કહ્યું માનીશ?"

હસીનાએ તરત જવાબ દીધો, "હા કેમ નહિ. આપને ખુશી કરવાને એક વાર નહિં, બલકે હજારવાર આ દાસી તૈયાર છે. બોલો શો હુકમ છે?"

નાહાક ઉશ્કેરવાથી મનમાં જરા દીલગીર થઇ; કારણકે તેમ કરવાથી તે જે આશાએ આવી હતી તે તેના મનમાંજ રહી ગઈ હતી. તેણે ફરીથી અજીતકુમારને સ્નેહથી બોલાવવાનું શરૂ કર્યું, "અજીતકુમાર, મારા બોલવાથી આપને દુઃખ લાગ્યું હોય તો માફ કરજો. મારાથી ગુસ્સામાં ન બોલાવું જોઇએ તેવું બોલાઇ ગયું."

અજીતકુમારે કાંઇ પણ જવાબ ન આપ્યો, અને તે કાંઇ ઉંઘી નહોતો ગયો. પણ બધું સાંભળતો હતો. હસીનાએ તેને સમજાવવા ખાતર પોતાની ખુરશી એકદમ અજીતકુમાર સુતો હતો તેની પાસે મૂકીને તે ઉપર બેઠી અને જાણે તેને પટાવતી હોય તેમ વાંકી વળીને બોલી, "કુમાર, આપની તબીયત આજ ઠીક હોય એમ લાગતું નથી, કારણકે આપ આજ જયારે ત્યારે બોલતા બોલતા બંધ થઇ જાઓ છો, અને બોલો છો ત્યારે મારી ઉપર ગુસ્સે થાઓ છો માટે જો તબીયત ઠીક ન હોય તો વૈદ્યને તેડાવું"

અજીતકુમાર મુગોજ રહયો. હસીનાએ ટેબલ ઉપર એક પંખો પડયો હતો તે લીધો, અને તે વતી તેને પવન નાંખવા લાગી. આથી અજીતકુમારને ઠીક ન લાગ્યું, એટલે તેણે તેને પવન નાંખવાની ના પાડી. હસીનાએ પણ તેના ના પાડવાથી પવન નાંખવો રહેવા દીધો. અજીતકુમાર કોચ ઉપરથી ઉઠયો, અને હસીનાની તરફ ફરીને કહ્યું, "હવે જાઓ, કારણકે મને બહું ઉંઘ આવે છે." આટલું બોલીને અજીતકુમાર પલંગ ઉપર જઇને રેશમી ધાબળી પડી હતી તે ઓઢીને સુતો. હસીના ત્યાંજ બેસી રહી, અને અજીતકુમાર જેવો પલંગ ઉપર સુતો કે તરત તેણે તે બેઠી હતી તે ખુરશી તેના પલંગ આગળ મૂકી અને તે ઉપર બેઠી અજીતકુમાર મનમાં સમજી ગયો કે એને બરાબર ગુસ્સે કર્યા વગર એ એનો છેડો મૂકે તેમ નથી.

હસીના બોલી, "આપનું માથું દુઃખતું હોય તો હું દાબું."

અજીતકુમારે જવાબ આપ્યો. "તમારે મારે વાસ્તે કાંઇ ચિંતા કરવાની જરૂર નથી. આપ નિરાંતે સીધાવો, નહિ તો મને ઉંઘ પણ નહિ આવે."

હસીના બોલી, "હું આખી રાત અહિંઆં બેસી રહું તો મને અટકાવનાર કોણ છે? આ મારૂં મકાન છે, અને આપ પણ મારા છો."

અજીતકુમાર બોલ્યો, "હસીના આમ મિથ્યા બકવાટથી તને શો ફાયદો થવાનો છે? હસીના, તું અહિંથી જા, અને નિરાંતે સુવા દે."

હસીનાએ જોયું કે હવે તેનો ચીડવવાનો વારો હતો તેથી બોલી, "પણ આપને એકલા ઉંઘ નહિ આવે, માટે હું બેસી રહું તેમાં આપને શી હરકત છે? આપ નિરાંતે સુઇ જાઓ. હવે હું કાંઇ બોલીશ નહિં, અહિંઆ મુગી બેસી રહીશ."

અજીતકુમાર સમજ્યો કે એની જવાની દાનત નથી; માટે તે ગુસ્સે થશે તોજ ત્યાંથી ચાલી જશે, નહિ તો ત્યાંજ બેસી રહેશે, અને તેને નાહાક હેરાન કર્યાં કરશે. તેણે ખાસ તેને ચીડવવાની ખાતર પૂછ્યું, "તમને નાચતાં આવડે છે કે?"

હસીના તે કળામાં કુશળ હતી તેથી તેણે કહ્યું, "હા જો આપની ઇચ્છા હોય તો ગાયન સાથે નાચ કરૂં."

અજીતકુમારે કહ્યું, "જરૂર તમે એક વેશ્યા છો તેમાં કાંઇ શક નહિં. નાચે કોણ? એક વેશ્યા. હું ધારતો હતો તેમજ થયુ. એ રંડા! અહિંથી જા અને તારૂં મ્હોઢું કાળું કર."

હસીના સમજી ગઇ કે અજીતકુમારે ચાલાકીથી જાણી લીધું, અને જે હુન્નર તે જાણુતી હતી તે ન કહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો, તે છતાં પણ તેનાથી કહેવાઇ ગયું. તે મનમાં સમજી ગઇ કે અજીતકુમારની ખાત્રી થઇ ગઇ છે કે તે એક વેશ્યા છે, તોપણ પોતાના બચાવ અર્થે બોલી, "જેને નાચતાં આવડતું હોય તે વેશ્યા છે એમ કેમ કહી શકાય?"

અજીતકુમારે જોયું કે એ ત્યાંથી જાય તેમ ન હોતી, માટે તેણે કાંઇક યુક્તિ લડાવવાનું ધાર્યું, અને તેથી બોલ્યો "હસીના, તું મને ખુશી કરવા ઇચ્છતી હોય તો મારૂં એક કહ્યું માનીશ?"

હસીનાએ તરત જવાબ દીધો, "હા કેમ નહિ. આપને ખુશી કરવાને એક વાર નહિં, બલકે હજારવાર આ દાસી તૈયાર છે. બોલો શો હુકમ છે?"

અજીતકુમારે કહ્યું, "અત્યારે તું અહિંઆથી ચાલી જા તો હુ તારા ઉપર ઘણો ખુશી થઇશ, કારણ કે મારૂં માથું બહુ દુઃખે છે."

હસીનાએ કહ્યું, "લાવો, હું તમારૂં માથું દાબીશ તો તરત મટી જશે. કાંઇ મારા જવાથી માથું મટી જવાનું છે?"

અજીતકુમારે કહ્યું, "હું કોઇની પાસે કદી માથું દબાવતો નથી, કરણ કે એમ કરવાથી માથું દબાવવાની ટેવ પડી જાય, અને પછી હંમેશ દબાવવું પડે. એના કરતાં એવી ટેવ ન હોય તો વધારે સારૂં."

હસીનાએ કહ્યું, "પણ મારા જવાથી આપ ખુશી થશો અને મારી ઉપર દયા કરશો એની ખાત્રી શું?"

અજીતકુમારે કહ્યું, "હું, તારા મને ખુશી કરવાના પ્રમાણમાં, ખુશી થઇશ, એ મારૂં વચન છે, અને મારૂં વચન કદી ફરશે નહિ. માટે જો તું અહિંઆથી હમણાં જાય તો તારો ઉપકાર થશે."

હસીના ત્યાંથી ઉઠીને તરતજ ચાલી ગઇ. અજીતકુમારનું ખરેખર માથું દુઃખવા આવ્યું હતું, અને તેથી તેણે બેઉ દરવાજાને પોતાના ઓરડા તરફની સાંકળ દઇને તે તરતજ ભર ઉંઘમાં પડયો

મધ્ય રાત્રે અજીતસિંહ કોઇના જગાડવાથી તરતજ જાગી ઉઠયો, અને તેણે તેને અત્યંત અજાયબી વચ્ચે પોતાની પાસે અમૃતલાલને ઉભેલો જોયો. અજીતસિંહે પોતાની બરાબર ખાત્રી કરવા માટે આંખો ચોળીને તેની સામુ ફરીથી જોયું, અને તે અમૃતલાલજ હતો એમ તેની ખાત્રી થઇ એટલે તરતજ પૂછયું, "કોણ અમૃત!"

"હા કુમાર, એજ." તરતજ અમૃતલાલે જવાબ આપ્યો.

અજીતકુમાર તરતજ તેને ભેટી પડયો અને તેના હર્ષનો પાર રહ્યો નહિ, "આ મારા અમૃત, તું ખચ્ચીત મારા ધારવા પ્રમાણે આવી પુગ્યો, પણ હવે મને અહિંથી જલદી મુકત કરે તો વધારે સારૂં. કારણ કે હું અહિંઆ બહુ કંટાળી ગયો છું. ખરેખર, તારા વગર મને કોઇ મુકત કરી શકે તેમ નથી. હવે અહિંઆંથી જલદી જવાય તેમ કર."

અમૃતલાલે કહ્યું, "કુમાર, આપ આસ્તે બોલો, કોઇ સાંભળશે તો પીડા થશે. જલદી તૈયાર થાઓ. આપણે ન્હાસવું પડશે, કારણ કે

એ રંડાની ફોજ બહુ મજબુત અને મોટી છે, માટે સાવધાનીથી કામ-લેવાની જરૂર છે."

અજીતકુમારે કહ્યું, "પણ અમૃત, તું કયાંથી આવ્યો!"

"એ બધું પછી જાણજો. હાલ આપણે અહિંઆથી જલદી ન્હાસવું જોઇએ, અને જવા પહેલાં એ હસીનાને પણ આજ ઓરડામાં કેદ પુરીને જવું છે, માટે આપ જલદી તૈયાર થાઓ."

અજીતકુમારે પૂછ્યું, "પણ તું એકલો છે કે બીજું કોઇ તારી સાથે છે?"

અમૃતલાલે કહ્યું, "મારી સાથે સામંત અને રતનસિંહ બન્ને છે, ને નીચે ચારે બાજુએ નજર રાખે છે."

અજીતકુમાર તરતજ પલંગમાંથી બહાર આવ્યો, અને ત્યાં પડેલા એક પાણીના લોટામાંથી પાણી લઇને પોતાનું મોઢું ધોઇને તૈયાર થયો. અમૃતલાલ પોતાની સાથે અજીતકુમાર માટે એક પોશાક લાવ્યો હતો, તે અજીતકુમારે તરતજ પહેરી લીધો, અને સાથે એક તરવાર હતી તે પણ કમરે બાંધી લીધી. તે જેવો તૈયાર થયો કે અમૃતલાલે પૂછ્યું, "અહિંઆં કોઇ સ્ત્રી પણ કેદ પકડાયેલી છે કે?" અજીતકુમારે પેલી ચીસો સાંભળી હતી તે સઘળી વાત અમૃતલાલને કહી. તે સાંભળ્યા પછી અમૃતલાલે કહ્યું, "નહિં, કોઇ ખરેખર એક સ્ત્રી કેદ પકડાયેલ છે, અને તે કોણ છે તેની કોઇને ખબર નથી. આપણે તેને પણ છોડાવવી જોઇએ, નહિં તો કોઇ ભિચારી આ રંડાના હાથમાં રીબાઇ રીબાઈને મરી જશે."

અજીતકુમારે અમૃતલાલની વાતને સમ્મતિ આપતાં કહ્યું, "અલબત એને જો નહિં છોડાવીએ તો એ ભિચારીને આ રાંડ હસીના મારી નાંખે તેવી છે."

અમૃતલાલે કહ્યું, "પણ ધ્યાન રાખજો, અને સાવધ રહેજો; કારણકે વખતે લડવું પડશે તો તમે બરાબર લડજો, નહિં તો તમારી સાથે હું પણ આ ઓરડામાં હવા ખાતો રહી જાઉં નહિં?"

અજીતકુમારે કહ્યું, "અત્યારે તું અહિંઆથી ચાલી જા તો હુ તારા ઉપર ઘણો ખુશી થઇશ, કારણ કે મારૂં માથું બહુ દુઃખે છે."

હસીનાએ કહ્યું, "લાવો, હું તમારૂં માથું દાબીશ તો તરત મટી જશે. કાંઇ મારા જવાથી માથું મટી જવાનું છે?"

અજીતકુમારે કહ્યું, "હું કોઇની પાસે કદી માથું દબાવતો નથી, કારણ કે એમ કરવાથી માથું દબાવવાની ટેવ પડી જાય, અને પછી હંમેશ દબાવવું પડે. એના કરતાં એવી ટેવ ન હોય તો વધારે સારૂં."

હસીનાએ કહ્યું, "પણ મારા જવાથી આપ ખુશી થશો અને મારી ઉપર દયા કરશો એની ખાત્રી શું?"

અજીતકુમારે કહ્યું, "હું, તારા મને ખુશી કરવાના પ્રમાણમાં, ખુશી થઇશ, એ મારૂં વચન છે, અને મારૂં વચન કદી ફરશે નહિ. માટે જો તું અહિંઆથી હમણાં જાય તો તારો ઉપકાર થશે."

હસીના ત્યાંથી ઉઠીને તરતજ ચાલી ગઇ. અજીતકુમારનું ખરેખર માથું દુઃખવા આવ્યું હતું, અને તેથી તેણે બેઉ દરવાજાને પોતાના ઓરડા તરફની સાંકળ દઇને તે તરતજ ભર ઉંઘમાં પડયો

મધ્ય રાત્રે અજીતસિંહ કોઇના જગાડવાથી તરતજ જાગી ઉઠયો, અને તેણે તેને અત્યંત અજાયબી વચ્ચે પોતાની પાસે અમૃતલાલને ઉભેલો જોયો. અજીતસિંહે પોતાની બરાબર ખાત્રી કરવા માટે આંખો ચોળીને તેની સામુ ફરીથી જોયું, અને તે અમૃતલાલજ હતો એમ તેની ખાત્રી થઇ એટલે તરતજ પૂછયું, "કોણ અમૃત!"

"હા કુમાર, એજ." તરતજ અમૃતલાલે જવાબ આપ્યો.

અજીતકુમાર તરતજ તેને ભેટી પડયો અને તેના હર્ષનો પાર રહ્યો નહિ, "આ મારા અમૃત, તું ખચ્ચીત મારા ધારવા પ્રમાણે આવી પુગ્યો, પણ હવે મને અહિંથી જલદી મુકત કરે તો વધારે સારૂં. કારણ કે હું અહિંઆ બહુ કંટાળી ગયો છું. ખરેખર, તારા વગર મને કોઇ મુકત કરી શકે તેમ નથી. હવે અહિંઆંથી જલદી જવાય તેમ કર."

અમૃતલાલે કહ્યું, "કુમાર, આપ આસ્તે બોલો, કોઇ સાંભળશે તો પીડા થશે. જલદી તૈયાર થાઓ. આપણે ન્હાસવું પડશે, કારણ કે

એ રંડાની ફોજ બહુ મજબુત અને મોટી છે, માટે સાવધાનીથી કામ લેવાની જરૂર છે."

અજીતકુમારે કહ્યું, "પણ અમૃત, તું ક્યાંથી આવ્યો?"

"એ બધું પછી જાણજો. હાલ આપણે અહિંઆથી જલદી ન્હાસવું જોઇએ, અને જવા પહેલાં એ હસીનાને પણ આજ ઓરડામાં કેદ પુરીને જવું છે, માટે આપ જલદી તૈયાર થાઓ."

અજીતકુમારે પૂછ્યું, "પણ તું એકલો છે કે બીજું કોઇ તારી સાથે છે?"

અમૃતલાલે કહ્યું, "મારી સાથે સામંત અને રતનસિંહ બન્ને છે, ને નીચે ચારે બાજુએ નજર રાખે છે."

અજીતકુમાર તરતજ પલંગમાંથી બહાર આવ્યો, અને ત્યાં પડેલા એક પાણીના લોટામાંથી પાણી લઇને પોતાનું મોઢું ધોઇને તૈયાર થયો. અમૃતલાલ પોતાની સાથે અજીતકુમાર માટે એક પોશાક લાવ્યો હતો, તે અજીતકુમારે તરતજ પહેરી લીધો, અને સાથે એક તરવાર હતી તે પણ કમરે બાંધી લીધી. તે જેવો તૈયાર થયો કે અમૃતલાલે પૂછ્યું, "અહિંઆં કોઇ સ્ત્રી પણ કેદ પકડાયેલી છે કે?" અજીતકુમારે પેલી ચીસો સાંભળી હતી તે સઘળી વાત અમૃતલાલને કહી. તે સાંભળ્યા પછી અમૃતલાલે કહ્યું, "નહિં, કોઇ ખરેખર એક સ્ત્રી કેદ પકડાયેલ છે, અને તે કોણ છે તેની કોઇને ખબર નથી. આપણે તેને પણ છોડા,વવી જોઇએ, નહિં તો કોઇ બિચારી આ રંડાના હાથમાં રીબાઇ રીબાઈને મરી જશે."

અજીતકુમારે અમૃતલાલની વાતને સમ્મતિ આપતાં કહ્યું, "અલબત એને જો નહિં છોડાવીએ તો એ બિચારીને આ રાંડ હસીના મારી નાંખે તેવી છે."

અમૃતલાલે કહ્યું, "પણ ધ્યાન રાખજો, અને સાવધ રહેજો; કારણકે વખતે લડવું પડશે તો તમે બરાબર લડજો, નહિં તો તમારી સાથે હું પણ આ ઓરડામાં હવા ખાતો રહી જાઉં નહિં?"

અજીતકુમારે કહ્યું, "તેની તું જરાએ ફીકર કરતો નહિં. હું લડવામાં જરાએ કચાસ નહિં રાખું."

અમૃતલાલે કહ્યું, "હા પણ તમે કયા ઓરડામાંથી એ ચીસો સાંભળી હતી ?"

અજીતકુમારે અમૃતલાલને તે ઓરડાનો દરવાજો દેખાડયો. અમૃતલાલે તે આસ્તેથી ઠોકી જોયો, પણ અંદરથી સાંકળ મારેલ હોય એમ લાગ્યું. તરતજ અમૃતલાલે અજીતકુમારવાળા ઓરડાની બારી ખોલી, અને નીચે હસીનાના મકાનથી ઘણે દુર ઉભેલ પોતાના નોકર રતનસિંહને ત્યાં આવવાની ઇસારત કરી. થોડીવારમાં તે ત્યાં આવી લાગ્યો, અને દુર પડેલ એક સીડી પડી હતી તે મુકીને ઉપર ચડી ગયો. અમૃતલાલે બીજી દિશા તરફ સામંત હતો તેને ત્યાં આવવાની ઇશારત કરી. તે પણ રતનસિંહના આવ્યા બાદ ત્યાં આવી પહોંચ્યો, અને અમૃતલાલે તેને પેલી સીડી જે ઠેકાણેથી તે લાવ્યો હતો તે ઠેકાણે મૂકી દેવાનું કહ્યું. તરત તે, તે સીડી જેમ પડી હતી તેમ મૂકીને, પાછો પોતાની પહેલાની જગ્યાએ ઉભો રહયો. રતનસિંહ જેવો ઓરડામાં આવ્યો તેવોજ તેને અજીતકુમારનાં ઓરડાની બારીમાંથી ઉતરીને પાસેનો ઓરડો, કે જેતું બારણું તેઓએ હડસેલ્યું હતું, તે ઓરડાની બારીમાંથી ઉતરીને તેમાં જવાનું કહ્યું, અને અંદરથી સાંકળ વાસી હોય તો તે ઉઘાડી નાંખવાનું, અને જો તાળું વાસેલ હોય તો તે વગર અવાજે ભાગી નાખવાનું કહ્યું. તરતજ રતનસિંહ અજીતકુમારવાળી બારીમાંથી ઉતરીને પેલી પાસેના ઓરડાની બારીમાંથી તે ઓરડામાં દાખલ થયો, અને તેણે જોયું તો અજીતકુમારવાળા ઓરડાને તાળું દીધેલ હતું, તેણે પોતાની પાસેથી ખંજર કાઢયું અને તેની ઉપર ચલાવવા માંડયું; પણ તેની કાંઇ અસર થઇ નહિં એટલે તે નકુચાઓનાં વાળેલાં પાંખડાંઓને કાપવા મંડયો. થોડીવારમાં તેણે તે દરવાજો ખોલી નાંખ્યો. તે ઓરડો તદ્દન ખાલી હતો, અને તેમાં કોઇ માણસ પણ નહોતું અમૃતલાલે આખો ઓરડો તપાસ્યો પણ તેમાંથી કોઇ મળ્યું નહિં. તે ઓરડાને બીજા બે દરવાજા હતા; તેમાં એક બીજો અજીતકુમારવાળા ઓરડાના દરવાજાની સામે હતો, અને

બીજો પેલી બારીની સામે હતો. અમૃતલાલે બેઉ દરવાજા આસ્તેથી ઠોકી જોયા તો તે બન્ને દરવાજા બીજી બાજુએથી બંધ કરવામાં આવ્યા હતા. અજીતકુમારે પહેલાં પોતાના દરવાજાની સામેવાળો દરવાજો ઉઘાડવો ઠીક ધાર્યો, અને તેથી અમૃતલાલને કહ્યું, "રતનસિંહને આ પાસેની બારીમાંથી જવા દ્યો તો આ દરવાજો પણ હમણાં ઉઘડશે."

તરતજ અમૃતલાલે રતનસિંહને તેમ કરવાનું કહ્યું, રતનસિંહે પાસેના ઓરડાની બારીમાં ડોકું કર્યું. તેવોજ તેણે એક પલંગ પડેલો જોયો, અને તેમાં કોઈ ઓઢીને સુતું હોય તેમ લાગ્યું. એટલે તે પાછો જ્યાં અજીતકુમાર અને અમૃતલાલ ઉભા હતા ત્યાં આવ્યો અને કહ્યું, "ત્યાં કોઇ પલંગમાં સુતું હોય એમ લાગે છે."

અમૃતલાલે પૂછયું, "તે સ્ત્રી છે કે પુરૂષ ?"

રતનસિંહે કહ્યું "તેણે પગથી તે માથા સુધી ઓઢેલ છે એટલે ખબર નથી પડતી કે કોણ છે."

અમૃતલાલ અજીતકુમારવાળા ઓરડામાં ગયો, અને પેલી બારીમાંથી ઇસારત કરીને સામંતને બોલાવ્યો. થોડીવારમાં સામંત ત્યાં આવ્યો, પણ તેને નીસરણી મૂકીને ઉપર ચડવાની ના પાડી; કારણકે જો ત્યાં નીસરણી રહી જાય તો હસીનાનો કોઇ માણસ જાગે તો જાણી જાય કે બારીમાંથી કોઇ અજીતકુમારના ઓરડામાં દાખલ થયું છે. તેથી તેણે ત્યાં પલંગમાં પડેલ ઓછાડ અને એવાં બીજાં જે વસ્ત્રો નકામાં પડયાં હતાં તેને દોરડાંની માફક કરીને તેનો એક છેડો નીચે ફેંક્યો; અને બીજો છેડો અમૃતલાલે અને રતનસિંહે પકડી રાખ્યો, એટલે તરતજ સામંત ઉપર ચડી આવ્યો. ત્યારપછી તેઓ ચારે જણા પાછા પેલા બીજા ઓરડામાં ગયા, અને રતનસિંહને પેલા ઓરડામાં દાખલ થવાનું કહ્યું; અને સામંતને રતનસિંહ જેવો ઓરડામાં દાખલ થાય કે તેણે તે ઓરડાની બારી બહાર ઉભા રહેવું, અને જો તે સુતેલું માણસ રતનસિંહ ઉપર હુમલો કરે તો તરતજ તેની મદદે દોડી જવાનું કહ્યું. રતનસિંહ બારીમાંથી જરાપણ અવાજ કર્યાં વગર દાખલ થયો. અને પેલા દરવાજાને સારા નસીબે માત્ર સાંકળજ વાસી હતી તે આસ્તેથી વગર અવાજ કર્યે ઉઘાડી નાંખી. રતનસિંહે દરવાજો

આસ્તેથી ઉઘાડીને અમૃતલાલ તથા અજીતકુમાર જયાં ઉભા હતા ત્યાં જઇ પહોંચ્યો. સામંત બારી આગળથી તેઓ બધા જયાં ઉભા હતા તે ઓરડાની બારી આગળ આવી પુગ્યો, અને તેમાંથી અંદર દાખલ થયો અને બધા જયાં ઉભા હતા ત્યાં આવીને ઉભો. જેવો રતનસિંહ આવ્યો કે અમૃતલાલે પૂછ્યું, "શું હજીપણ પેલું માણસ જાગ્યું નથી?"

રતનસિંહે કહ્યું, "ના, તે ભર ઉંઘમાં હોય તેમ લાગે છે." અજીતકુમારને તથા સામંતને ત્યાંજ ઉભા રહેવાનું કહી, રતનસિંહને લઇને અમૃતલાલ બીજા ઓરડામાં ગયો. તેઓની નજરે એક પલંગ સિવાય બીજું કાંઇ ત્યાં ન પડયું, અને તેમાં કોઇ સફેદ ધાબળી ઓઢીને સુતું હતું, અમૃતલાલે રતનસિંહને સાવધ રહેવાની ઈસારત કરી. રાત અંધારી હતી એટલે તેઓની નજરે કાંઇ પડતું ન હોતું. અજીતકુમાર તથા સામંત બારણામાંથી ડોકું કાઢી જોતા હતા; કારણ કે જરૂર પડે તો તેઓ તરતજ મદદે જઈ પહોંચે. અજીતકુમારે અમૃતલાલે આપેલી તરવાર પોતાના હાથમાં ખુલ્લી રાખી હતી. અમૃતલાલે રજપુતનો પોશાક પહેર્યો હતો એટલે તે વણિક હતો, એમ તેને કોઇ વર્તી શકે તેમ નહોતું. રતનસિંહ અમૃતલાલના કહેવાથી પેલા સુતેલ માણસના માથા તરફ ઉભો રહયો, કારણ કે જો તે બુમ પાડે તો સઘળાં જાગી જાય. માટે તેનું મોઢું દાબી દેવાનું માથા આગળથી સત્ત્વળ પડે. અમૃતલાલે આસ્તેથી ધાબળી ખસેડી અને જોયું પણ કાંઇ દેખાયું નહિં કે તે કોણ હતું. તરત સામંત સમજી ગયો એટલે તેણે કાંડીનું બાકસ અમૃતલાલને આપ્યું અને પાછો અજીતકુમાર આગળ જઇને ઉભો રહયો. અમૃતલાલે કાંડી સળગાવી, અને તેના અજવાળાની મદદથી જોયું તો તેણે સુલોચનાને ભર નિદ્રામાં જોઇ.



# પ્રકરણ ૨૮ મું.



## સુલોચના હસીનાના પંજામાંથી મુક્ત.

અમૃતલાલે તરતજ સુલોચનાને ઓળખી કાઢી અને તે અજીત કુમાર પાસે ગયો અને કહ્યું, "કુમાર એતો સુલોચના છે !"

અજીતકુમારની અજાયબીનો પણ પાર રહ્યો નહિ. તે તરતજ બીછાના આગળ આવ્યો અને સુલોચનાને ઓળખી કાઢી, અને તેને જગાડવા જતો હતો પણ અમૃતલાલે તેમ કરતાં કદાચ સુલોચનાથી બુમ પડી જાય તો હસીનાને અથવા તેના બીજા કોઇ માણસોને ખબર પડી જાય માટે અજીતકુમારને પોતાની અસલ જગ્યાએ જઇને ઉભા રહેવાનું કહ્યું. અજીતકુમાર તરતજ બીજા ઓરડામાં ગયો કે જયાં સામંત ઉભો હતો. અમૃતલાલ પલંગ આગળ ઉભો રહીને ધીમેથી બોલ્યો, "સુલો-ચના, સુલોચના" પણ કાંઇ જવાબ મળ્યો નહિ. તે ઘણી થાકી ગઇ હોય એમ તેના શ્વાસ લેવા ઉપરથી લાગતું હતું. અમૃતલાલે ફરીથી તેને જગાડ-વાનો પ્રયત્ન કર્યો પણ તે પણ વ્યર્થ ગયો. છેવટે તે જરા વધારે જોરથી બોલ્યો, પણ તે પણ વ્યર્થ હતું. આથી તેણે અજીતકુમારને ફરીથી ત્યાં બોલાવ્યો અને સુલોચનાને પોતાના હાથથી તેને જગાડવાનું કહ્યું. અજીતકુમારે સુલોચનાનો ખભો હલાવ્યો અને બે ત્રણ વખત તેને હલબલાવવાથી તે જાગૃત અવસ્થામાં આવી, એટલે તે પેલા ઓરડામાં ચાલી ગયો. સુલોચનાની જરાજરા આંખ ઉઘડી હતી, પણ તે તદ્દન સાવધન નહોતી થઈ. અમૃતલાલે ફરીથી પહેલાંની માફક બોલવાનું શરૂ કર્યું, અને રતનસિંહને ચાલુ કાંડી સળગાવતા રહેવાનું કહ્યું, સુલોચના તદ્દન જાગૃત અવસ્થામાં આવી ગઇ તો પણ તે સુતેલીજ હતી. તેને અજાયબી લાગી કે આમ દુશ્મનના મકાનમાં નમ્રતાથી કોણ બોલાવતું હશે. તરતજ તેણે સવાલ પૂછ્યો, "તમે કોણ છો ?"

અમૃતલાલે કહ્યું, "આસ્તેથી બોલજો, ભાભી, એ તો હું અમૃત" એમ બોલીને તેણે એક કાંડી રતનસિંહના હાથમાંથી લઇ પોતાના મોઢા

આસ્તેથી ઉઘાડીને અમૃતલાલ તથા અજીતકુમાર જ્યાં ઉભા હતા ત્યાં જઇ પહોંચ્યો. સામંત બારી આગળથી તેઓ બધા જ્યાં ઉભા હતા તે ઓરડાની બારી આગળ આવી પુગ્યો, અને તેમાંથી અંદર દાખલ થયો અને બધા જ્યાં ઉભા હતા ત્યાં આવીને ઉભો. જેવો રતનસિંહ આવ્યો કે અમૃતલાલે પૂછ્યું, "શું હજીપણ પેલું માણસ જાગ્યું નથી?"

રતનસિંહે કહ્યું, "ના, તે ભર ઉંઘમાં હોય તેમ લાગે છે." અજીતકુમારને તથા સામંતને ત્યાંજ ઉભા રહેવાનું કહી, રતનસિંહને લઈને અમૃતલાલ બીજા ઓરડામાં ગયો. તેઓની નજરે એક પલંગ સિવાય બીજું કાંઇ ત્યાં ન પડયું, અને તેમાં કોઇ સફેદ ધાબળી ઓઢીને સુતું હતું, અમૃતલાલે રતનસિંહને સાવધ રહેવાની ઈસારત કરી. રાત અંધારી હતી એટલે તેઓની નજરે કાંઇ પડતું ન હોતું. અજીતકુમાર તથા સામંત બારણામાંથી ડોકું કાઢી જોતા હતા; કારણ કે જરૂર પડે તો તેઓ તરતજ મદદે જઈ પહોંચે. અજીતકુમારે અમૃતલાલે આપેલી તરવાર પોતાના હાથમાં ખુલ્લી રાખી હતી. અમૃતલાલે રજપુતનો પોશાક પહેર્યો હતો એટલે તે વણિક હતો, એમ તેને કોઇ વર્તી શકે તેમ નહોતું. રતનસિંહ અમૃતલાલના કહેવાથી પેલા સુતેલ માણસના માથા તરફ ઉભો રહયો, કારણ કે જો તે બુમ પાડે તો સઘળાં જાગી જાય. માટે તેનું મોઢું દાબી દેવાનું માથા આગળથી સત્રળ પડે. અમૃતલાલે આસ્તેથી ધાબળી ખસેડી અને જોયું પણ કાંઇ દેખાયું નહિં કે તે કોણ હતું. તરત સામંત સમજી ગયો એટલે તેણે કાંડીનું બાકસ અમૃતલાલને આપ્યું અને પાછો અજીતકુમાર આગળ જઇને ઉભો રહયો. અમૃતલાલે કાંડી સળગાવી, અને તેના અજવાળાની મદદથી જોયું તો તેણે સુલોચનાને ભર નિદ્રામાં જોઇ.



જઇને દૂર અગાઉ જે ઠેકાણે ઉભો હતો તે ઠેકાણે જઇને ઉભો. સામંત અને રતનસિંહ અજીતકુમાર તથા સુલોચનાને રવાના કરીને પાછા થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યા. અમૃતલાલે તેના આવી પુગવાની અગાઉ હસીનાના મકાન ઉપર અને ખાસ કરીને અજીતકુમાર તથા સુલોચના વાળા ઓરડાની ઉપર બરાબર નજર રાખી હતી; કારણ કે વખતે કોઇ જાગતું હોય. પણ કોઇ જાગ્યું ન હોતું, અને તેથી તેને હસીનાના મકાનમાં પાછા જવાનું ઠીક પડી ગયું હતું. પહેલાંની માફક સીડી મૂકીને અમૃતલાલ અને રતનસિંહ અજીતકુમારવાળા ઓરડામાં ચડયા અને પછી અમૃતલાલે પેલું ચાદરનું અને બીજા કપડાનું દોરડા જેવું બનાવ્યું હતું તે બારીમાંથી નીચે લંબાવ્યું, એટલે પેલી સીડી અગાઉને ઠેકાણે મૂકીને સામંત પણ દોરડા ઉપરથી ઉપર ચડી ગયો. ત્રણે જણ પાસે તરવાર, તમંચા અને ખંજરો તૈયાર હતાં. તેઓ સુલોચનાવાળા ઓરડામાં ગયા, અને ફાંડીની મદદથી સુલોચનાના પલંગ તરફના બારણા આગળ કાન ધર્યાં, કારણ કે તે બંધ હોય તેમ લાગતું હતું. તેઓએ કાંઈ પણ અવાજ સાંભળ્યો નહિ, આથી હવે કઇ બાજુએ જવું તે વિચારમાં ત્રણે જણા પડયા. છેવટે સામંતને સુઝી આવ્યું કે પેલા વચલા ઓરડામાં જમણી બાજુએ એક દરવાજો છે તે ઉઘાડીને અંદર જવું ઠીક પડશે; તેથી તેઓ ત્રણે જણા તે દરવાજે આગળ ગયા, અને તે આસ્તેથી હડસેલ્યું પણ તે ઉઘાડો ન હતો. આથી તેને જબરજસ્તીથી ઉઘાડવાનો ઠરાવ કર્યો, પણ તેમ કરવા પહેલાં અમૃતલાલ એક દરવાજા તરફના એટલે અજીતકુમારના ઓરડા તરફ દરવાજા આગળ ઉભો રહયો; અને સામંત સુલોચના વાળા ઓરડાના દરવાજા આગળ ઉભો રહયો અને રતનસિંહે સફાઇથી તે દરવાજાની બહારથી દીધેલ સાંકળ ખોલી નાંખી, અને આસ્તેથી તે દરવાજો વગર અવાજ કર્યે ઉઘાડી નાંખ્યો, અંદર નજર કરી તો ત્યાં એક ખુરશી કબાટ અને એક કોચ સિવાય બીજું કાંઇ નહોતું. તે આસ્તેથી તે ઓરડામાં દાખલ થયો અને તેની પછવાડે અમૃતલાલ અને સામંત પણ દાખલ થયા. રતનસિંહે આખો ઓરડો તપાસ્યો, પણ તેની નજરે કાંઇ ન પડયું, માત્ર તે ઓરડામાં દાખલ થયા તે દરવાજાની જમણી બાજુએ ભીંતમાં એક દરવાજો જોયો. અમૃતલાલને

આગળ પોતે અમૃત છે તે સુલોચનાને ઓળખાવવા માટે ધરી. તરતજ સુલોચનાએ તેના સામું જોયું અને તેને ઓળખી કાઢયો, અને હર્ષમાં આવી જઇને બોલી, "કોણ અમૃતલાલ ભાઇ ! તમે ઠીક આવ્યા. હું અહિંઆ બહુ દુ:ખી છું મને જલદી અહિંઆથી છોડાવો, નહિં તો હું થોડા દિવસમાં રીબાઇ રીબાઇને મરી જઇશ."

અમૃતલાલે કહ્યું, "ભાભી, વાતો કરવાનો આ વખત નથી. આપ ચાલો, કારણકે જો કદાચ કોઇ જાગશે તો વળી આફતમાંથી છુટતાં અટકી પડશો."

સુલોચના તરતજ ઉભી થઇ, અને પલંગમાંથી પોતાના કપડાં સરખાં કરતી નીચે ઉતરી. અમૃતલાલે કહ્યું, "ભાભી, જેમ તમે અહિંઆ કેદ છો તેમ અજીતકુમાર પણ અહિંઆજ કેદ હતા. તે પાસેના ઓરડામાં છે, પણ હાલ તેની સાથે જરા પણ વાત કરવામાં વખત ન ગાળતાં, કારણ કે આપણે સઘળાં હજી ભયમાં છીએ."

સુલોચનાએ અજીતકુમારના કેદ થવાનું સાંભળ્યું ત્યારે તેનું મોઢું ઉતરી ગયું પણ પાછા તેની પ્રમાણેજ છુટા થયા છે એ સાંભળીને તેના હર્ષમાં વધારો થયો. જે બીજા ઓરડામાં અજીતકુમાર સામંત આગળ ઉભો હતો, ત્યાં સુલોચના ગઇ, અને તેની પછવાડે અમૃતલાલ અને રતનસિંહ ગયા. પાંચે જણાં એકઠા થયાં એટલે અમૃતલાલે અજીતકુમારને કહ્યું, "તમે સુલોચનાને લઇને આપણા ગામ તરફ રવાના થાઓ, અને હું, સામંત અને રતનસિંહ એ રંડાની ખબર લઇને પછી તમારી પાછળ તરતજ આવીશું."

સામંત પેલી ચાદર તેમજ બીજાં કપડાંની મદદથી જે દોરડા જેવું તરતજ બનાવ્યું હતું તેની મદદથી નીચે ઉતરી ગયો, અને નીચે બાજુ પર દૂર પડેલી સીડી મૂકી જે ઉપરથી પહેલાં અજીતકુમાર અને પછી સુલોચના નીચે ઉતર્યાં. તેની પછવાડે રતનસિંહ ઉતર્યો. અમૃતલાલ પણ તેની પછવાડે ઉતર્યો, અને નીચે ઉતરીને સામંત અને રતનસિંહને અજીતકુમાર તથા સુલોચનાને પુરૂષના પોશાકમાં ઘોડા ઉપર સવાર કરીને રવાના કરી પાછા જેમ બને તેમ જલદીથી આવવાનું કહ્યું, અમૃતલાલે સીડી પાછી જયાં હતી ત્યાં મૂકી દીધી, અને પોતે તે મકાનની બહાર

ભીમસિંહ આગળ ચાલ્યો, અને દરવાજો ખોલ્યો પણ તેની નજરે કોઇ પણ પડ્યું નહિં, તેથી તેણે હસીનાને કહ્યું," અહિં કોઇ નથી. આવ, અહિંઆ આવ."

હસીના દરવાજા આગળ ગઇ અને દરવાજાની અંદરજ ઉભી રહીને ચારે બાજુએ નજર કરી તો પેલા સામેના ઓરડાનો દરવાજો ઉઘાડો દીઠો. તેણે કહ્યું, "અરે! સામેનો દરવાજો ખુલ્લો છે? તે કોણે ખોલ્યો હશે? તમે ત્યાં જઇને નજર કરો કે કોઇ ત્યાં તો સંતાઇ ગયું નથીને?"

ભીમસિંહ ઓરડામાં પોતાની તરવાર લેવાને પાછો ફર્યો, અને અને તે લઇને તે એકલો ઓરડાની બહાર નીકળ્યો. હસીના દરવાજા આગળજ ઉભી રહી, કારણકે ઓરડામાંથી બહાર જવાની તેની હિમત ચાલી નહિ. જેવો ભીમસિંહ રતનસિંહ સંતાયલો હતો તે ઓરડાના દરવાજામાં દાખલ થયો કે તરતજ અમૃતલાલ તેની પછવાડે દોડ્યો અને સામંત હસીનાની તરફ દોડ્યો. હસીના ગભરાટમાં બુમ ન પાડી શકી અને એકદમ ગભરાયલી ઉભીજ રહી, સામંતે તેને પકડતાંને વેંતજ તેના મોઢામાં પોતાના રૂમાલ વડે ડુચો મારી દીધો, અને પોતાનો ફેટો છોડીને તેને મજબુત ત્યાં પડેલા સીસમના પલંગ સાથે બાંધી દીધી.

અમૃતલાલે ભીમસિંહ ઓરડામાં દાખલ થયો કે તરતજ તેના જમણા હાથમાં તરવાર હતી, તે ઉપર જોરથી એક મુક્કી મારી એટલે તરવાર નીચે પડી ગઇ, એટલે તેને પછવાડેથી ખુબ મજબુત પકડી રાખ્યો. રતનસિંહ પણ સામેથી ભીમસિંહ ઉપર તુટી પડ્યો, અને બેઉ જણાએ તેને મોઢે ડુચો મારી તેના હાથ પગ મજબુત બાંધી દીધા; હસીના અને ભીમસિંહને અજીત-કુમારવાળા ઓરડામાં લાવ્યા, અને સામંતે હસીના સામે અને રતન-સિંહે ભીમસિંહ સામે તમંચો તાકી રાખ્યો હતો, કે જેથી તેઓ ભાગવાની અથવા બુમ પાડવાની જરાપણ હિમત ન કરે. અમૃતલાલે બન્નેને સીડી મૂકીને નીચે ઉતારવાનું કહ્યું, અને બન્નેને પોતાને ઠેકાણે લેઇ ગયા. ત્યાં પાંચ ઘોડા તૈયાર હતા. તેમાં બે ઘોડા ઉપર હસીના અને ભીમસિંહ દરેકને મજબુત બાંધ્યા, અને એક ઘોડાની

તે દરવાજાની તડમાંથી અંદર દીવો બળતો હોય તેમ અજવાળું લાગતું હતું. અમૃતલાલે જમણી બાજુ તડ, જરા મોટી હતી, તેમાંથી નજર કરી. તેણે હસીનાને અવ્યવસ્થીત વસ્ત્રમાં કોચ ઉપર સુલોચનાના નીચ પ્રધાન સાથે ઠઠ્ઠા મશ્કરી કરતાં જોઇ. તેઓ દારૂ પીને મસ્ત બન્યાં હોય એમ લાગતું હતું. અમૃતલાલે તરતજ પોતાનું ડોકું પાછું ફેરવી લીધું, અને સામંત તથા રતનસિંહને એ લોકોને કેમ પકડવાં તે વિષે પૂછવા લાગ્યો.

સામંતને યુક્તિ સુઝી આવવાથી તેણે કહ્યું, "દરવાજો તે બાજુથી ઠોકવો અને આપણે સંતાઇ જવું. પછી પછવાડેથી તેની ઉપર હુમલો કરવો અને તેઓ કાંઇ પણ બુમ પાડવા જાય તે પહેલાં તેમનાં મોઢાં બંધ કરી દેવાં."

આ યુક્તિ સર્વને ઠીક લાગવાથી તે પ્રમાણે તે બંનેને કેદ પકડવાનો ઠરાવ કર્યો. અમૃતલાલ તે દરવાજા તરફની ભીંતની તરફ મૂકેલ કબાટની બાજુએ ઉભો રહ્યો, અને આને પેલો કોચ, કે જે પણ દરવાજાની બીજી બાજુએ મૂકયો હતો, તેની પાછવાડે વાંકો વળીને સામંત બેસી ગયો. તે બેઉ જણા બરાબર ગોઠવાઇ ગયા એટલે રતનસિંહે હસીનાના ઓરડાના દરવાજાને ખુબ જોરથી હડસેલો માર્યો, અને જે ઓરડામાંથી તેઓ આવ્યા હતા તે ઓરડામાં એકદમ ઝડપથી દોડીને સંતાઇ ગયો. હસીના અને સુલોચનાનો પ્રધાન ભીમસિંહ બે જણાં બારણાના હડસેલવાના અવાજ સાથે ચોંકયાં, અને તરત પોતે સ્વસ્થ થઇ ગયાં.

હસીના બોલી, "દરવાજો આટલા બધા જોરથી કોણે હડસેલ્યો હશે ? કોઇ નોકર તો એમ કરવાની હિંમત ન કરે."

ભીમસિંહ પણ વિચારમાં પડયો, અને તેથી તેણે હસીનાના સવાલનો કાંઇ જવાબ ન આપ્યો. હસીનાએ બુમ પાડીને પૂછ્યું, "કોણ છે ?" પણ બહારથી કાંઇ પણ જવાબ મળ્યો નહિ. આથી કોઇ હશે તેમ તેઓને વધારે શક પડયો. તેઓએ દરવાજો ઉઘાડીને કોણ છે તે જોવાનો વિચાર કર્યો.

હસીનાને લાચારીથી મુંગુ રહેવું પડયું. તેજ પ્રમાણે ભીમસિંહને પણ તેઓએ ખવડાવ્યું.

રાત પડવા આવી અને સર્વે ઠેકાણે અંધકાર પથરાઇ ગયો હતો. અજીતકુમાર અને સુલોચના માટે ગોદડીઓ પાથરી આપી હતી. પણ તેઓને ઉંઘ આવતી ન હતી. રતનસિંહને વધારે થાક લાગવાથી તે એક બાજુએ સુઇ ગયો હતો. અમૃતલાલ અને સામંત પડયા પડયા વાર્તા કર્યા કરતા હતા. અજીતકુમાર એક પાથરેલી ગોદડી ઉપર સુતો અને સુલોચનાને પોતાની આગળ બેસવાનું કહ્યું, સુલોચના અજીતકુમારની પાસે બેઠી, અને તે કેમ ફસાયો તે સઘળી હકીકત પૃછી. અજીતકુમારે પહેલેથી તે છેલ્લે સુધી સઘળી વાત વર્ણવીને કરી, અને સુલોચના ક્યાં હશે, સુખી હશે કે દુઃખી? એમ અનેક જાતના તેને વિચારો આવતા હતા તે પણ સઘળું કહ્યું. આ સઘળી વાત કરી રહ્યા પછી અજીતકુમારે સુલોચના પોતે કેમ એ દુશ્મનોના હાથમાં ફસાઇ, અને તેને કેટલું દુઃખ વેઠવું પડયું હતું એ સઘળી હકીકત તેને પૂછી. તેના જવાબમાં સુલોચનાએ કહ્યું, "એક દિવસે મારી વિશ્વાસુ દાસી કમળા ખબર લઇ આવી કે પ્રધાન ભીમસિંહ થોડા દિવસોની રજા લઇને મુસાફરીએ જાય છે, અને બીજે દિવસે રાતના ઉપડી જશે. મને આ વાત સાંભળીને ઘણોજ આનંદ થયો, કારણ કે એ નીચથી હું ઘણી ગભરાતી હતી. હું ખુશી થઇ કે તમને બે ત્રણ વખત એ નીચની ગેરહાજરીમાં મળવા આવી શકાશે. પણ મારા કમનસીબે જે દિવસે રાતના તે જવાનો હતો તેજ દિવસે રાતના, હું જે ઓરડામાં સુતી હતી, તે ઓરડાની બારીમાંથી બે પુરૂષો કાળા પોશાકમાં આવ્યા. હું બૂમ પાડું તેટલામાં તો તેઓએ મારે મોઢે ડુચો મારી દીધો, અને કમળા કે જે હંમેશાં મારા પલંગ આગળ સુતી હતી, તેને પણ તે લોકોએ મજબુત બાંધી અને તેની આંખે પાટા બાંધીને તથા મોઢે ડુચો મારીને ત્યાંની ત્યાંજ પડી રહેવા દીધી. મારી આંખે પણ તેઓએ પાટા બાંધ્યા હતા, એટલે મને તેઓ કયાં લઇ જતા હતા તેની ખબર પણ પડી નહિ. મને ઘણે લાંબે રસ્તેથી લઇ ગયા બાદ એક ગાડામાં મૂકવામાં આવી હોય એમ લાગ્યું. છેવટે કેટલાક દિવસની મુસાફરી બાદ જ્યારે મને છોડવામાં આવી ત્યારે મેં જોયું તો એક કોચ ઉપર ભીમસિંહ અને તેની બાજુમાં

લગામ સામંતે પોતાના હાથમાં રાખી અને બીજા ઘોડાની લગામ રતનસિંહના હાથમાં આપી. અમૃતલાલ તેઓની પછવાડે ચાલવા માંડયો. સવાર પડી જવા આવી હતી. તેઓ ઝાડના છાંયડા નીચેના ઉજ્જડ વેરાનમાંથી પસાર થતા હતા. અને બપોરના બાર વાગે તેઓ અજીતકુમાર અને સુલોચનાની સાથે થઈ ગયા. અજીતકુમાર અમૃતલાલ ઉપર ઘણો ખુશી થયો અને તેનું વધારે ખુશી થવાનું કારણ તો એ હતું કે, તે બંને જણાને સાથે પકડી લાવ્યો હતો. આખા દિવસની મુસાફરીથી સઘળાને ઘણો થાક લાગ્યો હતો, તેથી તેઓ સઘળાએ સાંજ પડે એટલે કોઇ ઠેકાણે આશરો લેવાનું નકકી ધાર્યું. સુલોચનાને હવે પુરૂષના પોશાકમાં ઘણી શરમ લાગતી હતી, હવે સઘળા તેને ઓળખતા હતા એટલે તેની શરમનું મુળ કારણ થઇ પડયું હતું તેથી તેણે અજીતકુમારની રજા લઇને પોતાનો પોશાક બદલી નાંખ્યો. અમૃતલાલને પણ ઘણા દિવસનો થાક લાગવાથી તે પણ ઘણો નબળો પડી ગયો હતો. સાંજ પડવા આવી એટલે અમૃતલાલે પોતાનો ઘોડો ખીચ ઝાડી તરફ ચલાવ્યો, અને ચારે બાજુએ ખીચો ખીચ ઝાડોથી ઘેરાયલું એક સ્થાન તેઓને વિશ્રામ લેવા યોગ્ય લાગ્યું, તેથી તેણે સઘળાને તે તરફ બોલાવ્યા અને સઘળાઓએ આખી રાત સાંજ પસાર કરવાનો નિશ્ચય કર્યો.

અમૃતલાલે રતનસિંહને ઘોડા ઉપર જઇને કોઇ પાસેના ગામડામાંથી થોડું ખાવાનું તૈયાર મળે તો લઇ આવવાનું કહ્યું. સઘળાએ ત્યાં રાતના માટે રહેઠાણ કર્યું. ઝાડીની અંદર ખીચો ખીચ ભાગમાં અજીતકુમાર અને સુલોચના રાત પસાર કરવાનાં હતાં, અને તેની બહારના ભાગમાં અમૃતલાલ, રતનસિહ અને સામંત રાત ગાળવાના હતા, અને હસીના તથા ભીમસિંહને એકેક ઝાડ સાથે બાંધ્યાં હતાં. રતનસિંહ લગભગ બે કલાકમાં પાછો આવ્યો, અને સાથે સઘળાને પુરૂં પડે તેટલું ખાવાનું લેતો આવ્યો, સઘળાએ તે ખાધું અને હસીના તથા ભીમસિંહને પણ ખવડાવ્યું, પણ તેઓને એક શબ્દ પણ બોલવા દેવામાં આવ્યો નહતો. જ્યારે હસીનાને તદ્દન છુટી કરવામાં આવી ત્યારે તે સઘળા સામું લાલ ચોળ આંખોથી ઘુરકતી હોય તેમ જોતી હતી, પણ સામંતે તેને કહ્યું, "એક શબ્દ પણ બોલી છે તો આ તરવારથી તારૂં માથું ઉડાડી દઇશ."

કર્યો એટલે મેં એક ચીસ પાડી અને તેને જોરથી એક લાત ઠોકી. આથી તે પડી ગયો અને પાછો ઉભો થવા જતો હતો, તેટલામાં તમારા કહેવા પ્રમાણે તમે તેની પાસેના ઓરડાનો દરવાજો મારી ચીસ સાંભળવાથી તોડી નાંખ્યો. મેં ચીસ મારા ઓરડામાંથીજ પાડી હતી, પણ તમને તમારી જોડેના એટલે તમારા અને મારા ઓરડા વચ્ચેના ઓરડામાંથી ચીસ પડી હોય તેમ લાગ્યું. એ પણ ઠીક થયું કે તમને એમજ લાગ્યું કે તમારી પાસેના ઓરડામાંથી ચીસ પડી, નહિં તો તમે આટલી બધી ધાંધલ મચાવવી માંડી વાળત. તમારા વચલા ઓરડાનો દરવાજો તોડી નાંખવાથી ભીમસિંહ ગભરાયો, અને ત્યાંથી એકદમ ચાલી ગયો. મને ઘણી અજાયબી લાગતી હતી કે અહિંઆ મારૂં મદદગાર કોણ હોઇ શકે, પણ તે તમે હશો તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. મને જો એવી ખબર હોત કે તમે પોતે ત્યાં છો તો હું કોઇ પણ રીતે તમારી આગળ આવી પહોંચત, પણ એવું બનવું સરજાયલું ન હોતું.

"એક દિવસે રાતના હસીના મારી આગળ આવી અને પહેલાં થોડો વખત તો તેણે મારા ખબર પૂછયા પછી મને કહ્યું, 'સુલોચના, તું બહુ ડાહી છે. અને મારૂં એક કામ કરીશ. તું માત્ર એક વખત ભીમસિંહના પડખામાં મારા ઓરડામાં બેસ, અને તે માત્ર એકજ પળ. હું તને વચન આપું છું કે એ જરા પણ તારૂં દીલ દુઃખાવા નહિ દે, અને હું પણ ત્યાં આગળજ હોઇશ.' મેં તેનું બોલવું જરા પણ કબુલ ન કર્યું. તેણે મને ઘણીએ સમજાવી પણ મેં જરા પણ તેની વાત માની નહિ. છેવટે તે મને સમજાવવામાં ન ફાવી એટલે મને ધમકી આપવા લાગી, અને મને અનેક જાતનો ડર દેખાડવા લાગી. પણ મેં તેની જરાએ દરકાર ન કરી. મને ઘણી અજાયબી લાગી કે એક પળ ભીમસિંહના પડખામાં રહેવું, અને તે મારી કાંઈ પણ છેડ નહિં કરે એવું મને વચન આપે છે. હું સઘળાનો કાંઇ પણ ભાવાર્થ સમજી નહિ. હસીના નાસીપાસ થવાથી મને ઘણી સખત ધમકી આપીને ચાલી ગઇ. મેં તેના ગયા પછી તેના આમ કરવાનું શું કારણ હશે એનો ઘણો વિચાર કર્યો, પણ હું એ કાંઇ અટકળી શકી નહિ. પણ હવે ખબર પડે છે કે એ હાલતમાં મને બેસા-

હસીના બેઠાં હતાં. તે ઓરડો હસીનાનું શયનગૃહ હોય એમ લાગતું હતું. હું બીકથી ઘણી ધ્રુજતી હતી, અને મારા શું હાલ થશે તે હું કલ્પી શકતી નહોતી. ભીમસિંહ મને એક શેતાન જેવો લાગતો હતો. મારી સામું થોડીવાર જોયા બાદ ભીમસિંહ બોલ્યો, "કેમ સુલોચના અંતે મારા હાથમાં આવી કે નહિ? બોલ હવે તારે કયાં ન્હાસવું છે? તારા અજીતના કેવા હાલ છે તે તને ખબર છે કે?" મેં કાંઇ જવાબ ન આપ્યો, પણ તેણે તેનું બોલવું આગળ ચાલુજ રાખ્યું, 'હવે અહિંઆં તારી મદદે કોણ આવે તેમ છે? તારી કમળા પણ તને દિલાસો દેવાને નથી. હવે તો મારી સાથે એશઆરામ કર અને સુખેથી જીંદગી ગુજાર." મેં તેના આ દુષ્ટ શબ્દોનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેણે શરમ છોડીને વાત કરવા માંડી, અને તદ્દન નફ્ટની માફક બોલવા માંડયો; અને એટલેથી પુરૂં ન થતાં તે ઘણું બીભત્સ બોલવા લાગ્યો કે જે બોલતાં મને શરમ લાગે છે, ખરેખર, એને કેદ પકડીને આપણી સાથે લઇ આવવા માટે હું જે કાંઇ ઇનામ મારા અમૃતલાલ ભાઇને આપું તે થોડું છે, આમ તે ઘણુંએ બકી ગયો, અને છેવટે ઉભો થઈ મારી આગળ આવ્યો અને મારી છેડ કરવાના ઇરાદાથી મારી એકદમ પાસે આવ્યો, હું એના આવવાનો અર્થ સમજી ગઇ તેથી જેવો તે મારી પાસે આવ્યો કે મેં તેના ગાલ ઉપર એક મજબુત તમાચો માર્યો કે જે તેને ઘણો સખત લાગ્યો; એટલુંજ નહિં પણ તેથી તેને ઘણી શરમ લાગી. તે જે કોચ આગળ પહેલાં બેઠો હતો ત્યાં એકદમ ગયો, અને ત્યાંથી પોતાની તરવાર ખુલ્લી કરીને મારી ઉપર ઉગામીને મારવા જતો હતો તેવામાં હસીના વચ્ચે પડી અને તેના હાથમાંથી તરવાર લઇ લીધી અને તેને સમજાવ્યો કે 'હું પોતે એને ઠેકાણે લાવીશ.' ત્યાર પછી મને જે ઓરડામાં પુરવામાં આવી હતી ત્યાં મને હસીના લઇ ગઇ, અને તેણે મને ત્યાં પુરી રાખી. મને વખતો વખત વેળાસર ખાવાનું આપવામાં આવતું તથા મને બીજી કોઇ જાતની હરકત આવતી ન હોતી. બીજે દિવસે રાતના ભીમસિંહ એકલો મારા ઓરડામાં આવ્યો અને ઓરડાના દરવાજા અંદરથી બંધ કરીને મારી મશ્કરી કરવા લાગ્યો, અને મારી છેડ કરવા લાગ્યો. મેં તેને એમ કરવામાં સાર નથી એમ ઘણુંએ સમજાવ્યો પણ તે માન્યો નહિં: જયારે તેણે નીચતાથી મારી ઉપર ધસારો

અજીતકુમારે કહ્યું, "સુલોચના, એમ અહિંઆં સુવાય નહિં. અમૃતલાલ અથવા કોઇ જુવે તો ખરાબ લાગે, માટે તારે ઠેકાણે જઇને સુઇ જા."

સુલોચનાએ પોતાની હઠ પકડી રાખી, અને બોલી, "અમૃતલાલ ભાઇ ભલેને જુએ, એ મારો ભાઇ છે. બીજું કોઇ અહિં આવતું નથી. હું તો આ મારે નિરાંતે સુતી."

આમ બોલીને તે અજીતકુમારની જોડે સુઇ ગઇ. સઘળાને ઉંઘ આવી ગઇ. માત્ર અમૃતલાલજ જાગતો હતો. તેને ઉંઘ ન હોતી આવતી, કારણુ કે તેના મનમાં તે કાંઇક વિચારો કરતો હતો, અને એવા વિચારોમાં તે એકદમ લીન થઇ ગયો હતો. તેને બીજા વિચારો તો શું આવે, પણ અંજના કેમ હશે, અને તેને કયારે મળાશે, તે તેને યાદ કરતી હશે કે નહિ, કે ભુલી ગઇ હશે, આમ અંજના વારતે તે અનેક જાતના વિચાર કરતો હતો. તેણે તે વાત અજીતકુમારને કહેવી કે નહિ, અને તે સુલોચનાના સાંભળતાં કહેવી કે તે ન હોય ત્યારે કહેવી, આમ અનેક જાતના વિચારોમાં તે મશગુલ થઇ ગયો હતો. તે પણ છેવટે થાકી ગયો, અને ભર ઉંઘમાં પડયો. સવાર પડયું એટલે પહેલો સામંત જાગ્યો, અને તે ઉભો થઇને સઘળું બરાબર હતું કે કેમ તે જોવા લાગ્યો, સઘળા સહીસલામત સુતા હતા, પણ તેની અજાયબી વચ્ચે તેણે જોયું કે હસીના અને ભીમસિંહ ત્યાંથી ગુમ થઇ ગયાં હતાં. તેણે તરતજ અમૃતલાલને જગાડયો. અને તેઓ કયાં ગયાં તે વિષે પૂછ્યું. જવાબમાં અમૃતલાલે કહ્યું કે તેઓ ત્યાં હતા તે તેણે છેવટે સુતી વખતે જોયું હતું. અમૃતલાલે સઘળાને જગાડયા, અને તપાસ કરી પણ કોઇને તેઓના ગુમ થઇ જવા વિષે કાંઇ પણ ખબર ન હોતી.



ડીને તમને દેખાડવી હશે, કે જેથી કરીને તમે મને ચ્હાતા અટકી જાઓ અને મને ધિક્કારો અને ત્યારથી તમે હસીનાને ચાહો. એ લોકોએ તે યુક્તિ રચવામાં કાંઇ પણ ખામી ન હોતી રાખી, પણ તેઓનું ઈશ્વર કૃપાથી કાંઇ પણ ચાલ્યું નહિં. ત્યાર પછી સારા નશીબે બીજો કાંઇ પણ બનાવ બન્યો નહિ, અને અમૃતલાલ ભાઇએ આવીને ત્યાંથી મને છોડાવી. એ સઘળી હકીકત તો તમે જાણો છો એટલે કાંઇ કહેવાની જરૂર નથી."

સુલોચનાએ પોતની ઉપર વીતેલ આફતોનું વર્ણન પુરૂં કર્યું એટલે અજીતકુમાર બોલ્યો, "ત્યારે તારે પણ ઘણું હેરાન થવું પડયું, પણ ચાલો આપણે સહીસલામત બચી ગયાં એટલે બસ; નહિં તો કોણ જાણે શું એ થાત. પણ તું ઘણી સુકાઇ ગઇ છે તેનું કારણ શું ?"

સુલોચનાએ કહ્યું, "એમાં કારણ શું પૂછો છો ! ચિંતામાંને ચિંતામાં હું સુકાઇ ન જાઉં ! અને મારા આખા દિવસો એકાંતમાં કાઢવા પડતા હતા. સાથે કોઇ વાત કરનારૂં પણ ન મળે કે બે ઘડી વાતો કરીને વખત કાઢું. એક દિવસ તો જાણે મને એક આખા વરસ જેવડો લાગતો હતો, અને કેટલીક વખત રાતના તો મને ચિંતાને લીધે જરાએ ઉંઘ આવતી ન હોતી. આવી સ્થીતિમાં હું સુકાઇ જાઉં તે સ્વાભાવિક છે. હા, પણ તમારી પાસે થોડા દિવસ રહું તો આનંદમાં ને આનંદમાં હું પાછી જેવી હતી તેવી થઇ જાઉં. પણ હજી તમારી પાસે રહેવાને તો બહુ વાર છે, અને એ વાર લગાડવામાં વાંક પણ તમારો છે."

અજીતકુમાર સુલોચના સામું પ્રેમથી હસ્યો અને કહ્યું, "હવે ઝાઝી વાર નહિં લાગે, તું નિશ્ચિંત રહેજે. હવે જેમ બનશે તેમ જલદી આપણે પરણી જઇશું, પણ ચાલ હવે તું તારે ઠેકાણે જઇને સુઇ જા, કારણ કે તું આખા દિવસના પરિશ્રમથી થાકી ગઇ હશે."

સુલોચના બોલી, "હવે મારૂં ઠેકાણું બીજે કયાંય નથી. હું તો અહિંઆં તમારી આગળજ સુવાની; કારણ કે તમારાથી દૂર સુતાં મને બ્હીક લાગે છે."

અને ક્યાંક લઇ જવા લાગ્યા. આમ અમુક વખત સુધી તેઓ મને લઇ ગયા અને પછી તેઓએ મને ગુઠણ જેટલી ઉંચાઇથી પડતો મૂક્યો, અને પછી તેઓ ક્યાં ચાલી ગયા તેની મને કાંઇ પણ ખબર નથી. સવારે કોઇક માણસ રસ્તામાંથી જતો હતો, તેની નજર મારી ઉપર પડી, અને મને છુટો કર્યો. હું જેવો છુટો થયો કે એની સાથે લડવા બાઝી પડ્યો. એણે તે કોણ છે તે મને જોવાનું કહ્યું પણ મેં એની કાંઇ પણ વાત સાંભળી નહિ. મેં તેના સામું જરાએ જોયું નહોતું; મેં તો તેની સાથે આંખો મીંચીને લડવા માંડ્યું, અને મેં તેને ખુબ માર માર્યો અને તેનાં હાડકાં પાંસળાં ખુબ ખોખરાં કરી નાંખ્યાં. છેવટે રસ્તે આવતાં જતાં માણસો એકઠા થઇ ગયાં, અને તેઓએ મને છુટો પાડ્યો અને કહ્યું કે, "એના સામું તો જો કે એ કોણ છે?" મેં એના સામું જોયું તો એતો આપણા કાજીજી હતા. મેં એકદમ માફી માંગી અને મેં મારી સઘળી હકીકત તેઓને સમજાવી. તેઓ સમજુ હતા એટલે મારી વાત સમજ્યા, નહિ તો જો તે હુકમ કરત તો સઘળા એકઠા થયલા માણસો મારો ખુડદો કરી નાંખત. એ સિવાય હું બીજી કાંઇપણ વાત જાણતો નથી. હસીનાએ તેની બેદરકારી માટે તેને ધમકી આપી, અને વગર જોયે કાજીજીને ખુબ ઠોક્યા તે માટે સખત ઠપકો આપ્યો.

હસીના મનમાં વિચારવા લાગી કે ફરીથી તેઓને જરૂર પકડવા અને તેમાં ખાસ કરીને જેઓ અજીતસિંહ અને સુલોચનાને છોડાવી ગયા હતા તેને પકડીને સ્વધામ પહોંચાડી દેવા. ભીમસિંહની ચાલાકી ઉપર હસીના બહુ ખુશી થઇ હતી, અને જો ભીમસિંહ પણ તેની સાથે કેદ પકડાયો ન હોત તો તે કદી પણ છુટી ન શકત એમ એની ખાત્રી થઇ હતી. સઘળા નોકરોને વીદાય કર્યા પછી તેણે ભીમસિંહને કહ્યું, "જો તમે ન હોત તો હું અત્યારે ક્યાંક કેદ પડી હોત! બસ, તમારા જેવા ચાલાક પુરૂષ મેં કદી પણ જોયો નથી. અને તેથીજ આ હસીના તમારી સાથે સ્હાના રાખે છે. તમે ખરેખર, મારે લાયક છો એમ તમે પુરવાર કરી આપ્યું છે. ફીકર નહિં; આપણે પાછાં છુટાં થયાં છીએ તો ફરીથી તેઓને પકડીશું, અને પાછાં જ્યાં તેઓ કેદ હતાં

# પ્રકરણ ૨૯ મું.



## હસીના અને ભીમસિંહ ન્હાશી ગયાં.

અમૃતલાલ ઉંઘી ગયા પછી ભીમસિંહે પોતાના ખીસામાં એક નાનું ચપ્પુ હતું તે તેણે એક બાજુના હાથનું દોરડું ઢીલું કરવા પછી બહાર કાઢયું, અને તે વતી સઘળા દોરડાં કાપી નાંખીને તે તદ્દન છુટો થયો અને ત્યારપછી તેણે હસીનાને જરાપણ અવાજ કર્યા વિના છુટી કરી, અને બે જણાએ દૂર બાંધેલા એક એક ઘોડા ઉપર સ્વાર થઇને ખુબ ઝડપે હસીનાના મકાન તરફ ન્હાસવા માંડયું, રસ્તામાં તેઓને કાંઇ પણ વિઘ્ન નડયું નહિ અને તેઓ સહીસલામત હસીનાને સ્થાને પહોંચી ગયાં. ત્યાં પહોંચ્યા પછી હસીનાએ સઘળા નોકરોને બોલાવ્યા. તેઓ સઘળા તેના આવવાથી ખુશી થયા હતા, કારણકે તે બન્ને જણાં કયાં ન્હાસી ગયાં હતાં તેની તેઓને કાંઇપણ ખબર નહોતી. એકેક પછી એકેક સર્વને હસીનાએ પૂછયું કે જે રાતના તેઓને ઉપાડી જવામાં આવ્યાં હતાં તે રાતનાં તેના મકાનમાં કોઇને આવતાં જતાં દીઠા હતા, અથવા તો તેઓને કોઇપણ જાતની કાંઇ પણ ખબર હતી, કે નહિં, તેના જવાબમાં સઘળાએ પોતાની અજ્ઞાનતા દેખાડી અને તેઓ આમ એકાએક ગુમ થવાથી તેઓ સઘળાએ પોતાની દીલગીરી દેખાડી. હસીનાએ તે રાતે મકાનની ચોકી કરનાર મીરઝાં અલીને બોલાવ્યો અને તેને પૂછયું કે તે રાતના મકાનમાં કોઇ આવ્યું અથવા બહાર ગયું હતું કે કેમ તેના જવાબમાં મીરઝાં અલીએ કહ્યું, "હું રાતના ચોકી કરતો હતો ત્યારે લગભગ અગ્યાર કે બાર વાગ્યાના સુમારે મારી ઉપર પછવાડેથી બે માણસોએ હુમલો કર્યો, અને મારા હાથમાંથી તમંચો ઝુટાવી લીધો. હું બુમ પાડવા જતો હતો, એટલામાં એક જણે મારા મોઢામાં જોર જુલ્મથી ડુચો મારી દીધો. ત્યારપછી તેઓએ મારા હાથપગ મજબુત બાંધ્યા, અને એક જણે મારા માથા તરફથી અને બીજાએ મારા પગ તરફથી મને ઉપાડયો

અથવા તો તેમની પછવાડે દોડવાને સાથે નીકળશે, એટલુંજ નહિં પણ જો કોઇ એકાદ ચોર તેઓમાંના એક ઉપર હુમલો કરશે તો સઘળાં તે ચોરને મારવાને અને તેઓમાંનાં એક બીજાને બચાવવાને દોડશે.

તેજ દિવસે રાતનાં હસીના અને ભીમસિંહ બન્ને જણાં હસીનાના શયનગૃહમાં બેઠાં હતાં, ત્યારે હસીના બોલી, પણ તમારો પ્રેમ સુલોચના ઉપર છે કે કેમ તે કહો, કારણકે કદાચ તમને સુલોચના મળશે એટલે તમે મને ભુલી જશો. જો એમજ હોય તો મારે સુલોચનાને અહિંઆ પકડી મંગાવવાની કાંઇ પણ જરૂર નથી. જો તમારામાં શકિત હોય તો પકડી મંગાવજો."

ભીમસિંહ ઘણો ચાલાક અને હુશીયાર હતો એટલે હસીનાના મનનો ભાવાર્થ હમેશાં સમજતો હતો. તેણે પણ હસીનાના સવાલનો જવાબ તેના જેવાજ સવાલથી દીધો, "હા, પણ હસીના તારે અજીત કુમારને અહિંઆં કેદ રાખીને શું કરવું છે તે પણ તેં મને કહ્યું નથી. તે તો પહેલાં મને કહે કે એને શાને માટે કેદ રાખવો છે?"

હસીનાની આંખો લાલચોળ થઇ, કારણ કે તે મનમાં તરતજ સમજી ગઇ કે તેના મનનો ભાવાર્થ ભીમસિંહ સમજતો હતો. આથી શું જવાબ આપવો તેના ગભરાટમાં પડી ગઇ, અને હવે શું કહેવું તેની તેની કાંઇપણ સમજણ પડી નહિં. તેના આમ ગભરાઈ જવાથી તરતજ ભીમસિંહ બોલ્યો, "હસીના, તારે કાંઇપણ ગભરાવાનું કારણ નથી, હું તારા મનમાં શું વિચાર છે તે બરાબર સમજું છું. જે ઇચ્છાથી તેં અજીતકુમારને કેદ કરી રાખવાનું ધાર્યું છે તેજ ઇચ્છાથી આ તારા દાસે સુલોચનાને મારી પાસે રાખવાનું ધાર્યું છે. માટે તારા અને મારા મનસુબામાં જરાએ ફેર નથી. તેમ તું અજીતકુમાર સાથે એશઆરામ કરે તેમાં મને કોઇ જાતનો વાંધો નથી, પણ એટલું ધ્યાન રાખજે કે તું જાથુકની એની ન થઇ જતી. માત્ર બે ઘડી તું એની સાથે આનંદ કરે તેમાં મને કાંઇ પણ વાંધો નથી."

હસીના ભીમસિંહના વિચિત્ર ખુલાસાથી આશ્ચર્ય ચકિત થઇ ગઇ અને તેને પણ આ વાત ગમી; કારણકે તેણે મનમાં વિચાર્યું કે, ભીમસિંહને મારા અજીતકુમાર સાથે રહેવાથી વાંધો ન હતો તો પછી

ત્યાંજ તેમને કેદ રાખીશું. અને એકવાર પ.છાં તેમને કેદ પકડવા દ્યો, પછી એમને કદીપણ નાસી જવાનો લાગ મળવા દઇશું નહિ."

ભીમસિંહ બોલ્યો, "હસીના, મેં તને ઘણીએવાર સમજાવી કે સુલોચનાને મારા હાથમાં સોંપી દે, પણ તું જરાએ માની નહિં. મારી મનની હોંશ મનમાંજ રહી ગઇ. હા, હજી પણ તું આપણા માણસોને તેમની પછવાડે મોકલ તો કદાચ પાછાં તેઓ સૌ સૌને ઠેકાણે પહોંચે તે પહેલાં પકડાઇ જશે."

હસીનાને પણ એ ઠીક લાગવાથી તેની સિપાઇઓની ફોજમાંથી દશ જણાને મોકલ્યા.

હસીનાએ આખો દિવસ અજીતકુમારના ન્હાશી જવાથી અફસોસમાં ગુજાર્યો. તેના અફસોસનું મુળ કારણ એ હતું કે તે તેની સાથે રહેવાને ઘણી ખુશી હતી, અને જો અજીતકુમાર તેની સાથે હંમેશને માટે રહે તો ભીમસિંહને હાંકી કાઢવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો હતો, પણ અજીતકુમાર એ કુલટા સાથે કદીપણ પોતાની મરજીથી રહે તેમ નહોતું, માટે તેણે તેને બળાત્કારે પણ ત્યાં રાખવાનો નિશ્ચય કર્યો હતો. હસીના મનમાં એમ ધારતી હતી કે જો તે ત્યાં લાંબો વખત કેદ પડી રહે તો છેવટે કંટાળી જઇને અજીતકુમાર મારી સાથે ખુશીથી રહેશે પણ હજી લાંબો વખત તેને ત્યાં કેદ કરી રાખવાને થાય તે પહેલાં અમૃતલાલ તેને તથા સુલોચનાને છોડાવી ગયો, અને આથી હસીના પોતાની માન્યતામાં તદ્દન નિષ્ફળ નીવડી હતી.

ભીમસિંહ મનમાં એમ ધારતો હતો કે જો સુલોચનાને તેના હાથમાં સોંપવામાં આવે તો લાંબો વખત વિત્યા બાદ સુલોચના લાચારીએ ભીમસિંહની સ્ત્રી થઇને રહે. અને જો સુલોચના ભીમસિંહની સ્ત્રી થઇને રહે તો હસીનાને કાઢી મૂકવી, અને તેની સઘળી માલમીલકત પચાવી પાડવી. પણ એની આશા પણ હસીનાની આશા પ્રમાણે નિષ્ફળ નીવડી હતી, આ પ્રમાણે વણ છુટકે બંને જણાં સંપ સંપીને રહેતાં હતાં. એ સ્વાભાવીક અને કુદરતી છે કે, એક ઘરની અંદર ગમે તેમ બે ચાર જણને બનતું નહોય અને અંદર લડી મરતાં હોય, તો પણ જયારે રાતનાં ચોર આવે ત્યારે સઘળા સાથે મળીને ચોરને શોધવા

વગર અવાજ કરે ચાલવાનું કહ્યું. તેઓ સઘળા પલંગ આગળ આવી લાગ્યા એટલે હસીનાએ તેઓને ઇસારતથી ભીમસિંહને બાંધવાનું સમજાવ્યું. તરતજ તે માણુસોએ ભીમસિંહને મજબુત દોરડા વતી બાંધ્યો. ભીમસિંહ ગાઢ નિદ્રામાં હતો, તેથી તેને બાંધવામાં આવ્યો ત્યાં સુધી તેની તેને કાંઇ ખબર ન પડી. સઘળા એને બરાબર બાંધી રહ્યા એટલે હસીનાએ તેઓને ત્યાંથી જતા રહેવાનું કહ્યું. તેઓના ગયા પછી હસીનાએ ઓરડાનો દરવાજો અંદરથી બંધ કરી દીધો. ભીમસિંહ આગળ આવીને તે ચતોપાટ સુતો હતો તેના ગાલ ઉપર તેણે એક જોરથી તમાચો માર્યો. તમાચો લાગ્યો કે તરતજ ભીમસિંહની આંખ ઉઘડી ગઇ અને હસીના સામું જોવા લાગ્યો. હસીનાએ તરતજ બીજો એક તમાચો લગાવ્યો. તરતજ ભીમસિંહ સમજ્યો કે તમાચો મારનાર હસીના હતી. તેણે તરતજ પૂછ્યું, "અરે હસીના, તમાચા શા માટે મારે છે?"

હસીના બોલી, "ચુપ બદમાશ, વધારે બોલ્યો છે તો વધારે માર પડશે."

ભીમસિંહને હસીનાની ઓચીંતી બદલાયલી વર્તણુકથી ઘણી અજાયબી લાગી. તે ઉભો થવા ગયો તો થઇ શક્યો નહિ,, અને તેને માલૂમ પડ્યું કે તેને મજબુત બાંધવામાં આવ્યો હતો, આથી નીરૂપાયે તે પડ્યો રહ્યો.

હસીના બોલી, "બદમાશ, હવે તારાથી મારા હાથમાંથી છટકી જવાય તેમ નથી."

ભીમસિંહે આશ્ચર્યથી પૂછ્યું, "પણ આમ કરવાનું કારણ શું? મેં એવો શો ગુન્હો કર્યો છે કે તેં મને આમ બાંધી રાખ્યો છે?"

હસીના બોલી, "પાજી, હું આમ ન હોતી જાણતી કે તું મારી સાથે દગો રમવાને ઇચ્છતો હતો, નહિં તો ક્યારનોએ તને ઠેકાણે કરી મૂક્યો હોત; પણ મને એવી ખબર નહિં એટલેજ તું આટલી મઝા કરવા પામ્યો. જોઉં છું કે તું હવે કેમ સુલોચનાને મેળવી શકે છે?"

ભીમસિંહ મનમાં સમજી ગયો કે રાતના તે જે કાંઇ બોલ્યો હતો તેનું આ પરિણામ આવ્યું હતું. તેણે પોતાના બચાવ અર્થે કહ્યું;

ભીમસિંહનું બુરૂં ઇચ્છવાની કાંઇ જરૂર નથી. તે બોલી, "જો એમ હોય તો ભલે મારે તમારા તરફનો કદી પણ ચાહ ઓછો કરવાનો વખત નહિં આવે."

ભીમસિંહે પોતાના મનની વાત પણ લાગ જોઇને બહાર પાડી, "હા, અને જેમ હું તને વર્તવા દઉં તેમ તારે મને પણ વર્તવા દેવો જોઇશે; કારણ કે એ સુલોચનાને મેં મેળવવાને ઘણા ઘણાં પ્રયત્નો કર્યાં પછી મહા મુશીબતે હું તેને પકડવાને શકતીવાન થયો હતો. માટે હું એની સાથે પ્રેમની વાતો કરૂં એમાં તારાથી પણ વચ્ચે નહિં અવાય. જો કે હું હમેશાં તારોજ થઇને રહીશ."

હસીના તેને છુટ આપવાનું કારણ મનમાં સમજી કે એને સુલોચનાની સાથે રહેવું છે તેથી તેને છુટ આપતો હતો. તે મનમાં બોલી, "ફીકર નહિ, વખત આવે તારી ખબર હું બરાબર લઇશ. હાલ જેમ છે તેમ ચાલવા દેવું પડશે, પછી લાગ મળે એ ભીમસિંહને ઠેકાણે કરી દેવો પડશે" તે હસતું મોઢું રાખીને બોલી, "જેવી તમારી ઇચ્છા. હું તમારી દાસી છું. જેમ તમે કહો તેમ વર્તવાને આ દાસી હંમેશાં તૈયાર છે."

રાત પડી ગઇ હતી, અને બન્ને જણ ભર ઉંઘમાં હતાં લગભગ એ એક વાગ્યાનો સમય થયો હતો, તેવામાં હસીનાની આંખ ઉઘડી ગઇ. તેણે ફરીને જોયું તો ભીમસિંહ ભર ઉંઘમાં પડયો હતો. તે મનામાં વિચાર કરવા લાગી કે ભીમસિંહ કાંઇ તેને ખરા દીલથી ચાહતો હોય એ સંભવીત ન હોતું, માટે તેને જેમ બને તેમ જલદીથી કેદ કરવો અથવા તો તેને ત્યાંથી કાઢી મૂકવો. તેણે ધાર્યું કે કાઢી મૂકવાથી તે કોઇ દિવસ પણ તેના સામો થશે અને સતાવશે માટે તેને કેદ કરી રાખવાનું તેણે વધારે ઉત્તમ માન્યું. તે આસ્તેથી પલંગમાંથી નીચે ઉતરી અને પોતાના ઓરડાનો દરવાજો ખોલી ચાર પાંચ ઓરડાઓ વટાવી જયાં તેની ફોજનાં ત્રણ માણસો સુનાં હતાં તેને જગાડયાં, અને તેઓને તેની પાછળ એક મોટું મજબુત દોરડું લઇને આવવાનું કહ્યું. તેઓ તરતજ એક મોટું મજબુત દોરડું લઈને તેની પછવાડે ગયા. હસીના જયારે પોતાના ઓરડા આગળ આવી ત્યારે પછવાડે આવનારાઓને

તેને વધારે ઠપકો આપવા, અને તેનામાં કેટલી શક્તિ છે તે દેખાડવા ગઈ. તેણે પહેલાં પોતાના ઓરડાનો દરવાજો ખોલ્યો. અને એક બત્તી સળગાવીને ભીમસિંહવાળા ઓરડા તરફ ચાલવા માંડયું. તેણે ભીમસિંહના ઓરડાનો દરવાજો ખોલ્યો અને બત્તીના અજવાળાથી તે ક્યાં હતો તે જોવા લાગી, પણ તેની અજાયબી વચ્ચે ભીમસિંહ ક્યાંય પણ તેની નજરે જોવામાં આવ્યો નહિ. આથી તે ઘણી ગુસ્સે થઈ. અને પોતાના સઘળા નોકરોને ભીમસિંહ ક્યાં છે તે વિષે ખબર પૂછયા, પણ કોઈ તેને વિષે કાંઈ પણ જાણતું ન હોતું. આખા મકાનમાં ઘણીએ તપાસ કરાવી પણ તેનો ક્યાંય પત્તો મળ્યો નહિં.



"હસીના એતો મેં સઘળી મશ્કરી કરી હતી, અને જે કાંઇ બોલ્યો હતો તે ખાલી બે ઘડી મઝાને ખાતર. બાકી હું કાંઇ સુલોચનાને ચહાતો નથી."

હસીના હુંશીયાર હતી તેથી હવે ભીમસિંહ ગમે તેટલું આડું અવળું સમજાવે પણ તે સમજે એવી ન હોતી. તે જુસ્સાથી બોલી, "તું મનમાં ખાત્રી રાખજે કે આ હસીના તારૂં બોલવું કદી પણ માનશેજ નહિં. હસીના આંધળી થઇને તારૂં કહ્યું માનતી હતી તે દિવસો ગયા. હવે હું તારી બરાબર ખબર લઇશ."

ભીમસિંહ મનમાં સમજી ગયો કે હવે તેનું આવી બન્યું હતું, અને હસીના તેનું કહેવું જરા પણ માને એમ ન હોતી. આથી હવે વધારે બોલવું વ્યર્થ સમજી તે તદ્દન મુગોજ રહ્યો; પણ હસીનાએ પોતાનું બોલવું ચાલુજ રાખ્યું, "યાદ રાખજે, હવે તારા કેવા હાલ થાય છે. હું મનમાં એમજ સમજતી હતી કે, સુલોચનાને કેદ રાખી તેના બાપના મરી જવા પછી તારે તેનું રાજય પચાવી પાડવાની જીજ્ઞાસા છે; પણ તું તો તારા ખરા અંતઃકરણથી એને ચહાતો હતો. એ રાજયની રાણી તો આ બંદી થશે, અને તે જોવાને હું તને જીવતો પણ નહિં રહેવા દઉં." હસીના આટલું બોલીને દરવાજો ખોલીને બહાર ગઇ, અને ત્યાંથી તેના નોકરોને બોલાવીને ભીમસિંહને અજીતકુમારવાળા ઓરડામાં બાંધીને કેદ રાખવાનું કહ્યું. તેઓ તેને ત્યાંથી લઇ ગયા, અને તેને અજીતકુમારવાળા ઓરડામાં કેદ રાખ્યો.

ભીમસિંહને મનમાં અનેક વિચાર આવતા હતા, અને તેણે જે આગલી રાતે હસીના આગળ વાત કરી હતી, તે માટે તેને ઘણો પશ્ચાતાપ થતો હતો, પણ તે તદ્દન નિરૂપાય થઇ ગયો હતો. હસીનાને પોતાના જોર તથા સત્તા ઉપર મનમાં ઘણી ખુશી થવા લાગી. જે ચીજને માટે હસીનાને મગરૂબી ઉત્પન્ન થતી હતી તે એ હતી કે, 'હું મારા ચાહનારાઓ તરફ મારી મરજીમાં આવે તેમ વરતી શકું છું.' અને તે અત્યાર સુધી તેમાં ફત્તેહમંદ નીવડી હતી. તે હમેશાં પોતાના નોકરોને બરાબર કાબુમાં રાખવાને શકિતવાન હતી. તે રાતના હસીના લગભગ બારેક વાગ્યાના સુમારે ભીમસિંહને જયાં કેદ રાખ્યો હતો ત્યાં

પગલાં ઉપરથી ત્યાં આવી પહોંચ્યા. તેઓને ત્રણ જણા ઘોડાનાં પગલાં ઉપરથી ત્યાંથી ચાલી ગયા હોય એમ લાગ્યું. આથી ત્યાં બે જણાં હોવા જોઇએ એમ નક્કી લાગ્યું. તેઓ પગલાંઓ જોતાજોતા ઝાડીમાં દાખલ થયા તો ત્યાં નિરાંતે અમૃતલાલ અને રતનસિંહને વાતો કરતાં બેઠેલા દીઠા. અમૃતલાલે રજપૂતનો પોશાક પહેરેલો હોવાથી અને ઘાટમાં તે અજીતકુમાર જેવો લાગવાથી તેઓના સરદારે મોટેથી બુમ પાડી "યેહી અજીત હૈ, પકડલો" તરતજ તેઓએ અમૃતલાલને મજબુત બાંધ્યો. અને રતનસિંહને સુલોચના સમજીને બાંધ્યો; અને તેઓને કેદ કરીને બહાર ઉભેલા બે ઘોડા ઉપર બન્નેને મજબુત બાંધ્યા. પછી પેલા ત્રણ કોઇ તેના મદદગારો ન્હાસી ગયા હશે તેમ માની તેમની પછવાડે જવાની કાંઇ દરકાર કરી નહિં. કારણકે તે તેના મનથી અમૃતલાલને અજીતકુમાર સમજતો અને રતનસિંહે સુલોચનાનો પોશાક પહેરાવવાથી તે સુલોચના છે એમ સમજતો હતો. તેઓએ સામંતની પછવાડે જવાની દરકાર કરી નહિ. કારણકે તેણે જાણ્યું કે જેને પકડવા નીકળ્યા હતા તે પકડાઇ ગયા છે. તેના મદદગારોને પકડવાની કાંઇ જરૂર નથી.

ત્યાંથી આ સવારી ઉપડી જવા પછી અજીતકુમાર અને સુલોચના બહાર નીકળ્યાં. સુલોચના અમૃતલાલના પકડાઇ જવાથી ઘણી નારાજ થઇ અને અજીતકુમારને કહ્યું, "તમે આમ રજપૂત થઇને સંતાઇ જાઓ અને એક તમારા ખરા મિત્રને દુશ્મનના હાથમાં જવા દો એ તમારા જેવા રજપૂત રાજકુમારને જરાપણ છાજતું નથી."

અજીતકુમાર બોલ્યો, "તું એ અમૃતને ઓળખતી નથી. એ જરૂર તેઓને ફરીથી કેદ પકડી લાવશે. અને એવીજ ઇચ્છાથી તે હાથે કરીને કેદ પકડાયો છે. નહિંતો જો તેને ન પકડાવું હોત તો તે પોતાને ઠેકાણે સામંતને મોકલી આપત અને પોતે સામંતને ઠેકાણે જાત. અમૃતની હુશીઆરી અને ચાલાકીની તને હજી બહુ થોડી ખબર છે; વળી એણે એમ ધાર્યું હશે કે લડવાથી બે ચાર જણા નાહક માર્યા જશે. અને મારામારી કરવાથી પાછા હસીનાના મકાનમાં દાખલ નહિ થવાય. આતો હસીનાના મકાનમાં દાખલ થવા સારૂજ પોતે કેદ પકડાયો હોય એમ લાગે છે.

# પ્રકરણ ૩૦ મું.



## અજીતકુમારને રસ્તામાં નડેલું વિઘ્ન.

ભીમસિંહ તથા હસીનાના ન્હાસી જવાથી કાંઇ બીજી આફ્ત આવી પડશે એમ અમૃતલાલે અજીતકુમારને કહ્યું, તેણે સઘળાને સાવચેતીથી રહેવાનું અને હમેશાં સઘળાએ હથીયારબંધજ રહેવાનું કહ્યું; કારણકે દુશ્મનો કયારે આવી પડશે તેની કાંઇ ખબર પડે તેમ નહોતું. તેઓ સઘળાએ સવારના ખાનપાને પોતાની મુસાફરી શરૂ કરી. અને સાંજ પડવા આવી ત્યારે અમૃતલાલે આગલા દિવસની માફક એક ઘીચ ઝાડી શોધી કાઢી અને આગલા દિવસની માફક ત્યાં રાત ગુજારવાનું નક્કી કર્યું. સઘળા રાતે સુઇ ગયા હતા. માત્ર અમૃતલાલને દુશ્મનો આવી પડવાની ચિંતાને લીધે જરાએ ઉંઘ આવતી નહોતી. રાતના ત્રણેક વાગ્યાનો સમય થયો હશે ત્યારે અમૃતલાલે દૂરથી ઘોડાઓના આવવાનો અવાજ સાંભળ્યો. અમૃતલાલ તરતજ ઉભો થયો અને સામંત, રતનસિંહ અને અજીતકુમારને જગાડયા. અને ઘોડાઓનાં પગલાઓનો દૂરથી અવાજ સંભળાતો હતો તે સાંભળવાનું કહ્યું. સઘળાની ખાત્રી થઇ કે ખરેખર ઘોડેસ્વારો દૂરથી આવતા હોય એમ લાગતું હતું. હવે શું કરવું એના વિચારમાં અમૃતલાલ પડયો. તેને તરતજ એક યુકિત સુઝી. રાત પડવા પહેલાં તે એક ઝાડનો દેખાવ જોવાને ચડયો હતો. તે ઝાડ અંદરથી તદ્દન પોકળ હતું. અને ત્યાં ત્રણથી ચાર માણસો માટે સંતાઇ જવાને પુરતી જગા હતી. ત્યાં સુલોચના અને અજીતકુમારને સંતાઇ જવાનું કહ્યું. અને તેઓના ત્યાં સંતાઇ જવા પછી અમૃતલાલે સામંતને એક ઘોડા ઉપર બેસીને બીજા બે ઘોડાની લગામ હાથમાં લઇને ત્રણે ઘોડાઓને પૂર ઝડપથી જેમ બને તેમ ન્હાસવાનું કહ્યું. અને અમૃતલાલે સુલોચનાને પુરૂષનો પોશાક આપ્યો અને તેનો પોશાક લઇને રતનસિંહને પહેરવાનું કહ્યું. રતનસિંહ અને અમૃત બે જણ નિરાંતે ત્યાં બેઠા. પેલા લોકો ઘોડાનાં

રહે છે. ત્યાં તેઓ ઘણું ફર્યાં અને તેમની પાસેથી પસાર થતા લોકોને પૃછવાથી માલુમ પડયું કે ત્યાં કોઇ મીઠાઇની દુકાન નહતી. ત્યાં ત્રણ વીશી છે એમ તેઓને જણાયું. બન્નેએ ત્યાંની કોઇ એક વીશીમાં જઇને જમવાનો નિશ્ચય કર્યો. તેઓએ કોઇ એક ગૃહસ્થ જેવા દેખાતા માણસને પુછ્યું કે ત્યાં સૌથી સારામાં સારી વીશી કઇ હતી. તેણે આ કોઇ રાજકુમારો હશે એમ સમજીને ઘણા આદરસત્કારથી જવાબ આપ્યો, અને તે ગામની પશ્ચિમ દિશા તરફ એક નદી હતી તેની આગળ એક ઉમીયાશંકર બ્રાહ્મણની વીશી વિષે ઘણો ઉંચો મત આપ્યો. તેઓ તે દિશા તરફ ચાલ્યા, અને આશરે પાએક કલાકમાં તે વીશી આગળ આવી પહોંચ્યા. ત્યાં વીશીમાં જેવા તે દાખલ થયા કે ઉમીયાશંકર તેમને માન તથા આદરસત્કાર આપવાને એકદમ દોડતો દોડતો બહાર આવ્યો. અને જી મહારાજ, જી મહારાજ કરતો તેમની સામે આવી નમન કરતો કરતો તેઓની એકદમ નજદીક આવી લાગ્યો અને તેઓને અંદર લઇ જઇને એક ઓરડામાં ખાટલી ઉપર ગોદડું નાંખીને તેમને ત્યાં બેસવાની અરજ કરી. બંન્ને જણાં ત્યાં બેઠાં. અને પછી અજીતકુમારે ઉમીયાશંકરને કહ્યું, "ભટજી અમારે વાસ્તે જલદી રસોઇ કરો, કારણકે અમારે જમીને જલદી પાછું જવાનું છે."

ભટજી ઉમીયાશંકર આદરસત્કારથી બોલ્યો, "જેવો મહારાજનો હુકમ, પણ આપને માટે શું રસોઇ કરૂં ?"

અજીતકુમારે કહ્યુ, "પુરી, શાક, દાળ અને ભાત કરજે, વધારે બીજું કાંઇ કરવાની જરૂર નથી."

ઉમીયાશંકરે, સુલોચના કે જે પુરૂષ વેશમાં હતી અને જેને તે પુરૂષ માનતો હતો, તેની તરફ મોઢું કરીને કહ્યું, "મહારાજ, આપ શું જમશો ?"

સુલોચના જ્યારે પુરૂષના વેશમાં રહેતી ત્યારે બોલતી નહિ, કારણકે તેનો સાદ ઘણો તીણો અને મધુર હતો, અને તે ઉપરથી વરતાઇ જાય કે તે એક સ્ત્રી હતી, અને તે કારણને લીધે તે હંમેશની માફક આ વખતે પણ મુંગી રહી. તેની તરફથી તરતજ અજીતકુમારે જવાબ આપ્યો, "એ પણ એજ જમશે, માટે જાઓ જલદી તૈયારી કરો."

સુલોચનાને અમૃતલાલ આવો હુંશીયાર છે એમ જાણીને ઘણી ખુશાલી ઉપજી અને તે બોલી. "ખરેખર, જેમ તમે કહો છો તેટલા જો તે હુશીયાર હશે તો જરૂર એ બન્નેને પાછાં પકડીને લઇ આવશે. હા, પણ તમારો નોકર સામંત પાછો આવશે કે કેમ?"

અજીતકુમારે કહ્યું, કોણ જાણે એ પાછો આવવાનો છે કે નહિં? જો તે પાછો નહિં આવે તો આપણે અહિંઆંથી કેમ જઇશું?" સુલોચના બોલી, "હા મને પણ એ ચિંતા થાય છે, કારણ કે ઘોડા વગર કોણ જાણે ક્યારે આપણે પાછાં આપણાં ગામમાં પહોંચી શકીએ?"

અજીતકુમાર બોલ્યો "તું ગભરા નહિં મારી ખાત્રી છે કે સામંત પાછો આવશે, પણ એ બનાવ જોગ છે કે કદાચ એ મોડો આવે."

સુલોચના બોલી, "મોડો આવે તેની કાંઇ ફીકર નહિં; પણ આવે તો સારૂં, નહિ તો આપણે બહુ હાડમારી ખમવી પડશે." તેઓ બંન્ને જણાં ત્યાં નિરાંત કરીને બેઠા. લગભગ બપોરના બાર વાગ્યાનો સમય થયો. પણ ત્યાં સામંતતો આવ્યો નહિ. અજીતકુમારને તથા સુલોચનાને ભુખ તો બહુ લાગી હતી, પણ ખાવાનું લેવા કોણ જાય? અજીતકુમારે મનમાં જવાનો વિચાર કર્યો પણ પછી પાછળથી વિચાર ફેરવી નાંખવો પડયો, કારણકે સુલોચનાને એકલી મૂકી જવી એ તેણે ઠીક ધાર્યું નહિ. અને સુલોચનાને ખાવાનું લેવા કાંઇ મોકલાય નહિ. આથી તેઓને ભુખ્યા બેસી રહેવું પડયું. સુલોચના વધારેને વધારે ઉદાસ બનવા લાગી, કારણકે લગભગ પાંચેક વાગ્યાનો વખત થવા આવ્યો હતો. અજીતકુમારની ધીરજનો અંત આવ્યો અને તેણે સુલોચનાને સાથે લઇ કોઇ પાસેના ગામમાંથી ખાવાનું લઇ આવવાનું વ્યાજબી ધાર્યું. સુલોચનાએ પણ પુરૂષનો પોશાક પહેરેલો હોવાથી અજીતકુમારને વધારે ચિંતા રાખવાનું કારણ નહોતું.

તેઓ ત્યાંથી લગભગ બેએક કલાક પગે ચાલ્યા એટલામાં એક નાનું ગામડું તેઓની નજરે પડયું. તેઓ થોડીવાર ચાલ્યા પછી તે ગામમાં દાખલ થયા. ત્યાં ગરીબ વસ્તી રહેતી હોય એમ લાગ્યું અને તેમ હોવુંજ જોઇએ, કારણકે ગામડાઓમાં ઘણે ભાગે ગરીબ વસ્તીજ

તો કોઈ પોતાનીજ બડાઇ મારતું હતું. છોકરાઓ સાત તાળી, ગીલી-દંડા—એવી અનેક જાતની રમતો રમી રહ્યા હતા. આ સઘળો દેખાવ જોઇને અજીતકુમારને ઘણો આનંદ પાડવા લાગ્યો, અને તેણે સુલોચનાને ત્યાં આવીને નદી ઉપરનો રમણીય દેખાવ જોવાનું કહ્યું. સુલોચના ત્યાં બારી આગળ અજીતકુમારની પાસે જઇને ઉભી રહી, અને બંને જણાં તે નદીના કિનારા ઉપરનો દેખાવ આનંદથી જોવા લાગ્યાં.

આ વખતે અજીતકુમાર તથા સુલોચના ચારે બાજુએ નજર કરતાં હતાં, પણ તેમની નજર તે બારીની નીચે અત્યાર સુધી જરા પણ પડી નહોતી. સુલોચનાની નજર પહેલવહેલી તે બારી નીચે પડી, અને તેણે અજાયબીથી પણ આસ્તેથી પૂછ્યું "આ કોણ બેઠું છે ?"

અજીતકુમારે પણ તે તરફ જોયું અને કહ્યું, "કોઇ છોકરો લાગે છે."

સુલોચના બોલી, "પણ એ રડતો હોય એમ દેખાય છે, જુઓને એ રૂમાલ વડે આંખો લુછે છે."

અજીતકુમારે કહ્યું, "પણ એ શા માટે રડતો હશે ?"

સુલોચના બોલી, "કદાચ એ બિચારા ઉપર કાંઇ દુઃખ પડયું હશે ?"

અજીતકુમાર બોલ્યો, "હા, એમજ હોવું જોઇએ, કારણકે નહિં તો આમ એકાંતમાં છાનોમાનો રડે નહિં."

સુલોચના બોલી. "મને એની દયા આવે છે. તમે એને પૂછોને કે એ શા માટે રડે છે !"

અજીતકુમારે કહ્યું, "હશે, આપણે બીજાની શી પંચાત ?"

સુલોચનાને આથી ગુસ્સો ચઢયો અને બોલી, "વાહ, આપણે શી પંચાત ! બીજાનું દુઃખ ટાળવું એ દરેક માણસની ફરજ છે, અને તમે તમારી ફરજ આ પ્રમાણે સમજો છો કે ? વાહ, રજપૂત કુમાર શાબાશ છે તમને, બીજાનું દુઃખ ટાળવું એને તમે પંચાત કહો છો ?"

ઉમીયાશંકરે અજીતકુમારને પૂછ્યું, "પણ મહારાજ, આપને માટે નહાવાની તૈયારી કરાવું ને?"

અજીતકુમારે કહ્યું "મારે નહાવું નથી, તમે જલદી જમવાની તૈયારી કરો."

ભટજીએ ફરીથી પોતાનું મોઢું સુલોચના તરફ કરીને પૂછ્યું, "આપને માટે નહાવાની તૈયારી કરાવું?"

સુલોચનાએ કાંઇપણ જવાબ આપ્યો નહિ, પણ અજીતકુમારે કહ્યું "એને પણ નહાવું નથી."

આ પ્રમાણે સુલોચનાના ન જવાબ આપવાથી ઉમીયાશંકરે ધાર્યું કે એ મુંગો માણસ હશે, અને તે ચોક્કસ કરવા માટે તેણે અજીતસિંહ પ્રત્યે કહ્યું, "એ કેમ બોલતા નથી, એ મુંગા છે?"

અજીતકુમારે જવાબ આપ્યો, "હા, એ હમેશના મુંગા છે."

ઉમીયાશંકરે વળી પૂછ્યું, "મહારાજ, એ આપના ભાઇ થાય ખરું ને?"

અજીતકુમારે કહયું "હા, પણ હવે જમવાની જલદી તૈયારી કરો, પછી વાતોના તડાકા મારજો."

ઉમીયાશંકર રસોઇની તૈયારી કરવાને ત્યાંથી તરત ઉઠયો. તેના ગયા પછી અજીતકુમારની નજર તે ઓરડાની બારી ઉપર પડી, અને ત્યાં તે બારી આગળ બહારનો દેખાવ જોવાને ગયો. બારીમાંથી નજર કરતાં તેણે જોયું કે ત્યાંથી એક નદી ઝીણો ઝીણો અવાજ કરતી વહેતી હતી. તેનું પાણી ઘણું નિર્મળ હોય એમ લાગતું હતું. પવનની લહેરીઓ પાણીને ધીમે ધીમે ઉછાળા મરાવી રહી હતી. નદીને પેલે પાર કાંઇ વેરાન જેવી ખુલ્લી જગ્યા હોય એમ ભાસતું હતું, પણ અંધકાર થઇ જવાને લીધે ત્યાં શું હતું તે બરાબર કળી શકાતું નહોતું. કોઇ તે નદીને કીનારે કપડાં ધોઇ રહેવા આવ્યું હતું, તો કોઇ નાહીને પોતાનું શરીર લુછતું હતું; કોઇ ત્યાં ફરવા આવતું હતું તો કોઇ ત્યાં પાણી ભરવા આવતું હતું. આમ અનેક જાતનાં મનુષ્યો નજરે પડતાં હતાં. ત્યાં કિનારા ઉપર બેસીને કોઇ ગામ ગપાટા મારતું હતું

તેણે માત્ર એક ધોતિયું, બદીયાન તથા એક કાળી ટોપી પહેર્યાં હતાં. જેવો તે ત્યાં અજીતકુમારની સામે ચટાઇ ઉપર બેઠો કે તરત અજીત-કુમારે પૂછ્યું, "ભાઇ, તું શા માટે રડતો હતો, તને કાંઇ દુ:ખ છે ?"

તે કાંઇ બોલ્યો નહિ, કારણકે તેને ઘણી શરમ લાગી. પણ જ્યારે અજીતકુમારે તેને કહેવાનો વધારે આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું, "પણ હું આપને ઓળખતો નથી એટલે આપની આગળ મારા દુ:ખની વાત કેમ કહી શકું ?"

અજીતકુમારે કહ્યું, "તું પહેલાં તારા દુ:ખની વાત કહે, પછી અમે કોણ છીએ તે તને જણાવીશું."

તે છોકરાએ પહેલેથી તે છેહલે સુધી પોતાની ઉપર દુ:ખ કેમ પડયું તેની સઘળી હકીકત વર્ણવીને કહેવા માંડી, "મારા પિતા એક ધનાઢય શેઠીયા હતા, અને તે આ ગામમાં નગરશેઠ ગણાતા હતા. મારી માતા પણ એક ઉંચા કુળમાં જન્મી હતી. મને પાંચ વરસનો મૂકીને મારી વહાલી માતા મરણ પામી. એ પછી મારા પિતા ફરીથી પરણ્યા અને તે બીજી મારી ઓરમાન માતા મારી ઉપર અનેક જાતનાં દુ:ખો નાંખવા લાગી. મને તે ભણવા દેતી નહોતી, પણ અનેક કષ્ટો વેઠીને હું થોડુંક ભણ્યો. ત્રણ વરસ પહેલાં મારા પિતા પણ મરણ પામ્યા, અને મારી બાર વરસની ઉમરે મારે મારી ઓરમાન માના કબજામાં રહેવું પડયું. તેણે મારા પિતાનું નામ બોળ્યું. સઘળું ધન ઉડાડી નાંખવા માંડયું, નિર્લજતાથી રહેવા માંડયું-એટલુંજ નહિ પણ મને કહેતાં શરમ લાગે છે કે એક વેશ્યાની માફક રહેવા લાગી છે. મારી આજ ૧૩) વરસની ઉમર છે તે છતાં પણ મને એ રોજ માર મારે છે; અને મારો વાંક નહોય તો પણ કાંઇને કાંઇ વાંક શોધી કાઢીને, અને જો શોધતાં પણ મારો કાંઇ વાંક ન નીકળે તો અગાઉ કોઇવાર કાંઇ કામકાજમાં મેં ભુલ કરી હોય તે યાદ કરીને મને માર મારે છે. ગઇ પરમ દિવસે વળી એક નવીન આફત તે મારી ઉપર લાવી બેઠી, અને તે મહારાજ વિચિત્ર અને ન કહી શકાય તેવી છે: અને તે આફતને લીધે હું આજ બે દિવસ થયાં ભુખ્યો રખડું છું. મેં આજ બે દિવસમાં જરા પણ ખાધું નથી;

અજીતકુમારને સુલોચનાના આવા શબ્દો સાંભળીને ઘણી શરમ લાગી અને તેથી લેવાઇ ગયેલે મોઢે તે બોલ્યો, "સુલોચના મારી ભુલ થઇ, મને મારી ફરજ બજાવવામાંથી ચુકતાં તેં મને અટકાવ્યો માટે હું તારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે."

સુલોચના બોલી, "ઉપકાર માનવાની કાંઇ જરૂર નથી, કોઇ ફરજ બજાવે તેનો ઉપકાર માનવો વ્યર્થ છે; કોઇ ફરજ ઉપરાંત કામ બજાવે તો તેનો ઉપકાર માનવો વ્યાજબી છે. હું આપની ભુલ સુધારૂં તેમાં તમે મારો ઉપકાર માનો એ વ્યાજબી ન ગણાય, કારણ કે મારી ફરજ છે કે આપને ફરજ બજાવવામાંથી ચુકતાં અટકાવવા; અને એ ફરજ મેં આપને મારા માની લીધા છે ત્યારથી મારી ઉપર પડી ચુકી છે."

અજીતકુમારે વધારે વાત કરવાનું છોડી દઇને તેણે બારીમાંથીજ તે છોકરાને બુમ પાડીને કહ્યું, "એ છોકરા."

તે છોકરાએ ભીની આંખે ઉપર નજર કરી અને તેની નજર અજીતકુમાર તથા સુલોચના ઉપર પડી, અને જેવી તેણે અજીતકુમાર તરફ નજર કરી કે તેણે તેને ત્યાં ઉપર આવવાનું કહ્યું. તે છોકરાએ તરતજ પોતાની આંખો લુછી નાંખી અને ઉભો થયો, અને તે વીશીના દરવાજામાંથી દાખલ થઇને ઉપર અજીતકુમારવાળી ઓરડીમાં આવ્યો.

તે છોકરાએ ઘણાં કંગાળ કપડાં પહેર્યાં હતાં; પણ તે એક ઉંચ કુટુંબનો હોય તેમ તેના ચહેરા તથા તેની રીતભાત ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવતું હતું. તેનો ચેહરો ગોળ તથા ખુબસુરત અને દેખાવડો હતો; એટલુંજ નહિ પણ તે એક આકર્ષક, ચંચળ અને ચાલાક છોકરો હોય એમ તેનો ચહેરો ખુલ્લે ખુલ્લું દેખાડી આપતો હતો. તે કદમાં મધ્યમસર હતો, અને શરીરે પાકા બાંધાનો હતો. તે તેની રીતભાત જાણતો હોય એમ લાગતું હતું, કારણકે તે બહુ સભ્યતાથી તથા વિનયથી બોલતો હતો. તે જેવો તે ઓરડામાં દાખલ થયો તેવોજ હાથ જોડીને ઉભો રહ્યો. અજીતકુમારે તેને પોતાની સામે એક ચટાઇ પડી હતી તે ઉપર બેસવાનું કહ્યું, પણ તે બેઠો નહિં અને ઉભોજ રહ્યો. અજીતકુમારના વધારે આગ્રહ કરવાથી તે ત્યાં બેઠો.

જવાબમાં સુલોચનાએ કહ્યું "મને એ છોકરાની ઘણી દયા આવે છે. ભવિષ્યમાં તમે પણ કોઇક દિવસ મારા મરી ગયા પછી બીજીવાર પરણીને મારા છોકરાને દુ:ખી કરો એવો મને મનમાં વિચાર આવવાથી રડવું આવ્યું."

અજીતકુમાર અજાયબીથી બોલ્યો, "અરે ! હજી પરણવાનું ઠેકાણું નથી ત્યાં છોકરાને દુ:ખી કરવાની વાત ક્યાં આવી ! ખરેખર, સ્ત્રીઓનાં મન નબળાં કહેવાય છે તે આમજ."

સુલોચના બોલી, "હા, અને પુરૂષનાં મન પોતાની પત્ની મરી ગયા પછી તેને ભુલી જવા માટે કઠીન મનાય છે. એવાં કઠીન મન કરતાં અમારાં કોમળ મન હજાર દરજ્જે બહેતર છે."

અજીતકુમાર બોલ્યો, "તું નિશ્ચિંત રહે, અને હવે સાવધ થા." "પણ તમે તે છોકરાને જવા ન દેતા, આપણે તેને આપણી સાથે લઇ જઇશું." સુલોચના બોલી.

સુલોચનાએ ત્યાં પડેલી પાણીની ગોળીમાંથી પાણી લઇને પોતાની આંખો તથા મોઢું ધોયું અને થોડુંક પાણી પીધું. અજીતકુમારે પાછા દરવાજા ખોલ્યા, અને તે છોકરાને બહારની ઓરડીમાંથી પોતાની ઓરડીમાં બોલાવ્યો. તે આવ્યો અને પહેલાં જ્યાં બેઠો હતો ત્યાં બેઠો. સુલોચના અજીતકુમારથી થોડે દુર બેઠી. તેને ઘણુંએ બોલવાનું મન થતું હતું પણ અજીતકુમારની રજા વગર બોલવું તે તેને ઠીક લાગ્યું નહિ.

અજીતકુમારે તે છોકરાને પૂછ્યું, "તારૂં નામ શું ?" જેના જવાબમાં તે છોકરાએ કહ્યું, "મારૂં નામ શ્યામલાલ."

અજીતકુમારે કહ્યું, "તારે અમારી સાથે આવવાની મરજી છે ?"

શ્યામલાલે કહ્યું, "પણ આપને હું ઓળખતો નથી એટલે હું આપની સાથે કેવી રીતે આવું ? વળી આપનું મારે શું કામ કરવું પડશે તે જણાવો તો હું આવું."

અજીતકુમારે કહ્યું, "હું એક રજપૂત કુમાર છું માટે મારી સાથે તને આવવામાં કાંઇ વાંધો નહિ આવે, બીજું કામકાજમાં કાંઇ નહિ, મારી સાથે તારે પહેલાં તો મારે ગામ આવવું પડશે, અને ત્યાં તારે રહેવું, ખાવું

માત્ર આ નદીનું થોડું પાણી પીધું છે. મને ભીખ માગવા કરતાં મરવું વધારે ઉત્તમ લાગે છે અને તેથી મારી આ સ્થીતિ છે.'' આટલું તે છોકરો બોલી રહયો કે તેનો સાદ ગળગળો થઈ ગયો, તે વધારે બોલી શકયો નહિ, અને તેની આંખમાંથી એકદમ આંસુઓ પડવા લાગ્યાં. અજીતકુમારે તેને શાન્ત પાડયો અને થોડી વાર તેને શાન્તિથી બેસવા દીધા પછી પૂછ્યું, ''પણ એવી તે શું તારી ઉપર તેણે આફત આણી કે જેથી તારે આટલું બધું ખમવું પડયું ?''

તેણે કહ્યું ''તેણે મારી ઉપર ચોરીનો આરોપ મૂકયો; મેં ચોરી નથી કરી એમ કહ્યું, ત્યારે તેનો એક દુષ્ટ સોબતી આવ્યો ત્યારે તેણે તેને કહયું કે, 'આ છોકરાએ મારી પેટીમાંથી ચોરી કરી છે.' તેના એમ કહેવાથી તે પાપીએ મને એટલો બધો તો સખ્ત માર માર્યો, અને જાણે તે કેમ મને મારવામાં બાકી રાખતો હોય એટલે તે મારી ઓરમાન મા પણ સાથે મારવા લાગી, અને મને અધમુવો કરી નાખ્યો, અને મને ધકકો મારીને ઘરમાંથી કાઢી મૂકયો. ત્યારથી હું પાછો તે નર્કાગારમાં ગયો નથી. કારણકે ત્યાં જવા કરતાં મરવું બહેતર છે.'' આટલું બોલીને તેણે પોતાની પાછી ભીની થયલી આંખો લુછવા માંડી. આ સઘળી વાત સાંભળતી વખત સુલોચનાની આંખમાં પાણી આવી ગયાં, અને તે તેણે કોઇને જણાવા નહોતું દીધું; પણ જયારે તે છોકરાની વાત પુરી થઇ કે તેનાથી એક ડચકું ભરાઇ ગયું અને આથી અજીતકુમાર તથા તે છોકરો બંને જણાં સમજી ગયા કે તે પણ રડે છે.

આમ તેના રડવાથી તે છોકરાએ કહ્યું, ''મહારાજ, હું જવાની રજા લઇશ. માફ કરજો હું આપને હરકત રૂપ થઇ પડયો.''

અજીતકુમારે તેને જરાવાર બહારના ઓરડામાં બેસવા કહ્યું પણ જવા દેવાની ના પાડી. તે છોકરો બહારની ઓરડીમાં જેવો જઇને બેઠો કે તરતજ અજીતકુમારે ઓરડીના દરવાજા બંધ કર્યા, અને સુલોચના આગળ જઇને કહ્યું, ''અરે આમ તું શા માટે રડે છે ?''

સુલોચનાને શાન્ત પાડતાં અજીતકુમારને જરા વાર તો લાગી, પણ છેવટે તે શાંત પડી. અજીતકુમારે તેના રડવાનું કારણ પૂછ્યું, જેના

કહેવાની વિરૂદ્ધ વર્તન કરવાની પણ હિંમત ચાલી નહિ. જેવો તે રસોડા તરફ ગયો કે શ્યામલાલ બહારથી તરત ત્યાં આવ્યો. તેને વીશીનું કોઇપણ માણસ જાણતું નહતું કે તે છોકરો વીશીમાં દાખલ થયો હતો, કારણકે તેને આવતાં જતાં કોઇએ પણ દીઠો નહતો. તે આ વખતે ચારે બાજુએ જોતો જોતો આવ્યો, અને અજીતકુમારની ઓરડીમાં દાખલ થઇને તેણે જલદીથી અજીતકુમારને કહ્યું, "આપ મને ઓળખો છો એમ કોઇને જણાવતા નહિ. હું એક અજાણ્યાની માફક તમારી જોડેની ઓરડીમાં રહીશ, કારણકે કંઇક દગો રચાતો હોય એમ મને લાગે છે."

અજીતકુમારે જોયું કે શ્યામલાલ ઘણો ચાલાક હોય એમ લાગે છે. તેણે તરતજ પોતાના ખીસામાંથી થોડા પૈસા કાઢીને આપ્યા અને કહ્યું, "લે આ તારી પાસે રાખજે અને કામ પડે ત્યારે ઉપયોગમાં લેજે."

શ્યામલાલ પૈસા લઇને તરત વીશીની બહાર જઇને ઉભો, અને બહારથી બુમો મારવા લાગ્યો, "એ વીશીવાળા મહારાજ, એ વીશીવાળા મહારાજ."

ઉમીયાશંકર કે જે અજીતકુમાર તથા તેના સાથી વાસ્તે થાળીઓ પીરસીને લઇ આવતો હતો, અને જેવી તે થાળીઓ લઇને અજીતકુમારની ઓરડીમાં દાખલ થયો હતો કે તેવી, તેણે કોઇ નવા મુસાફરની બુમ સાંભળી, અને જેવી તેણે બુમ સાંભળી કે ત્યાં બારણામાં ઉમરા ઉપરજ બે થાળીઓ મૂકતાં વેત તે એકદમ વીશીના આગલા દરવાજા આગળ દોડયો. જેવો તે દરવાજામાં ઉભો કે શ્યામલાલે પૂછ્યું, "કેમ મહારાજ, કાંઇ ઉતરવાની જગ્યા બગ્યા છે કે?"

ઉમીયાશંકરે કહ્યું, "આવો આવો ભાઇ, ઘણીએ જગ્યા છે."

તે તેની પછવાડે ગયો અને ભટજીએ તેને બે ત્રણ ઓરડીઓ દેખાડી, અને આ ઓરડીઓ પસંદ ન પડવાથી ભટજીએ તેને અજીતકુમારની બાજુની ઓરડી દેખાડી, આ તેણે પસંદ કરી, અને ત્યાં ઉતરવાનું નક્કી કર્યું. ઉમીયાશંકરે જોયું કે એ છોકરો હતો, કદાચ તેની પાસે પૈસા પણ ન હોય અને ખાંઇપીને ચાલ્યો જાય તો તેની પાસેથી પૈસા ક્યાંથી લેવા? માટે તેણે તેને કહ્યું, "પૈસા આગળથી આપવા પડશે."

પીવું અને હું જે કાંઇ કામ સોંપું તે તારે કરવું—પણ નિમકહલાલી, વફાદારી અને પ્રમાણીકપણું એ ત્રણે ગુણોથી તારે વર્તવું પડશે. માટે જો વિચાર હોય તો ભલે તું અમારી સાથે ખુશીથી રહે."

શ્યામલાલે હા કહી. સુલોચના પણ અજીતકુમારની પ્રમાણે શ્યામલાલના હા કહેવાથી ઘણી ખુશી થઇ. તેને શ્યામલાલની સાથે બોલવાનું ઘણું મન થતું હતું, પણ અજીતકુમાર જ્યાં સુધી રજા ન આપે ત્યાં સુધી તેણે ન બોલવાનો નિશ્ચય કર્યો હતો. તેણે અજીત-કુમારને થોડીવાર શ્યામલાલને બહાર મોકલવાની ઇસારત કરી અને તે પ્રમાણે અજીતકુમારે થોડીવાર શ્યામલાલને બહાર બેસવાનું કહ્યું. તે તરતજ ત્યાંથી બહાર ગયો એટલે અજીતકુમારે ઓરડીનું બારણું વાસી દીધું અને તે પાછો સુલોચના આગળ આવ્યો.

સુલોચનાએ કહયું, "હું એની સાથે બોલું તો કાંઇ વાંધો છે?"

અજીતકુમારે કહયું., "ના, હજી તારે એની સાથે બોલવાની વાર છે, કારણકે એ કેવો છે એ હજી આપણે બરાબર જાણતા નથી; માટે હજી થોડે વખત પછી જ્યારે આપણી ખાત્રી થાય કે તે વિશ્વાસ રાખવા લાયક છે ત્યારે એની સાથે બોલજે."

અજીતકુમારનું કહેવું સુલોચનાને ઠીક લાગ્યું. સુલોચના સામંતનું શું થયું હશે તેનો વિચાર કરવા લાગી, અને તેણે અજીતકુમારને કહ્યું, "બિચારા સામંતનું શું થયું હશે? તે કોણ જાણે કયાંય ફસાઈ ગયો હશે?"

અજીતકુમારે કહ્યું, "મારી ખાત્રી છે કે એ કયાંય ફસાય તેમ નથી, પણ કોણ જાણે એનું શું થયું હશે?"

ઓરડીનો દરવાજો બહારથી ઠોકાયો. તરતજ સુલોચનાએ પોતાનો ફેંટો માથે મૂકી દીધો અને અજીતકુમારે બારણું ખોલ્યું તો ઉમીયાશંકરને દીઠા. તેણે અજીતકુમારને કહ્યું "મહારાજ, રસોઇ તૈયાર છે, જમવા ચાલો.

અજીતકુમારે તેને થાળીઓ પીરસીને ત્યાં લઇ આવવાનું કહ્યું. ઉમીયાશંકરને થાળી પીરસીને લઇ આવવાનું ગમ્યું તો નહિ, પણ તેમના

રાખી હતી, કારણકે ત્યાં બીજું કોઈ હવા આવવા જવાનું સાધન ન હતું. સુલોચના તથા અજીતકુમારનું ધ્યાન દરવાજા તરફ હતું તેવામાં પહેલાં એક અને પછી બીજો એમ બે પુરૂષો બારીએથી અંદર દાખલ થયા, અને અજીતકુમાર તથા સુલોચનાને પછવાડેથી તેઓ ન જાણે તેમ મજબુત પકડયાં. તેઓ કોણ હતા તે જણાતું ન હતું, કારણકે આખી ઓરડીમાં દીવો ન હોવાને લીધે અંધારૂં હતું. તે બંન્નેને મજબુત બાંધ્યા પછી તે ઓરડીનો દરવાજો તેઓએ અંદરથી ખોલી નાંખ્યો. દરવાજો ખુલ્યો ત્યાં સુધી તે સાંકળ ખખડાવવામાં આવી હતી. તે ત્રણ પુરૂષોએ એકઠા થઇને તેઓની પાસે જે કાંઇ પૈસા તથા દાગીનો હતો તે કાઢી લીધો. સુલોચનાએ પોતાની બંગડીઓ પુરૂષનો વેશ લેતી વખત કાઢી નાંખી હતી એટલે તે સ્ત્રી હતી એમ તેઓ પારખી શકયા નહિં. સઘળો દાગીનો લૂટયા પછી તેઓએ મજબુત રીતે સુલોચનાને તથા અજીતકુમારને એક બીજા સાથે બાંધ્યાં. અને તેઓને ત્યાંને ત્યાંજ પડી રહેવા દીધાં. તેઓને એટલી તો સાવચેતીથી બાંધ્યાં હતાં કે તેઓમાંથી એક જણ પણ છુટી શકે તેમ નહતું. તથા તેઓને મોઢે પણ ડુચા માર્યા હતા કે જેથી કરીને તેઓમાં બુમ પાડવાની પણ શકિત રહી નહોતી. આવી સ્થીતિમાં પડી રહ્યાને લગભગ દસેક પળ થઇ હશે તેવામાં પાછું તે ઓરડીનું બારણું ઉઘડયું અને કોઇ અંદર દાખલ થયું. તેણે તરતજ અજીતકુમારને છોડયો અને જેવો તે છુટો થયો કે તેણે પૂછયું, "કોણ છે?" જેના જવાબમાં તેણે કહ્યું, "હું શ્યામલાલ છું." અજીતકુમાર ખુશી થયો અને આશ્ચર્યમાં બોલ્યો, "અરે કોણ શ્યામલાલ, તું ઠીક આવી પહોંચ્યો," અજીતકુમારે સુલોચનાને છુટી કરી, અને તેનાથી પણ તેને છોડનાર કોણ હતું એમ પૂછાઇ ગયું. શ્યામલાલને આવો સ્ત્રી જેવો અવાજ સાંભળીને અજાયબી લાગી, અને તેણે પૂછયું, "મહારાજ, આ કોણ છે? તમારી સાથે દિવસના જે પુરૂષ હતા તે કયાં છે?"

અજીતકુમારે કહ્યું, "તે એજ પુરૂષ છે."

સુલોચનાને હવે શ્યામલાલ આગળ છતા થવાની જરાએ ધાસ્તી ન હોતી, કારણ કે તેણે તો તેમને હમણાંજ છુટાં કર્યાં હતાં, તેથી તે

શ્યામલાલ તેનું પૈસા માગવાનું કારણ સમજી ગયો, અને તેથી તરતજ અજીતકુમારે આપેલા પૈસામાંથી તેણે તરતજ તેના ધારા મુજબ પૈસા આપ્યા.

ઉમીયાશંકરે કહ્યું, "પણ તમારો સામાન ક્યાં મૂક્યો છે? કહો તો હું લઇ આવું, રસ્તામાંથી કોઇ ઉપાડી જશે."

શ્યામલાલે જવાબ આપ્યો, "આપણે વળી સામાન ને બામાન કેવો? આપણે તો પંડ સાથે પથારી છે."

ઉમીયાશંકરે પૂછયું, "તમારે માટે સુવાને બીછાનું પાથરી રખાવું કે?"

જેના જવાબમાં શ્યામલાલે હા કહી. શ્યામલાલે તે ઓરડીમાં પોતાનો મુકામ રાખ્યો. સુવાનો વખત થતાં સઘળા નિરાંતે ઉંઘવા માંડયા હતા, અને અજીતકુમાર તથા સુલોચનાએ તે રાત ત્યાં કાઢી સવારના ખાઇપીને પોતાના ગામ તરફ જવાનો નિશ્ચય કર્યો હતો, તેથી તેઓ પણ પોતાની ઓરડીમાં નિરાંતે ઉંઘતાં હતાં.

રાત અંધારી હોવાથી સઘળે અંધારૂં પથરાઇ ગયું હતું, માત્ર પવનથી ઝાડોનાં પાંદડાંના પરસ્પર અથડાવાના અવાજ શિવાય બીજો કોઇ પણ જાતનો અવાજ સંભળાતો ન હોતો. નદી તરફનો દેખાવ ઘણો ભયંકર લાગતો હતો. આવી અંધારી રાત્રે અજીતકુમારના દરવાજાની સાંકળ કોઇ બહારથી ખખડાવવા લાગ્યું. બે ત્રણ વખત સાંકળ ખખડી પણ કોઇ જાગ્યું નહિં. આથી સાંકળ વધારે જોરથી ખખડવા લાગી. અને છેવટે સુલોચના, કે જેણે રાતના પણ પુરૂષનો વેશ કાઢી નાંખવાનું વ્યાજબી ન હોતુ ધાર્યું તે જાગી ઉઠી અને તેણે કાંઈ પણ જવાબ આપ્યા વગર અજીતકુમારને જગાડયો. તે તરતજ જાગી ઉઠયો અને સાંકળનો ખખડાટ સાંભળ્યો, તેણે બુમ મારી, "કોણ છે?"

આનો તેને કાંઈ પણ જવાબ ન મળ્યો. આથી તે ઘણો અજાયબ થયો અને બીજી વાર પણ, "કોણ છે?" એમ પૃછયું, પણ બહારથી બીલકુલ જવાબ ન મળ્યો. આથી તે વિચારમાં પડયો કે દરવાજો ઉઘાડવો કે નહિ. અજીતકુમારવાળી ઓરડીની બારી તેણે પોતે ઉઘાડી

સુતેલા દીઠા. તે પણ સાથે એક દોરડું લઇને આવ્યો હતો, અને તે વતી તે જેવો એક જણાને બાંધવા જતો હતો તેવામાં બીજો તેની ઉપર પછવાડેથી તુટી પડયો, અને પેલો સુતેલો માણસ પણ જાગી ઉઠયો. આમ તે બે જણા વચ્ચે અજીતકુમાર એકલો થઇ પડયો. આ જોઇને સુલોચના પણ ઉઘાડી તરવારે અંદર દોડતી આવી, તેવામાં અજીત-કુમાર આ બન્નેના એકઠા જોર સામે પડી ગયો, અને તેઓમાંનો એક તેની છાતી ઉપર ચડી બેઠો. પેલા બીજાની નજર તરત સુલોચના ઉપર પડી અને તેણે તેના હાથમાં ઉઘાડી તરવાર દીઠી. તેણે સુલોચનાના તરવાર મારવાને ઉગામેલા હાથને તેની ઉપર ઘા પડે તે પહેલાં તે હાથને પકડી લીધો, અને તેનું કાંડું મરડવાથી તેના હાથમાંથી તરવાર પડી ગઇ. આટલા વખતમાં શ્યામલાલે તે ત્રીજા પુરૂષને બીજી ઓરડીમાં મજબુત બાંધી લીધો હતો, અને તે બાંધેલ પુરૂપ બીજો કોઇ નહિ પણ ભટજી ઉમીયાશંકર હતો. શ્યામલાલ ત્યાંથી બહાર નીકળ્યો, અને પેલી બીજી ઓરડીમાં શું બન્યું હતું તે જોવાની જીજ્ઞાસાથી તેણે બારણા-માંથી નજર કરી, અને તેણે અજીતકુમારને પડેલ તથા તેની છાતી ઉપર એક જણાને ચડી બેઠેલ દીઠો, અને બીજી બાજુએ સુલોચનાને પડેલ દીઠી. આ દેખાવ જોઇને તેને નવાઇ લાગી. પણ તે કાંઇ પણ વિચાર કરવા ઉભો રહ્યો નહિં. ત્યાં એક મોટી ડાંગ પડી હતી તે લઇને તરત તે ઓરડીમાં ધસી ગયો, અને જે પુરૂષે સુલોચનાને પાડી નાંખી હતી, અને તેની ઉપર સુલોચનાની તરવાર લઇને ઉભો હતો તેને પછવાડેથી પેલી ડાંગ વતી એક મજબુત ફટકો માર્યો. તે ફટકો લાગવાની સાથેજ તે પુરૂપ તરતજ મૂર્છા ખાઇને નીચે પડયો. સુલોચના તરતજ ઉભી થઇ ગઇ. પેલો બીજો પુરૂપ અજીતકુમારને પડતો મૂકી પોતાના ભાઇ બંધની મદદે દોડયો. અને તે એક પણ ઘા શ્યામલાલ ઉપર કરે તે પહેલાં અજીતકુમાર પણ ઉભો થઇને તે પુરૂષની પછવાડે દોડયો, અને તેને પછવાડેથી બરાબર બાથમાં લઇ લીધો. તેને શ્યામલાલે મજબુત બાંધ્યો, અને પછી પેલો બીજો પુરૂપ કે જે મુર્છીત થઇને પડયો હતો તેને પણ એક દોરડી શોધી લાવીને મજબુત બાંધ્યો. પેલો પુરૂપ, કે જે સાવધતામાં પડયો હતો, તેણે તેને જ્યારે બાંધવામાં આવતો હતો ત્યારે બુમ મારી, "ઉમીયાશંકર, એકદમ મદદે આવો."

પોતેજ બોલી, "શ્યામલાલ, હું કાંઇ પુરૂષ નથી, હું સ્ત્રી છું અને આ તમારા મહારાજની સ્ત્રી થાઉં છું"

શ્યામલાલ આ બીનાથી વિચારમાં પડયો. અને એમ પુરૂષના પોશાકમાં રહેવાનું કારણ તેણે સુલોચનાને પૂછયું. જેના જવાબમાં અજીતકુમારે કહ્યું, "શ્યામલાલ, એ સઘળું હું તને પછી જણાવીશ. પણ હાલ અહિંઆં રહેવું સહીસલામતી ભરેલું છે કે કેમ?"

શ્યામલાલે કહ્યું, "મહારાજ, હજી આપણે થોડીક મહેનત કરવી પડશે. જે સઘળું અહિંઆં બનતું હતું તે મેં સઘળું જોયું છે તે ત્રણ જણા હમણાં નિરાંતે ઉંઘે છે, કારણ કે તેઓ જાણે છે કે તમને બાંધેલાં છે એટલે અત્યારે તેઓને નહાસી જવાની કાંઇ જરૂર નથી. માટે તમે ચાલો મારી સાથે, અને આપણે તેઓની પાસેથી સઘળો માલ પાછો લઇ લઇએ. પણ સાવચેત રહેજો; લડવું પડશે માટે અગાઉથી ચેતતા રહેજો." અજીતકુમારને પણ તેમ કરવું ઠીક લાગ્યું; તેથી સુલોચનાને તેણે કહ્યું. "તું અહિંઆં રહેજે, અમે હમણાં પાછા આવીશું." સુલોચનાએ કહયું, "ના, હું પણ તમારી સાથે આવીશ, અને જરૂર પડતાં હું પણ તમને મદદ કરીશ. હું ક્ષત્રિયાણી છું માટે કાંઈ ભયથી ડરૂં તેમ નથી."

અજીતકુમારે તેને ન આવવા માટે ઘણુંએ સમજાવ્યું પણ તેણે પોતાની હઠ છોડી નહિ, અને તેથી કરીને અજીતકુમારે તેને પણ પોતાની સાથે આવવા દીધી. તેઓ ત્રણે જણાં બહાર નીકળ્યાં. એક ઓરડીમાં પેલા ત્રણમાંના બે જણા સુના હતા, અને બીજી ઓરડીમાં એક જણ સુતો હતો. શ્યામલાલે અજીતકુમારને જે ઓરડીમાં પેલા ત્રણમાંના બે જણા સુતા હતા ત્યાં જવાનું કહયું, અને પોતે અજીતકુમારને જે દોરડાવતી બાંધવામાં આવ્યો હતો તે દોરડું લઇને બીજી ઓરડીમાં, કે જેમાં એક જણ સુતો હતો તેમાં દાખલ થઇ ગયો. તે બન્ને ઓરડીનાં બારણાં બંધ હતાં, પણ તેને સાંકળ ન હોવાથી તે વગર મહેનતે ઉઘાડી શકાય તેમ હતું. અજીતકુમાર તથા સુલોચના હાથમાં તરવાર લઇને ગયાં હતાં, અને અજીતકુમારે સુલોચનાને ત્યાં બહારજ ઉભા રહેવાનું કહી પોતે એકલોજ અંદર દાખલ થયો હતો. ખુલ્લી બારીમાંથી આવતાં બહુ ઝાંખા અજવાળાએ કરીને તેણે બે જણાને એક એકથી ઘણે દૂર

એક ઝાડ નીચે બેઠા. શ્યામલાલને ઘોડા ખરીદવા માટે અજીતકુમારે પોતાની આંગળીમાંથી એક હીરાની વીંટી આપી, તે લઇને તે ગામ તરફ ચાલ્યો, અને બપોરના લગભગ સાડા બાર વાગ્યાની પહેલાં ત્રણ તેજી ઝડપી ઘોડા લઇને આવ્યો. તે સાથે અજીતકુમાર તથા સુલોચના અને પોતા માટે ખાવાનું પણ લાવ્યો હતો. સઘળા ખાઇપી રહ્યા પછી, સુલોચનાએ શ્યામલાલને પૂછ્યું કે તે કેવી રીતે અગાઉથી જાણી શકયો હતો કે કંઇ દગો રચાયલો હતો. તેના જવાબમાં તેણે કહ્યું, "હું ગઇ કાલે રાતના જયારે ઓટલા ઉપર બેઠો હતો ત્યારે પેલા બે જણા દૂર બેસીને કાંઇ મસલત ચલાવતા હતા, પણ મેં તેની કાંઇ દરકાર કરી નહિ. તેઓ છેવટે વાત કરી રહ્યા પછી મારી આગળ થઇને વીશીમાં દાખલ થતા હતા, અને દાખલ થતાં થતાં તેઓમાંનો એક જણ બોલ્યો કે, 'કાલે સવાર પડતામાં તો પૈસાદાર થઇ જઇશું.' આ સાંભળીને હું વિચાર કરવા લાગ્યો કે, એક દિવસમાં પૈસાદાર કેમ થઇ જવાતું હશે. એવો તો કોઇ જાતનો ધંધો નથી કે જે કોઇ પણ માણસને એક દિવસમાં પૈસાદાર બનાવી દે. માત્ર ચોરી અથવા લુટફાટથી એકદમ પૈસો મળી જાય. વળી રાત તો પડી ગઇ હતી, અને કાલ સવારમાં પૈસાદાર થઇ જવું એતો માત્ર ચોરી અથવા લુટફાટ સિવાય બીજું કાંઇ પણ હોઇ શકે નહિ, કારણકે રાતનાં કોઇપણ જાતનો ધંધો ચાલતો નથી. આમ વિચાર કરવાથી મને શક પડયો અને તેઓ વીશીમાં દાખલ થયા એટલે ત્યાંજ લૂટ પાડવી હશે એમ ધાર્યું. મેં વીશીમાં ચારે તરફ નજર કરી પણ ત્યાં તમારા સિવાય બીજા ઉતારૂઓ તો ગરીબ હતા, માટે મારી ખાત્રી થઇ કે એ લોકો તમનેજ લુટવા માગતા હતા; અને એ પ્રમાણે મેં આપને ચેતાવી દીધા, અને છેવટે તમે જોયું તેમ મારી અટકળ ખરી પડી."

સુલોચના શ્યામલાલ તરફ ઘણી ખુશી થઇ અને બોલી, "શ્યામલાલ, તું ચાલાક તો છે તેમાં કાંઇ શક નહિ. પણ તું પેલા બે જણાને ઓળખે છે ?"

શ્યામલાલ બોલ્યો, "એ લુટારાઓને હું કયાંથી ઓળખું ? મારે કંઇ લુટ પાડવી હતી કે એવા બદમાશોને હું ઓળખવા જાઉં ?"

ઉમીયાશંકર, પોતે જ્યાં બંધાયલી હાલતમાં પડેલ હતો, ત્યાંથી બુમ મારીને કહ્યું, "બાપજી, હું તો અહિંઆ બંધાયલો છું, હું શી રીતે ત્યાં આવું ?"

આ પ્રમાણે ત્રણે જણાને બાંધ્યા પછી શ્યામલાલે ઉમીયાશંકરવાળી ઓરડી પહેલાં શોધવા માંડી, અને બધો સામાન તપાસ્યા પછી છેવટે તેને ત્યાં પડેલ પથારી નીચે જોતાં એક પોટલી મળી આવી, અને તેમાંથી તેઓને સઘળો દાગીનો મળી આવ્યો અને સઘળા પૈસા પણ મળી આવ્યા. અજીતકુમાર તથા સુલોચના નિરાંતે જઇને પોતાની ઓરડીમાં જઇને બેઠાં હતાં. તેની આગળ જઇને શ્યામલાલે પેલી પોટલી મૂકી. અજીતકુમારે તે છોડી અને તેમાં સઘળું બરાબર હતું તે તપાસી લીધું. અને પછી તે સુલોચનાને આપી. સુલોચનાએ પોતાનો દાગીનો કાઢીને પહેરી લીધો. અજીતકુમારે એક પોતાની હીરાની વીંટી શ્યામલાલ તરફ ધરીને કહ્યું, "શ્યામલાલ, લે આ તને હું તારી બહાદુરી વાસ્તે ઇનામ આપું છું."

શ્યામલાલે કહ્યું, "મેં કાંઇ બહાદુરી કરી નથી. મેં માત્ર મારી ફરજ બજાવી છે. આપની મીઠી નજર મારી ઉપર છે તે બસ છે."

સુલોચનાએ તેને તે વીંટી લેવાને ઘણો આગ્રહ કર્યો, પણ તે છતાં તેણે તે લીધી નહિ.

લગભગ સવાર પડી જવા આવી હતી; હવે શું કરવું તે વિચારમાં અજીતકુમાર પડયો અને શ્યામલાલની સલાહ પણ પૂછી; જેના જવાબમાં શ્યામલાલે ત્યાંથી સવાર પડતાં પહેલાં ચાલી જવાનું વધારે પસંદ કર્યું. અજીતકુમારને પણ એ અનુકુળ લાગ્યું, અજીતકુમાર તથા સુલોચના અને શ્યામલાલ સવાર પડે તે પહેલાં ત્યાંથી નીકળી ગયાં. પેલા ત્રણ જણાને ત્યાંને ત્યાંજ બાંધેલ અવસ્થામાં પડેલા રહેવા દીધા; કારણ કે તેમને છોડવાની કાંઇ જરૂર દેખાઇ નહિ, કેમકે ત્યાં ઘણા માણસોની આવજા થતી હોવાથી કોઇ પણ તેને છોડે તેમાં કાંઇ શક જેવું નહોતું. તેઓ ત્રણે જણા ત્યાંથી ચાલતા થયા અને ગામ બહાર ગયા. અજીતકુમારે શ્યામલાલને ત્રણ ઘોડા વેચાતા લઇ આવવાનું કહ્યું, અને તેઓ નિરાંતે

# પ્રકરણ ૩૧ મું.



## અમૃતલાલ હસીનાના મકાનમાં કેદ.

અમૃતલાલ અને રતનસિંહને હસીનાના સિપાઈઓ કેદ પકડી ગયા અને બીજે દિવસે સવારના તેઓ હસીનાના મકાન આગળ આવી પહોંચ્યા. અમૃતલાલને અને રતનસિંહને અજીતકુમારવાળા ઓરડામાં કેદ રાખવામાં આવ્યા હતા. તેઓને દિવસના ખાવાનું આપવામાં આવ્યું હતું પણ તે અમૃતલાલે કે રતનસિંહે જરાએ ખાધું નહિ. સાંજ પડવા આવી અને તેઓએ ત્યાંથી કેવી રીતે છુટવું તેના વિચારમાં આખો દિવસ ગાળ્યો, પણ તેઓને કાંઇ પણ યુક્તિ સુઝી નહિ. છેવટે અમૃતલાલને એક યુક્તિ સુઝી આવી. તે પ્રમાણે તેઓએ ત્યાંથી હસીનાને પણ સાથે ઉપાડી જવાનો નિશ્ચય કર્યો. રાતના લગભગ આઠેક વાગ્યાના સમયે હસીનાનો એક માણસ અમૃતલાલ તથા રતનસિંહ સારૂ ખાવાનું લઇને આવ્યો, અને તેઓના ઓરડામાં દાખલ થયો. તેઓ બંને જણા સામાસામા એકેક ખુણામાં શાન્ત થઇને બેઠા હતા. જેવી તે માણસે અમૃતલાલ આગળ જઇને ત્યાં પીરસેલી થાળી મૂકી કે પાછળવાડેથી રતનસિંહે તેને એક એવો તો સજ્જડ ફટકો માર્યો કે તે તરતજ મુર્છા ખાઇને નીચે પડી ગયો. તરત રતન સિંહ ત્યાં પડેલી એક મોટી ચાદર વડે તેનાં હાથ પગ બાંધવા લાગ્યો, અને તેના મોઢામાં એક મજબુત ડુચો માર્યો. અમૃતલાલે તેના મોઢા ઉપર પાણી છાંટ્યું અને તેથી થોડી વારમાં તે શુધ્ધિમાં આવ્યો, પણ તેને માલમ પડયું કે તેના હાથપગ બાંધેલા હતા, અને તેનાથી બુમ પાડી શકાય તેમ નહતું; કારણકે તેને મોઢે ડુચો મારેલો હતો. તેને અમૃતલાલે અને રતનસિંહે ત્યાંથી ઉપાડીને પલંગ નીચે મૂક્યો; અડધોએક કલાક વીતી ગયો. અમૃતલાલે રતનસિંહને પેલી થાળી ખાલી કરી નાખીને દરવાજા આગળ મૂકી દેવાનું કહ્યું, થોડીવારમાં પેલો માણસ પાછો ન આવ્યો એટલે બીજો માણસ ત્યાં આગળ

અજીતકુમાર થાકી ગયો હતો તેથી તેણે શ્યામલાલને ત્યાં થોડીવાર ધ્યાન રાખવાનું કહ્યું, અને પોતે નિરાંતે જરા આસાએશ લેવાને સુતો. અર્ધાએક કલાક પછી તે પાછો જાગ્યો, અને તેઓ ત્રણે જણાં અજીતકુમારના ગામ તરફ ઉપડી ગયાં. તેઓને રસ્તામાં કોઇ પણ જાતની અડચણ વેઠવી નહોતી પડી. સુલોચનાના ગામ આગળ આવ્યા એટલે અજીતકુમારે શ્યામલાલને તેને બરોબર ઠેકાણે તેના મેહેલમાં મૂકીને પાછા ત્યાં ગામ બહાર આવવાનું કહ્યું, શ્યામલાલ તેને મૂકીને આવ્યો અને તેને લઇને અજીતકુમાર પોતાને ગામ સહીસલામત પહોંચી ગયો.



અમૃતલાલે ગુજરાતીમાં જવાબ આપ્યો. "તમે જેને કેદ પકડી મંગાવ્યો છે તેજ."

હસીના અચંબાથી બોલી, "કોણ અમૃતલાલ!"

અમૃતલાલે શાન્તિથી જવાબ આપ્યો, "હા, એજ."

હસીનાના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને તે ગુસ્સાના આવેશમાં આવીને બોલી, "અમૃતલાલ, જોજે હવે તારા કેવા હાલ કરૂં છું? ઠીક બરાબર મારા સપાટામાં આવ્યો છે."

અમૃતલાલે શાન્તિ ગ્રહણ કરી હતી, અને તેથી શાન્તિથી જવાબ આપ્યો, "અજીતકુમારના હાલ કરતાં કરતાં તો તારા હાલ થઇ ગયા. હવે મારા હાલ તે તારાથી શું થવાના છે? મને તારી જરાએ બ્હીક નથી. તારાથી થાય તે કરી લે જે, બંદા તો આ નિરાંતે બેઠા છે"

હસીનાને અમૃતલાલના નિડરપણાથી વધારે ગુસ્સો ચડવા લાગ્યો, અને તેથી તે બોલી, તને હવે જીવતો રહેવા દઉં તો તું તારી ચાલાકી અજમાવીશ ને?" આમ બોલીને તેણે જયાં રતનસિંહ સુલોચનાના પોશાકમાં બેઠો હતો ત્યાં નજર ફેરવી. રતનસિંહે એક મોટો ઘુમટો તાણ્યો હતો. સુલોચના કોઇ દિવસ ઘુમટો નહોતી તાણતી ને આજ આમ ઘુમટો તાણેલો જોઇને હસીના અજાયબ થઇને બોલી, "સુલોચના, કેમ પાછી પકડાઈ તેથી શરમાઇને ઘુમટો તાણ્યો છે કે? ફરીથી નાસવાની હિંમત કરજે હવે. તને પણ મારે જીવવા નથી દેવી."

અમૃતલાલ બોલ્યો, "સુલોચના, ઘુમટો ઉઘાડી નાંખો. હસીનાની શરમ રાખવાની હવે કાંઇ જરૂર નથી. હવે ફરીથી નાસવાનો વિચાર કરજો મા, કારણ કે એ ચાલાક હસીના તમને સપાટામાં પાછાં પકડી કાઢશે. હા, અને એનો વિચાર થશે તો તમને મારી પણ નાંખશે, માટે એનાથી બ્હીને ચાલજો."

હસીના અમૃતલાલના બોલવાનો કાંઇ પણ ભાવાર્થ સમજી નહિ, અને તે અમૃતલાલ સામું તથા રતનસિંહ સામું જોયા કરતી હતી, પણ તે જરાએ અમૃતલાલના બોલવાનો ભાવાર્થ સમજી શકી નહિં. અમૃતલાલની ઇસારતથી રતનસિંહે પોતાનો ઘુમટો

આવ્યો. તેણે તે થાળી ખાલી દીઠી એટલે જાણ્યું કે એ બે જણાએ ખાઇ લીધું હશે. તેણે પેલા માણસ વિષે પૂછ્યું કે, "તે કયાં ગયો છે?" જેના જવાબમાં અમૃતલાલે કહ્યું કે તે ત્યાં થાળી મૂકીને પાછો ત્યાં આવ્યો નહતો. તેને શક પડવાથી ચારે તરફ ઓરડામાં નજર કરવા લાગ્યો. અમૃતલાલ રતનસિંહને તેની ઉપર તરાપ મારવાને ઇસારત કરી અને તે પ્રમાણે જેવો તે પલંગ નીચે જોવાને વાંકો વળ્યો તેવોજ રતનસિંહે તેને માથા ઉપર મજબુત ઠોંસો માર્યો, પણ તેની જરાએ અસર પેલા માણસ ઉપર થઇ નહિ. આથી તે પાછો ફર્યો અને એક મજબુત ઠોંસો રતનસિંહને લગાવ્યો. તેવામાં એકદમ અમૃત જઇ પુગ્યો ને બે હાથે પછવાડેથી એનું ગળું મજબુતાઇથી દાબ્યું; આથી તે માણસ નરમ પડ્યો. અને બે જણાએ તેને મજબુત પકડી રાખ્યો; અને પેલા માણસના ફેંટાવડે એટલો તો તેને મજબુત બાંધ્યો કે ત્યાંથી જરા પણ ઢીલા થઇ શકાય તેમ ન હતું. તેને પણ મોઢે ડુચો માર્યો, કારણ કે તેમ દરેક જણને બાંધવાની જરૂર હતી, નહિ તો તેઓની બુમ કોઇ સાંભળી શકત. તેને પલંગ ઉપર ભીંતની તરફ ગાડલાંઓ જરા બહારની બાજુએ ખસેડીને તેની આડો સુવાડ્યો, અને તેની ઉપર ત્યાં પડેલી ગોદડી લાંબી કરીને નાંખી દીધી. પાછા તેઓ શાન્ત થઇને અગાઉની પ્રમાણે બેઠા. પેલા બે માણસો ગુમ થયા હતા એ કોઇને માલુમ પડ્યું નહિ, અને તે જાણવાની કોઇએ દરકાર કરી નહિં, કારણ કે તેઓ એમ ધારતા હતા કે તેઓ અહિંઆ આટલામાં ગયા હશે, તે હમણાં આવશે, છેવટે આમ ઘણો વખત વીતી ગયો પણ બીજું કોઇ તે ઓરડામાં આવ્યું નહિ. રાતના લગભગ દસેક વાગે હસીના ત્યાં આવી, અને અમૃતલાલની સામે એક કોચ પડ્યો હતો તે ઉપર બેઠી. અત્યાર સુધી આખા મકાનમાં સઘળા એમજ જાણતા હતા કે કેદ પકડાયલા બે જણા સુલોચના તથા અજીતકુમાર હતા. રતનસિંહ પણ સુલોચનાના પોશાકમાં હોવાથી તેને સઘળા સુલોચના સમજતા હતા, અને સઘળાની માફક હસીના પણ એમજ માનતી હતી કે અજીતકુમાર અને સુલોચના તે ઓરડામાં કેદ હતાં. હસીના જેવી કોચ ઉપર બેઠી અને અમૃતલાલની સામી પહેલ વહેલી નજર કરી કે ચમકીને બોલી ઉઠી, "યે કોન હય?"

લાગ્યો. ત્યાં તે દરવાજાને અંદરથી તાળું મારેલું હતું, અને ત્યાં એક પહેરેગીર ઉઘાડી તરવારે પહેરો ભરતો હતો. રતનસિંહ ચારે બાજુએ નજર કરતો હતો. તેણે દુરથી પેલા પહેરેગીરને જોયો અને દરવાજાને તાળું વાસેલું પણ દીઠું. તેની ખાત્રી હતી કે તેજ બહાર જવાનો દરવાજો હતો, પણ ત્યાંથી બહાર જવાનું ઘણું મુશ્કેલ હતું. આથી તે પાછો ફર્યો. અને બીજા બે ત્રણ ઓરડાઓ ખુલ્લા હતા, ત્યાં નજર કરી પણ કયાંયથી બહાર નીકળવાનો રસ્તો નહોતો. તેણે આવીને સઘળી હકીકત અમૃતલાલને કહી. અમૃતલાલ તે દરવાજા આગળથી કેમ જવાય તે વિચારમાં પડયો. કદાચ તેઓ તે દરવાજા આગળથી છટકી શકે પણ તે દરવાજાને મારેલું તાળું કેવી રીતે ઉઘાડી શકાય? છેવટે તેણે તે પહેરેગીરને પકડવાનો વિચાર કર્યો, અને તેની પાસે ચાવી ન હોય તો તે તાળાંને તોડી નાખવાનો નિશ્ચય કર્યો. તેણે રતનસિંહને સાથે લીધો અને બન્ને જણા ત્યાં આગળ ગયા અને દૂરથી તેઓએ તે પહેરેગીરને હાથમાં ઉઘાડી તરવાર લઇને પહેરો ભરતો જોયો. અમૃતલાલે રતનસિંહને કહ્યું કે તે જેવી પુંઠ ફેરવે કે બન્નેએ સાથે તેની ઉપર તુટી પડવું; જેથી તે ચોકીદારે પુઠ ફેરવી કે અમૃતલાલ અને રતનસિંહ બન્ને તેની ઉપર તુટી પડયા અને તેનું કાંડું મરડીને હાથમાંથી તરવાર છુટાવી લીધી, અને રતનસિંહે બે હાથે તેનું મોહું દબાવી રાખ્યું. તેને માથેથી ફેંટો ખેંચતાં કને અમૃતલાલે તેને મજબુત બાંધવા માંડયો, અને તેને બરાબર બાંધ્યો અને મોઢે ડુચો માર્યો. તે પછી તેને ત્યાં એક બાજુની ઓરડીમાં લઇ ગયો અને ત્યાં તેની તપાસ કરી પણ તેની પાસેથી તે દરવાજાની ચાવી નીકળી નહિ. તે પહેરેગીને ત્યાંજ તે ઓરડીમાં પુરી મૂકયો, અને પછી તેઓએ તે તાળું ઉઘાડવાની મહેનત કરવા માંડી પણ તે ઉઘડયું નહિ. જો તેઓ તેને ભાગી નાખવા માંડે તો અવાજ થાય, અને તેથી સઘળા જાગી જાય, માટે એમ કરવું તેઓએ વ્યાજબી ધાર્યું નહિ છેવટે રતનસિંહને એક યુક્તિ સુઝી. તેણે અમૃતલાલને કહ્યું, આ તાળાંની ચાવી હસીનાના ઓરડામાં રહેતી હશે માટે ત્યાંથી જો મળે તો શોધી લાવું."

અમૃતલાલે તેને શોધી લાવવાની હા કહી, અને પોતે પણ તેની સાથે ગયો. તેઓ અવાજ કર્યા વિના ચાલતા હતા, રતનસિંહ

કાઢી નાંખ્યો, અને મુછો ચડાવવા માંડયો. આ દેખાવ જોઇને હસીના તો એટલી ગભરાણી કે તે થોડીવાર સુધી કાંઇ પણ બોલી શકી નહિં. થોડીવારે જ્યારે તે પાછી સાવધ થઇ ત્યારે બોલી, "સુલોચના ક્યાં ગઇ?"

અમૃતલાલે જવાબ આપ્યો, "સુલોચના સહીસલામત તારા હાથમાંથી છટકીને તેના રાજ્યમાં પહોંચી ગઇ, અને અજીતકુમાર પણ પોતાના રાજ્યમાં ક્યારનાએ પહોંચી ગયા, અહિંઆ તો આ બે જણાજ પછવાડે રહી ગયા હોય એમ લાગે છે."

હસીનાનો ગુસ્સો હવે એકદમ વધવા લાગ્યો, અને તે એટલી હદ સુધી વધી ગયો કે તેણે પોતાની પાસે જોયું પણ કાંઇ હથીયાર નહતું, નહિં તો તેણે રતનસિંહને પોતાને હાથે મારી નાખવાનો નિશ્ચય કર્યો પણ પાસે હથીયાર ન હોવાથી તે લેવા જવા સારૂ ઉભી થઇ અને બડબડી, "હવે તો આને બરાબર મઝા નહિ ચખાડું ત્યાં સુધી મને સુખ વળે તેમ નથી." તે હજી ત્રણેક પગલાં ચાલી હશે તેવામાં અમૃતલાલ તેની પછવાડે વગર અવાજ કરે દોડયો, અને પછવાડેથી તેના મોઢા ઉપર એવો તો મજબૂત હાથ મૂકયો કે તે જરાએ બોલી શકી નહિ. રતનસિંહ પણ ઉભો થઇ ગયો અને બન્ને જણાએ સાથે મળીને તેને રતનસિંહની સાડી વડે મજબુત બાંધી, અને ત્યાં પડેલા કોચની નીચે બન્ને જણાએ ઉપાડીને મૂકી દીધી. આ પ્રમાણે તેઓએ ત્રણે જણાંને કેદ કર્યાં. સઘળે શાન્તિ પથરાઇ ગઇ હતી. ક્યાંથી પણ જરાએ અવાજ નહોતો થતો. હસીનાના માણસોએ એમ ધાર્યું હતું કે હસીના સુઇ ગઇ હશે, કારણ કે હસીના પરબારી પોતાના શયનગૃહમાંથી ત્યાં આવી હતી. રાતના લગભગ બેએક વાગ્યાના સુમારે અમૃતે રતનસિંહને ત્યાંથી નાસવાની તજવીજ કરવાનું કહ્યું; પણ કેવી રીતે ન્હાસવું તેના વિચારમાં તેઓ પડયા, કારણ કે તેઓએ તે ત્રણે જણાઓને સાથે લઇ જવાનો વિચાર કર્યો હતો. છેવટે તેઓએ આસ્તેથી હસીના જે દરવાજેથી આવી હતી તે દરવાજો ઉઘાડી જોયો. તે ઉઘાડો હતો; ત્યાંથી રતનસિંહ અંદર દાખલ થયો તો તે એક ઓરડામાં આવી લાગ્યો. ત્યાંથી તે બહાર નીકળ્યો અને તે એક ચોકમાં આવી લાગ્યો. ત્યાંથી તે એક બીજા ઓરડામાં દાખલ થયો અને ત્યાં થઇને તે તે મકાનની બહાર જવાના મોટા દરવાજા આગળ આવી

રતનસિંહની આ યુક્તિ ઠીક લાગી તેથી અમૃતલાલ તે ગાડાવાળા આગળ ગયો, અને તેના હાથમાં થોડા પૈસા આપ્યા, અને તે બળદ માટે ઘાસ લઇ આવવાનું કહ્યું, તેણે ખુશી થતાં તે પૈસા લીધા. અમૃતલાલે કહ્યું, "અને જો તને આવતાં વખત લાગશે તો અમે ગાડું ગામના દરવાજા તરફ હાંકીશું, ત્યાં તું આવી પહોંચજે."

ગાડાવાળાએ તેમ કરવાની હા કહી, અને ત્યાંથી એકદમ ચાલવા માંડયો. તેના ગયા પછી અમૃતલાલ અને રતનસિંહે સાથે મળીને સઘળાને ગાડામાં મૂકયાં, અને તેઓની ઉપર ગાડલાં લાંબાં કરીને નાંખ્યાં, કે જેથી તેમાં કોઇ છે તેમ ખબર ન પડે. તેણે ગડલાં એવી રીતે નાંખ્યાં હતાં કે જેથી કરીને તેઓ બરાબર શ્વાસ લઇ શકે. રતનસિંહે દરવાજો પાછો અટકાવી દીધો અને પોતે આગળ ગાડું હાંકવા બેઠો. અમૃતલાલ ગાડાના પછવાડેના ભાગમાં બેઠો. પેલા પહેરેગીના સઘળાં હથીયારો રતનસિંહે સાથે લઈ લીધાં હતાં, કારણ કે વખતે જરૂર પડે તો રસ્તામાં કામ લાગે. ગાડાંવાળો હજી સુધી આવ્યો ન હોતો. અમૃતલાલને હવે ઘણી ભુખ લાગી હતી, તેમજ રતનસિંહને પણ ઘણી ભુખ લાગી હતી; પણ મળસકાના વખતમાં ખાવાનું કયાંથી મળે? પણ નસીબ જોગે એક ચારણ એટલામાંથી તાજા ગાયના દુધની તાંબડી લઇને જતો હતો; અમૃતલાલે અને રતનસિંહે બન્ને જણાએ તેની પાસેથી દુધ વેચાતું લઇને ધરાઇને પીધું, અને પાછું ગાડું હાંકવા માંડયું. તેઓ બરાબર સવાર પડવા આવી હતી તેવામાં ઝાંપાના દરવાજા આગળ આવી પહોંચ્યા, અને ત્યાં ગાડાવાળાની રાહ જોતા બેઠા.

અમૃતલાલે રતનસિંહને કહ્યું, "ગાડામાં જતાં ઘણો વખત લાગશે અને તેવામાં કદાચ હસીનાનાં માણસો આપણી પુઠ પકડશે તો વળી પાછા પકડાઈ જઇશું, માટે થોડા ઘોડા ભાડે કરીને તેની ઉપર જઇએ તો ઠીક."

અમૃતલાલે પણ એમજ કરવાનું ઠીક ધાર્યું. તે ઘોડા ભાડે લેવા ગયો અને અર્ધાએક કલાકમાં આવી પહોંચ્યો. એકેક જણને એકેક ઘોડા ઉપર બાંધ્યાં અને તેની લગામ પોતાના હાથમાં રાખી. આ પ્રમાણે રતનસિંહે ચાર ઘોડા લગામ પકડીને એકદમ ઘોડાઓ દોડાવવા માંડયા.

આગળ ચાલતો હતો અને અમૃતલાલ તેની પછવાડે ચાલતો હતો. તેઓ હસીનાના ઓરડામાં વગર હરકતે જઇ પહોંચ્યા. ત્યાં ઓરડામાં દાખલ થયા એટલે અમૃતલાલે તે ઓરડાનું બારણું પછવાડેથી અટકાવી દીધું. બે જણા તે મોટા દરવાજાની ચાવી માટે આખો ઓરડો શોધવા લાગ્યા પણ ક્યાંય પત્તો મળ્યો નહિ. અંતે તે અમૃતલાલને તે હસીનાના પલંગ ઉપરના તકીયાની નીચેથી મળી. તરતજ અમૃતલાલ અને રતનસિંહ બન્ને તે મોટા દરવાજા આગળ ગયા, અને તાળું ખોલીને દરવાજાની સાંકળ ખોલી દરવાજો ઉઘાડ્યો અને પાછો તે અટકાવી દીધો; કારણ કે નહિં તો રસ્તે કોઇ આવતું જતું માણસ અરધી રાત્રે દરવાજો ઉઘાડો જોઇને, અંદર કોઇ ચોર ગયા હશે એમ ધારીને, સિપાઇને ખબર આપે તો બધી રચેલ બાજી બગડી જાય. અમૃતલાલ રતનસિંહને લઇ પોતાને કેદ કરી રાખેલ ઓરડામાં ગયો, અને બન્ને જણે સાથે મળીને પહેલાં તો હસીનાને ઉપાડી અને જે ઓરડીમાં પેલા પહેરેગીરને પુરી રાખ્યો હતો તેમાં તેને પણ પુરી. તેને પુર્યાં પહેલાં તેની આંખે પાટા બાંધી દીધા અને પેલા પહેરેગીરની આંખે પણ પાટા બાંધી દીધા, કે જેથી કરીને તેઓ એક બીજાને દેખી શકે નહિ. એ પ્રમાણે પેલા બીજા બે જણાને પણ ત્યાં આંખે પાટા બાંધીને લઇ ગયા અને ત્યાં પુરી મૂકયા. તે બાદ અમૃતલાલ એક મોટું ગાડું ભાડે લઇ આવવા ગયો, અને લગભગ અર્ધાએક કલાકમાં તે ગાડું લઇ આવ્યો. એટલા વખતમાં રતનસિંહે પોતાને કેદ કરી રાખેલ ઓરડામાંથી પલંગ ઉપર પડેલાં બે ગાડલાંઓ ઉપાડીને તે ઓરડામાં મૂકી રાખ્યાં. એક મોટું ગાડું દરવાજા આગળ આવ્યું અને તેમાંથી અમૃતલાલ ઉતર્યો, અને રતનસિંહને તેમાં એક પછી એક જણને મૂકવાનું કહ્યું.

રતનસિંહે કહ્યું, "પણ એ ગાડાંવાળો જાણશે કે આમ આપણે કોઇ માણસોને પકડી જઇએ છીએ તો એ આપણી સાથે આવશે નહિં, માટે એને કાંઇ બ્હાનું કાઢી થોડીવાર દૂર મોકલો તો આ લોકોને ગાડામાં એની ગેરહાજરીમાં મૂકીને તેની ઉપર ગાડલાં નાંખીશું, એટલે એ જાણશે પણ નહિં."

જવાનો વિચાર રાખ્યો હતો. અજીતકુમાર, અમૃતલાલ, અને રતનસિંહ ત્રણે જણા મહેલમાં ગયા. અજીતકુમારના આનંદનો પાર રહ્યો ન હતો. અજીતકુમારે આ બધાંને કેદ કેમ પકડયાં એ પૂછવા માંડયું, જેના જવાબમાં અમૃતલાલે કહ્યું, "વાતો કરવાના હવે ઘણા દિવસ મળશે. હું ઘણો થાકી ગયો છું, માટે મને થોડીવાર ઉંઘવા દ્યો. અજીતકુમારે તેને પોતાના પલંગમાં સુવાનું કહ્યું; પણ અમૃતલાલ ત્યાં સુતો નહિ અને કહ્યું, "એ પલંગ આપને વાસ્તે છે હું તો અહિંઆ કોચ ઉપર સુઇશ." એમ કહીને તે ત્યાં સુઇ ગયો અને અર્ધા કલાક પછી જાગ્યો, અને અજીતકુમાર, કે જે ત્યાંજ બેસી રહ્યો હતો, તેને કહ્યું, "કુમાર, હવે આપ મને જવાની રજા આપો મારી વહાલી માતા મારા વગર ઉદાસ થઇ ગઇ હશે; કોણ જાણે એની કેવી હાલત થઇ ગઇ હશે તેતો મને પણ ખબર નથી."

અજીતકુમારે કહ્યું, "અમૃતલાલ, હું એમને મારાં માતા સમજું છું અને એમની ચિંતા કરવાનું કાંઇ પણ કારણ નથી, કારણ કે હું જયારથી અહિંઆ આવ્યો છું ત્યારથી એમને દરરોજ એક વખત મળી આવતો હતો, અને તેમને હમેશાં તારે માટે આશ્વાસન આપતો હતો. ખરેખર માતા હોય તો એવીજ હોજો. અહા! પુત્ર પ્રત્યે કેટલી લાગણી! અલબત તે સુકાઇ તો બહુ ગયાં છે, પણ મારા ત્યાં જવાથી તેમને કાંઇ સંતોષ વળતો હતો. એ બિચારાં રાતને દિવસ તારૂંજ નામ યાદ કર્યા કરે છે, અને તું કયારે આવશે! કયારે આવશે! એમ પૂછયા કરે છે. માતા હોય તો એવીજ હોજો કે જે તારા જેવા પુત્ર રત્નને જન્મ આપે ભલે, જા જઇને જલદી તારી માતાને મળ, પછી જયારે તને ફુરસદ હોય ત્યારે પાછો અહિંઆ આવજે." અમૃતલાલને પોતાની માતાની સ્થીતિ સાંભળી એટલું બધું દુઃખ થવા લાગ્યું કે તેની આંખમાં પાણી આવી ગયાં, અને તે કાંઇ પણ બોલી શકયો નહિ અને મુંગોજ રહ્યો. અજીતકુમારની આંખમાં પણ અમૃતલાલના મનમાં દુઃખ થતું જોઇને પાણી આવી ગયાં, અને બન્ને જણાએ પોતાના રૂમાલ વડે પોતાની ભીંજાયલી આંખો લુહી નાંખી.

અમૃતલાલ શાન્ત થયા પછી બોલ્યો, "હું તેને છોડીને ચાલ્યો જાઉં તેમાં તેને દુઃખ થાય એમાં શી નવાઇ! બિચારીએ રડી રડીને

કારણ કે સવાર પડી ગઇ હતી. પેલો ગાડાંવાળો ત્યાં આવી પહોંચ્યો એટલે અમૃતલાલે તેને ગાડું સોંપી દીધું, અને તેને તેના ઝાંપા સુધીના ભાડાંના પૈસા આપી દીધા, અને કહ્યું, "હું મારકીટ આગળ રહું છું ત્યાં કાલે સવારે આવા વખતે પાછું ગાડું લઇને આવજે, કારણ કે મારે બહારગામ જવાનું છે." એમ કહીને અમૃતલાલ મારકીટ તરફના રસ્તાની બાજુ ચાલવા લાગ્યો. આથી તે ગાડાવાળાએ સઘળી વાત સાચી માની. અમૃતલાલ બે આડી અવળી ગલી વટાવીને બીજે રસ્તેથી પાછો ઝાંપા બહાર નીકળી ગયો. અમૃતલાલે ધાર્યું કે કદાચ ગાડાવાળાને કોઇ તેઓના વિષે ખબર પૂછે તો તેને બરાબર પત્તો મળે નહિ, માટે ગાડાવાળાના મનમાં ખોટી વાત ઠસાવી. થોડીવારમાં અમૃતલાલ અને રતનસિંહ બન્ને સાથે થઇ ગયા, અને હવે ઘોડાઓને તેઓએ વધારે ઝડપથી છોડી મૂકયા. તડકો દેખાય તે પહેલાં તો તેઓ ગામથી ઘણે દૂર નીકળી ગયા. ઘોડાઓ ઘણા તેજી હતા એટલે પોતાને ગામ પહોંચતાં વાર લાગી નહિ. અજીતકુમાર એક દહાડો સવારના પોતાના મહેલની બારીમાં બેઠો હતો, તેવામાં તેણે છ ઘોડાઓ પોતાના મહેલ તરફ આવતાં જોયા. પહેલાં તો તે કોણ હતા તે વર્તી શકયો નહિ, પણ જેમ જેમ ઘોડાઓ પાસે આવતા ગયા તેમ તેમ તેઓ ઓળખાવા લાગ્યા અને છેવટે અજીતકુમારે અમૃતલાલને અને રતનસિંહને ઓળખી કાઢયા. તેના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે એકદમ શ્યામલાલ, કે જે હવે રજપુતનો પોશાક પહેરતો હતો, તેને કહ્યું, "શ્યામલાલ, મારો મિત્ર આવે છે, ચાલ આપણે એને લેવાને જઇએ." બન્ને જણા ત્યાંથી નીચે ગયા અને જેવો અમૃતલાલ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો કે અજીતકુમાર હર્ષાવેશમાં તેને બાઝી પડયો, અને એક બીજાના ખબર અંતર પૂછયા પછી તેણે અજીતકુમારને કહ્યું, "હસીના તથા તેના ત્રણ નોકરોને કેદ પકડી લાવ્યો છું. એમને એકેક ઓરડામાં છુટા કરીને પૂરી મૂકાવો; કારણ કે તે લાંબી મુસાફરીથી ઘણાં થાકી ગયાં હશે અજીતકુમારે શ્યામલાલને તેમ કરવાનું કહ્યું. શ્યામલાલે થોડા પોતાના સિપાઇઓની મદદ વડે દરેક જણને એકેક ઓરડામાં છુટાં કરીને પૂરી મૂકાવ્યાં. અમૃતલાલે રતનસિંહને તેને ઘેર જઇને પોતાની માતાને તેના આવવાના ખબર હાલ આપવાની ના કહી; કારણ કે તેણે પોતેજ તેની પાસે ઓચીંતા

તેને હંમેશની પ્રમાણે ભણકારા લાગતા હતા. પણ કોઇ ખરેખર તેને નહોતું બોલાવતું. અમૃતલાલના ફરી બોલાવવાથી તેની આંખ તદ્દન ઉઘડી ગઇ અને તેની નજર અમૃતલાલ ઉપર પડી. હજી પણ તેના મનમાં તે એમજ સમજતી હતી કે તે માત્ર એક સ્વપ્ન જોતી હતી. તેણે અમૃતલાલની સામું નજર તાકીને જોયા કર્યું.

અમૃતલાલે ફરીથી કહ્યું, "મા બોલતી કેમ નથી? હું અમૃત છું." હવે લલિતાની ખાત્રી થઇ કે ખરેખર તે અમૃતજ હતો. તેના હર્ષનો પાર રહ્યો નહિ, અને તેણે અત્યંત આતુરતાથી પૂછ્યું, "કોણ અમૃત!"

અમૃતલાલે જવાબ આપ્યો, "હા મા, હું છું."

લલિતાને ઉભા થવાનું પણ ભાન ન રહ્યું. લલિતાની બરાબર ખાત્રી થવાથી કહ્યું, "આવ દીકરા, ઘણે વખને તું પાછો આવ્યો." એમ કહીને તેણે પોતાના બન્ને હાથ લંબાવ્યા, અમૃતલાલ પણ એક નાના બાળકની પેઠે તેની બાથ તરફ ખેંચાઇ ગયો, અને લલિતાએ જેમ એક નાના ધાવણા બાળકને માતા છાતી સરસો ચાંપે તેમ અમૃતલાલને પોતાની છાતી સરસો ચાંપ્યો. આમ લગભગ પાંચેક પળ વીતી ગઇ. છેવટે અમૃતલાલે તેના હાથમાંથી છુટો થવાને પ્રયત્ન કર્યો પણ છુટો થઇ શક્યો નહિ, કારણ કે હજી લલિતાએ તેને દાબી રાખ્યો હતો. બન્નેની આંખમાંથી હર્ષનાં આંસુઓ શ્રાવણ અને ભાદરવાની પેઠે વહેતાં હતાં દશેક પળ વીત્યા બાદ લલિતાએ અમૃતલાલને મૂક્યો અને કહ્યું, "દીકરા, અહિંઆ બેસ મારી આગળ. હવે તને મારાથી જરાએ દૂર જવા નહિં દઉં." અમૃતલાલ તેની આગળ પલંગ ઉપર બેઠો એટલે લલિતા બોલી, "દીકરા, તને મારી જરાએ દયા ન આવી? તારા ગયા પછી રાતને દિવસ મને તુંજ યાદ આવ્યા કરતો હતો."

અમૃતલાલને આ સાંભળીને એકદમ રડવું આવી ગયું, અને તે લગભગ નાના બાળકની પેઠે મોટે સાદે રડી પડત, પણ તેને રડતો જોઇ લલિતાને પણ રડવું આવ્યું, અને ફરીથી તેને શાન્ત પાડવાને લલિતાએ તેને છાતી સરસો ચાંપ્યો. આમ લગભગ એક કલાક નીકળી ગયો. લલિતા બેઠી થઇ એટલે અમૃતલાલ પણ પલંગ ઉપરથી નીચે ઉતરી ઉભો રહ્યો. લલિતાએ ઉભા થઇને પોતાનાં કપડાં સરખાં કર્યાં અને બન્ને જણ ત્યાં પડેલા કોચ ઉપર બેઠાં.

દિવસો કાઢયા હશે. પણ કોને કહેવું ! ભાવિ મિથ્યા થતું નથી. કુમાર, તમારો પણ જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે, કારણ કે તમારા ત્યાં જવાથી એને ઘણી શાન્તિ થઈજ હશે, અને વળી એ તમને પણ મારી પેઠે ગણે છે, તેથી તમને જોઇને પણ એને થોડું ઘણું આશ્વાસન મળતું હશે."

અજીતકુમાર બોલ્યો, "અમૃત, હું તારો ઉપકાર માનું તેટલો થોડો છે. કારણ કે મેં તો થોડા દિવસ તારી માતાને માત્ર આશ્વાસન આપ્યું, જયારે તેં મારી તથા સુલોચનાની જીંદગી બચાવી છે. અને હા, જયારે હું સઘળી વાત તારી માતાને કહેતો, ત્યારે તે એટલી બધી તો ખુશી થતી કે તેનો હર્ષ વર્ણવી શકાય તેમ નથી. પણ એ બધી વાતો પછી, પહેલાં તું જઇને તારી માતાને મળી આવ; પછી બધી વાતો કર્યા કરશું."

અમૃતલાલ રતનસિંહને લઈને પોતાના ઘર તરફ ગયો, અને ઘર આગળ જઇને પહેલ વહેલાં પોતાના ઓરડામાં જઇને રજપુત પોશાક કાઢી નાંખી પોતાનો અસલ પોશાક ધોતીયું અને પહેરણ પહેરીને માતા આગળ જવા સારૂ પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો, અને નોકરને તેની માતા કયાં હતી તે પૂછ્યું, તેણે કહયું કે, "હજી તેઓ પોતાના ઓરડામાં સુતાં છે."

અમૃતલાલ એકદમ તેના ઓરડા આગળ ગયો. ભૂલથી અથવા ઇશ્વરેચ્છાથી આજે તે દરવાજો ઉઘાડો રહી ગયો હતો. અમૃતલાલે તે અટકાવેલ દરવાજાને આસ્તેથી ઉઘાડયો અને ઓરડાની અંદર ગયો. લલિતા પોતાના પલંગ ઉપર એક રેશમી ઓઢવાનું ઓઢીને ભર ઉંઘમાં પડી હતી. અમૃતલાલને તેની માતાને જોઇને એટલો બધો હર્ષ થયો કે, જેમ એક નાનું બાળક પોતાની માતાને જોઇને વળગી પડે તેમ તેને વળગી પડવાની તિવ્ર ઇચ્છા થઇ, પણ તેની માતા કદાચ ગભરાઇ જાય એ ધાસ્તીથી અટકયો. તે પલંગ આગળ ઉભો રહ્યો અને આસ્તે આસ્તે બોલવા લાગ્યો, મા, મા." લલિતાની આંખ હજી ઉઘડી નહોતી. જો કે તે અમૃતલાલના બોલાવવાથી અર્ધ જાગૃતાવસ્થામાં આવી ગઇ હતી. તેને લાગ્યું કે અત્યારે તેને મા, મા, કહીને કોણ બોલાવતું હશે ? તેણે ધાર્યું કે એ તો માત્ર

લલિતાએ આશ્ચર્યથી અમૃતલાલને પૂછ્યું, "આ ખરી વાત છે દીકરા?"

અમૃતલાલે કહ્યું, "હા મા, અને તારો દીકરો થઇને તેઓને પકડવામાં પાછી પાની કરૂં તો પછી થઇજ રહ્યું ને?"

લલિતા બોલી, "બરાબર છે દીકરા. હું કેવી ભાગ્યશાળી કે મારે પેટે તારા જેવું રત્ન જન્મ્યું છે!"

અજીતકુમારને અમૃતલાલે પૂછ્યું, "કુમાર, પણ સામંત કેમ દેખાતો નથી?"

અજીતકુમારે કહ્યું, "સામંત જ્યારનો પેલી ઝાડીમાંથી ઘોડા લઇને ગયો છે ત્યારથી પાછો આવ્યો નથી, અને તેનું શું થયું તેની મને જરાએ ખબર નથી. મને ધાસ્તી છે કે જરૂર એ કોઇક ઠેકાણે ફસાઇ ગયો હશે. કોણ જાણે એ બિચારો ક્યાં ગયો હશે, મને એની બહુ ચિંતા થાય છે."

અમૃતલાલે કહ્યું, "હા બિચારો ક્યાંક હેરાન થતો હશે, પણ મારી ખાત્રી છે કે એ કોઇના હાથમાં ફસાય તેમ નથી, અને એ ઘણો ચાલાક છે. એ મેં જ્યારે મારી સાથે તમારી શોધમાં નીકળ્યો હતો ત્યારે જોઇ લીધું હતું. પછી તો હરી ઇચ્છા, ક્યાંક ફસાઇ પણ ગયો હોય!"

અજીતકુમારે અમૃતલાલને પૂછ્યું, "તમે ભીમસિંહનું શું કર્યું? એને કેમ જતો મૂક્યો?"

અમૃતલાલે કહ્યું, "કુમાર, ત્યાંથી મહા મુશીબતે અમે નાસવા પામ્યા. ત્યાં ભીમસિંહને ક્યાં પકડવા જઇએ? એટલુંજ નહિ પણ મેં ત્યાં કોઇપણ ઠેકાણે ભીમસિંહને જોયો નહિ, નહિતો તેને પણ પકડી લાવ્યા વગર રહેત નહિ."

અમૃતલાલે પૂછ્યું, "કમળાનું શું થયું તે કાંઇ તમને ખબર છે કે નહિ?"

અજીતકુમારે જવાબ આપ્યો, "હાલમાં તે સુલોચનાના બાપને ત્યાં છે." થોડીવાર પછી તેણે કહ્યું, "આજ સાંજના તમારે મારા પિતા આગળ આવવું પડશે, કારણ કે તે તમને જોવાને આતુર છે."

લલિતાએ કહ્યું, "તું આવ્યો તેથી મને ઘણો આનંદ થાય છે. તને કેટલો બધો વખત રખડવું પડયું ? તારે ઘણું દુઃખ વેઠવું પડયું હશે. હું તો અહિંઆ નિરાંતે રહેતી હતી, પણ તારે તો કોઇ જાતની સગવડ વગર જ્યાં ત્યાં રખડવું પડયું હશે અને તે પણ દુશ્મનોમાં." લલિતા મનની વધારે મજબુત હતી એટલે તેના મન ઉપર અમૃતલાલના આવવાથી ઘણી અસર થઈ નહિ, પણ તેને ઠેકાણે જો કોઇ બીજી કાચા મનની સ્ત્રી હોત તો જરૂર તેનું મન આવા હર્ષથી ચસકી જાત. લલિતા પોતે જઇને અમૃતલાલ સારૂં દાતણ લઇ આવી અને તેને આપ્યું, અને પોતાને માટે પણ એક દાતણ લઇ આવી હતી તે તેણે પોતે પણ બારી આગળ ઉભા રહીને કરવા માંડયું. દાતણ પાણી કરી રહ્યા બાદ લલિતા પોતે જઈને બે પ્યાલા દુધના ભરીને લઇ આવી અને એક અમૃતલાલને આપ્યો અને બીજો પોતે લીધો. સઘળા નોકરો એક પછી એક અમૃતલાલ આગળ આવવા લાગ્યા, અને સઘળાએ તેની ખબર પૂછી.

અમૃતલાલે લલિતાને પૂછ્યું, "મા, નોકરો બરાબર વર્તતા હતા કે કેમ ?"

લલિતાએ કહ્યું, "દીકરા, જે નોકરોએ તારા હાથથી તાલીમ લીધી હોય પછી એમાં પૂછવા જેવું શું હોય ? દરેક નોકર નિમકહલાલીથી વર્તતો હતો. અને સઘળા બરોબર મારા કહ્યામાં રહેતા હતા. એકે નોકર મારી સામું કદી બોલ્યો નથી."

આખા ઘરમાં આનંદ પ્રસરી રહ્યો હતો. લલિતાને તો જાણે કેમ કાંઇ આજે સ્વર્ગજ મળી ગયું હોય તેમ લાગતું હતું. બપોર પડવા આવી, ત્યાં અજીતકુમાર શ્યામલાલની સાથ આવી પહોંચ્યો. સઘળા, એટલે કે લલિતા, અમૃતલાલ, અજીતકુમાર અને શ્યામલાલ એકઠા થઇને બેઠા.

અજીતકુમારે લલિતાને કહ્યું,"મા, જોયું કે અમૃત કેવો હુશીયાર છે ? હસીનાને તથા તેના બીજા ત્રણ નોકરોને પણ સાથે કેદ પકડીને લેતો આવ્યો છે."

ઉપર સુતો. લલિતા પણ ત્યાં તેની પછવાડે ગઇ અને તેને પૂછ્યું, "દીકરા, તને ઉંઘ આવતી હોય તો હું જાઉં."

અમૃતલાલે કહ્યું, "ના, તું અહિંઆ મારી સામે ખુરસી ઉપર બેસ, મને જો ઉંઘ આવી જાય તો પછી તું તારે જજે."

લલિતા તેની સામી એક ખુરસી મૂકીને બેઠી. અમૃતલાલના મનમાં અંજનાને ફરીથી કયારે મળાશે તેના વિચાર થઇ રહ્યા હતા. તે સઘળી વાત તેની માતાને પણ કેમ કહેવી એવો વિચાર આવવાથી તે તદ્દન મુંગોજ રહ્યો. આ પ્રમાણે લગભગ અડધા કલાક બેઠા પછી તેને ઉંઘ આવી ગઇ. તે ઉંઘી ગયા પછી લલિતા અમૃતલાલના પલંગ ઉપર પડેલ ઓઢવાનું તેને બરાબર ઓઢાડીને ત્યાંથી ચાલી ગઇ. તે આખો દિવસ તેણે આસાએશ લેવામાં ગાળ્યો.

બીજે દિવસે અજીતકુમાર શ્યામલાલને લઇને બપોરના બારેક વાગ્યાના સુમારે ત્યાં આવ્યો. અમૃતલાલ આ વખતે પોતાના ઓરડામાં કોચ ઉપર સુતો હતો, અને કંઇ ઉંડા વિચારમાં હોય તેમ તેની આંખો સ્થિર થઇ ગઇ હતી. તેનું મોઢું બારી તરફ હતું એટલે તેની નજર દરવાજા તરફ પડી શકે તેમ નહોતી. અજીતકુમારે પછવાડેથી આવીને પોતાના બે હાથે અમૃતલાલની આંખો ઢાંકી દીધી. અમૃતલાલે તેના હાથ ઉપર પોતાનો હાથ ફેરવ્યો અને તેની વીંટી ઉપરથી બરાબર અટકળ કરીને કહ્યું, "અજીતકુમાર છો."

અજીતકુમારે તરતજ પોતાના હાથ ઉપાડી લીધા અને તેની સામે આવીને ઉભો રહ્યો. અમૃતલાલ બેઠો થયો અને ટેબલ પાસે પડેલી બે ખુરશીઓ ત્યાં મૂકી અને અજીતકુમારને કોચ ઉપર બેસવાનું કહ્યું. અજીતકુમાર કોચ ઉપર બેઠો અને અમૃતલાલને પોતાની જોડે બેસવાનું કહ્યું. અમૃતલાલ તેની જોડે બેઠા અને શ્યામલાલ તેઓની સામે ખુરશી ઉપર બેઠો. અજીતકુમાર શ્યામલાલને અમૃતલાલને ઓળખાવવાને વિચાર કરીને આવ્યો હતો તેથી તેણે કહ્યું, "આ શ્યામલાલ પણ મને એક વાર આફતમાંથી બચાવનાર છે."

અમૃતલાલે કહ્યું, "એના મોઢા ઉપરથીજ એ ચાલાક છે એમ ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. મને મનમાં શક હતો કે એ રજપૂત નથી, અને મારી અટકળ ખરી પડી છે."

અમૃતલાલે કહ્યું, આજ તો નહિં અવાય, આજ હું વિસામો લઈશ," અને હસતાં હસતાં બોલ્યો, "મારી માનેજ જોયા કરીશ."

લલિતા બોલી, "હા કુમાર, આજ તો મારો દીકરો નહિં આવે, આજતો એ મારી આગળ રેહેશે. રાજાજીને કહેજો કે આજ એનાથી આવી નહિં શકાય, માટે માફ કરે."

અજીતકુમાર બોલ્યો, "તમારે કદી પણ માફ માગવાની જરૂર નથી."

લલિતા રતનસિંહ પ્રત્યે બોલી, "કેમ તને પણ બહુ દુઃખ ખમવું પડયું હશે. તારા જેવો વિશ્વાસુ નોકર મારા દીકરા સાથે હતો તેથી મને ઓછી ચિંતા રહેતી હતી. ખરેખર, તારા જેવા નોકરો મેળવવા તે પણ સારૂં ભાગ્ય હોય ત્યારેજ મળે. ખરેખર મારા દીકરાનું ધ્યાન રાખવા માટે પણ મારે તારો ઉપકાર માનવો જોઇએ."

રતનસિંહ બોલ્યો, "એમાં ઉપકાર શાનો ? હું તમારૂં નિમક ખાઉં અને તે હલાલ ન કરૂં તો પછી ઇશ્વરનો ગુન્હેગાર થાઉં. વળી અમૃતલાલ ભાઇમાં કોણ જાણે શી ખુબી છે કે, અમને એની ઉપર માત્ર અમારા શેઠ તરીકે નહિ પણ જાણે કેમ અમારૂં ભલું કરનાર હોય એમ અમને એની ઉપર પ્રેમ રહે છે; અને તેને લીધે અમે અમારો જીવ આપવાને પણ તૈયાર રહીએ છીએ. અમૃતલાલની ખુબી તો ન્યારી છે. એ જ્યારે અમારી પડખે હોય ત્યારે અમને દસ માણસ જેટલું જોર રહે છે, અને જયારે પાસે ન હોય ત્યારે અમારા હાથ પગ ઘણા ઢીલા રહે છે. એનામાં એટલી ચાલાકી હતી તોજ આજે અહિં ઘર ભેગા થવા પામ્યા છીએ, નહિં તો કોણ જાણે હજી ક્યાંય રખડતા હોત અને કેવી હાલત થાત ?"

આ પ્રમાણે વાતોમાં ઘણો વખત નીકળી ગયો. અમૃતલાલને શ્યામલાલ, કે જેને તે ઓળખતો નહોતો, તે કોણ હતો તે જાણવાની ઘણી જીજ્ઞાસા થઇ હતી; પણ તેને તેની હાજરીમાં પૂછવાનું ઠીક ન લાગ્યું, તેથી તેને વિષે પૂછવાનું હાલ તરત તેણે માંડી વાળ્યું, અને બીજી કોઇવાર પૂછવાનો વિચાર રાખ્યો. અજીતકુમાર તથા શ્યામલાલ ત્યાંથી ગયા. અમૃતલાલને બેસવું ગમતું નહોતું, કારણ કે તેને મુસાફરીનો શ્રમ ઘણો લાગ્યો હતો. તે પોતાનાં ઓરડામાં જઇને એક કોચ

ઉપર સુતો. લલિતા પણ ત્યાં તેની પછવાડે ગઇ અને તેને પૂછયું, "દીકરા, તને ઉંઘ આવતી હોય તો હું જાઉં."

અમૃતલાલે કહ્યું, "ના, તું અહિંઆ મારી સામે ખુરસી ઉપર બેસ, મને જો ઉંઘ આવી જાય તો પછી તું તારે જજે."

લલિતા તેની સામી એક ખુરસી મૂકીને બેઠી. અમૃતલાલના મનમાં અંજનાને ફરીથી ક્યારે મળાશે તેના વિચાર થઇ રહ્યા હતા. તે સબંધી વાત તેની માતાને પણ કેમ કહેવી એવો વિચાર આવવાથી તે તદ્દન મુંગોજ રહ્યો. આ પ્રમાણે લગભગ અડધા કલાક બેઠા પછી તેને ઉંઘ આવી ગઇ. તે ઉંઘી ગયા પછી લલિતા અમૃતલાલના પલંગ ઉપર પડેલ ઓઢવાનું તેને બરાબર ઓઢાડીને ત્યાંથી ચાલી ગઇ. તે આખો દિવસ તેણે આસાએશ લેવામાં ગાળ્યો.

બીજે દિવસે અજીતકુમાર શ્યામલાલને લઇને બપોરના બારેક વાગ્યાના સુમારે ત્યાં આવ્યો અમૃતલાલ આ વખતે પોતાના ઓર-ડામાં કોચ ઉપર સુતો હતો, અને કંઇ ઉંડા વિચારમાં હોય તેમ તેની આંખો સ્થિર થઇ ગઇ હતી. તેનું મોઢું બારી તરફ હતું એટલે તેની નજર દરવાજા તરફ પડી શકે તેમ નહોતી. અજીતકુમારે પછવાડેથી આવીને પોતાના બે હાથે અમૃતલાલની આંખો ઢાંકી દીધી. અમૃતલાલે તેના હાથ ઉપર પોતાનો હાથ ફેરવ્યો અને તેની વીંટી ઉપરથી બરાબર અટકળ કરીને કહ્યું, "અજીતકુમાર છો."

અજીતકુમારે તરતજ પોતાના હાથ ઉપાડી લીધા અને તેની સામે આવીને ઉભો રહ્યો. અમૃતલાલ બેઠો થયો અને ટેબલ પાસે પડેલી બે ખુરશીઓ ત્યાં મૂકી અને અજીતકુમારને કોચ ઉપર બેસવાનું કહ્યું. અજીતકુમાર કોચ ઉપર બેઠો અને અમૃતલાલને પોતાની જોડે બેસવાનું કહ્યું. અમૃતલાલ તેની જોડે બેઠો અને શ્યામલાલ તેઓની સામે ખુરશી ઉપર બેઠો. અજીતકુમાર શ્યામલાલને અમૃતલાલને ઓળખાવવાને વિચાર કરીને આવ્યો હતો તેથી તેણે કહ્યું, "આ શ્યામલાલ પણ મને એક વાર આફતમાંથી બચાવનાર છે."

અમૃતલાલે કહ્યું, "એના મોઢા ઉપરથીજ એ ચાલાક છે એમ ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. મને મનમાં શક હતો કે એ રજપૂત નથી, અને મારી અટકળ ખરી પડી છે."

અમૃતલાલે કહ્યું, આજ તો નહિં અવાય, આજ હું વિસામો લઈશ," અને હસતાં હસતાં બોલ્યો, "મારી માનેજ જોયા કરીશ."

લલિતા બોલી, "હા કુમાર, આજ તો મારો દીકરો નહિં આવે, આજતો એ મારી આગળ રેહેશે. રાજાજીને કહેજો કે આજ એનાથી આવી નહિં શકાય, માટે માફ કરે."

અજીતકુમાર બોલ્યો, "તમારે કદી પણ માફ માગવાની જરૂર નથી."

લલિતા રતનસિંહ પ્રત્યે બોલી, "કેમ તને પણ બહુ દુઃખ ખમવું પડયું હશે. તારા જેવો વિશ્વાસુ નોકર મારા દીકરા સાથે હતો તેથી મને ઓછી ચિંતા રહેતી હતી. ખરેખર, તારા જેવા નોકરો મેળવવા તે પણ સારૂં ભાગ્ય હોય ત્યારેજ મળે. ખરેખર મારા દીકરાનું ધ્યાન રાખવા માટે પણ મારે તારો ઉપકાર માનવો જોઇએ."

રતનસિંહ બોલ્યો, "એમાં ઉપકાર શાનો ? હું તમારૂં નિમક ખાઉં અને તે હલાલ ન કરૂં તો પછી ઇશ્વરનો ગુન્હેગાર થાઉં. વળી અમૃત-લાલ ભાઇમાં કોણ જાણે શી ખુબી છે કે, અમને એની ઉપર માત્ર અમારા શેઠ તરીકે નહિ પણ જાણે કેમ અમારૂં ભલું કરનાર હોય એમ અમને એની ઉપર પ્રેમ રહે છે; અને તેને લીધે અમે અમારો જીવ આપવાને પણ તૈયાર રહીએ છીએ. અમૃતલાલની ખુબી તો ન્યારી છે. એ જયારે અમારી પડખે હોય ત્યારે અમને દસ માણસ જેટલું જોર રહે છે, અને જયારે પાસે ન હોય ત્યારે અમારા હાથ પગ ઘણા ઢીલા રહે છે. એનામાં એટલી ચાલાકી હતી તોજ આજે અહિં ઘર ભેગા થવા પામ્યા છીએ, નહિં તો કોણ જાણે હજી કયાંય રખડતા હોત અને કેવી હાલત થાત ?"

આ પ્રમાણે વાતોમાં ઘણો વખત નીકળી ગયો. અમૃતલાલને સ્યા-મલાલ, કે જેને તે ઓળખતો નહોતો, તે કોણ હતો તે જાણવાની ઘણી જીજ્ઞાસા થઇ હતી; પણ તેને તેની હાજરીમાં પૂછવાનું ઠીક ન લાગ્યું, તેથી તેને વિષે પૂછવાનું હાલ તરત તેણે માંડી વાળ્યું, અને બીજી કોઇવાર પૂછવાનો વિચાર રાખ્યો. અજીતકુમાર તથા સ્યામલાલ ત્યાંથી ગયા. અમૃતલાલને બેસવું ગમતું નહોતું, કારણ કે તેને મુસા-ફરીનો શ્રમ ઘણો લાગ્યો હતો. તે પોતાનાં ઓરડામાં જઇને એક કોચ

લઈને જા, અને આવતી કાલે સવારના ઉપડી જજે. આજનો દિવસ અહિંઆ અમૃતલાલ પાસે રહે."

શ્યામલાલે હા કહી, અને તેણે તે દિવસ ત્યાં ગુજાર્યો. લલિતાને પણ શ્યામલાલ પ્રત્યે પુત્ર ભાવ થતો હતો. બીજે દિવસે સવારના અજીતકુમાર દસ ઘોડેસ્વાર લઇને ત્યાં આવ્યો. શ્યામલાલે પણ રજપૂતનો પોશાક પહેરી લીધો હતો. બધાના ફત્તેહના આશય સાથે તે સામંતની શોધમાં ઉપડી ગયો.

આ પ્રમાણે ચાલતું હતું એવામાં એક એવો બનાવ બન્યો, કે જેથી બધે દીલગીરી ફેલાઇ રહી. જયંતીલાલ વેપાર અર્થે દૂર દેશાવર ગયો હતો તે આપણે જાણીએ છીએ. ત્યાં તે પુષ્કળ ધન કમાયો, અને ત્યાર પછી તે એક વખત અમૃતલાલની ગેરહાજરીમાં ઘરે આવી ગયો હતો. પાછો તે એકાદ માસ રહીને ત્યાં ગયો. તે પોતાની સાથે જયાં જતો ત્યાં હંમેશાં એક ખાસ વિશ્વાસુ માણસ રાખતો. તેનુ નામ માણેકલાલ હતું. આજે તેને ગયાને લગભગ એક વરસ થઇ જવા આવ્યું હતું, અને તેની તરફથી કાંઇ પણ સમાચાર ચાર મહિનાથી આવ્યા નહોતા. તેથી અમૃતલાલ અને લલિતા ફીકરમાં પડયાં. તેમણે કોઇ ખેપીઆને કાગળ આપીને ત્યાં મોકલવાનો વિચાર કર્યો. અમૃતલાલે રતનસિંહને ત્યાં મોકલવાનું યોગ્ય ધાર્યું, તેથી રતનસિંહ તૈયાર થઇને અમૃતલાલ પાસે કાગળ લેવા આવતો હતો, એટલામાં એક ગાડુ આવીને તેમના ઘર પાસે ઉભું રહ્યું. તેમાંથી માણેકલાલ ઉતર્યો. માણેકલાલને જોઇને અમૃતલાલ દોડયો દોડયો તે ગાડા પાસે ગયો, અને પોતાના બાપના સમાચાર પૂછ્યા. ત્યારે માણેકલાલે કહ્યું કે તે ગાડામાં હતો. અમૃતલાલે હર્ષમાંને હર્ષમાં ગાડામાં ડોકીયું કર્યું તો તેના પિતાશ્રીને સુતેલા દેખ્યા. તેણે તેને પ્રણામ કર્યાં, પણ તેના બાપની આંખમાં આંસુ આવી ગયાં અને ઉઠવા માટે પોતે પોતાનો હાથ લંબાવ્યો. અમૃતલાલે તેનો હાથ પકડયો અને આસ્તેથી બેઠા કર્યાં, પણ તેનામાં ગાડામાંથી ઉતરવાની શકિત નહોતી. તેથી જયંતીલાલે નોકરને બોલાવવાનું કહ્યું, એટલી વારમાં તો લલિતા પણ ત્યાં આવી લાગી, અને મા દીકરાએ થઇને તેને ગાડામાંથી ઉતારી ઘરમાં લઇ ગયા. અને એક પથારી પાથરી

ત્યાર પછી અજીતકુમારે શ્યામલાલ સાથે તેઓને ક્યાંથી ઓળખાણ થઇ તે, તેની કંગાળ હાલત હતી, અને તેણે ખરે વખતે કેવી રીતે સમયસુચકતા વાપરીને પોતાને મદદ કરી તે સઘળી વાત બરાબર પ્રથમથી તે આખર સુધી વર્ણવીને કહી સંભળાવી. આ સઘળી હકીકત સાંભળીને અમૃતલાલ ઘણો ખુશી થયો અને તેની બાહોશી માટે તેને ધન્યવાદ આપવા લાગ્યો. શ્યામલાલે પોતા તરફથી તેણે માત્ર ફરજજ બજાવી હતી તે ઉપરાંત કાંઇ વધારે નહોતું કર્યું એમ કહ્યું. અમૃતલાલે શ્યામલાલને કહ્યું, "જ્યારે આપણે બન્ને એકજ જાતના છીએ તો તમે આજથી મારે ત્યાં રહો, અને તમને કોઇ જાતની અડચણ નહિં આવે. વળી તમારા અહિંઆ રહેવાથી અજીતકુમારને પણ કોઇ જાતનો વાંધો નહિં રહે."

શ્યામલાલને આ ઓચીંતું અમૃતલાલને ત્યાં કેમ રહેવાય તેમ વિચાર આવ્યો. જો કે ત્યાં તેને રહેવામાં કોઇ પણ જાતનો વાંધો નહતો, પણ તેને આમ ઓચીંતા રહેવાથી શરમ લાગતી હતી તેથી શરમાઇને કાંઇ બોલ્યો નહિ.

અજીતકુમાર સમજી ગયો કે શ્યામલાલ શરમાતો હતો તેથી તે પોતે બોલ્યો, "શ્યામલાલ, તારે શરમાવાનું કાંઇ કારણ નથી. આ પણ મારૂં ઘર છે, અને અમૃત મારો ભાઇ છે. તને બીજી કોઇ પણ જાતની અડચણ હોય તો કહે; નહિં તો તારે અહિંઆ રહેવું હોય તો મારી તને છુટ છે."

શ્યામલાલ મોઢેથી હા પાડી શક્યો નહિ. માત્ર તેણે ડોકું ધુણાવ્યું. તે પછી અમૃતલાલે કહ્યું, "કુમાર, સામંતનું શું થયું હશે ? એને શોધવો પણ ક્યાં ? તમે થોડાં માણસોને એની તપાસ કરવા તો મોકલો, કદાચ એનો પત્તો મળી પણ આવે; કહોતો હું જાઉં."

અજીતકુમારે કહ્યું, "હવે તમને મોકલવા નથી. તમે હવે અહિંઆં રહો. આપણે થોડાક સિપાઇઓને મોકલીશું."

શ્યામલાલે કહ્યું, "મહારાજ, હૂકમ હોય તો હું જાઉં."

અજીતકુમાર અને અમૃતલાલ બંને વિચારમાં પડયા. થોડીવાર રહીને અજીતકુમાર બોલ્યો, "ભલે શ્યામલાલ, તું મારા સિપાઇઓ

# પ્રકરણ ૩૨ મું.



## ભીમસિંહ અને સામંત વચ્ચે ઝપાઝપી.

ભીમસિંહ હસીનાના મકાનમાંથી પોતાના બે સહાયકોની મદદથી તેમને સાથે લઇને નહાસી ગયો. તે બન્ને સહાયકો હસીનાનાજ નોકર હતા. તેમાં એકનું નામ બખતીયારખાન અને બીજાનું નામ દીલાવરખાન હતું. તેઓ ત્રણે જણા ઘોડા ઉપર બેસીને ત્યાંથી થોડે દૂર એક ગામડું હતું ત્યાં જઇને બે દિવસ રહ્યા, અને ત્રીજે દિવસે તેઓએ પાછા ભીમસિંહ જે શહેરનો પ્રધાન હતો તે તરફ જવાનું શરૂ કર્યું. તેઓ મોડા નીકળ્યા હતા એટલે સાંજ પડી જવા આવી હતી. તેઓ જ્યાં ભીમસિંહને પકડીને અજીતકુમાર તથા અમૃતલાલ લઇ ગયા હતા તે ઝાડી પાસે આવી લાગ્યા. અજીતકુમાર અને સુલોચના સામંતની ઘણી વાટ જોઇને ચાલ્યાં ગયાં હતાં. સામંત કે જેને અમૃતલાલના કહેવાથી ત્રણ ઘોડાઓ લઇને અજીતકુમારે મોકલ્યો હતો, તે ત્યાંથી પૂર ઝડપમાં ઘણે દૂર નીકળી ગયો હતો. તે લગભગ ચારેક ગાઉ દૂર ગયો હશે તેવામાં દૂર એક કાંઇક ગુફા જેવું દેખાયું. ત્યાં શું હતું તે કાંઇ સામંતને ખબર પડી નહિ, પણ તેના હાથમાંના ત્રણે ઘોડાઓ એકદમ ચમક્યા અને પાછા નાસવા માંડયા. સામંતે તેમને શાન્ત પાડવાને ઘણીએ મહેનત કરી, પણ તેઓમાંનો એક ઘોડો કાબુમાં આવ્યો નહિ, અને જે ઘોડા ઉપર તે બેઠો હતો તે ઘોડાએ તોફાન કરતાં એક ઠોકર ખાધી; અને તેને એટલો આંચકો લાગ્યો કે સામંત ઘોડા ઉપરથી ઉડીને દૂર પડયો. આથી તેને સખત પછાડ વાગ્યો. ત્રણે ઘોડાઓ નાસી ગયા. સામંતથી થોડીવાર સુધી તો ઉઠાયું નહિ. અને તે લગભગ બેશુધ્ધ જેવો થઇ ગયો. તે આશરે પા કલાકે ત્યાંથી ઉઠયો અને અજીતકુમારવાળી ઝાડી તરફ ચાલતો થયો. તેને એક પાસેના ગામમાં વીસામો લેવો પડયો. ત્યારપછી આસ્તે આસ્તે ચાલતો ચાલતો તે અજીતકુમારવાળી ઝાડી પાસે જઇ પહોંચ્યો. ત્યાં તેણે કોઇને દીઠા નહિં, તેથી તે સામંતને ઘણી ચિંત્તા થવા લાગી. તેને કયાં શોધવાં

સુવાડયો. જયંતીલાલને પૂછવાથી ખબર પડી કે તેને બે માસથી તાવ આવતો હતો તેથી તેને બધી અશકિત આવી ગઇ હતી. આ વખતે તે ઘેર આવ્યા તે બહુ સારૂં કર્યું; એમ સૌ તેને કહેવા લાગ્યા. અમૃતલાલે અને લલિતાએ તેની ચાકરી કરવામાં જરાપણ કચાસ રાખી નહિ, પણ તુટી તેની બુટી નથી. આઠેક દિવસ આમ ચાલ્યા પછી, એક દિવસે જયંતીલાલનો જીવ એકદમ મુંઝાઇ ગયો અને પા કલાકમાં તો તેનો આત્મા પ્રભુના દરબારમાં પહોંચી ગયો, મરતાં પહેલાં તેણે અમૃતલાલને ઘણી અમુલ્ય શીખામણો આપી હતી. પ્રતાપસિંહ તથા અજીતકુમાર, અમૃતલાલના સગાંવહાલાં, અમૃતલાલને તથા તેની માતાને આશ્વાસન આપવા આવ્યાં હતાં.

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તેઓ જયંતીલાલને ભુલતાં ગયાં, અને પાછું જેમ ચાલતું હતું તેમ ચાલવા માંડયું.



# પ્રકરણ ૩૨ મું.



## ભીમસિંહ અને સામંત વચ્ચે ઝપાઝપી.

ભીમસિંહ હસીનાના મકાનમાંથી પોતાના બે સહાયકોની મદદથી તેમને સાથે લઇને નહાસી ગયો. તે બન્ને સહાયકો હસીનાનાજ નોકર હતા. તેમાં એકનું નામ બખતીયારખાન અને બીજાનું નામ દીલાવર-ખાન હતું. તેઓ ત્રણે જણા ઘોડા ઉપર બેસીને ત્યાંથી થોડે દૂર એક ગામડું હતું ત્યાં જઇને બે દિવસ રહ્યા, અને ત્રીજે દિવસે તેઓએ પાછા ભીમસિંહ જે શહેરનો પ્રધાન હતો તે તરફ જવાનું શરૂ કર્યું. તેઓ મોડા નીકળ્યા હતા એટલે સાંજ પડી જવા આવી હતી. તેઓ જ્યાં ભીમસિંહને પકડીને અજીતકુમાર તથા અમૃતલાલ લઇ ગયા હતા તે ઝાડી પાસે આવી લાગ્યા. અજીતકુમાર અને સુલોચના સામંતની ઘણી વાટ જોઇને ચાલ્યાં ગયાં હતાં. સામંત કે જેને અમૃતલાલના કહેવાથી ત્રણ ઘોડાઓ લઇને અજીતકુમારે મોકલ્યો હતો, તે ત્યાંથી પૂર ઝડપમાં ઘણે દૂર નીકળી ગયો હતો. તે લગભગ ચારેક ગાઉ દૂર ગયો હશે તેવામાં દૂર એક કાંઇક ગુફા જેવું દેખાયું. ત્યાં શું હતું તે કાંઇ સામંતને ખબર પડી નહિ, પણ તેના હાથમાંના ત્રણે ઘોડાઓ એકદમ ચમકયા અને પાછા નાસવા માંડયા. સામંતે તેમને શાન્ત પાડવાને ઘણીએ મહેનત કરી, પણ તેઓમાંનો એક ઘોડો કાબુમાં આવ્યો નહિ, અને જે ઘોડા ઉપર તે બેઠો હતો તે ઘોડાએ તોફાન કરતાં એક ઠોકર ખાધી; અને તેને એટલો આંચકો લાગ્યો કે સામંત ઘોડા ઉપરથી ઉડીને દૂર પડ્યો. આથી તેને સખત પછાડ વાગ્યો. ત્રણે ઘોડાઓ નાસી ગયા. સામંતથી થોડીવાર સુધી તો ઉઠાયું નહિ. અને તે લગભગ બેશુધ્ધ જેવો થઇ ગયો. તે આશરે પા કલાકે ત્યાંથી ઉઠ્યો અને અજીતકુમારવાળી ઝાડી તરફ ચાલતો થયો. તેને એક પાસેના ગામમાં વીસામો લેવો પડ્યો. ત્યારપછી આસ્તે આસ્તે ચાલતો ચાલતો તે અજીતકુમારવાળી ઝાડી પાસે જઇ પહોંચ્યો. ત્યાં તેણે કોઇને દીઠા નહિં, તેથી તે સામંતને ઘણી ચિંત્તા થવા લાગી. તેને કયાં શોધવાં

તેના તે વિચારમાં પડ્યો, પણ તેને કાંઇ રસ્તો સુઝયો નહિ. તેણે ધાર્યું કે કદાચ તેઓ આટલામાં ગયાં હશે તો હમણાં આવશે. આમ વિચારમાં તે બેઠો હતો, અને સાંજ પડી ગઈ હતી, તેની આંખમાં નિદ્રા આવી ગઇ. એટલામાં ભીમસિંહ ત્યાં પોતાના બે સાથીઓ સાથે તે ઝાડી આગળ આવી પહોંચ્યો. તે આગળ ચાલતો હતો, અને તેના બે સાથીઓ તેની પછવાડે ચાલતા હતા. નીચે પડેલાં પાંદડાં ઉપર તેના ચાલવાનો ખખડાટ થવાથી સામંતની આંખ ઉઘડી ગઇ, અને તેને લાગ્યું કે ત્યાં કોઇ આવતું હતું. તેને ત્યાંથી સંતાઇ જવાનો પણ વખત રહ્યો નહિ; પણ તેને વધારે ચિંતા થઇ નહિ, કારણ કે તેને લાગ્યું કે ઘણું કરીને અજીતકુમાર, ત્યાં તે આવ્યો છે કે નહિં તે જોવાને આવતા હશે, આવું ધારીને તે પાછો શાન્ત બેસી રહ્યો; ત્યાં તેની સામે ભીમસિંહ આવીને ઉભો રહ્યો, સામંત સમજી ગયો કે હવે તે જરૂર ફસાવાનો પણ તેણે જરાએ પોતાની હિંમત છોડી નહિં.

ભીમસિંહ સામંતની સામું જોઇને ચમક્યો અને ગભરાયો, પણ તેને એકલો જોઇને તેને પાછી હિંમત આવી ગઇ. ભીમસિંહે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને તેના સાથીઓને ત્યાં એકદમ આવવાનું કહ્યું. તેઓ જલદીથી દોડતા ત્યાં આવ્યા, અને ત્રણે જણાઓ ઝાડીની અંદર દાખલ થયા. ભીમસિંહે તેના સાથીઓને કહ્યું, "મને પકડનારાઓમાંનો આ એક છે, એને બરાબર ઠેકાણે કરવો જોઇશે."

સામંતે ભીમસિંહને તરવાર કાઢતાં જોઇને તેણે પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી, અને કદાચ ભીમસિંહ તેની ઉપર ઓચીંતો ફટકો કરવા જાય માટે તે સાવધ રહયો. ભીમસિંહે સામંતની સામે આવતાં બુમ પાડી, "ચાલ એ. હવે તારામાં મને પકડવાની શકિત હોય તો પકડ." આમ કહીને તેણે સામંત ઉપર તરવારનો એક મજબુત ફટકો માર્યો. સામંતે તે ફટકો ઘણી ત્વરાથી છટકાવ્યો અને તેણે પોતાની તરવાર વડે એક ફટકો ભીમસિંહ ઉપર કર્યો. તે ભીમસિંહના છટકાવવાથી તેના માથા ઉપરથી છટકી ગયો, અને તેના જમણા હાથના કાંડા ઉપર લાગ્યો; આથી તરવાર સાથે તેના જમણા હાથનું કાંડું તેના શરીરથી જુદું થઇ ગયું, અને દૂર જઈને પડયું. અત્યાર સુધી ભીમસિંહના બન્ને સાથીઓ શાન્ત ઉભા હતા, જેવું ભીમસિંહનું કાડું

કપાઇ ગયું કે બન્ને જણાઓ સામંત ઉપર તુટી પડયા. ત્રણે જણા વચ્ચે સખત પટાબાજી ચાલી તેમાં ભીમસિંહ ડાબે હાથે પોતાની નીચે પડેલી તરવાર ઉપાડીને લડવા માંડયો. તેઓ ત્રણે જણા ઘણા ઝનુનથી લડતા હતા. છેવટે સામંતે દીલાવરખાન ઉપર એક બરાબર નેમથી ફટકો ઉગામ્યો, અને જેવો તે ઘા કરવા જતો હતો કે તેની તરવાર એક ઝાડના વાંકા વળેલા થડ સાથે અથડાણી અને તે સખત આંચકાથી સામંતના હાથમાંથી તરવાર છટકી ગઇ અને તેનાથી દૂર જઇને પડી. તરતજ પેલા બે જણાઓએ તેને પકડી લીધો. ભીમસિંહ હસતો હસતો બોલ્યો "બસ જોર ખલાસ ?"

સામંતે કહ્યું "તું જો ખરો રજપુત હોય તો પાછી મારી તરવાર સોંપ અને તારા બંને ગુલામ સાથે હું ઘણી ખુશીથી મેદાન વચ્ચે લડીશ."

ભીમસિંહે કહ્યું "નાહક બડાઇ મારવામાં શો ફાયદો !"

સામંતે કહ્યું, "તે તારા તરવાર ફેરવનાર કાંડાને પછીજો."

ભીમસિંહે તેના સાથીઓને તેને ઝાડ સાથે મજબુત બાંધવાનું કહ્યું. તેઓએ તેને ઝાડ સાથે મજબુત બાંધ્યો, અને ત્રણે જણા ત્યાં બેઠા. ઘણું લોહી વહી ન જાય માટે ભીમસિંહે તેના હાથને મજબુત પાટો બાંધ્યો હતો. તેણે દીલાવરખાનને લોહી બંધ થઇ જાય અને જલદી રૂઝ આવી જાય એવી દવા પાસેના કોઇ ગામડામાંથી લઇ આવવાનું કહ્યું. બીજે દિવસે સવારના તેઓએ ત્યાંથી ઉપડી જવાનો નિશ્ચય કર્યો.

દીલાવરખાને ભીમસિંહને સામંતને ત્યાં બાંધેલ હાલતમાંજ રાખી જવાનું કહ્યું, પણ ભીમસિંહે કહ્યું, "નહિ, એને આપણી સાથે લઇ જવો છે. એનુ હજી આપણે બહું કામ છે."

તેઓએ સામંતને પણ સાથે લીધો. સામંતને અજીતકુમાર તથા સુલોચના માટે મનમાં ઘણીએ ચિંતા થતી હતી, પણ તે તદ્દન નિરૂપાય બન્યો હતો, માટે શું કરવું તે તેને સુઝતું નહોતું. તેઓએ આખો દિવસ મુસાફરી ચાલુ રાખી અને સાંજ પડતાં તેઓએ એક ગામડામાં ઉતારો લેવાને વિચાર કર્યો, અને તેને માટે તૈયારી કરી આવવાને તેણે દીલાવરખાનને મોકલ્યો. તેઓ રાત પડવા પહેલાં તો તે ગામડામાં પહોંચી

ગયા. જ્યાં દીલાવરખાને બે ઓરડીઓ ભાડે લીધી હતી ત્યાં તેઓ ઉતર્યા. રાતનાં ભીમસિંહે સામંત જે ઓરડીમાં હતો ત્યાં આવીને કહ્યું "જો તું એક વાત કબુલ કરે તો હું તને હમણાં છોડી દઉં. નહીં કબુલ કરે તો મારે તને જીવતો રહેવા દેવાની કંઇ જરૂર નથી."

સામંત બોલ્યો, "એવી તે શી વાત છે કે જેને માટે તું મને જીવતો રહેવા દઇશ ?"

ભીમસિંહે કહ્યું, "તું પહેલાં મને વચન આપ કે તે કામ તું કરીશ તો હું તને કહું. નહીતો તું પાછો ફરી જાય ?"

સામંતે કહ્યું, "હું કામ કરીશ. પણ તે એ-શરતે કે મારી નિમકહલાલી, આબરૂ, ઇજત અને ઇશ્વરનો ડર રાખીને તે કરીશ."

ભીમસિંહે કહ્યું, "એ ઇશ્વરના ડર બરની આપણે કાંઇ જરૂર નથી. આપણે કોઇનો ડર નથી. તું મને વચન આપ કે ગમે તેવું કામ હોય પણ તે તું કરીશ તો કહું."

સામંતે કહ્યું, "એ ગમે તેવું કામ હું કરવાનો નથી અને મારે તારી વાત પણ સાંભળવાની જરૂર નથી."

ભીમસિંહે જ્યારે જોયું કે સામંત તેની વાત સાંભળવાને આતુરતા બતાવવાના બદલામાં બેદરકારી બતાવતો હતો ત્યારે તેણે કહ્યું, "જો તું મને સુલોચનાને કેદ પકડી આપે તો હું તને છુટો કરૂં એટલુંજ નહિં પણ તને પૈસાદાર બનાવી દઉં"

આ સાંભળીને જેમ એક સિંહને પોતાના બચ્ચાનો શિકાર થતાં ગુસ્સો ચઢે તેમ સામંતને ગુસ્સો ચઢયો અને તે એક ક્રોધાયમાન સિંહની પેઠે ગાજી ઉઠયો; "બસ ઓ ગધેડા તારૂં મોઢું બંધ કર. શું કરૂં મને તેં બાંધેલો છે ? નહિંતો સુલોચના દેવીનું નામ લેતાં તારૂં જડબું મારા બે હાથો વડે તોડી નાંખત, તને કયારનોએ યમદ્વાર મોકલી પણ દીધો હોત."

ભીમસિંહ આવા સામંતના સખત શબ્દો સાંભળીને બોલ્યો, "અરે તારાથી શું થવાતું હતું ? હતી બહાદુરી તો દેખાડની હતી ને ? આમ બુમો પાડવાથી તને કોઇ એક બહાદુર તરીકે નહિં ઓળખે."

સામંતે અગાઉની માફક ગુસ્સાથી કહ્યું, "છુટો કરતો ખબર પાડું કે બીજીજ પળે તારામાં બોલવાની કેટલી શક્તિ બાકી રહે છે?"

ભીમસિંહે જાણ્યું કે એને સમજાવવો એ વ્યર્થ માથાકુટ કરવા જેવું હતું. તેથી તે ત્યાંથી ચાલી ગયો. બીજે દિવસે સવારના ભીમસિંહ આગળ એક માણસ હસીનાના મકાનમાંથી આવ્યો અને કહ્યું, "તમે હવે હસીનાને મકાને ચાલો, કારણ કે હસીનાને અજીતકુમારવાળા માણસો પાછા કેદ કરી ગયા છે. અને તમારી સહાયતા વગર હસીનાને પાછી લઇ આવવી બહુ મુશ્કેલ પડશે."

ભીમસિંહને લાગ્યું કે હસીનાનાની ગેરહાજરીમાં તે સ્થાનના પોતે માલિક થઇ બેસવું વધારે અનુકુળ થઇ પડશે. તેણે મનમાં ધાર્યું કે "હસીનાને પકડી ગયા એ તો વચમાંથી કાંટો કાઢયો છે, બહુ ઠીક થયું. ચાલ હવે હુંજ એની મીલકતનો ધણી થઇ બેસું. પણ આ લોકોને મારે તો હાએ હા કરવી પડશે નહીં તો તે મને હાલ ત્યાં નહી લઇ જાય." તેને વગર મહેનતે હસીનાની મીલ્કત પચાવી પડવાનું મળ્યું. તેથી તેને ઘણો આનંદ થયો. તેણે પેલા માણસને કહ્યું, "એનો ભાર છે કે હસીનાને એ કેદ પકડી જાય, આપણે તેને જેમ બને તેમ જલદી છોડાવી લઇ આવશું. પણ તમે જાણતા તો હશો કે હસીનાએ મને કેદ રાખ્યો હતો; હશે પણ મને તેની કાંઇ દરકાર નથી, હું તો મારી ફરજ બજાવી જાણું, એ ગમે તેમ વર્તે."

પેલા માણસે કહ્યું, "એ તો સઘળા જાણે છે. પણ સઘળાની ખાત્રી છે કે એ નાદાન છે, પણ તમે તો સમજુ છો; એટલે તમો ત્યાં આવો અને અમારી મદદ સાથે હસીનાને પાછી મુક્ત કરાવો."

ભીમસિંહે કહ્યું, "ભલે આપણે કાલ સવારના અહીયાંથી ઉપડી જશું."

બીજે દિવસે તેઓ સઘળા ત્યાંથી ઉપડી ગયા. સામંતને પણ તેઓ સાથે લેતા ગયા, તેઓ જેવા હસીનાના મકાન આગળ પહોંચ્યા કે હસીનાનો સલાહકાર મીરખાં ભીમસિંહને તેડવાને સામો આવ્યો. તેઓ સઘળા અંદર ગયા એટલે મીરખાંએ ભીમસિંહને કેદ પકડવાને સિપાઇ-ઓને ઇસારત કરી. તરતજ બે જણાએ તેને કેદ પકડી લીધો; ભીમ-

સિંહની અજાયબીનો પાર રહ્યો નહીં. તેણે અજાયબીથી મીરખાંને પૂછ્યું, "આ શું ?"

મીરખાંએ હસતે મોઢે કહ્યું, "એ કાંઇ નહીં. એ તો તમારી ખાતર બરદાસ કરવા માટે, તમે ગભરાઓ નહીં એ તમારી બરાબર ચાકરી કરશે."

ભીમસિંહ સમજી ગયો કે મીરખાં તેની સાથે દગો રમ્યો હતો.

મીરખાંને હસીનાના જવાથી ઘણો આનંદ થયો હતો; કારણ કે તેની ગેરહાજરીમાં પોતાને તેની સઘળી મીલ્કત પચાવી પાડવાનો ઠીક લાગ મળ્યો હતો. તેણે ભીમસિંહ છુટો રેહે તે વ્યાજબી નહોતું ધાર્યું; કારણ કે તેના છુટા રહેવાથી તે હમેશાં ભયમાં રહે. અને ભીમસિંહ તેને બે કારણોને લીધે સતાવે તેમ હતું; પહેલું તો એકે તેને અગાઉ હસીના પ્રત્યે પ્રીતિ હોવાથી તે કદાચ તેની ઉપર વેર લે, અને બીજું એકે તે પોતે તે મેળવવા માટે પ્રયત્ન કરે; માટે તેણે આ યુક્તિ રચીને તેને પોતાના કબજામાં કેદ રાખવો ઠીક ધાર્યો અને તે ધારણા પ્રમાણે તેને કેદ રાખ્યો હતો. ભીમસિંહને હંમેશ માટે તેણે કેદમાં રાખવાનો નિશ્ચય કર્યો હતો. સામંતને તેણે બીજે દિવસે પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું,

"સામંત હું તને છુટો કરી દઉં પણ એવી સરતે કે તારે ભીમસિંહને છોડાવવા માટે પ્રયત્ન કરવો નહિ, અથવા તો હસીનાને કદીપણ છુટી થવા દેવી નહિ."

સામંતે કહયું "હસીના હવે કદી છુટી થઇ શકે તેમ નથી, પણ ભીમસિંહને મારા કબજામાં સોંપો; કારણકે મારાથી કોઇપણ રીતે ભીમસિંહને લીધા વગર અહિઆંથી જવાય તેમ નથી. મારે મારા માલિક પ્રત્યે ફરજ અદા કરવાની જરૂર છે; અને જયાં સુધી હું ભીમસિંહને મારા કબજામાં નહિં લઉં ત્યાં સુધી મારાથી અહિંઆંથી જવાશે નહિં."

મીરખાંએ કહ્યું, "ભીમસિંહ તારા રાજાના તાબામાં કેદ હોય તેને બદલે મારા તાબામાં કેદ હોય તેમાં તને શો વાંધો ? હું તેને કદીપણ છોડવાનો નથી. માટે તેને વિષે તારે જરાપણ ચિંતા કરવાની જરૂર

નથી. તું તારે સુખેથી તારે ગામ જા અને તારા રાજાને મારા પ્રણામ કહેજે."

સામંત બોલ્યો, "નહિં હું એને લીધા વગર જવાનો નથી અને તમે મને જબરજસ્તીથી મોકલશો તો હું તમને નિરાંતે રહેવા દઇશ નહિં."

મીરખાંએ હસ્તે મોંઢે કહ્યું, "તારાથી શું થવાનું છે?"

સામંતે કહ્યું, "શું થવાનું છે તે બોલવાની કાંઇ જરૂર નથી, વખત આવે સઘળું જોઇ લેવાશે."

મીરખાં બોલ્યો, "તને પણ તારા ભીમસિંહ સાથે કેદ રાખીશ તો પછી કેવી રીતે તું ભીમસિંહને તારા રાજ્યમાં કેદ પકડીને લઇ જઇશ?"

સામંતે કહ્યું, "તે સઘળું જોઇ લેવાશે કાંઇ કહેવાની જરૂર નથી."

"ઠીક છે, ત્યારે તું પણ અહિંઆં ભીમસિંહ સાથે લહેર કર" આટલું બોલી મીરખાં ત્યાંથી ચાલતો થયો. સામંતને મનમાં ચિંતા થવા લાગી; કારણકે તેને તેના કેદ પડી રહેવાની કોઇને ખબર પડે તેમ નહતું. આથી હવે ત્યાંથી કેમ ન્હાસી શકાય તેનો વિચાર કરવા લાગ્યો. તે એ મકાનનો હવે બરાબર જાણીતો થઇ ગયો હતો; એટલે તેને ત્યાંથી છુટી જવામાં વધારે મહેનત પડે તેમ નહોતું. તેને જે ઓરડામાં સુલોચનાને કેદ પુરી રાખવામાં આવી હતી તેજ ઓરડામાં કેદ પુરી રાખવામાં આવ્યો હતો. બીજે દિવસ રાતના લગભગ બારેક વાગ્યાના સુમારે તેણે પોતાની આસપાસ બાંધેલ દોરીઓ ઢીલી કરવા માંડી અને લગભગ અર્ધોએક કલાકના પરિશ્રમ પછી તે તદ્દન છુટો થયો અને તે બારી આગળ ગયો. સર્વ ઠેકાણે શાન્તિ પથરાઇ ગઇ હતી. માત્ર પહેરેગીરો ચારે બાજુએ પહેરો ભરી રહ્યા હતા. તેની પાસે કાંઇપણ હથીઆર નહોતું; આથી તેને પેલા પહેરેગીરોના હાથમાંથી છટકવું ઘણું મુશ્કેલ લાગ્યું; તોપણ તેણે હિંમત કરીને બારીમાંથી નીચે ઉતરવાનો નિશ્ચય કર્યો. તેની પાસે તેના ફેંટા સિવાય બીજું કાંઇ પણ સાધન નહોતું કે જેની મદદ વડે તેનાથી નીચે ઉતરી શકાય તેણે

પોતાનો ફેંટો માથેથી ઉતાર્યો અને તેને મજબુત વળ દીધો કે જેથી કરીને તે ફાટી ન જાય. જ્યારે તેને ચોકમાં થોડું ઉતરવાનું બાકી રહ્યું હતું, તેટલામાં એક પહેરેગીરની નજર તેના ઉપર પડી અને તે કોણ ન્હાસે છે. એમ બુમ પાડતો ત્યાં દોડતો આવ્યો.

સામંતે ફેંટો છોડી દીધો અને ઘણા જોરથી તે જમીન ઉપર પડ્યો. અને જરાપણ હાલ્યા ચાલ્યા શિવાય સ્થિર પડી રહ્યો. પેલો પહેરેગીર ત્યાં દોડતો આવ્યો અને સામંતને આમ સ્થિર પડેલો જોઇ તે મનમાં વિચાર કરવા લાગ્યો કે એ બેભાન થઈ ગયો હશે, અગર કદાચ મરી પણ ગયો હોય. તે વાંકો વળીને તેના મોંઢા સામું જેવો જોવા લાગ્યો તેવીજ સામંતે પોતાના બે હાથે તેની મજબુત ગળચી પકડીને તેને એવો તો જોરથી આંચકો માર્યો કે તે એકદમ જમીન પર પછડાયો. સામંતે તરતજ તેના પડવાની સાથે તેના હાથમાંથી તરવાર ઝુંટી લીધી અને પુર ઝડપથી દોડવા લાગ્યો. તેટલામાં સામેથી બીજા બે પહેરેગીરો તેની સામે દોડતા આવ્યા, તેઓ ત્રણેની વચ્ચે જબરી ઝપાઝપી ચાલી. એક બાજુએ સામંત અને તેની સામે બે પહેરેગીરો! ઝપાઝપી ઘણા ઝનુનથી ચાલતી હતી. પેલા પહેરેગીરો ઘણા મજબૂત હતા અને તે ઝપાઝપીનું શું છેવટ આવશે તે અટકળી શકાય તેમ ન હોતું. છેવટે સામંતનો એક મજબુત ફટકો પહેરેગીરોમાંના એકને તેનાં ખંભા ઉપર લાગ્યો. આથી તે અશકત બન્યો અને દૂર ઉભો અને મદદ માટે બુમો પાડવા લાગ્યો. સામંતે જોયું કે હવે જેમ બને તેમ જલદી નાસવું જોઇએ; કારણ કે જો બીજાઓ ત્યાં આવી પહોંચે તો તેને એકલાને તેઓની સ્હામે પહોંચી વળવું ભારી થઇ પડે. આથી તેણે પેલા બીજા ઉપર ઘણી ચતુરાઇ અને ત્વરાથી ઘા કરવા માંડયા અને તેનો એક ઘા પેલા બીજા પહેરેગીરના પગ ઉપર મજબુતાઇથી પડવાથી તે પણ અશકત થઇ ગયો. એટલામાં બીજા ચાર પાંચ સિપાઇઓ દોડી આવ્યા પણ તે તે ઝપાઝપી થતી હતી તે જગાએ આવી પહોંચે તે અગાઉ ત્યાંથી સામંત પુર ઝડપે દોડવા લાગ્યો. પેલા નવા આવનાર તથા જેને ખંભા ઉપર ઘા પડયો હતો તે સઘળા તેઓની પચ્છાડે દોડવા લાગ્યા. સામંત દોડવામાં બહુ જબરો હોવાથી તેઓના હાથમાં પકડાયો નહિ અને તે ગામની બહાર ઘણે દૂર ન્હાશી ગયો. સઘળા

સિપાઇઓ ઉદાસ મોઢે પાછા ફર્યા, અને મીરખાં કે જે આ સઘળાની ખુમોથી જાગી ઉઠયો હતો તેને સઘળી બનેલી હકીકત કહી. મીરખાં આ સઘળી વાત સાંભળીને ઘણો નિરાશ થયો; અને મનમાં બડબડયો 'હશે જે થવાનું હશે તે થશે.' સામંતને ફરીથી એકલાને પોતાના ગામ તરફ મુસાફરી કરવાની જરૂર પડી. પાસે કાંઇ પણ પૈસા ન હતા. તે ઘણો નિરાશ થઇ ગયો હતો અને થાકી ગયો હતો. તેની સ્થિતિ ઘણી આફ્તોમાંથી પસાર થવાને લીધે કંગાળ બની ગઇ હતી. લગભગ સવાર પડવા આવ્યું હતું, તે એક મોટા વૃક્ષની નીચે જઇને નિરાંતે સુતો. લગભગ બપોરના ત્રણેક વાગ્યાના સમયે તેને કોઇ જગાડતું હોય તેમ એને લાગ્યું. તે જરા ચમકીને ઉઠયો અને જોયું તો તેનો જુનો સાથી સુરસેન હતો. તેને જોઇને સામંતને અજાયબી લાગવા માંડી, કારણ કે સુરસેનને તો અજીતકુમાર પોતાના ગામમાં મુકી આવ્યા હતા, અને આમ ઓચીંતાના તેના ત્યાં આવવાથી સામંતને અજાયબી લાગે એ સંભવિત હતું. સામંતને પહેલાંતો એમ લાગ્યું કે તે માત્ર સ્વપ્ન જોતો હતો. અને એવું ધારીને તે પોતાની આંખો ચોળવા લાગ્યો: પણ તેની આંખો ઉઘાડી છે એમ માલુમ પડતાં તેની અજાયબીમાં વધારો થતો ગયો. અને તેણે આતુરતાથી પૂછ્યું "તમે કોણ છો?" જેના જવાબમાં તેણે કહ્યું "સામંત હું સુરસેન છું." આથી સામંતની ખાત્રી થઇ કે તે ખરેખર સુરસેનજ હતો, અને તેથી તેણે હર્ષદર્શક આશ્ચર્યથી કહ્યું "ઓહ! કોણ! સુરસેન! તું અહિંયાં ક્યાંથી?"

સુરસેને કહ્યું, હું બીજાઓની સાથે તમારી શોધમાં આવ્યો છું; તમે મારી સાથે અહિયાંથી થોડે દૂર અમે ઉતારો રાખ્યો છે ત્યાં ચાલો."

સામંતના હાથે તથા પગે નાના ઘા લાગ્યા હતા તેમાંથી જરા જરા લોહી વહેતું હતું, અને તેની ઉપર નજર પડતાં સુરસેને પૂછ્યું, "આ શું! આ ઘા શેના લાગ્યા છે?" આટલું બોલીને તે વાંકો વળ્યો અને તે પોતાની પાસે એક કપડું હતું તેનાથી લોહી સાફ કરીને પાટા બાંધવા લાગ્યો. સામંતે તે રાતના બનેલી સઘળી હકીકત કહી. સુરસેનને સામંતની દયાજનક સ્થિતિ જોઇને આંખમાં પાણી આવી ગયાં. સઘળા પાટા બાંધ્યા પછી તે સામંતને તેની સાથે લઇને પોતાના રહેઠાણ તરફ ચાલવા માંડયો.

થોડીવારમાં તેઓ છાવણી આગળ આવી પહોંચ્યા. સામંતની એક ભીખારી જેવી સ્થિતિ જોઇને તેના સઘળા જુના સિપાઇ સોબતીઓને ઘણી દયા આવી. સામંતને માટે તેઓને ઘણું માન હતું કારણ કે જયારે તે ગામમાં હતો ત્યારે તે સઘળાનો ઉપરી હતો. સઘળા તેની આસપાસ ફરી વળ્યા. માત્ર શ્યામલાલ દૂર ઉભો હતો. કારણ કે તે પોતે સામંતને ઓળખતો નહોતો. સઘળા સિપાઇઓ તેને મળી રહ્યા પછી શ્યામલાલ સામંતની આગળ ગયો અને પૂછ્યું, "તમારી આવી સ્થિતિ કેમ થઇ?" સામંતે તેને સઘળી હકીકત સંભળાવી. શ્યામલાલે તેને માટે એક બીછાનું પાથરવાનો હુકમ આપ્યો અને તેની બરાબર સંભાળ રાખવાને બે માણસોને રાખ્યા. તેમાંનો એક સુરસેન હતો. ત્યાં બીછાનામાં સુતા પછી સામંતે સુરસેનને તે નવો જુવાન રજપુત કોણ હતો તે વિષે પૂછ્યું; જેના જવાબમાં સુરસેને તેના વિષેની સઘળી હકીકત કહી સંભળાવી, અને કહ્યું કે, "એ અજીતકુમારનો મિત્ર છે અને અહિંયાં અમારા સરદાર તરીકે આવેલ છે." બધી હકીકત સાંભળીને સામંત બહુ ખુશ થયો, ને અજીતકુમાર સુલોચના તથા અમૃતલાલ સઘળાં સહીસલામત પહોંચી ગયાં તેથી તેને ઘણો આનંદ થયો, અને તેણે તે માટે પરમાત્માનો ઉપકાર માન્યો. તે માત્ર એકજ બાબત જાણવાને આતુર હતો અને તે એકે કમળાનું શું થયું અને તે ક્યાં હતી. તેણે ઘણીજ આતુરતાથી સુરસેનને કમળાના ખબર પૂછ્યા.

સુરસેને કહ્યું "સુલોચના દેવીને ઉપાડી ગયા બાદ બિચારી કમળાને ઘણું વેઠવું પડ્યું. સુલોચના દેવીના પિતાએ તેના ગુમ થવાનો આક્ષેપ કમળા ઉપર નાંખ્યો અને તેને ગુમ કરનારાઓને તેણે મદદ કરી હતી એવું ધારી કમળાને કેદમાં નાંખી. તે બિચારી તદ્દન સુકાઇને મરણ તોલ થઇ ગઇ હતી. અને જયાં સુધી સુલોચના દેવી પાછાં ન આવ્યાં ત્યાં સુધી તેને જેલમાં રહેવું પડ્યું."

સુલોચના દેવીએ આવતાં વેતને પોતાની નીમકહલાલ દાસીને તરત મુકત કરાવી. ત્યારથી તે હાલ સુધી તે સુલોચના દેવી પાસે છે અને તેની તબીયત પણ સુધરતી જાય છે અને ઇશ્વર કરશે તો થોડા

દિવસમાં પાછી જેવી હતી તેવી
હકીકત સાંભળીને સામંતને ઘણો સ

બીજે દિવસે શ્યામલાલ સામંત
પૂછ્યા બાદ કહ્યું, "હવે આપણે પાછા
સામંતે તેને આદર સત્કારથી કહ્યું, "આ
પાછા ઘર તરફ કેમ જવાય? કારણ કે ભી
હાથમાં આવ્યો નથી અને તે કદાચ મીરખાં
દિવસ પાછા અજીતકુમારને અથવા તો આપ ...ઇને પણ હેરાન કરે અથવા રંજાડે, માટે મારો વિચાર તો એવો છે કે એને ઠેકાણે કર્યા વગર અથવા તો એને કેદ પકડી સાથે લીધા વગર જવું એ વ્યાજબી નથી. વળી મેં પણ જેને પકડવા માટે આટલી બધી હેરાનગતી ભોગવી તે પણ જો આપણે એને પકડીને લઇ ગયા વગર જઇએ તો વ્યર્થ જાય. બીજું તમે પણ આટલો બધો પંથ કાપીને આવ્યા છો અને પાછા એમને એમ જાઓ તો તમારૂં પણ માન છે તે કરતાં ઓછું થઇ જાય! માટે મારી તમને એ ભલામણ છે કે તમારે ભીમસિંહ અને મીરખાંને કેદ પકડ્યા વગર જવું વ્યાજબી નથી. પછી તો જેવી તમારી મરજી. શ્યામલાલ થોડીકવાર વિચારમાં પડ્યો. તેણે વિચાર કરી રહ્યા બાદ કહ્યું, "હા, તમે કહ્યું તે બરાબર છે પણ........"

સામંત વચ્ચે બોલી ઉઠ્યો, "તમારે મને તમે કહેવું વ્યાજબી નથી. જ્યારથી આપ અજીતકુમારના મિત્ર બન્યા છો ત્યારથી હું આપનો દાસ છું; માટે મહેરબાની કરીને તું કહીને મારી સાથે વાત કરજો."

શ્યામલાલ બોલ્યો, "નહી મારાથી એમ નહી બોલાય, કારણ કે મારા કરતાં તમે અજીતકુમારની ઘણી ભારે સેવા બજાવી છે. માટે મારાથી 'તમે' સિવાય બીજું કાંઇ પણ બોલી નહિ શકાય."

સામંતે નિરાશાથી કહ્યું, "જેવી તમારી ઇચ્છા; પણ મને તો આ વ્યાજબી નથી લાગતું"

શ્યામલાલે પોતાની વાત આગળ ચલાવતાં કહ્યું, "હા, તમે તેઓને પણ કેદ લઇ જવાનું કહ્યું તે વ્યાજબી છે. પણ એ લોકોને કેવી

થોડીવાર માં મારી અક્કલ નહિ ચાલે માટે તમારી તેમાં પુરતી એક ભીજશે."

એ

સામંતે કહ્યું, "તેની ફિકર નહિ. અજીતકુમારના દુશ્મનોને હંફાવવા એ આ સેવકનું કામ છે. માત્ર જરા મારી તબીયત સારી થાય તેટલો વખત થોભવું પડશે, કારણ કે મારે પણ તેઓના મકાન ઉપર સઘળાની સાથે આવવું પડશે કેમકે હું ત્યાં લગભગ આખા મકાનનો માહીતગાર છું." બીજી થોડી ઘણી વાતો કર્યા પછી શ્યામલાલ ત્યાંથી ગયો.

શ્યામલાલ દિવસમાં ત્રણથી ચારવાર સામંતની ખબર કાઢવા આવતો હતો, અને તેને કોઇ વાતે મુઝાવા દેતો નહિ. લગભગ આ પ્રમાણે દશેક દિવસ વિત્યા બાદ સામંતની તબીયત તદ્દન સારી થઇ ગઇ, અને અગીયારમે દિવસે સવારના જ્યારે શ્યામલાલ તેની આગળ આવ્યો ત્યારે તેણે તેને કહ્યું, "હવે મારી તબીયત સારી થઈ ગઇ છે અને જો તમે કહો તો આપણે આવતી કાલે તેઓના મકાન ઉપર ચઢી જઇએ. અને મીરખાં તથા ભીમસિંહ બન્નેને કેદ પકડીને લઈ જઇએ."

શ્યામલાલે કહ્યું, "પણ તમારે અમારી સાથે તેઓ સાથેની ઝપાઝપીમાં ન જોડાવું, કારણ કે જો તમને ફરીથી ઇજા થશે તો તે તમને હવે જોખમ ભરી થશે; હજી તમારામાં પુરી શક્તિએ નથી આવી અને મારે પણ કુંવર અજીતકુમારનો ઠપકો સાંભળવો પડશે; માટે મહેરબાની કરીને તમે અમને દૂરથી સહાયતા આપજો, નહિં તો અમારી સઘળી મહેનત પણ વ્યર્થ જશે."

સામંતે કહ્યું, "તે તો સઘળું વખત આવે જોઇ લઇશું."

ત્યાં કેવી રીતે દાખલ થવું અને તેઓને કેવી રીતે પકડી લેવા, એ સઘળી હકીકત સામંતે શ્યામલાલને જણાવી દીધી. અને તે મકાનની અંદરનો ભાગ કેવી રીતે હતો તથા કઇ કઇ બાજુએ ઓરડાઓ હતા તે સઘળી હકીકત સામંતે શ્યામલાલને વર્ણવીને સમજાવી, જે તેણે સઘળી બાબત પોતાના ધ્યાનમાં લઇ લીધી. બીજે દિવસે સઘળા ત્યાંથી સાંજના હથીયાર બંધ સજ્જ થઇને મીરખાંના મકાન તરફ ઉપડયા.

લગભગ સાંજ પડી જવા આવી હતી. સઘળા ઘોડા ઉપર હતા, અને સામંતને માટે પણ એક ઘોડો શ્યામલાલે આગલે દિવસે વેચાતો મંગાવી લીધો હતો. લગભગ રાતના દસેક વાગે તેઓ મીરખાંના મકાન આગળ પહોંચી ગયા. રાતના છાનામાના તે મકાનમાં એક પછી એક એમ સઘળાએ અંદર દાખલ થઇ જવાનો નિશ્ચય કર્યો હતો. રાતના ત્યાં એક પહેરેગીર પહેરો ભરતો હતો અને તે આગલા મોટા દરવાજા આગળ હતો. સામંતે બે જણાને ત્યાં જઈને પછવાડેથી પકડી લઈને તે જરા પણ બૂમ પાડવા ન પામે તેવી રીતે તેઓની પાસે લઇ આવવાનું કહ્યું. તેઓ મીરખાના મકાનથી થોડે દૂર એક મોટું ઝાડ હતું ત્યાં ઉભા હતા. થોડીવારમાં પેલા બે જણા મોટા દરવાજાના પહેરેગીરને મજબૂત પકડીને ત્યાં લઇ આવ્યા. તેઓએ સામંતને કહ્યું કે તેને જરાપણ બુમ પાડવા દીધી ન હોતી, કારણ કે તેના મોઢા આડો એક જણે મજબુત હાથ રાખ્યો હતો. તે પહેરેગીરના મોઢામાં એક મજબુત ડુચો મારીને તેને ઝાડ સાથે મજબુતાઇથી બાંધી દીધો, અને એક જણાને ત્યાં ઉઘાડી તરવારે તેનું ધ્યાન રાખવાનું કહ્યું, ત્યારપછી બીજા બે જણાને અંદરના પહેરેગીરને પકડી લઇ આવવાનું કહ્યું. તેઓ પણ તેમના આગલા સાથીઓની પ્રમાણે બીજા પહેરેગીરને પકડી લાવ્યા, અને તેને પણ પેલા બીજાની પ્રમાણે બાંધી દીધો અને તેનું પણ ધ્યાન રાખવાનું પેલો સિપાઇ કે જે પહેલા કેદીની ચોકી કરતો હતો, તેને કહ્યું. આ પ્રમાણે તે મકાનની બહારના ત્રણે ચોકીદારોને પકડી લીધા, અને એક ચોથો માણસ કે જે બહારથી આવતો હતો અને તે મકાનમાં દાખલ થવા જતો હતો, તેને પણ પકડી લીધો. આ પ્રમાણે તે ચાર મીરખાંના સિપાઇઓને ત્યાં ઝાડ સાથે બાંધીને બે સિપાઇને તે કેદીઓની ચોકી કરવાનું કહીને સઘળા તે મકાન તરફ ચાલતા થયા, અને એક સીડી મૂકીને જે ઓરડામાં અજીતકુમારને કેદ રાખવામાં આવ્યો હતો તે ઓરડામાં દાખલ થયા.

સામંત સઘળાની આગળ ચાલતો હતો, અને તેની પછવાડે શ્યામલાલ ચાલતો હતો. શ્યામલાલની પછળ એક પછી એક એમ સઘળા સિપાઇઓ ચાલતા હતા. સામંતે ઠેકાણે ઠેકાણે એકેક બબ્બે માણસો ગોઠવી દીધા, કે જેથી કરીને મીરખાં અથવા ભીમસિંહ ત્યાંથી

ન્હાસી જવા ન પામે. આ પ્રમાણે સઘળાને ગોઠવ્યા બાદ શ્યામલાલને સુલોચનાવાળા ઓરડા તરફ ઉભો રાખીને પોતે હસીનાવાળા ઓરડામાં, કે જ્યાં મીરખાં અને ભીમસિંહ બંને જણા એક કોચ ઉપર બેસીને હસીના તથા સુલોચનાને પાછાં કેદ પકડીને કેવી રીતે લઇ આવવાં તેનો નિરાંતે વિચાર કરતા હતા ત્યાં જઇ પહોંચ્યો. મીરખાંએ ભીમસિંહની પાસેથી તેની સાથે નિમકહલાલીથી ચાલવાનું વચન લઇને તેને છોડી દીધો હતો, અને છેલ્લા શબ્દો નીચે પ્રમાણે હતા.

મીરખાં બોલ્યો, "હું હસીનાને મારી ગુલામ તરીકે રાખીશ, અને તું સુલોચનાને તારી ગુલામ તરીકે રાખજે. કેમ બીરાદર પછી કેવી મઝા!" આમ બોલીને મીરખાંએ પોતાનો હાથ તાળી લેવા માટે લંબાવ્યો અને ભીમસિંહે તાળી દીધી; જેવી તેણે તાળી દીધી કે તેઓએ સામંતને દરવાજા આગળ ઉભેલો દીઠો, તેથી તેઓનો જીવ ઉડી ગયો. તેઓના મોઢાં ફીકાં પડી ગયાં, પણ થોડીવારે હિંમત આવતાં ભીમસિંહે કહ્યું, "કોણ સામંતડો કે? આવ, હવે તો બસ બરાબર મઝા ચાખીને જા; આટલી બધી વખત જીવતો છટકી જવા પામ્યો છે, પણ આ વખત તો બરાબર મારા હાથની મઝા ચાખીને જા."

સામંતના હાથમાં તરવાર હતી એટલે તે હિંમતથી તેઓના સામો ઉભો રહ્યો અને જુસ્સાથી બોલવા લાગ્યો, "જા, જા, બાયલા! હીચકારા! તારાથી અને આ દાઢી વાળાથી શું થવાનું છે? નિમકરામ! રજપૂતનું નામ ડુબાડનાર પાપી! આજ હું તને પૂરો કરી દઇશ."

તરતજ ભીમસિંહે પોતાની પાસે પડેલી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને તેની સાથે મીરખાંએ પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને બંને જણા ખુબ ઝનુનથી સામંત ઉપર તુટી પડયા. સામંતે પણ હિંમતથી તેઓની સાથે લડવા માંડયું. તરવારોનો ખણખણાટ એકદમ જોરથી થવા લાગ્યો. આ અવાજ બહાર સંભળાવા લાગ્યો, અને સઘળા આ અવાજથી ચમકયા પણ શ્યામલાલે સઘળાને પોતાની જગ્યા આગળ સાવચેતીથી ઉભા રહેવાનું અને કોઇ દુશ્મન ન્હાસવા માંડે, તો તેને તરતજ પકડી લેવાનું કહ્યું. શ્યામલાલ ચારે બાજુએ ફરવા લાગ્યો પણ તેને તે મારા-

મારી ક્યાં થતી હતી તે ખબર પડી નહિં. છેવટે જે બાજુએથી અવાજ આવતો હતો તે બાજુએ ગયો. હસીનાવાળા ઓરડામાં એક તરફ સામંત અને બીજી તરફ પેલા બે જણા એમ તેઓ વચ્ચે પટાબાજી થતી જોઇ. તે બીજા કોઇને પણ પોતાની મદદે બોલાવ્યા વગર અંદર તુટી પડયો, અને તેના ત્યાં જઇ પહોંચવાથી સામંતને પણ બમણું શૂર ચડયું. નાની વયનો શ્યામલાલ એક વણિક હોવા છતાં એક સિંહના બચ્ચાંની માફક પૂર ઝનુની જુસ્સાથી અને ચાલાકીથી લડતો હતો સામંતનું શૂર શ્યામલાલના આવી બહાદુરીથી લડવાથી વધી ગયું, અને શ્યામલાલના એક ફટકાથી ભીમસિંહના ડાબા હાથ ઉપર એક સજ્જડ ફટકો લાગ્યો. આ છતાં પણ તેણે પોતાનું લડવું બંધ કર્યું નહોતું, શ્યામલાલે ભીમસિંહ ઉપર ઘણા ઘા કર્યા, અને તે છેવટે લાચારીથી ધબ દઇને ભોંય ઉપર પડયો. ભીમસિંહના ભોંયે પડવાથી મીરખાંની અરધી હિંમત ઓછી થઈ ગઇ. શ્યામલાલનો એક ફટકો તેના પગ ઉપર લાગ્યો અને તે લડવાનું બ્યાજબી ન ધારી શરણે થઇ ગયો કે શ્યામલાલે બહાર લડાંઇ ચાલતી હોય તેમ તરવારનો અથડાવાનો અવાજ સાંભળ્યો. શ્યામલાલે તરત પોતાનો ફેંટો કાઢતાંને મીરખાંને મજબૂત પલંગ સાથે બાંધ્યો, અને ભીમસિંહને કે જે બેભાન હાલતમાં પડયો હતો તેને સામંતને બાંધવાનું કહીને તે એકદમ બહાર ઉઘાડી તરવારે દોડયો. બહાર શ્યામલાલના સિપાઇઓ અને મીરખાંના સિપાઇઓ વચ્ચે જબરી ઝપાઝપી ચાલી રહી હતી, મીરખાંના સિપાઓની સંખ્યા શ્યામલાલના સિપાઈઓ કરતાં બમણી હતી. મીરખાંના ત્રણ સિપાઇઓ કપાઇ ગયા હતા, અને શ્યામલાલના સિપાઈઓમાંથી એક ઘાયલ થયો હતો, જ્યારે મીરખાંના ચાર સિપાઇઓ ઘાયલ થયા હતા. શ્યામલાલના ત્યાં જઇ પહોંચવાથી તેના સઘળા સિપાઇઓમાં શૂર અને બળ વધતું ગયું, અને તેઓ ઘણા ઝનુનથી લડવા લાગ્યા. શ્યામલાલપણ પોતાના પુર જોરથી લડતો હતો અને સાથે સિપાઇઓને શૂર ચડે તેવી બૂમો પણ પાડતો હતો. લગભગ આ ઝપાઝપી અર્ધોએક કલાક ચાલી, તેમાં મીરખાંના સાત સિપાઇઓ મરણ પામ્યા અને દશ ઘાયલ થયા, જ્યારે શ્યામલાલનો માત્ર એક સિપાઇ ઇંદ્રજીત, કે જે એકલો ચાર સિપાઇઓ સાથે લડતો હતો, તે મરણ પામ્યો. તેણે બેને

ઠાર માર્યા હતા અને બેને ઘાયલ કર્યા હતા. શ્યામલાલના છ સિપાઇઓ ઘાયલ થયા હતા. લડાઇ શાન્ત પડી એટલે શ્યામલાલ સામંત આગળ દોડયો. સામંત થાકી ગયો હતો, અને તેથી કોચ ઉપર હાથમાં ઉઘાડી તરવાર લઇને સુતો હતો, અને તેણે ભીમસિંહને પણ બાંધ્યો હતો અને તેને ત્યાં પડેલ એક પાણીની ગોળીમાંથી પાણી છાંટી શુધ્ધમાં લાવતો હતો; તે જેવો ત્યાં ગયો કે તરતજ સામંત ઉભો થયો અને એકદમ અજાયબીથી બોલ્યો, "આ શું ! તમને આટલા બધા ઘા પડયા છે? જલદી તમને પાટા બાંધવા દો, નહિ તો તમે જોખમમાં આવી પડશો."

શ્યામલાલની આ પહેલીજ વખત પોતાને પડેલ ઘા ઉપર નજર પડી હતી. તેને ઘણા સખત ઘા પડયા હતા, અને તેની જીંદગી જોખમમાં હોય તેમ લાગતું હતું. સામંતે પોતાના ઘાને બરાબર પાટા બાંધ્યા હતા. શ્યામલાલ હવે જરા નરમ પડયો અને જરાવારમાં બેભાન થઇ ગયો. સામંતે તેને મહા મુશીબતે સાવધ કર્યો, સઘળા ઘાયલ થયેલાઓની સારવાર કરવાનું કામ, જે સઘળા ઘાયલ નહોતા થયા તેઓ કરવા મંડયા. તે મકાનનું હવે કોઇ માલીક નહોતું. સામંત ત્યાં સઘળા સિપાઇઓ સાથે રહ્યો. બે દિવસ રહ્યા બાદ લગભગ સઘળા ઘાયલ થયેલા સિપાઇઓ સારી સ્થિતિમાં આવી ગયા. તેઓએ બહાદુર ઇંદ્રજીતની દહન ક્રિયા તે મરી ગયો તેજ દિવસે કરી હતી. ઇંદ્રજીતના મરી જવાથી સઘળા સિપાઇઓને ઘણી દીલગીરી થઈ. શ્યામલાલની સ્થિતિ બહુ ખરાબ થઇ ગઈ. દહાડામાં એક વખત હમેશાં તે બેભાન થઇ જતો હતો. સામંતે તેને ત્યાં વધારે વખત રાખવાનું ઠીક ન ધાર્યું, તેથી ત્રીજે દિવસે તેઓએ ઉપડી જવાની તૈયારી કરી. સામંતે એક મોટું ગાડું ભાડે કર્યું, અને તેમાં એક નરમ બીછાનું પથરાવીને શ્યામલાલને સુવાડી પોતે તથા સુરસેન તેમાં બેઠા, તથા સઘળા સિપાઇઓને પોતાની સાથે ઘોડા ઉપર સ્વારો કરીને લીધા. લગભગ થોડા દિવસમાં તેઓ અજીતકુમાર આગળ આવી પહોંચ્યા, અને સઘળી બનેલી હકીકત જણાવી.

અજીતકુમાર શ્યામલાલના આવા મરણતોલ ઘાયલ થવાથી બહુ દીલગીર થયો. શ્યામલાલના પોતાના કહેવાથી અને અમૃતલાલની તથા તેની માની ઇચ્છાથી શ્યામલાલને અમૃતલાલને ઘેર રાખવામાં આવ્યો; જ્યાં તેની સારવાર બરાબર કરવામાં આવતી હતી. ભીમસિંહ તથા મીરખાંને પણ શ્યામલાલ સાજો થયો ત્યાં સુધી કેદ રાખવામાં આવ્યા હતા.

---

# પ્રકરણ ૩૩ મું.



## કીશોરી.

શ્યામલાલની ગેરહાજરીમાં ઘણો ફેરફાર થઇ ગયો. અજીતકુમાર સુલોચના સાથે પરણી ગયો હતો, અને અમૃતલાલે પોતાની મા લલિતાને પોતાની હૃદય દેવી અંજના વિષે સઘળી વાત કરી હતી. અને તે પણ શ્યામલાલના આવ્યા અગાઉ અંજના સાથે પરણી ગયો હતો. અંજનાની નાની બેન કીશોરી, કે જેને પોતાની મોટી બેન વગર એક દિવસ પણ ગમતું નહોતું, તે પણ ત્યાં અંજના સાથે રહેવા આવી હતી. કીશોરીની વય લગભગ પંદરેક વરસની હતી, અને અંજના તથા કીશોરીને બન્નેને એક બીજા વગર જરાએ ચાલતું નહોતું. આથી અંજનાને પણ કીશોરીને સાથે લઇ આવવાથી ઘણો આનંદ પડતો હતો. કીશોરી ચાલાક, ચપળ અને રમુજી હોવાથી લલિતાને પણ બે ઘડી આનંદ આપતી હતી. લલિતાને પણ તેના આવવાથી ઘણો આનંદ થયો હતો. કીશોરી ઘણી ખુબસુરત હતી. એટલુંજ નહિં પણ તે દેખાવડી, ઘાટમાં મધ્યમસર અને મજબુત બાંધાવાળી હતી. લલિતાને ઘરમાં માણસોનો વધારો થવાથી ઘણો આનંદ પડતો હતો, અને તે અંજનાને પોતાની પુત્રી પ્રમાણે રાખતી હતી; તેમજ કીશોરી પ્રત્યે પણ પોતાનો તેવોજ પ્રેમ હતો. શ્યામલાલનો ઘરમાં ઉમેરો થવાથી લલિતાને વધારે આનંદ થયો, પણ તેને આવા સખત જખમો થવાથી ઘણી દીલગીરી થઇ હતી. તેને ત્યાં રાખવાથી ઘણી ખુશી થઇ હતી, કારણકે તે ધારતી હતી કે તેના ત્યાં રહેવાથી તેની બરાબર ચાકરી થશે. શ્યામલાલને એક ડોળીમાં સુવાડીને અમૃતલાલના ઘર આગળ લઇ આવ્યા, અને તેને અમૃતલાલના ઓરડાની બાજુના ઓરડામાં સુવાડવામાં આવ્યો. ત્યાં હંમેશાં વૈદ્ય તેને પીવાની તથા ઘા ચોપડવાની દવા આપવા આવતો હતો. દરરોજ ઘરમાંનું એક જણ વારા ફરતી તેની આગળ બેસતું હતું. એક દિવસે અંજના શ્યામલાલ આગળ બેઠી

હતી ત્યારે શ્યામલાલની આંખમાં એકદમ પાણી આવી ગયાં. અંજનાએ આ જોઈને તરત તેણે શ્યામલાલને પૂછ્યું, "ભાઈ, આમ દીલગીર શા માટે છો? તમને અહિંઆ કાંઇ દુઃખ છે?"

શ્યામલાલ કાંઇ બોલી શકયો નહિં. માત્ર તેની આંખમાંથી આંસુજ પડવા લાગ્યાં. અંજનાએ ત્યાં પડેલા રૂમાલ વડે તેના આંસુઓ લુહી નાંખ્યાં. અને તેને આશ્વાસન આપવા લાગી. થોડીવારે શ્યામલાલ શાન્ત થયો ત્યારે અંજનાએ તેના રડવાનું કારણ પૂછ્યું.

શ્યામલાલે ધીમા સાદે કહ્યું, "ભાભી, મને મારી ઉપર વીતેલી આફતો યાદ આવતાં મારી આંખમાં પાણી આવી ગયાં. હું કોણ જાણે કેટલો અભાગી છું કે તમને પણ અહિંઆં આટલું બધું દુઃખ દઉં છું. હું કોઇને કોડીના કામનો નથી. ભાભી, તમે આટલાં બધાં દયાળુ છો અને ઘરમાંના સઘળાં પણ દયાળુ છે, નહિં તો હું કયારનોએ મરી ગયો હોત. અને તેમ થાય તો વધારે સારૂં, કારણકે આમ વિના કારણ તમને હેરાન કરવાં ન પડત."

અંજના તરત બોલી, "શ્યામલાલભાઇ, આમ આજ મનમાં ઓછું કેમ આવી ગયું? તમે આવાં ખરાબ વચનો શા માટે કાઢો છો? તમારો વાંકો વાળ થવાનો નથી. આ ઘર તમારૂંજ છે. મારા સાસુજીને પણ તમારી ઉપર તમારા ભાઇ જેટલોજ પ્રેમ છે, માટે તમારે જરાએ જુદાઇ જાણવી નહિ. તમે અમારા કુંટુંબના છો એમજ અમે સમજીએ છીએ. તમને આજે આમ મનમાં ઓછું કેમ આવે છે તે સમજાતું નથી. કીશોરીએ તો તમને કાંઇ કહ્યું નથી ને? કાંઇ બોલી હોય તો એ બાળક છે, એની બદલીમાં હું માફી માગું છું."

શ્યામલાલ વચ્ચે બોલી ઉઠયો, "અરે ભાભી, માફ શા માટે માગો છે? તમે માફ માગો છો તેથી મારૂં દીલ વધારે દુઃખાય છે, કારણકે એ ગેરવ્યાજબી છે. બિચારી તમારી નાની બેન કોઇ દિવસ પણ કાંઇ મને દુઃખ લાગે તેવું બોલી નથી; એ પણ તમારા જેટલી દયાળુ છે, અને જયારે તે અહિંઆં બેસે છે, ત્યારે એવી મીઠી મીઠી વાતો કરે છે કે જેથી કરીને મને બહુ આનંદ થાય છે. એટલુંજ નહિ પણ હું મારૂં સઘળું દુઃખ ભુલી જાઉં છું. અને બિચારીને નાહક શા માટે

દોષીત ઠરાવો છો ? એ બીનઅપરાધી છે. મને માત્ર મારી ઉપર વીતેલી આફતો યાદ આવવાથીજ રડવું આવ્યું. બિચારી કીશોરીને કાંઇ કહેશો મા, નહિંતો એ મારી આગળ બેસે છે તે બેસશે પણ નહિં. એ પણ બહુ દયાળુ છે."

અંજના બોલી, "હા, મારી કીશોરી જેવી દયાળુ અને રમુજી હજી સુધી મેં કોઇને જોઇ નથી. મને એમ મારી નાની બ્હેન બહુ ગમે છે. લ્યો, આએ આવી, એનું આયુષ્ય જબરૂં હોય એમ લાગે છે, નામ દેતામાંજ આવી, કેમ કીશોરી, કયાં હતી ? શું કરે છે ?"

કીશોરી હસતે મોઢે બોલી, "હોય કયાં વળી ? તમારા રાજમાંજ."

અંજનાએ કીશોરીને કહ્યું, "આવ અહિંઆ બેસ. જો આજે હમણાંજ શ્યામલાલ ભાઇ રડતા હતા, અને કહેતા હતા કે તું એને હેરાન કરે છે, આ ખરી વાત છે કે ?"

શ્યામલાલ વચ્ચે બોલી ઉઠયો, "નહિં, અંજના ભાભી ખોટું બોલે છે. મેં તમારૂં નામ પણ દીધું નથી."

કીશોરી બોલી, "પણ ત્યારે રડતા હતા શા માટે ? મારો કાંઈ વાંક થયો હોય તો હું માફ માગું છું."

શ્યામલાલે કહ્યું, "મને મારી ઉપર વીતેલી આફતો યાદ આવવાથી તથા મારાં માત પિતા યાદ આવવાથી મને રડવું આવ્યું હતું. અંજના ભાભી તમારૂં ખોટું નામ દે છે."

અંજના હસવા લાગી.

કીશોરીએ કહ્યું, "બ્હેન, તું બહુ જબરી છે. બીજાને લડાવી મારતાં ઠીક આવડે છે ! પણ કાંઇ નહિં, તને મઝા પડી તો મને આનંદ થયો."

અંજનાએ કહ્યું, "કીશોરી, જો શ્યામલાલ ભાઇ ઉપર કેવી કેવી આફતો વીતી છે તે તેની આગળથી સાંભળ. હું હવે જાઉં છું. મેં સઘળી વાત તારા બનેવીના મોઢેથી સાંભળી છે, તું તેને મોઢેથી સાંભળ." અંજના ત્યાંથી ઉઠીને ગઇ અને તેના ગયા પછી શ્યામલાલે પહેલેથી તે છેલ્લે સુધી સઘળી વાત કીશો-

હતી ત્યારે શ્યામલાલની આંખમાં એકદમ પાણી આવી ગયાં. અંજનાએ આ જોઇને- તરત તેણે શ્યામલાલને પૂછ્યું, "ભાઈ, આમ દીલગીર શા માટે છો? તમને અહિંઆ કાંઇ દુ:ખ છે?"

શ્યામલાલ કાંઇ બોલી શકયો નહિં. માત્ર તેની આંખમાંથી આંસુજ પડવા લાગ્યાં. અંજનાએ ત્યાં પડેલા રૂમાલ વડે તેના આંસુઓ લુહી નાંખ્યાં. અને તેને આશ્વાસન આપવા લાગી. થોડીવારે શ્યામલાલ શાન્ત થયો ત્યારે અંજનાએ તેના રડવાનું કારણ પૂછ્યું.

શ્યામલાલે ધીમા સાદે કહ્યું, "ભાભી, મને મારી ઉપર વીતેલી આફતો યાદ આવતાં મારી આંખમાં પાણી આવી ગયાં. હું કોણ જાણે કેટલો અભાગી છું કે તમને પણ અહિંઆં આટલું બધું દુ:ખ દઉં છું. હું કોઇને કોડીના કામનો નથી. ભાભી, તમે આટલાં બધાં દયાળુ છો અને ઘરમાંના સઘળાં પણ દયાળુ છે, નહિં તો હું કયારનોએ મરી ગયો હોત. અને તેમ થાય તો વધારે સારૂં, કારણકે આમ વિના કારણ તમને હેરાન કરવાં ન પડત."

અંજના તરત બોલી, "શ્યામલાલભાઇ, આમ આજ મનમાં ઓછું કેમ આવી ગયું? તમે આવાં ખરાબ વચનો શા માટે કાઢો છો? તમારો વાંકો વાળે થવાનો નથી. આ ઘર તમારૂંજ છે. મારા સાસુજીને પણ તમારી ઉપર તમારા ભાઇ જેટલોજ પ્રેમ છે, માટે તમારે જરાએ જુદાઇ જાણવી નહિ. તમે અમારા કુંટુંબના છો એમજ અમે સમજીએ છીએ. તમને આજે આમ મનમાં ઓછું કેમ આવે છે તે સમજાતું નથી. કીશોરીએ તો તમને કાંઇ કહ્યું નથી ને? કાંઇ બોલી હોય તો એ બાળક છે, એની બદલીમાં હું માફી માગું છું."

શ્યામલાલ વચ્ચે બોલી ઉઠયો, "અરે ભાભી, માફ઼ શા માટે માગો છો? તમે માફ઼ માગો છો તેથી મારૂં દીલ વધારે દુ:ખાય છે, કારણકે એ ગેરવ્યાજબી છે. બિચારી તમારી નાની બેન કોઇ દિવસ પણ કાંઇ મને દુ:ખ લાગે તેવું બોલી નથી; એ પણ તમારા જેટલી દયાળુ છે, અને જયારે તે અહિંઆં બેસે છે, ત્યારે એવી મીઠી મીઠી વાતો કરે છે કે જેથી કરીને મને બહુ આનંદ થાય છે. એટલુંજ નહિ પણ હું મારૂં સઘળું દુ:ખ ભુલી જાઉં છું. એને બિચારીને નાહક શા માટે

દોષીત ઠરાવો છો ? એ બીનઅપરાધી છે. મને માત્ર મારી ઉપર વીતેલી આફ્તો યાદ આવવાથીજ રડવું આવ્યું. બિચારી કીશોરીને કાંઇ કહેશો મા, નહિંતો એ મારી આગળ બેસે છે તે બેસશે પણ નહિં. એ પણ બહુ દયાળુ છે."

અંજના બોલી, "હા, મારી કીશોરી જેવી દયાળુ અને રમુજી હજી સુધી મેં કોઇને જોઇ નથી. મને એમ મારી નાની બ્હેન બહુ ગમે છે. લ્યો, આએ આવી, એનું આયુષ્ય જબરૂં હોય એમ લાગે છે, નામ દેતામાંજ આવી, કેમ કીશોરી, ક્યાં હતી ? શું કરે છે ?"

કીશોરી હસતે મોઢે બોલી, "હોય ક્યાં વળી ? તમારા રાજમાંજ."

અંજનાએ કીશોરીને કહ્યું, "આવ અહિંઆ બેસ. જો આજે હમણાંજ શ્યામલાલ ભાઇ રડતા હતા, અને કહેતા હતા કે તું એને હેરાન કરે છે, આ ખરી વાત છે કે ?"

શ્યામલાલ વચ્ચે બોલી ઉઠ્યો, "નહિં, અંજના ભાભી ખોટું બોલે છે. મેં તમારૂં નામ પણ દીધું નથી."

કીશોરી બોલી, "પણ ત્યારે રડતા હતા શા માટે ? મારો કાંઈ વાંક થયો હોય તો હું માફ માગું છું."

શ્યામલાલે કહ્યું, "મને મારી ઉપર વીતેલી આફ્તો યાદ આવવાથી તથા મારાં માત પિતા યાદ આવવાથી મને રડવું આવ્યું હતું. અંજના ભાભી તમારૂં ખોટું નામ દે છે."

અંજના હસવા લાગી.

કીશોરીએ કહ્યું, "બ્હેન, તું બહુ જબરી છે. બીજાને લડાવી મારતાં ઠીક આવડે છે ! પણ કાંઇ નહિં, તને મઝા પડી તો મને આનંદ થયો."

અંજનાએ કહ્યું, "કીશોરી, જો શ્યામલાલ ભાઇ ઉપર કેવી કેવી આફ્તો વીતી છે તે તેની આગળથી સાંભળ. હું હવે જાઉં છું. મેં સઘળી વાત તારા બનેવીના મોઢેથી સાંભળી છે, તું તેને મોઢેથી સાંભળ." અંજના ત્યાંથી ઉઠીને ગઇ અને તેના ગયા પછી શ્યામલાલે પહેલેથી તે છેલ્લે સુધી સઘળી વાત કીશો-

રીને કહી સંભળાવી. કીશોરીની આંખમાં વાત સાંભળતાં સાંભળતાં પાણી આવતાં હતાં, અને તે બન્ને જણાની આંખમાંથી પાણી વહેવા લાગ્યાં, છેવટે કીશોરી પોતે તરત શાન્ત થઇ ગઇ અને શ્યામલાલને પણ શાન્ત પાડી દીધો. કીશોરીએ શ્યામલાલને કહ્યું, "પણ તમે સામંતની શોધમાં ગયા હતા તેતો ન કહ્યું. બસ તમારા દુઃખની વાત કરી, તમે જે બહાદુરીનાં કામ કર્યાં તેતો એક કોરેજ મૂકી દીધાં. મેં તે સઘળું મારી અંજના બ્હેન આગળથી સાંભળ્યું છે એટલે તમારે કહેવાની જરૂર નથી. પણ તમે તો જાણે કેમ કંઇ જાણતાજ નથી તેમ આંખ આડા કાન કરી જાઓ છો ?"

શ્યામલાલ બોલ્યો, "મેં કાંઈ બહાદુરી જેવું નથી કર્યું; મારી બહાદુરી આ પથારીમાં પડી રહેવાની છે. બીજું કાંઈ નહિ."

કીશોરી બોલી, "બહાદુરી કેમ નહિં, અને અજીતકુમારને પણ કેવા ચાલાકીથી બચાવી લીધા હતા તે પણ મને ખબર છે. મને બધી ખબર છે, તમે ભલેને મારાથી વાતો છાની રાખો, પણ મને કોઇને કોઇ કહી દે છે એટલે હું બધું જાણી જાઉં છું."

શ્યામલાલે કહયું, "મેં હજી સુધી કાંઈ પણ એવું કામ કર્યું નથી કે જેને માટે મને માન ઘટતું હોય."

કીશોરી બોલી, "એ બધું ઠીક છે, તમે કાંઇ નહિ કહો. કાંઇ નહિ, અમને બહારથી સાંભળતાં કયાં નથી આવડતું ?"

શ્યામલાલ થાકી ગયો હતો એટલે કીશોરી બોલી, "હવે થોડીક વાર સુઇ રહો, તમે બહુ થાકી ગયા છો. લાવો હું તમને પવન નાંખું."

શ્યામલાલ મુંગો રહ્યો અને કીશોરી પોતાના નાના સુકોમળ હાથે પંખાથી પવન નાંખવા લાગી. શ્યામલાલને થોડીવારમાં ઉંઘ આવી એટલે કીશોરીએ તેને એક સફેદ ઓઢવાનું, કે જે ત્યાં પડયું હતું, તે ઓઢાડીને તે ત્યાંથી પોતાના ઓરડામાં ગઇ.

સામંતને પણ થોડા દિવસ પથારીમાં રહેવું પડયું, કારણકે તેની તબીયત પણ નરમ થઇ ગઇ હતી. કમળા અને સામંત પંદરેક દિવસ

વિત્યાબાદ અજીતકુમાર અને સુલોચનાની રજાથી પરણી ગયાં હતાં, અને સુખમાં દિવસો ગાળતાં હતાં. અજીતકુમારને સઘળાં પાછા સાહી સલામત મળવાથી ઘણો આનંદ થયો હતો.

અમૃતલાલ પણ પોતાની ધર્મપત્ની સાથે સુખમાં દિવસો ગાળવા લાગ્યો. લલિતા પોતાના પુત્રને જોઇને ઘણો આનંદ પામતી હતી. એક દિવસે કીશોરી શ્યામલાલ આગળ દોડતી દોડતી આવી અને કહ્યું, "અજીતકુમાર તથા સુલોચના દેવી તમારી ખબર કાઢવાને બપોરે આવવાના છે, માટે આજે તમારો દિવસ બહુ આનંદમાં જશે."

શ્યામલાલે કહ્યું, "પણ તું અહિંઆ બેસશે કે નહિ બેસે ?"

કીશોરીએ કહયું, "એતો હું મારી બ્હેનને પૂછી જોઇશ. તે કહેશે તો બેસીશ, નહિંતો કાંઇ નહિ. આપણે તો એનો હૂકમ માનવાનાં."

બપોરના અજીતકુમાર સામંતની સાથે અને સુલોચના કમળાની સાથે ત્યાં આવી પહોંચ્યાં; સઘળાં એકઠા થઇને બેઠાં. કીશોરી એકદમ અંજના પાસે ગઇ અને તે ત્યાં જઇને બેસે કે નહિં એમ પૂછયું. અંજનાએ હા કહી તેથી તે ખુશી થતી થતી ત્યાં ગઇ, અને જેવી શ્યામલાલવાળા ઓરડામાં દાખલ થઇ કે અમૃતલાલે કહયું. "કેમ આવની, અહિંયા બેસ." એમ કહીને તેણે શ્યામલાલની આગળ બેસવાને આંગળી બતાવી. તે ત્યાં જઇને બેઠી એટલે સુલોચનાએ અમૃતલાલને પૂછયું, "એ કોણ છે ?" જેના જવાબમાં અમૃતલાલે તેના ત્યાં આવવા વિષે સઘળી હકીકત કહી સંભળાવી. સઘળાએ શ્યામલાલના ખબર અંતર પૃછયા.

સુલોચનાએ કીશોરીને કહયું, "તમે મારે ઘેર ચાલો, ત્યાં મારી આગળ રહેજો."

કીશોરીએ કહયું, "તમારૂં ઘર હોતતો હું આવત, પણ તમારો તો મ્હેલ છે એટલે હું નહિ આવું."

સુલોચના બોલી, "તમે તો બહુ હુશીયાર હો એમ લાગે છે."

કીશોરીએ કાંઇપણ જવાબ દીધો નહિ, માત્ર મુંગીજ રહી, શ્યામલાલે કહયું, "એ મને બહુ આનંદ આપે છે, મારી આગળ બેસીને આખો દિવસ વાતો કર્યા કરે છે."

લગભગ બેએક કલાક વાતોમાં વિત્યા બાદ સઘળા ત્યાંથી ગયા. તેઓના જવા પછી કીશોરીએ શ્યામલાલને કહયું, "તમે બધા આગળ કહો છો કે હું આખો દિવસ બોલ્યા કરૂં છું, માટે હવેથી તમારી સાથે નહિં બોલું."

શ્યામલાલે કહયું, હવે નહિં કહું, મારી ભુલ થઇ. હવેથી હું નહિ બોલું. મને માફ કરો, એકવાર માફ કરો, પછી નહિં બોલું,"

કીશોરીએ કહયું, "માફ માગવાની જરૂર નથી, તમે બોલતા નહિ એટલે બસ."

તે દિવસે રાતના લલિતાનું માથું દૂ:ખવાથી કીશોરીને રાતના શ્યામલાલના ઓરડામાં સુવાનું કહયું, અને તેનું રાતના બરાબર ધ્યાન રાખવાનું કહ્યું. કીશોરીને માટે શ્યામલાલના પલંગથી થોડે દૂર એક ખાટલી નંખાવી અને તેની ઉપર એક બીછાનું નંખાવ્યું. રાતના દસ વાગ્યા એટલે કીશોરી પોતાને માટે પથરાયલી ખાટલી ઉપર જઈને સુતી, અને સુતાં સુતાં શ્યામલાલને કહયું, "તમારે કાંઇ કામ પડે તો મને જગાડજો."

રાતના લગભગ બે એક વાગ્યાના સુમારે કીશોરીની આંખ ઉઘડી ગઇ. રાત અજવાળી હતી તેથી ઉઘાડી બારીમાંથી અજવાળું અંદર આવતુ હતું. કીશોરી બારી આગળ જઇને શહેર તરફ જોવા લાગી. સર્વ ઠેકાણે શાન્તિ પથરાઇ ગઇ હતી. તેની નજર એટલામાં શ્યામલાલ ઉપર પડી. શ્યામલાલ ભર ઉંઘમાં હતો. બારીમાંથી થઇને ચંદ્રનું અજવાળું તેના મોઢા ઉપર પડતું હતું. કીશોરી તેની આગળ જઇને તેનાં મોઢા સામું જોવા લાગી. નાની બલકે યુવાન કીશોરી ઉપર શ્યામલાલના ચહેરાએ ઘણી અસર કરી. તે લગભગ પાએક કલાક સુધી તેની સામું જોઇ રહી. અંતે તેની ઉપર પોતાનો નિર્દોષ પ્રેમ ઉભરાતાં તે પલંગ ઉપર ચડી, અને તેના માથા આગળ બેસીને તેને માથે ધીમે ધીમે પોતાનો હાથ ફેરવવા લાગી. શ્યા-લાલ ગાઢ ઉંઘમાં હોવાથી જાગ્યો નહિ. કીશોરી મનમાં વિચારવા લાગી કે, "અહા! શ્યામલાલ મારા પતિ થાય તો કેવું સારૂં! આજ જેમ આમ પારકા ગણી મારે તેમની પાસે બેસવું પડે છે તેના બદલામાં

તેની પોતાનીજ સ્ત્રી થઇને બેસું તો મારાં કેવાં અહોભાગ્ય! બસ, જ્યારથી મારા મનમાં એના વિષે વિચાર આવ્યો છે ત્યારથી હું એની પત્ની થઇ ચુકી છું; પછી ભલે એ મને સ્વીકારે કે ન સ્વીકારે; જો મને નહિં સ્વીકારે તો આપણે તો સાધ્વી થઇ જઇશું, પણ હવે એના સિવાય કોઇને પરણીશ નહિ." આમ મનમાં વિચારી તે શ્યામલાલના માથા ઉપર પાછી હાથ ફેરવવા લાગી. તેનો પ્રેમ દરેક પળે વધતો જતો હતો. તેણે મનમાં ફરીથી વિચાર કરવા માંડ્યો. "પણ કદાચ શ્યામલાલ જાગશે તો શું કહેશે? ભલેને એને જે કહેવું હોય તે કહે. મને તેના કાંઇ પણ કહેવાની દરકાર નથી. મને તો એની દરકાર છે. એ મારા છે, પછી મને કોઇની પરવાર નથી." આમ વિચાર કરીને તેણે ફરીથી શ્યામલાલના ચહેરા તરફ જોયું. તેણે શ્યામલાલનું માથું પોતાના ખોળામાં મૂકવાનો વિચાર કર્યો, અને તે પ્રમાણે તેણે આસ્તેથી શ્યામલાલનું માથું પોતાના ખોળામાં મૂક્યું. શ્યામલાલ હજી સુધી પણ જાગ્યો નહોતો. કીશોરીએ પોતાની કમરેથી પોતાનો રૂમાલ કાઢયો, અને શ્યામલાલના કપાળે વળેલાં પરસેવાનાં બીંદુઓ આસ્તે આસ્તે લુછવા લાગી. આથી શ્યામલાલ જાગી ઉઠયો, અને તેના મોઢા ઉપર કોઇ રેશમી કપડું ફેરવતું હોય તેમ લાગ્યું. તેણે આશ્ચર્યથી પૂછયું, "કોણ છે?"

કીશોરીએ જરા પણ ગભરાયા અથવા અચકાયા વગર કહ્યું, "એ તો હું છું, તમે નિરાંતે સુઇ રહો."

શ્યામલાલને હવે લાગ્યું કે તે કોઇના ખોળામાં સુતો હતો તેથી પાછું આશ્ચર્યથી પૂછયું, "કોણ કીશોરી છે! મારૂં માથું કયાં છે? તકીયો કયાં ગયો?"

કીશોરીએ પહેલાંની માફક શાન્તિથી જવાબ આપ્યો, "તમારૂં માથું મારા ખોળામાં છે; આપ શાન્તિથી ઉંઘો. હું આપની આગળ નિરાંતે બેઠી છું." શ્યામલાલ તરતજ બેઠો થવા જતો હતો, તેવામાં કીશોરીએ પોતાના બન્ને હાથ વડે તેને ઉઠતો અટકાવ્યો. તે પાછો સુતો અને કહયું, "પણ કીશોરી, આમ તારા ખોળામાં મારૂં માથું રાખવાની શી જરૂર છે? તુ તારે નિરાંતે પથારીમાં જઇને સુઈ જા."

કીશોરી બોલી, "આપ મારી ચિંતા કરો મા, આપ નિરાંતે સુઈ રહો. હું થાકી જઇશ ત્યારે મારી પથારીમાં જઇને સુઇ રહીશ. આપે મારી જરાએ ચિંતા કરવી નહિ."

શ્યામલાલે કહયું, "પણ આમ તારા ખોળામાં સુવું તે ગેર-વ્યાજબી કહેવાય, માટે તારી પથારીમાં જઇને સુઇ જા."

કીશોરીએ કહયું, "ગેરવ્યાજબી દેખાય તો ભલે દેખાય; તે મને દેખાશે, કાંઈ તમને દેખાશે નહિ; કારણ કે અહિંઆ તમારી આગળ આવીને હું બેઠી છું, કાંઇ તમે મારી આગળ આવીને બેઠા નથી, અને મને કોઇની પરવાર નથી."

શ્યામલાલ કીશોરીની ઉધ્ધતાઇથી વિચારમાં પડયો. અને આતું શું કરવું એ કાંઇ સુઝયું નહિ. પોતાનામાં ઉઠવાનું પણ જોર ન હોતું એટલે લાચારીથી પડી રહેવું પડયું હતું. છેવટે તેને એક યુકિત સુઝી. તેણે કીશોરી પાસે પીવાનું પાણી માગ્યું. કીશોરીએ આસ્તેથી તેનું માથું એક તકીયા ઉપર મૂકયું, અને પાણી લેવાને ઉભી થઈ. તે જઇને રૂપાના પ્યાલામાં પાણી ભરી આવી, અને શ્યામલાલને પોતાના હાથની મદદથી બેઠો કર્યો, તે બેઠો થયો એટલે કીશોરીએ પાણીનું પ્યાલું તેની આગળ ધર્યું. શ્યામલાલ તે લેવાને માટે પોતાનો હાથ લંબાવવા જતો હતો, પણ કીશોરીએ તેનો હાથ પાછો જેમ હતો તેમ પોતાને હાથે પકડીને મૂકી દીધો અને કહ્યું, "હું તમને મારે હાથે પાણી પાઉં છું માટે તમારા હાથને શા માટે તસ્દી આપો છો !"

શ્યામલાલે કહ્યું, "ત્યારે હું પાણી પીવાનો નથી."

કીશોરીએ કહ્યું, "તો હું જબરજસ્તીથી પાઇશ. નાહક આમ કરવાથી તમારી તબીયત બગાડશો. હું કહું છું તેમ તમે માત્ર આશા-એશ ભોગવો. હમણાં તમારે વધારે તસ્દી લેવાની જરૂર નથી."

શ્યામલાલ કીશોરીની આવી વર્તણુંકનો ભાવાર્થ સમજી શકયો નહિં. તેણે તેને પૂછ્યું, "પણ તું આમ શા માટે વર્તે છે? મને તારી આવી વિચિત્ર વર્તણુકથી અતિ ચિંતા થાય છે, તે કોઇ જોશે

તો કાલ સવારે મને અહિંથી કાઢી મૂકશે તો હું ક્યાં જઇશ? મારૂં કોઇ નથી."

કીશોરી બોલી, "તમારી હું છું, જોઉં છું તમને કોણ કાઢી મૂકે છે? હું કાંઇ પણ બેઅદબીથી વર્તતી નથી; હું જરૂર આમજ વર્તીશ, કારણ કે હું તમારી ચાકરી મારી જીંદગી પર્યંત કરવા માગું છું અને હું હંમેશાં તમારી દાસી થઇને રહીશ. બસ, હવે તમો મારૂં બોલવું સમજ્યા કે હજી પણ જાણી જોઇને અજાણ્યા બનવું છે? તો લ્યો, આ હું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું કે હું તમારી પત્ની થઇ ચુકી છું."

શ્યામલાલ કીશોરીના આ શબ્દોથી, જેમ કોઈ એક માણસ કાંઇક અસંભવિત સમાચાર સાંભળીને ચમકે, તેમ ચમક્યો અને કહ્યું, "કીશોરી, કીશોરી! તું મને જરૂર દુઃખી કરવાજ ઇચ્છે છે, અને મારે માથે આળ ચઢાવીને મને આ ઘરમાંથી કાઢી મૂકાવવા માગે છે? પણ કાંઇ નહિં, જેવી તું મને દુઃખી કરવા ઇચ્છે છે તેવોજ તને ઇશ્વર બદલો આપશે."

કીશોરી બોલી, "પણ જો તમારૂં ભલું ઈચ્છતી હઇશ તો ઇશ્વર તેનો સારો બદલો આપશે ના? તમે શા માટે આવા શબ્દો કાઢો છો? હું જે તમને મારા પ્રાણ અર્પણ કરી ચુકી છું, તે તમને હવે દુઃખી થવા દેવામાં રાજી હોઉં એ કેમ બને? તમે મારા શિરછત્ર છો, હું તમારી દાસી છું. તમે બસ હવે આનંદમાં આવી જાઓ અને તમારે દીલગીર થવાની કાંઈ જરૂર નથી. તમારા સુખે મને સુખ છે અને તમારા દુઃખે દુઃખ છે, માટે તમે આવા શબ્દો ન ઉચ્ચારો; તમને અહિંઆં કોઇનો ભય નથી."

શ્યામલાલે કહ્યું, "તું હજી બાળક છે; તું નથી સમજતી, ઘરના સઘળા લોકો મારા વિષે શું ધારશે? તું આમ છેક નાદાન બનવું છોડી દે, મને નાહક હેરાન ન કર."

કીશોરી બોલી, "ઠીક એ બધું સમજી, હવે તમે કાંઇ પણ બોલ્યા વગર નિરાંતે ઉંઘી જાઓ."

શ્યામલાલે કહ્યું, "પણ તું તારી પથારીમાં જઇને સુઇ જા, પછી હું ઉંઘી જઇશ."

કીશોરી બોલી, "જો તમે કાંઈ પણ વધારે બોલો તો તમને મારા સમ છે, તમે હવે નિરાંતે સુઇ જાઓ, નહિં તો પાછી તબીયત બગડશે"

શ્યામલાલને લાચારીથી તેના ખોળામાં સુઇ રહેવું પડ્યું. સવાર પડવા આવી અને ઘરમાં સઘળી બાજુએ બધાં જાગ્યા હોય તેમ લાગ્યું; એટલે કીશોરી શ્યામલાલનું માથું એક તકીયા ઉપર મૂકીને પોતે ઓરડાની બહાર નીકળી, અને જાણે કાંઇ જાણતી ન હોય તેમ નિત્ય કર્મ કરવા લાગી.



# પ્રકરણ ૩૪ મું.



## કીશોરીનો પ્રેમ.

શ્યામલાલ હજી ઉંઘતો હતો. અંજના ત્યાં તેની ખબર કાઢવા આવી પણ તે ઉંઘતો હોવાથી ત્યાં એક ખુરસી ઉપર બેઠી. થોડીવારમાં શ્યામલાલ જાગી ઉઠ્યો. તે ગભરાયો કે અંજના સામે બેઠી હતી, અને હજી કીશોરી પણ પોતાનું માથું તેના ખોળામાં રાખીને ઉંઘી ગઇ હશે. આથી તેણે માથા નીચે હાથ ફેરવી જોયો તો ત્યાં કાંઇ હતું નહિ તેથી તેને શાન્તિ વળી. અંજના સમજી કે શ્યામલાલને કાંઇ જોઇતું હશે તેથી તેણે પૂછ્યું, "તમારે કાંઇ જોઇએ છે?"

શ્યામલાલે કહ્યું, "ના ના."

અંજનાએ તેના ખબર પૂછ્યા, જેના જવાબમાં શ્યામલાલે કહ્યું, "હવે તો ઠીક રહે છે, અને આશા છે કે હવે હું જલદીથી સારો થઇ જાઇશ."

અંજના બોલી, "હા, હવે તમારો ચહેરો પણ સુધરતો જાય છે, હવે આસ્તે આસ્તે ઠીક થઇ જશે."

શ્યામલાલે કહ્યું, "મને આજ ઉંઘ પણ બરાબર આવી હતી. માત્ર એકજ વાર જાગ્યો હતો."

અંજના બોલી, "કીશોરીએ પાણી બાણી આપ્યું હતું કે કેમ?"

શ્યામલાલે કહ્યું, "હા, અને મને પાછી ઉંઘ આવી ત્યાં સુધી બેસી રહી હતી."

અંજના બોલી, "હા, એ દયાળુ તથા મળતાવડી બહુ છે, અને કામ કરવામાં જરાએ કાયર નથી. લ્યો, આ એજ આવી."

કીશોરી જેવી ઓરડામાં દાખલ થઇ કે અંજનાને કહ્યું, "બ્હેન, તેઓને જગાડ્યા કે?"

અંજના બોલી, "ના, એતો એની મેળે જાગ્યા છે. હું શા માટે એને જગાડું? પણ આ તારી આંખો આજે લાલ કેમ દેખાય છે?"

કીશોરી બોલી, "એતો રાતના એમની આગળ બેઠી હતી એટલે."

શ્યામલાલ બોલ્યો, "હવેથી તું નહિં બેસતી, કારણ કે ઉજાગરાથી ક્યાંક વખતે તારી તબીયત બગડશે. કોઇ એક નોકરને બેસાડજો. તમે બધાં નાહક મારા માટે હેરાન થાઓ છો."

અંજના બોલી, "વાંહરે, એટલે જાણે તમે કોઇ અહિંઆ મેમાન હશો કેમ? તમને અમે એમના ભાઇ સમજીએ છીએ, અને અમારી બધાની ફરજ છે કે તમારી ચાકરી બરાબર કરવી જોઇએ."

કીશોરી બોલી, "બ્હેન, એતો જાણે કોઇ બીજાના ઘરમાં હોય એમ સમજે છે."

શ્યામલાલે કહ્યું, "આ ઘર હું મારૂંજ સમજું છું, જરાએ જુદાઇ નથી લેખતો. સગાં પણ મારી આટલી ચાકરી ન કરત, એ મારી ખાત્રી છે."

તેજ દિવસે બપોરના જયારે શ્યામલાલ એકલો પોતાના ઓરડામાં પથારીમાં સુતો હતો, ત્યારે કીશોરી ત્યાં આવી અને તેની સામે એક ખુરશી ઉપર બેઠી. શ્યામલાલની નજર તેના ઉપર પડી એટલે શ્યામલાલે કહ્યું, "તેં ગઇ કાલે રાતના ઉજાગરો કર્યો તેથી તારી આંખો લાલ દેખાય છે. કીશોરી, કીશોરી! તું જરૂર મને પાછો કંગાળ સ્થીતિમાં લાવી મૂકીશ. તું મારૂં બોલવું સાંભળતી નથી. હું તને હાથ જોડી......"

કીશોરી વચ્ચે બોલી ઉઠી, "બસ, અમારે કોઇ પાસે હાથ જોડાવવા નથી. તમે તમારે જે કાંઇ થાય છે તે મૂંગે મોઢે જોયા કરો, અને કોઇ આગળ કાંઇ પણ બોલતા નહિં; હું તમને મારા ખરા અંતઃકરણથી ચાહું છું. પ્રતિજ્ઞા પૂર્વક કહું છું, કે હું તમને મારા હૃદયના ઇશ્વર તરીકે પૂજ્ય ગણું છું."

આ સાંભળીને ખુશી થતો શ્યામલાલ બોલ્યો, "હું જાણતો હતો કે તું મારી મશ્કરી કરીને મને તારાં સગાંઓમાં ઉતારી પાડવા માટે આમ કરતી હતી, પણ તું તો ખરેખર વિચિત્ર છે; કીશોરી,

મને ચાહવો મૂકી દે. મારી ખાત્રી નથી કે હું આ મંદવાડમાંથી જીવવા પામીશ, માટે નાહક મને ચાહવો મૂકી દે. વળી હું એક ભીખારી છું, મારી પાસે એક દમડી પણ નથી. આ સઘળાં કપડાં લત્તાં પણ અમૃતલાલભાઇની મહેરબાનીથી પહેરૂં છું, માટે નાહક મને ચાહવો મૂકી દે. અને મારૂં કહેવું ધ્યાનમાં લે."

તેટલામાં ત્યાં લલિતાને દૂરથી આવતાં જોઇ કીશોરીએ શ્યામલાલને મૂંગા રહેવાની ઇસારત કરી, તેથી તરતજ તે મુંગો રહી ગયો. લલિતા જેવી ઓરડામાં દાખલ થઇ કે કીશોરી ઉભી થઇ, અને લલિતાને ખુરશી આપી જેની ઉપર તે બેઠી, અને કીશોરીને પણ ત્યાં પોતાની આગળ એક ખુરશી લઇને બેસવાનું કહ્યું. કીશોરીએ દૂર પડેલી એક ખુરશી હતી તે લીધી, અને તેની ઉપર બેઠી.

લલિતાએ શ્યામલાલને પૂછ્યું, "કેમ દીકરા, હવે કેમ છે?"

શ્યામલાલે જવાબ આપ્યો, "મા, હવે તો મને ઠીક છે. હવે મને આશા છે કે થોડા દિવસમાં હું સાજો થઇ જઇશ."

લલિતાએ કહ્યું, "ઇશ્વર કરશે તો એકદમ જલદીથી સાજો થઇશ, પણ આ બધાં તારૂં બરાબર ધ્યાન રાખે છે કે કેમ?"

શ્યામલાલે કહ્યું, "હા, મા, એમાંનાં કોઇ પણ જરાએ મારા દીલમાં દુઃખ થવા દેવા નથી દેતાં તથા મને કોઇ વાતની અડચણ નથી આવવા દેતાં."

લલિતાએ કીશોરી તરફ નજર પડતાં કહ્યું. "દીકરી, આજે તારી આંખ આમ લાલ કેમ છે?"

કીશોરી બોલી, "મા, એ તો કાલે હું અહિંઆં એમની આગળ સુતી હતી, કારણ કે મારી બ્હેનનું માથું કાલે બહું દુઃખતું હતું, અને રાતના જરા જાગવું પડયું હતું એટલે આંખ લાલ દેખાય છે."

એક સગી માતા પોતાની પુત્રી પ્રત્યે બોલતી હોય તેમ લલિતા બોલી, "દીકરી, મને કહેવું હતું ને, હું અહિં સુઇ રહેત. તું હજી બચ્ચું છે, તને હજી કામ કરવાને વાર છે; ક્યાં છે અંજના, એને અહિંઆ બોલાવ."

કીશોરી અંજનાને બોલાવવા ગઇ. કીશોરી અને અંજના બન્ને થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યાં. અંજના જેવી આવી કે લલિતાએ કહ્યું, "દીકરા, આ કીશોરીને શા માટે અહિંઆ સુવાડી? કયાંક એ માંદી પડશે તો?"

અંજનાએ કહ્યું, "એતો કાલે જરાક મારૂં માથું દુઃખતું હતું એટલે એને સુવાડી હતી."

લલિતા બોલી, "પણ તેં મને કેમ ન કહ્યું! હું અહિંયા સુઇ રહેત. હવે તારૂં માથું ઠીક છેને? દુઃખતું હોય તો લાવ દાબું."

અંજનાએ કહ્યું, "ના, હવે તો ઠીક છે."

કીશોરી બોલી, "મા, તમને તે વળી કામ અપાય કે? તમે કામ કરો અને અમે ખાસાં નિરાંતે ઉંઘીએ એ કેમ બને? તેમ તમને હેરાન કરવામાં કોણ રાજી હોય?"

લલિતા હસી પડી અને બોલી, "દીકરી, તું બહુ રમુજી છે પણ તું હજી બાળક છે; મોટી થાય ત્યારે કામ કરજે, અને જ્યારે સાસરે જઇશ ત્યારે તારે તારા સાસરીયાંના ઘર આખાનું કામ કરવું પડશે; અને પછી તો કોઇ તને કામ કરાવા પણ નહિ લાગે, માટે હમણાં નાની છે ત્યાં સુધી તો ખુબ રમી લે."

કીશોરી બોલી, "પણ મા, અમે હમણાંથી કામ કરતાં શીખીએ તો પછી શીખવું ન પડે; પછી તો મોટાં થયા પછી જલદીથી ન આવડે, માટે હમણાંજ બધું શીખી લેવું જોઇએ."

લલિતાએ કહ્યું "પણ દીકરી, ગજા ઉપરાંત કરવું નહિ, નહિં તો નાહક તબીયત બગડે."

કીશોરી બોલી, "મેં કયાં ગજા ઉપરાંત કર્યું છે? હું એને ઉંઘ નહોતી આવતી તેથી તેની આગળ બેઠી હતી."

લલિતાએ કહ્યું, "તેં મને શા માટે અહિંઆં સુવાનું ન કહ્યું?"

કીશોરી બોલી, "હવેથી તમને કહેશું."

ત્યાર પછી થોડી ઘણી વાતો કરીને લલિતા ત્યાંથી ચાલી ગઈ એટલે કીશોરીએ શ્યામલાલને કહ્યું, "આ બધાં જોગાં થઈને મારૂં માથું ખાઈ ગયાં, કોણ જાણે મારા અહિંઆં સુવાથી તેમને શું દુઃખ થાય છે?"

શ્યામલાલે કહ્યું, "એ સઘળાંને તારા પ્રત્યે પ્રેમ અને લાગણી છે ત્યારે એમ કહે છે, નહિં તો આ સઘળાં આટલું બોલે છે તેમાંનું કોઈ તારૂં નામ પણ ન લેત."

કીશોરી બોલી, "હા. એ વાત ખરી, સઘળાંને મારી ઉપર ઘણું હેત છે. લલિતા દેવી, અંજના બ્હેન તથા અમૃતલાલ—એ સઘળાંની મારી ઉપર મીઠી દૃષ્ટિ છે, માત્ર તમનેજ મારી ઉપર કડવી દૃષ્ટિ રાખવાનું મન થાય છે, કારણ કે હું તમને બહુ દુઃખ દઉં છું કેમ ખરૂંને?"

શ્યામલાલે કહ્યું, "તું મારા બોલવાનો હંમેશાં શા માટે ખોટો અર્થ કરે છે?"

કીશોરી બોલી, "ખોટો અર્થ! એટલે ખોટો અર્થ શું?"

શ્યામલાલે કહ્યું, "જો સાંભળ. હું જે કાંઈ કહું છું તે સઘળું તારા ભલાને માટે. તું બેઅદબીથી વર્તે છે તે જો કોઈ જુએ તો તને અને મને ઘણું શરમાવા જેવું થઈ પડે."

કીશોરી બોલી, "હું બેઅદબીથી વર્તું છું, એમ કે? તમારૂં માથું મારા ખોળામાં રાખ્યું તે બેઅદબી! અને હું એમ કોની દેખતાં વર્તતી હતી કે તમે મને દોષીત ઠરાવો છો?"

શ્યામલાલે કહ્યું, "અલબત, કોઈના દેખતાં હજી સુધી તો તું એમ વર્તતી નથી, પણ કદાચ જો કોઈ તને એમ બેસતાં જુવે તો?"

કીશોરી બોલી, "તો શું? તમે મારા છો તે કાંઈ મટી જવાના છો?"

શ્યામલાલે કહ્યું, "તું છેક આમ નાદાન ન બન, અને આવા શબ્દો ઉચ્ચારવા રહેવા દે."

કીશોરી બોલી, "ભલેને તમે મને નાદાન કહો, ગમે તેવી કહો પણ હું તમારી છું અને મારામાં જેટલી ખામી છે તેનો દોષ તમારે માથે છે."

શ્યામલાલ કંટાળી જવાથી મૂંગો રહ્યો. લગભગ પંદરેક દિવસ વીતી ગયા બાદ. શ્યામલાલની તબીયત સારી થવા માંડી હતી, અને તે તેના પોતાના ઓરડામાં આમથી તેમ ફરી શકતો હતો. તેવામાં એક દિવસ લલિતા અને અંજના બન્નેને માથું દુઃખવા તથા તાવ આવવા માંડયો. તેઓ શ્યામલાલ આગળ કોને સુવાડવું તેના વિચારમાં પડ્યાં, અને છેવટે અંજનાના કહેવાથી કીશોરીને તેની પાસે રાતના સુવાડવાનો નિશ્ચય કર્યો. લલિતાએ કીશોરીને ત્યાં રાતના સુવાડવાની છે એમ સાંજના સાત વાગ્યાના સુમારે શ્યામલાલ આગળ વાત કરી, ત્યારે શ્યામલાલે કહ્યું, "ના, ના, હવે અહિંઆ કોઇને સુવાડવાની જરૂર નથી. કારણ કે હવે હું મારા ઓરડામાં હરી ફરી શકું છું."

કીશોરી, કે જે લલિતા દેવીની પછવાડે બેઠી હતી, તેણે શ્યામલાલની સામું જોઇને પોતાની આંગળી નાક ઉપર મૂકી; તે એવું કહેવાને કે શ્યામલાલે મુંગા રહેવું અને જે થાય તે જોયા કરવું.

લલિતા બોલી, "ના દીકરા, હજી તારી તબીયત બરાબર નથી, એટલે તબીયત વધારે ખરાબ થાય તો અરધી રાત્રે તું કોને બોલાવવા જાય. મને તથા મારી અંજનાને પણ તાવ આવ્યો છે, એટલે ભલે મારી કીશોરી આજે અહિંઆં તારી આગળ સુવે."

શ્યામલાલ મુંગોજ રહ્યો, કારણકે લલિતાએ પણ તેની વાત સાંભળી નહિ.

રાતના દસેક વાગ્યાનો વખત થયો હશે એટલે કીશોરી પોતાને માટે પથરાયલી ખાટલીમાં આવીને સુતી. તે સુતાં સુતાં બોલી, "કેમ હવે ક્યાં જશો? ઠીક હમણાં તમે નિરાંતે સુઇ જાઓ, નહિં તો જો તમારી તબીયત બગડશે અને તમારી આંખો જો લાલ દેખાશે, અને જો મારી બ્હેનને કે લલિતા દેવીને કહો, કે મેં તમને સુવા ન દીધા તો મારા બાર વાગી જાય, માટે હમણાં તમે સુઇ જાઓ. કીશોરીએ દરવાજા અંદરથી બંધ કરી દીધા, અને પોતે પણ નિરાંતે સુતી, પણ

ઉંઘ કોને આવે ? લગભગ બારેક વાગ્યા હશે પણ કીશોરીને ઉંઘ આવી નહિં. શ્યામલાલ તો ભર ઉંઘમાં પડયો, કીશોરી બેઠી થઇ, અને તેના પલંગમાં જઇને અગાઉની પેઠે શ્યામલાલનું માથું પોતાના ખોળામાં લઇને બેઠી, અને બસ તેના સામુંજ જોવા લાગી. તેને ગરમી થતી હતી તેથી આસ્તે આસ્તે પવન નાંખવા લાગી. લગભગ આ પ્રમાણે એક કલાક વીત્યો હશે, પણ શ્યામલાલ જાગ્યો નહિં. કીશોરીએ તેને જગાડવાનો વિચાર કર્યો, પણ તેને જગાડવાથી ઉજાગરો થાય અને તે માંદો પડે તે ધાસ્તીથી તેને જગાડવાની તેની હિંમત ચાલી નહિં. તેણે છેવટે એટલે કે લગભગ એક વાગ્યાના સમયે એક મધુર ગીત ધીમા પણ ઘણાજ મધુર સ્વરે લલકારવા માંડયું, એ ગીત જેવું સમાપ્ત થતું હતું તેવામાં શ્યામલાલની આંખ ઉઘડી, અને તેની નજર કીશોરી ઉપર પડી. શ્યામલાલને તેનો રાગ ઘણોજ ગમ્યો. ગાયનના ભણકારા તેના કાનમાં વાગ્યા કરતા હોય એમ તેને લાગ્યું. તેને તે ફરીથી સાંભળવાનું મન થયું અને તેથી તેણે કીશોરીને કહ્યું, "કીશોરી, ઘણુંજ સરસ ગાયું; ફરીથી એકવાર ગાઇશ તો તારો ઘણોજ ઉપકાર થશે."

કીશોરી બોલી, "એકવાર શા માટે, કહો તો હજારવાર ગાઇ સંભળાવું. તમને ખુશી કરવાને કહો તો હું મારા પ્રાણ પણ અર્પી દઉં." આટલું બોલતાંકને કીશોરીએ ફરીથી તે ગાયન પાછું ગાયું. શ્યામલાલને ઘણોજ આનંદ પડયો, અને ગાયન પુરૂં થયું એટલે શ્યામમાલે કહ્યું, "આ ગાયનકળાનો હુન્નર કયાંથી શીખી ?"

કીશોરીએ કહ્યું, "મારી અંજના બ્હેન પાસેથી."

શ્યામલાલને પણ હૃદયની અંદર કીશોરી માટે પ્રેમ અને લાગણી બન્ને હતાં, પણ ઘરનાં કોઇ જાણી જાય અને તેઓને માટે બુરૂં બોલાય તેની તેને ધાસ્તી હતી; પણ કીશોરી શ્યામલાલ જેટલી ગભરાતી નહોતી. તેનો પ્રેમ ઘણો દ્દઢ હતો અને તેથી તેને કોઇની બ્હીક લાગતી નહોતી.

શ્યામલાલે કહ્યું, "તું મને આટલો બધો શા માટે ચાહે છે ?"

કીશોરીએ કહ્યું, "તે એટલા માટે કે મારૂં હૃદય મને એમ કરવાનું કહે છે. પણ તમે મને નથી ચહાતા, મને ધિક્કારો છો તેનું શું કારણ ?"

શ્યામલાલે જવાબ દીધો, "તેનું કારણ એ કે જો કોઇ જાણે તો મારે વાસ્તે ખરાબ મત બાંધે; એટલુંજ નહિં પણ તેઓ મનમાં એમ ધારે કે આપણે એનું ભરણ પોષણ કરીએ છીએ અને એ આપણા ઘરમાં ખરાબ રીતે વર્તે છે."

કીશોરી બોલી, "પણ તમે મને ચાહો છો તો ખરાને ?"

શ્યામલાલે કહ્યું, "એટલે તારે મારે મોઢેથી એમ બોલાવવું છે?"

કીશોરીએ કહ્યું, "હા, જો તમે મને ખરેખર ચહાતા હો તો એક વાર, બસ એકજ વાર, એમ કહો કે તમે મને ચાહો છો."

શ્યામલાલે કહ્યું, "જો તારી ઇચ્છા મારે મોઢેથીજ સાંભળવાની છે તો ભલે લે સાંભળ, મારી વહાલી કીશોરી હું તને ખરા અંતઃકરણથી ચાહું છું."

કીશોરી આ શબ્દો સાંભળીને ઘણી ખુશી થઈ ગઇ, અને ખુશાલીના આવેશમાં કહ્યું, "વ્હાલા શ્યામલાલ, આ કીશોરી આપનીજ થઇ ચુકી છે, અને આપની છે એમજ ગણશો."

એક બીજા વચ્ચે ગાઢ પ્રેમ બંધાયો. કીશોરી બોલી, "આપને હવે થોડા વખતમાં સારૂં થઇ જશે, એટલે પછી હું મારી બ્હેન પાસે આપણી પરસ્પર પ્રીતિની વાત કહીશ. એ આસ્તે આસ્તે સઘળાંને કાને વાત નાંખશે, અને આપણું વેવીશાળ કરશે એટલે પછી થોડા વખતમાં આપણે પરણી જઇશું."

શ્યામલાલ બોલ્યો, "પણ પરણવાની આટલી બધી શી ઉતાવળ છે ? તું પહેલાં મને સાજો તો થવા દે પછી બધી વાત. ખરેખર કીશોરી, તું બહુજ આનંદી અને રમુજી છે એમાં તો જરાએ શક નથી. ખરેખર, મારાં પણ અહોભાગ્ય કે તું તારી મેળે મને ચહાવા લાગી. કુદરતની ગતિ ન્યારીજ છે. મારૂં પ્રારબ્ધ મને કયાંનું કયાંય ઘસડી લઇ આવ્યું ! કયાં એ ભીખારીના હાલે રડતો રડતો ઉમીયાશંકરની પીશી નીચે બેઠો હતો, અને આજે કયાં કોઇ ગૃહસ્થના ઘરમાં સુખમાં

આનંદે પલંગમાં મધ્ય રાત્રીએ એક નવયૌવનાના ખોળામાં માથું મૂકી આનંદે સુતો છું! મને આવી સારી હાલતમાં લાવનાર કુમાર અજીતસિંહ છે, અને એનો હું જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. મારાં પ્રારબ્ધજ મને તેઓના સંજોગમાં લઇ આવ્યાં છે. એના ઉપકારનો બદલો હું કેમ વાળી શકીશ!"

કીશોરી બોલી, "મને ખબર છે તેમ તમારો ઉપકાર બધા ઉપર છે. તમે અજીતકુમારને તે દિવસે રાતના પેલી વીશીમાં મદદે જઇને છુટા ન કર્યા હોત, તો તેના શા હાલ થાત તે કોને ખબર! બીજું સામંતને મદદ કરવા ગયા હતા તે પણ કામ તમે અજીતકુમાર માટેજ કર્યું હતું, અને આજે આ પથારી ભોગવો છે તે પણ એને માટેજ તો."

શ્યામલાલે કહ્યું, "કદાચ તું એમ ધારે તો તેમ, પણ મેં અમૃતલાલ ભાઇ ઉપર શું ઉપકાર કર્યો? મફતનું ખાવું અને મસીદે સુવું એના જેવી વાત છે. એના હું કેટલા બધા ઉપકારમાં આવ્યો છું તેનું કેમ?"

કીશોરી બોલી, "તમે જે કાંઇ અજીતકુમાર માટે કર્યું છે તે એને માટે કર્યા બરાબર છે, કારણ કે એ બન્ને જણા જાની મિત્રો છે એટલુંજ નહિં પણ તેઓ એક બીજાને માટે પોતાના પ્રાણ અર્પે તેવા છે."

શ્યામલાલે કહ્યું, "તેથી શું થયું? પણ જ્યાં સુધી હું જાતે તેમને પોતાને માટે એવું કાંઇ કામ બજાવી ન આપું ત્યાં સુધી તો ખરેખર એના ઉપકાર નીચે દબાયલો રહીશ; એટલુંજ નહિં પણ તારી સાથે મને આવી રીતે, આવે વખતે, અને આવે ઠેકાણે બોલવું પણ વ્યાજબી નથી લાગતું. કારણ કે જો એના મનથી એ એમ સમજે કે હું આ ખોટું કરૂં છું, તો મેં ઉપકારના બદલામાં અપકાર કર્યો કહેવાશે; એટલુંજ નહિં પણ મારામાં તેને મોઢું દેખાડવાની પણ શક્તિ નહિં રહે."

કીશોરી બોલી, "વ્હાલા, એને ખોટું લાગે અથવા તો એ મનમાં તમારી તરફથી અપકાર થયેલો સમજે તેની જોખમદાર હું છું; એટલુંજ નહિં પણ જો આપને કાંઇ નામોશી લાગશે તો હું મને

નામોશી લાગેલી સમજીશ. આપે હવે મારામાં અને તમારામાં જરાએ જુદાઇ ગણવાની નથી. હું આપનીજ છું અને ઇચ્છું છું કે ભવોભવ આપની દાસી બનીને રહું. આપના સુખમાં મારો ભાગ છે, અને આપના દુ:ખમાં પણ મારો ભાગ છે."

શ્યામલાલ બોલ્યો, "બસ, બસ ઘણું થયું હવે, મારે વધારે ખાત્રી કરવાની જરૂર નથી. હું તને મારીજ સમજું છું અને હું હવે મારૂં હૃદય તને અપાઇ ગયેલું સમજું છું; પણ એટલું હજી ધ્યાનમાં રાખજે કે જ્યાં સુધી હું સાજો ન થાઉં ત્યાં સુધી આપણા પ્રેમ વિષે કોઇ ન જાણે."

કીશોરી બોલી, "ભલે, હું આપણા પ્રેમ વિષેની કોઇને પણ ખબર પડવા નહિં દઉં."

આ પછી શ્યામલાલે કીશોરીને ઉંઘી જવાનું કહ્યું, કારણ કે ફરીથી જો તેને ઉજાગરો કરવો પડયો હતો એવું લલિતા જાણે તો તેને ત્યાં પાછી સુવા ન દે, તેથી તેણે કીશોરીને તરત સુઇ જવાનું કહ્યું. કીશોરી પણ તરતજ સુઇ ગઈ, પણ બીજે દિવસે તેણે ઉજાગરો કર્યો હોય એમ તેની આંખો ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવતું હતું. પણ કોઇ કાંઈ બોલ્યું નહિં, કારણ કે કોઇને તે બાબતની દરકાર કરવાનો વખત નહોતો; કારણકે અંજના તથા લલિતા બન્નેની તબીયત સારી નહોતી. તે દીવસે લલિતાની તબીયત સારી થઇ જવાથી તે શ્યામલાલ આગળ સુતી હતી, અને ત્રીજે દિવસથી અંજના ત્યાં સુવા લાગી. આથી કીશોરીને પાછો ત્યાં સુવાનો વારો ન આવ્યો, પણ જ્યારે કીશોરી શ્યામલાલના ઓરડામાં ચહા તથા જમવાનું આપવા આવતી અને કોઇ ત્યાં ન હોય, ત્યારે એકાંતનો લાભ લઇ શ્યામલાલની ખબર પૂછતી અને હસતી તથા બે ઘડી છુટથી વાત કરી લેતી હતી.

એક દિવસે શ્યામલાલે અંજનાને વાતમાંને વાતમાં પૂછ્યું, "અંજના ભાભી, તમે આટલાં બધાં દૂર ગામમાં રહેતાં હતાં, અને ત્યાં તમારી સગાઇ મારા ભાઇ વેરે કેમ થઇ?"

અંજનાએ પોતાની બનેલી સઘળી વાત કહેવા માંડી, અને જ્યારે તેઓની પ્રીતિ જે ઠેકાણે બંધાઇ તે વાત આવી, એટલે અંજના

વાત કરતી કરતી અટકી પડી અને શું બોલવું તેના ગભરાટમાં પડી. શ્યામલાલ તેના ગભરાવાનું કારણ સમજ્યો નહિ તેથી બોલ્યો, "તમે, ભાભી, બોલતાં બોલતાં આમ ઓચીંતાં અટકી કેમ ગયાં?"

અંજના શરમાઇ ગઇ અને બોલી, "કાંઇ નહિં, વધારે તો કહેતાં મને શરમ લાગે છે તો પણ તમને મારા ભાઇ સમજીને કહું છું, કે અમારી પરસ્પર પ્રીતિ ત્યાં ઝાડી આગળ બંધાણી."

શ્યામલાલના મનમાં એમ લાગ્યું કે, આમ પૂછવાથી અંજનાના મનમાં ખોટું લાગ્યું હશે તેથી તે બોલ્યો, "માફ કરજો, મારાથી અજાણપણે વધારે પૂછાઇ જવાયું."

અંજના બોલી, "કાંઇ નહિં, એમાં માફી શેની માગવાની? હું તમને મારા ભાઇ બરાબર સમજું છું."

શ્યામલાલે આ વાત ધ્યાનમાં રાખી, અને એક દિવસ જ્યારે કીશોરી એકલી હતી ત્યારે તેણે અંજનાએ જે વાત કહી હતી તે બધી તેને કહી અને કહયું, "જોજે તું પણ લાગ જોઇને તેને સઘળી વાત પૂછજે, અને પછી તને ઠીક લાગે તો તારી પણ બધી વાત કહી દેજે."

એક દિવસે જયારે અંજના એકલી પોતાના ઓરડામાં સુતી હતી, અને જ્યારે કીશોરી તેની આગળ બેઠી હતી, ત્યારે કીશોરીએ કહયું, "અંજના બ્હેન, તમે અમૃતલાલને ચોરોની ગુફા આગળ મળ્યાં હતાં પછી તમે કયાં ગયાં હતાં?"

અંજનાએ કહયું, "મેં તને એકવાર સઘળી વાત તો કરી હતી, અને ફરીથી કેમ પૂછે છે?"

કીશોરીએ કહયું, "તે એટલા માટે કે, મને યાદ છે કે તમે પાછાં તરત આપણા ઘર તરફ નહોતાં આવ્યાં એટલે પછી તે દિવસો તમારે રસ્તામાં કાઢવા પડ્યા હતાને?"

અંજનાએ કહયું, "હા."

કીશોરીએ કહયું, "અંજના બ્હેન, એ વાત મને પાછી કહોની, મને એ સઘળી વાત સાંભળવાની બહુ મઝા પડે છે."

અંજનાએ સઘળી વાત પહેલેથી કહેવાની શરૂ કરી, અને તે છુટી ત્યાં સુધીની સઘળી વાત કરી અને છેવટમાં કહયું, "અને ત્યારથી મારે એમની જોડે પ્રીતિ બંધાઇ."

કીશોરી બોલી, "પણ તે કેવી રીતે ?"

અંજના બોલી, "તારે તેનું શું કામ છે ?"

કીશોરીએ પોતાની હઠ છોડી નહિં, અને અંજનાને સઘળી વાત બરાબર કહેવાને દબાણ કરવા લાગી. અંજનાને કીશોરી ઉપર ઘણોજ પ્રેમ હોવાથી તેને તે કહેવાનું મન થયું, અને તેમાં કીશોરીના દબાણે ઉમેરો કર્યો. તેણે તેના પ્રેમ કેવી રીતે અમૃતલાલ સાથે બંધાણો તે વિષેની સઘળી વાત કરી, અને છેવટે જ્યારે તેણે બોલવું પુરૂં કર્યું ત્યારે કીશોરી બોલી, "બ્હેન, એ તો બહુ સારૂં, કારણ કે એ પ્રેમ તો જીંદગી પર્યંત ચાલુજ રહે અને પરસ્પર કોઇ દિવસ કજીયો ટંટો ન થાય ખરૂંને ?"

અંજનાએ કહયું, "હાજ તો, કેમ નહિ ?"

કીશોરી બોલી, "હું પણ તારી પેઠેજ અગાઉથી પ્રીતિ થાય, અને પછીજ પરણું તો કેવું સારૂં ?"

અંજના બોલી, "હા, અને હું પણ તને એવુંજ ઇચ્છું છું."

કીશોરી બોલી, "જો તું એવુંજ ઇચ્છે છે તો મને વચન આપ કે જે હું કાંઇ તને કહું તે તારે બીજાને મને પૂછ્યા વગર ન કહેવું."

અંજના બોલી, "પણ હું તારા બોલવાનો ભાવાર્થ નથી સમજતી."

કીશોરી બોલી, "પણ તું મને ચાહે છે કે નહિં ?"

અંજના બોલી, "હા."

કીશોરીએ કહયું, "ત્યારે તું મને વચન આપ."

અંજનાએ તરતજ કીશોરીને જે તે કાંઇ કહે તે બીજાને પૂછ્યા વગર ન કહેવાનું વચન આપ્યું. વચન લીધા પછી થોડીક વાર સુધી મુંગી રહી; એટલે અંજના બોલી, "કેમ હવે બોલતી નથી ? હું વચન નહિં પાળું એમ તને ધારતી લાગે છે ?"

કીશોરી બોલી, "ના, મને ધાસ્તી નથી લાગતી પણ મને શરમ લાગે છે."

અંજના બોલી, "જો મેં જ્યારે તારી આગળ શરમ છોડીને વાત કરી હતી, ત્યારે હવે તારે પણ કરવી પડશે."

કીશોરીએ કહ્યું, "ત્યારે ઠીક, સાંભળ, હું શ્યામલાલને ચાહું છું."

અંજના બોલી, "ઘેલી, એમાં આટલી બધી શરમાય છે શાની, શા માટે ઝટ બોલતી નથી?" આ પછી અંજના થોડી વાર મુંગી રહી, અને મનમાં વિચાર કરવા લાગી કે શ્યામલાલ એને લાયક છે કે કેમ, અને કીશોરીની ઉપર એને પણ પ્રીતિ છે કે કેમ, એ સઘળો વિચાર કર્યા પછી બોલી, "પણ તને એ ચાહે છે કે કેમ?"

કીશોરીએ મહા મુશીબતે અને ખોખરા અવાજે જવાબ દીધો, "હા, એ મને ચાહે છે."

અંજના બોલી, "ત્યારે તો બહુ સારૂં. બ્હેન, હું ઘણી ખુશી છું કે તમારે પરસ્પર પ્રીતિ બંધાઇ."

કીશોરી બોલી, "પણ મને તું એમની પાસે રાતના રહેવા દેને, મારાથી આખા દિવસમાં એક વાર એમની સાથે બોલાતું નથી."

અંજના બોલી, "ભલે હવેથી તને એની પાસે સુવાડીશ; પણ જોજે એની તબીયતનું બહુ ધ્યાન રાખજે, કારણ કે હજી તેને સાજા થવાને થોડા દિવસ લાગશે; એટલામાં જો એની પાછી તબીયત બગડશે તો વળી પાછો એનો બિચારાનો મંદવાડ લંબાશે."

કીશોરીએ કહ્યું, "હું એનું બરાબર ધ્યાન રાખીશ."

અંજનાએ તેજ દિવસની રાતથી કીશોરીનું સુવાનું શ્યામલાલના ઓરડામાં રાખ્યું. તેણે લલિતા દેવીને સઘળી વાત કરી અને તે પણ અંજનાના મતને મળતી થઇ. એટલુંજ નહી પણ તેણે કહ્યું "ભલે બંન્ને બિચારાં આનંદે રહે; શ્યામલાલ પણ બહુ ડાહ્યો છે, અને મારી કીશોરી પણ બહુ સમજુ છે."

તે દિવસે કીશોરી શ્યામલાલના ઓરડામાં સુતી. રાતના સઘળી બનેલી વાત કીશોરીએ શ્યામલાલને કહી, જે સાંભળીને શ્યામલાલને

પણ ઘણો આનંદ થયો. તે દિવસે રાતના શ્યામલાલે અજીતકુમારની વાતો કરતાં કરતાં તેણે કીશોરીને પૂછ્યું, "પણ સુલોચના દેવીના બાપને એવો નિમકહરામ પ્રધાન રાખવો કેમ વ્યાજબી લાગ્યો? તું કાંઇ જાણે છે?"

કીશોરીએ કહ્યું, "એક દિવસે અમૃતલાલ કહેતા હતા કે, સુલોચનાના બાપ ધીરસિંહને એકવાર ભીમસિંહે તેના દુશ્મનોના હાથમાંથી બચાવ્યો હતો, તેથી તેના મનમાં ભીમસિંહને માટે દૃઢ પણ અંધવિશ્વાસ બેસી ગયો હતો. એટલુંજ નહિ પણ સુલોચનાની મા ઘણીએવાર તેના ધણીને ભીમસિંહ ઘણી ખરાબ રીતે પ્રજા સાથે વર્તતો હતો એવું સમજાવતી, પણ તેણે પોતાના ભીમસિંહ ઉપરના દૃઢ વિશ્વાસને લીધે કાંઇ પણ ધ્યાનમાં નહોતું લીધું, છેવટે તેણે પોતાની દાનત સુલોચના તરફ બગાડી હતી અને તે એને ઘણુંએ સતાવતો; આ સઘળી ફરીયાદ સૌભાગ્યદેવીએ ધીરસિંહ આગળ કરી હતી પણ તે તેના ધ્યાનમાં બીલકુલ નહોતી ઉતરી. ભીમસિંહ એમ કહેતો હતો કે, તે રાજ્યનું ભલું કરતો હતો માટે તેના ઘણા દુશ્મનો હતા. અને તેઓ આ સઘળી ગપ ઉડાડતા હતા. સુલોચનાની બાબતમાં ભીમસિંહ ધીરસિંહની આગળ એમ કહેતો કે કોઇ નવો દુશ્મન જાગ્યો છે. અને તેથી આ સઘળો વાંક તેની ઉપર પોતાના જાસુસો મારફતે ઢોળી પાડતો હતો. આ સઘળું ભીમસિંહનું કહેવું ધીરસિંહ સત્ય માનતો હતો. છેવટે જ્યારે તે ન્હાશી ગયો ત્યારે તેની ખાત્રી થઇ કે આટલાં વર્ષ થયાં ભીમસિંહ હંમેશાં તેને ખોટું સમજાવતો એટલુંજ નહીં, પણ ખોટું સમજાવીને પોતાનો વાંક ઢાંકી દેતો હતો. ધીરસિંહને આસ્તે આસ્તે સૌભાગ્યદેવી ઉપર વિશ્વાસ બેસવા લાગ્યો. અને પોતાનોજ નોકર પોતાની દીકરીને સતાવતો હતો, પણ પોતે તે માનતો નહોતો તેનો તેને પશ્ચાતાપ થવા લાગ્યો. તેણે પોતાની પ્રજા તરફની પોતાની બેદરકારી માટે માફી માગી હતી અને ત્યાર પછી કોઇના કહેવા ઉપર વિશ્વાસ રાખતો નહોતો અને કાંઇ પોતાને વ્યાજબી લાગતું તેમ વર્તતો હતો. તેનું રાજ્ય પાછું ઠેકાણાસર આવી ગયું હતું.

"સુલોચના એક નરરત્ન રાજકુમારને ચહાય છે એમ જાણીને તે ઘણો ખુશી થયો હતો; અને તેના ગુમ થવાથી તેને ઘણી દીલગીરી

તથા ચિંતા પેદા થઇ હતી. છેવટે સુલોચના જ્યારે ગુમ થઈ ત્યારે તેના ગુસ્સાની હદ રહી નહિ. પણ તે લાચાર હતો, કારણકે રાજ્યનાં સઘળા માણસો ભીમસિંહ પાસેથી લાંચ ખાતાં હતાં. સારા નસીબે અમૃતલાલે સુલોચનાને છોડાવ્યાં; નહિતો એ ધીરસિંહ ધીરજમાંને ધીરજમાં પોતાની રત્નજેવી પુત્રી હંમેશ માટે ગુમાવી બેસત."

શ્યામલાલ બોલ્યો, "ત્યારે ખરેખર અજીતકુમાર અને સુલોચનાને છુટાં કરવાની કીર્તિ અમૃતલાલનેજ છે."

કીશોરી બોલી, "અને તમને શા માટે નહિં?"

શ્યામલાલે કહ્યું, "જે મેં કાંઇ કર્યું છે તે અમૃતલાલના કાર્ય આગળ કંઈ બીસાતમાં નથી."

કીશોરી બોલી, "તમે ભલેને ગમે તેમ કહો પણ મને તો જે કાંઇ વ્યાજબી લાગશે તે માનીશ."

શ્યામલાલ બોલ્યો, "ભલે ત્યારે તારે જેમ માનવું હોય તેમ માનજે, તારા એમ ધારવાથી બીજાઓ કાંઇ એમ નહિં ધારે."

કીશોરીએ કહ્યું, "ઠીક હવે એ વાત જવા દો અને તમે હવે તમારી વાત કરો."

શ્યામલાલે પૂછ્યું, "મારી વાત શું કરૂં?"

કીશોરી બોલી, "એક હવે તમે પરણવાનો વિચાર ક્યારે રાખ્યો છે તે કહો; અને બીજું એક પરણ્યા પછી અહિંયાં રહેવું છે કે, કાંઇ વેપાર ધંધો કરીને આપ કમાઇથી રહેવું છે?"

શ્યામલાલ બોલ્યો, "વેપાર ધંધો કર્યા વગર અહિંયા અમૃતલાલના બારણામાં મફતનું પડી રહેવું અને હરામનું ખાવું આપણને કાંઇ પાલવે નહિ. એણે મને અહિઆં મારી આવી ઘાયલ થયેલી તથા દુઃખદ સ્થીતિમાં આશ્રય આપી મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે તે મારાથી કાંઇ વિસરાય તેમ નથી, કારણકે મારી ખાત્રી છે કે મારા ઘરમાં પણ, મારી આટલી બધી ખાતરબરદાસ અને ચાકરી બની શકતે નહિ."

કીશોરી બોલી, "પણ તમે તો અજીતકુમારના નોકર છો તો તમારે બીજો ધંધો કરવાની શી જરૂર છે?"

શ્યામલાલે કહ્યું, "હા એ ખરૂં પણ જયાં સુધી અજીતકુમાર મને કાંઇ કામ સોંપે નહિ ત્યાં સુધી એનો પગાર ખાવો મને વ્યાજબી લાગશે નહિં. અને મારી ખાત્રી છે કે એ હવે મને કાંઈ કામ નહિ સોંપે, કારણકે એના મનમાં એ એમ સમજે છે કે મેં મારી ફરજ બજાવી દીધી છે, અને મને કાંઇ કામ આપવાની જરૂર નથી. માટે જો એ કાંઇ કામ ન આપે તો આપણે અહિંયાં રહેવું નથી. હું કોઇ બીજે ગામ જઇને નોકરી શોધી લઇશ."

કીશોરી બોલી, "તે જે કાંઇ તમારી મરજીમાં આવે તેમ કરજો તેમાં આપણને કાંઇ ખબર પડે નહિ આપણે તો તમે જયાં જાઓ ત્યાં તમારી સાથે આવવાનું સમજીએ, એ સિવાય બીજી આપણને કોઇ જાતની ખબર પડે નહિં."

આમ ઘણો વખત વાતોમાં નીકળી ગયો અને શ્યામલાલને અર્ધી રાત્રીએ ભુખ લાગી તેથી તેણે કીશોરીને કહ્યું, "મને ભુખ લાગી છે."

કીશોરીએ કહ્યું, "તમારે શું ખાવું છે? જે તમે કહો તે કરી લાવુ"

શ્યામલાલે કહ્યું, "ખાવું તો નથી, માત્ર એક વાટકો દુધ ગરમ કરી લાવીશ તો બસ થશે."

શ્યામલાલ માટે હંમેશાં રાતના તેને જોઈએ તે માટે થોડું દુધ રાખવામાં આવતું. કીશોરી તરતજ ત્યાંથી ગઇ અને રસોડામાં જઇને થોડીવારમાં દૂધ ગરમ કરીને લઇ આવી. તે ઘણું ગરમ હોવાથી તેને પીવા જેવું ઠારીને પોતાના હાથે શ્યામલાલને પીવરાવવા માંડયું. પીતાં પીતાં શ્યામલાલે કહ્યું, "ખરેખર કીશોરી આજ જેવી દુધમાં મેં કદી પણ મીઠાસ નહોતી જોઇ. કોણ જાણે એ મીઠાશ દુધમાં છે કે તારા હાથમાં છે તે ખબર પડતી નથી, મને બસ તું આમ હંમેશાં દૂધ ગરમ કરીને પાય તો કેવું સારૂં! ખરે મારી તબીયત તેથી જલદી સુધરી જાય."

કીશોરી બોલી, "હવે મીઠાશ લાગે છે પહેલાં તો હું જરા કાંઇ બોલતી હતી કે તમે કેવા ગભરાતા હતા? હવે તો હુંજ તમારે માટે હંમેશાં દુધ ગરમ કરીને લઈ આવીશ, અને તમને નિરાંતે મારા હાથે પાઇશ."

શ્યામલાલ બોલ્યો, "ખરેખર આવા સુખથી મારી તબીયત જલદી સુધરી જાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. કીશોરી હવે તો મને તારા પ્રત્યે કેટલું હેત છે તે તારાથી અટકળી શકાય તેમ નથી. ખરેખર તું સુશીલ અને ચાલાક હોવાથી મારી જીંદગી સુખી, આનંદી, અને સ્વર્ગ સમાન બનાવી દઇશ તેમાં મને જરાએ શક નથી; અને હું પણ તેમ કરવાને હંમેશાં એવાજ વિચારો તારા કોમળ અને નાજુક મનમાં બરાબર ઠસાવવા યત્ન કરીશ: તું મને ઓઢાડે છે, મને પડખું ફેરવાવે છે ત્યારે જરાએ મારા એક ઘાને દુઃખવા નથી દેતી. તું જે જે રીતે મારૂં જતન કરે છે તેનો ખરેખર સઘળો બદલો તને ઇશ્વર આપશે."

કીશોરી વચ્ચે બોલી ઉઠી, "વ્હાલા તમે ભુલી ગયા, મને મારા કામનો બદલો મળી ગયો, હવે એથી મોટા બદલાની મારે જરૂર નથી"

શ્યામલાલે અન્તર્યામીથી પૂછ્યું, "એ કેવી રીતે?"

કીશોરીએ જવાબ આપ્યો, "આપ મારા થયા અને આપે મને સ્વીકારી એથી બીજી કોઇ પણ ઉત્તમ રીતે મારે બદલો જોઇતો નથી અને તે મારી ધારણા પ્રમાણે મારી સઘળી આશા સફળ થઇ છે."

શ્યામલાલે કહ્યું "બસ ત્યારે તારી એજ આશા હતી? હું ધારૂં છું તેમ આશા અમર અને અખુટ છે. માટે તારી જયારે એક આશા બરાબર પુરી થશે કે બીજી આશા આવી ઉભી રહેશે. આશાઓનો અંત માત્ર સંતોષી જનોજ લાવી શકે છે. કોઇ લાવી શકતું નથી."

કીશોરી બોલી, "હું પણ સંતોષી છું એટલે મારી પણ આશા પુરી થયે મને પણ સંતોષ આવી જશે."

શ્યામલાલે કહ્યું, "કીશોરી તું ભુલે છે કદાચ પુરૂષોજ ઘણે ભાગે સંતોષી નીવડે છે, પણ સ્ત્રી કોઇ સંતોષી નીવડી હોય એમ મેં કદી પણ સાંભળ્યું નથી અને હું ધારૂં છું તેમ એવું બને એ સાંભળવું પણ અસંભવિત છે."

કીશોરીએ કહ્યું, "એમતો એમ. જે તમે કહો એ મારે કબૂલ છે, પણ તમારે મને સમજાવવી પડશે કે મારી એક આશા પૂર્ણ થએ બીજી નવી આશા મને કેમ ઉભી થશે ?"

શ્યામલાલે કહ્યું, "તે સઘળું હું તને વખત આવે દેખાડીશ અને સમજાવીશ."

કીશોરી બોલી, "હું એ વખત આવે ત્યાં સુધી સમજવાની વાટ ક્યાં જોઉં, ? હાલ જ કહી દ્યોને એટલે મારા મનનું સમાધાન થાય."

શ્યામલાલે કહ્યું, "તે હાલ કહેવાય તેમ નથી પછી કોઇ બીજી વાર કહીશ."

કીશોરીએ કહ્યું, "ના હમણાને હમણાં કહો, ન કહોતો મારા સમ છે."

શ્યામલાલે કહ્યું, "તને વાત વાતમાં સમ ખાવાની બહુ ખરાબ ટેવ પડી છે, તે તારે કાઢી નાંખવી જોઇએ."

કીશોરીએ કહ્યું, "હવેથી નહિં ખાઉં; પણ તમે મને હમણાંજ સમજાવો કે, મારી એક આશા પુર્ણ થએ, નવી આશા કેમ ઉભી થશે ?"

શ્યામલાલે કહ્યું, "જો સાંભળ ત્યારે, એક માળી હોય તેને પહેલાં એક આંબાનું ઝાડ રોપવાનું મન થાય, અને ઝાડ રોપાઇ રહ્યા પછી તેનાં ફળ થવાની તે આશા રાખે તો તું પણ ..............."

કીશોરી વચ્ચે બોલી ઉઠી, "હં, હું તમારૂં બોલવું સમજી ગઇ તમારો કહેવાનો ભાવાર્થ એવો છે કે પરણ્યા પછી હું છોકરાં થવા માટે આશા રાખું એમ કે ? તમે બહુ લુચ્ચા લાગો છો ! કેવું બધું ભરમમાંને ભરમમાં બોલો છો ?"

શ્યામલાલ આ સાંભળી હસી પડયો અને બોલ્યો, "હું નહોતો ધારતો કે તું આમ જલદીથી મારા બોલવાનો ભાવાર્થ સમજી જઇશ."

આ પ્રમાણે ઘણાએ દિવસ નીકળી ગયા, અને શ્યામલાલ તદ્દન સાજો થઇ ગયો. ઘરમાં સઘળાં જાણતાં હતાં કે શ્યામલાલ અને

કીશોરીને પરસ્સપર પ્રેમ છે. આ વાતની ખબર અમૃતલાલને પડતાં તેણે તે વાત અજીતકુમાર તથા સુલોચના આગળ કરી હતી જે સાંભળી તેઓ પણ ઘણાં ખુશી થયાં હતાં, એટલુંજ નહિં પણ અજીત-કુમારે અમૃતલાલને એવી ભલામણ કરી કે જેમ બને તેમ શ્યામલાલના સાજા થઇ જવા પછી તેઓને, જલદીથી પરણાવી દેવાં. એક દિવસે રાતના જ્યારે શ્યામલાલ અને કીશોરી બંને જણાં એકલાં શ્યામલાલના ઓરડામાં હતાં ત્યારે કીશોરીએ કહ્યું, "હવે થોડા દહાડામાં આપણું વેવીશાળ થઇ જશે એમ અંજના બ્હેન કહેતાં હતાં."

શ્યામલાલે કહ્યું, "કીશોરી, હું તને હમેશાં એક વાત પૂછવી ભુલી જાઉં છું, અને સારા નસીબે તે આજે યાદ આવી છે."

કીશોરી બોલી, "પૂછોને, એવી તે શી અગત્યની વાત છે?"

શ્યામલાલે કહ્યું, "હુ. તને ઓળખું છું, તને ચાહું છું, પણ હું તારા બાપનું નામ પણ જાણતો નથી. માત્ર તારા તથા અંજના સિવાય તારા કુટુંબીઓ વિષે હું કાંઇ પણ જાણતો નથી. માટે તે વિષે મને વાત કહે તો ઠીક."

કીશોરીએ કહ્યું, "સાંભળો, પણ તમે બેઠા રહો માં. હજી તમા-રામાં જરા જરા નબળાઇ છે, માટે સુઇ જાઓ તો પછી કહું."

શ્યામલાલે કહ્યું, "હવે તો તારા ખોળામાં માથું રાખ્યા સિવાય સુવું નથી ગમતું."

કીશોરી બોલી, "આવો ત્યારે, મારા ખોળામાં માથું રાખીને સુવો." તેના તે પ્રમાણે સુવા પછી કીશોરી પોતાની વાત કહેવા માંડી, "મારા બાપ લક્ષ્મીનંદન મદનપુરમાં એક ધનાઢય શેઠ હતા. મારી માતા મને નાનપણમાંજ મૂકીને સુવાવડમાં મરી ગઇ. મેં મારી માતાનું ખરાબર સુખ જોયું નથી. મારા પિતા પણ અમારા કમનસીબે ગુજરી ગયા."

આટલું બોલતાં બોલતાં તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. શ્યામલાલને પણ પોતાનાં માતા પિતા સાંભરી આવ્યાં તેથી તે પણ ગળગળો થઇ ગયો, અને બન્નેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

અંતે કીશોરીએ ધાર્યું કે, આથી શ્યામલાલની તબીયત પાછી લય ઉપર આવશે તેથી તે શાન્ત થઇને બોલી, "તમે પણ આમ કરશો, તો જાવ હું તમને મારી વાત નહિ કહું."

શ્યામલાલે પોતાનાં આંસુ લુહી નાંખ્યા, અને કિશોરીને તે વૃત્તાંત આગળ ચલાવવાનું કહ્યું.

કીશોરી બોલવા માંડી, "મારા બાપના મરી ગયા પછી તેમની બધી મીલકત હું નાની હોવાથી મારી બેનને જ નામે રાજમાં અનામત મૂકી, અને મારા બાપના વિશ્વાસુ નોકરો વેપાર ચલાવવા માંડયા. અમારા ઘરમાં લૂટારા પેઠા પણ તેમના હાથમાં કાંઇ આવ્યું નહિ, તેથી તેઓ મારી મોટી બ્હેન અંજનાને પકડી ગયા. હું તો ઉંઘતી હતી. સવારે ઉઠી ત્યારે મને મારી અત્યંત દીલગીરી વચ્ચે ખબર પડી, કે અંજના બ્હેનને લુટારા પકડી ગયા હતા. મેં તો રોઇ રોઇને આંખો સુઝાડી. મારા કાકા અને મારા વિશ્વાસુ નોકરો મને આશ્વાસન આપવા લાગ્યા. પણ મને મારી બેન વિના જરા પણ ચેન પડતું નહોતું. મારી કાકી મને પોતાની છોકરી ગણીને સાચવતાં હતાં, પણ મારી બ્હેન વગર હું એટલી તો દીલગીરીમાં રહેતી કે હું માંદી પડી, અને પંદરેક દિવસ સુધી તો બીછાનામાં પડી રહેવું પડયું. અમારા સારા નસીબે અમૃતલાલ મારાં અંજના બ્હેનને લૂટારાના હાથમાંથી છોડાવી લઇ આવ્યા; અને એક દિવસે જ્યારે હું બીછાનામાં પડી હતી ત્યારે મારી કાકીએ બુમ પાડી, 'કીશોરી, કીશોરી, અંજના આવી." હું સમજી કે મારી કાકી મારી મશ્કરી કરતી હતી, આથી હું ત્યાંથી ઉઠી નહિ અને મારા પલંગમાંજ પડી રહી. મારી કાકીને મળ્યા પછી અંજના બ્હેન તરતજ દોડતાં દોડતાં મારા ઓરડામાં આવ્યાં, અને હું પથારીમાં સુતી હતી ત્યાં આવીને મને એકદમ વળગી પડયાં. મને તો એ સઘળું થોડા વખત સુધી સ્વપ્ન સમાન લાગતું હતું. પણ એ સ્વપ્ન નહોતું એમ મારી ખાત્રી થતાં મને ઘણોજ આનંદ થયો. હું પણ પાછી તેને બાઝી પડી, અને થોડીવારે અમે જ્યારે છુટાં પડયાં, ત્યારે તે કેવી રીતે છુટી થઇ એ સઘળી હકીકત મેં પૂછી, જે તેણે મને પહેલેથી તે છેલ્લે સુધી કહી સંભળાવી. અને સાથે તેનો અમૃતલાલ સાથેજ પરણવાનો નિશ્ચય કહી સંભળાવ્યો."

વાત પુરી થતાં શ્યમલાલે કહ્યું, "ત્યારે તારા વેશવાળ માટે બીજા કોઇને કહેવા જવું નહિં પડે, કેમ ખરૂં ને?"

કીશોરીએ કહ્યું, "ના, મારી બેન અંજના અહિં છે. પછી બીજા કોઇને શેનું પૂછવાનું હોય?"

શ્યામલાલે કહ્યું, "કદાચ એમ સમજ કે, અંજના બ્હેન ના પાડશે તો?"

કીશોરીએ કહ્યું, "અંજના બ્હેન ના પાડેજ નહિ, એ વિષે મારી ચોકસ ખાત્રી છે. અંજના બ્હેનને મારી ઉપર ઘણું હેત છે, અને મને પણ એ બહુજ વ્હાલી લાગે છે."

શ્યામલાલે કહ્યું, "પણ પરણ્યા પછી તો આપણે બહારગામ જઇશું, તો પછી તારે તારી બ્હેનથી જુદા પડવું પડશે.

કીશોરીએ કહ્યું, "એ તમને મારા લીધે અહિંઆંથી નહિજ જવા દે, કારણકે એને મારા વગર એક દિવસ પણ ચાલતું નથી."

શ્યામલાલે કહ્યું, "એ કદાચ ન જવા દે, પણ આપણાથી કાંઇ અહિંઆ બધો જન્મારો બેસી રહેવાય?"

કીશોરીએ કહ્યું, "જો જો તો ખરા કે તમને અહિંઆથી કોણ જવા દે છે?"

શ્યામલાલે કહ્યું, "એ જવા દે કે નહિ, પણ આપણે ગયા વગર છુટકો નથી, કારણકે નાહક કોઇના ઘરમાં આપણાથી બેસી રહેવાય નહિં. વળી મારા લગ્નનો ખર્ચ પણ એ કરશે."

કીશોરીએ કહ્યું, "પહેલાં આપણાં લગ્ન તો થવા દો પછી બધી વાત. હાલ ક્યાં આપણે જવું છે કે વગર ફોકટની માથાકુટ કરીએ?"

શ્યામલાલે કહ્યું, "ઠીક ત્યારે, ચાલ એ વાત પણ પડતી મૂક."

બીજે દિવસે અજીતકુમાર તથા સુલોચના શ્યામલાલની ખબર કાઢવા આવ્યાં. તેઓને અમૃતલાલે કહ્યું હતું કે શ્યામલાલની તબીયત ઘણી જલદીથી સારી થઇ ગઇ હતી, અને તે આખા ઘરમાં હરવા ફરવાને શકિતવાન થયો હતો. શ્યામલાલ બપોરના જમીને પોતાના પલંગ

ઉપર સુતો સુતો કીશોરી સાથે વાતો કરતો હતો, તેવામાં અમૃતલાલ, અજીતકુમાર તથા સુલોચના ઓરડામાં દાખલ થયાં. કીશોરી ચાલી જતી હતી, પણ સુલોચનાએ કહ્યું, "કેમ બ્હેન ન્હાસી કેમ જાય છે? અમે આવ્યાં તે તને નથી ગમતું ?"

કીશોરીએ કહ્યું, "તમે આવો તે કોને ન ગમે? અમારાં કેવાં સારા નસીબ કે તમે રાજ્યકર્તા થઇને અમારે ઘેર સામાં ચાલ્યા આવો છો ?"

સુલોચના બોલી, "અમૃતલાલ તથા શ્યામલાલનો અમારી ઉપર થોડો ઉપકાર નથી, અમે આજે અહિંઆ સુખી છીએ તે તેઓનેજ લીધે. તેઓ બન્નેના ઉપકારનો બદલો અમારાથી વાળી શકાય તેમ નથી. માત્ર શ્યામલાલના ઉપકારનો બદલો કાંઈક થોડે અંશે વાળી શકાય તેમ છે......." આટલું બોલીને તે અજીતકુમાર સામું જોવા લાગી, કારણકે અજીતકુમાર હા કહે તો વધારે આગળ બોલવું, નહિ તો ન બોલવું એમ તેણે ધાર્યું. અજીતકુમાર સુલોચના શું બોલવા માગતી હતી તે તરતજ મનમાં સમજી ગયો અને તેથી તેણે હકાર દર્શાવવાને પોતાનું ડોકું ધુણાવ્યું.

સુલોચનાએ પાછું તરતજ બોલવા માંડયું, "અને તે એ કે તું કીશોરી મારી બ્હેન છે, તો મારી ઇચ્છા છે કે તને શ્યામલાલની સાથે પરણાવી દેવી છે, અને તેથી તને તેને સોંપી દેવાથી કાંઈક બદલો વળ્યો એમ હું માની શકીશ; પણ તે તું મારૂં કહેવું કબૂલ કરે તો થાય."

કીશોરી શરમાઈ ગઇ, અને કાંઇ બોલી શકી નહિં. સઘળાએ શ્યામલાલના ખબર અંતર પૂછ્યા, અને સુલોચનાએ કીશોરીની સાથે ઘણીએ વાતો કરી, અને તેને શ્યામલાલનું બરાબર ધ્યાન રાખવાનું કહ્યું, અને સાથે સાથે મશ્કરીમાં કહ્યું, "જોજે, એની બરાબર સંભાળ રાખજે, એ તારા ભાવિ પતિ છે."



# પ્રકરણ ૩૫ મું.



## સત્યનો જય.

લગભગ બે ત્રણ મહીના વિત્યા બાદ કીશોરીનાં લગ્ન શ્યામલાલ સાથે થઇ ગયાં, અને તેઓ સઘળાં આનંદમાં રહેવા લાગ્યાં, શ્યામલાલે અમૃતલાલને પોતાને જુદા કરવા સારૂં ઘણુંએ સમજાવ્યું, પણ અમૃતલાલે તેનું જરાએ કહેવું સાંભળ્યું નહિ, અને તેઓને પોતાની સાથેજ રહેવાનું કહ્યું.

લલિતાએ શ્યામલાલ ઉપર ગુસ્સે થઇને કહ્યું, "દીકરાઓ મને એકલી મૂકીને જુદા થઇ જાય, તો પછી અમારૂં કોણ? અમે ક્યાં એકલાં રહીએ? શ્યામલાલ, તું મારો દીકરો નથી તે તું આમ જુદા થવાનું કહે છે? અને કીશોરી તું પણ એના જેવી કેમ થઈ છે કે તું પણ એની હામાં હા ભણે છે? તમારા બન્નેમાંથી એકેને હું મારા ઘરમાંથી જવા દેવાની નથી. તમે મારી આગળ હો તો તમારૂં સુખ જોઇને મારી આંખ ઠરે, અને મારા જીવને કેવી શાન્તિ રહે! આમ ઘરડા ઘડપણમાં મને મુકીને તમે ચાલ્યા જાઓ તે તમને વ્યાજબી લાગે છે? કાલ તો અમૃતલાલ પણ કહેશે, લે મા, તું હવે એકલી રહેજે, હું અને અંજના બન્ને હવે જુદાં રહીશું; તો પછી મારે એકલાં ક્યાં જઇને રહેવું?"

શ્યામલાલનું કાંઇ ચાલ્યું નહિં એટલે તેણે અજીતકુમારને આ બાબતની વાત કરી, તો તેણે કહ્યું, "શ્યામલાલ, આમ જુદા થવાનું કાંઇ કારણ? શું ત્યાં તને કોઇ જાતનું દુઃખ છે? જો તેમ હોય તો મને કહે, તો હું તને બીજે ઠેકાણે જગ્યા લઇ આપું ત્યાં રહે, અને તને ગમે તો ખુશીથી મારા રાજ્યમહેલમાં રહે; પણ તને અહિંઆંથી જવા તો નહિં દઉં."

શ્યામલાલે કહ્યું, "ના, મારે અમૃતલાલને ત્યાં કાંઇ જાતનું દુઃખ નથી, મને તો જાણે પોતાનું ઘર હોય એમજ લાગે છે, પણ તેઓ પર નાહક અમારો બોજો નાંખવો એ મને વ્યાજબી નથી લાગતું."

અજીતકુમારે કહ્યું, "ના, એમાં ગેરવ્યાજબી શાનું ? તેં મારી ઉપર થોડો ઉપકાર નથી કર્યો, અને તેં તે રાતે અમને મદદ ન કરી હોત, તો કોણ જાણે અમે અત્યારે ક્યાંય રખડતાં હોત ? માટે તું ખુશીથી ત્યાં તારૂં ઘર સમજીને રહે, અને તને ચાલુ પગાર આપું તે તારા ખર્ચ માટે રાખજે. બોલ એથી વધારે શું જોઇએ છે ? તું કહે તો તું માગે તેવી પૈસાની રકમ તને આપું, અને કહે તો એક શેઠીયો પણ બનાવી દઉં; તું જેમ કહે તેમ કરી આપવાને રાજી છું, પણ તને મારી આગળથી દૂર જવા દઇશ નહિં. જો આ સામંત આવ્યો, કેમ સામંત, આ શ્યામલાલ કહે છે તે તેં સાંભળ્યું કે ?"

સામંત કે જે સામેથી ચાલ્યો આવતો હતો તેણે કહ્યું, "ના, મહારાજ."

અજીતકુમારે તેને સઘળી વાત કહી એટલે તે સાંભળ્યા પછી સામંત બોલ્યો, "શ્યામલાલ ભાઇ, અહિંઆંથી તમને જવા તો નહિં દેવાય, અને જો તમારે એમજ કરવું હોય, તો લ્યો આ મને તમે બચાવ્યો છે તે મારી નાંખો તો તમને જતાં કોઇ નહિં અટકાવે, અને સામા તમને જવા દેવામાં ખુશી થશે."

શ્યામલાલ બોલ્યો, "ઠીક છે ત્યારે, કુમાર તમારી મરજી વિરૂદ્ધ તો મારાથી નહિં વર્તાય; હું અમૃતલાલની સાથેજ રહીશ, અને હંમેશ દિવસમાં એક વખત આપની આગળ હાજરી આપીશ."

સામંત આ સાંભળીને ખુશી થયો. સઘળાને આ વાત સાંભળીને ઘણો આનંદ થયો, અને જ્યારે શ્યામલાલ કીશોરીને મળ્યો ત્યારે તેણે કહ્યું, "યાદ છે મેં તમને પરણ્યા પહેલાંજ કહ્યું હતું કે તમને અહિંઆંથી કોઇ નહિં જવા દે ?"

શ્યામલાલે તે કબુલ કર્યું.

થોડા દિવસ પછી શ્યામલાલે અજીતકુમારને પૂછ્યું કે, હસીના તથા ભીમસિંહ અને મીરખાંનું શું કર્યું હતું; જેના જવાબમાં તેણે કહ્યું, "મહારાજાએ ભીમસિંહને જન્મકેદની શિક્ષા કરી છે, અને મીર-

ખાંને પણ તેજ શિક્ષા કરી છે. તેના સઘળા સાથીઓને કોઇને બે, કોઇને ચાર અને કોઇને પાંચ વરસની કેદમાં નાંખ્યા છે. હસીનાને જીંદગી પર્યંત નજર કેદ રાખી છે."

શ્યામલાલે કહ્યું, "હા, એ ઠીક કર્યું, કારણ કે એ સ્ત્રી છે એટલે એને સખત કેદખાનું વ્યાજબી ન ગણાત."

શ્યામલાલ હંમેશાં દિવસમાં એકવાર અજીતકુમાર પાસે જતો હતો અને ફુરસદે ફુરસદે અમૃતલાલ પણ તેની સાથે જતો હતો.

આ સઘળા બનાવને લગભગ પાંચેક વરસ વીતી ગયાં હતાં. સુલોચનાએ બે પુત્રોને જન્મ આપ્યો હતો, તેમાં એક ત્રણ વરસનો અને બીજો એક વરસનો હતો; અંજનાએ પણ એક પુત્ર અને એક પુત્રીને જન્મ આપ્યો હતો, અને તેમાં પુત્ર બે વરસનો તથા પુત્રી એક વરસની હતી; કીશોરીએ એક પુત્રને જન્મ આપ્યો હતો, કે જેની ઉમર બે વરસની હતી. તેઓ સઘળાં સુખમાં, દુઃખના વખતની વાતો કરી, આનંદમાં વખત કાઢતાં હતાં. સઘળાં હંમેશાં એક બીજાને મળતાં હતાં. તે ત્રણે માતાઓ પોતાના પુત્રોને પોતાના પતિ જેવા પરાક્રમી કરવાની ઇચ્છા રાખતી હતી.

ભીમસિંહ, મીરખાં અને હસીના કેદમાં વખત કાઢતાં હતાં. છેવટે 'સત્યનો જય' એ સાબીત થયું હતું, અને પોતાના પાપનો પશ્ચાતાપ હસીના, ભીમસિંહ અને મીરખાં તથા તેના માણસોને થતો હતો.

રાજા પ્રતાપસિંહ પોતે વૃદ્ધ થયા હતા, તેથી પોતે બાકીની જીંદગી ઈશ્વર સ્મરણ કરવામાં ગાળવાનો નિશ્ચય કર્યો. તેથી તેણે અજીતસિંહને પોતાની હયાતીમાંજ ગાદી ઉપર બેસાડ્યો, અને પોતે રાજ્યની ધુંસરીમાંથી નિવૃત્ત થયા.

અજીતસિંહ, સુલોચના તથા તેના પુત્રો સાથે દિવસો આનંદમાં નિર્ગમન કરવા લાગ્યો, અને પોતાની પ્રજાને પુર્ણ ન્યાય આપી સુખી કરવા લાગ્યો.

અજીતસિંહે અમૃતલાલને પ્રધાન બનાવવાનું કહ્યું, પણ તેણે ના પાડી તેથી તેને પોતાના અમાત્યની જગ્યા આપી. તે પણ અંજના અને તેના બાળકો સાથે પોતાના દિવસ આનંદમાં ગુજારવા લાગ્યો.

શ્યામલાલ અને કીશોરીએ એક બીજાના પ્રેમને લીધે પોતાના ગૃહસંસારને સુખમય બનાવ્યો. શ્યામલાલ અજીતસિંહનો ખાસ માનીતો સરદાર થયો, અને કુશળતાથી પોતાની ફરજ બજાવવા લાગ્યો.

સામંત અને કમળા પણ સુલોચનાની મહેરબાનીથી પોતાના દિવસો આનંદમાં વ્યતીત કરવા લાગ્યાં.





| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૩ | ૧૨ | મરૂં | મારૂં |
| ૧૮૫ | ૧૫ | ત્યંજ | ત્યાંજ |
| ૧૮૭ | ૧૧ | ગભરાવવાનું | ગભરાવાનું |
| ૧૮૭ | ૧૨ | આપવ | આપવા |
| ૧૯૦ | ૨૧ | તમારી | મારી |
| ૨૦૦ | ૬ | અજીતસિંહે | અમૃતલાલે |
| ૨૧૨ | ૫ | અજીતકુમાર | અજીતકુમારે |
| ૨૨૧ | ૨૪ | અજીતકુમાર | અજીતકુમારે |
| ૨૨૩ | ૩ | ઉઘાડયો | ઉઘડયો |
| ૨૨૫ | ૧ | જાણવાની | જણાવવાની |
| ૨૨૬ | ૧૨ | છે | છે કે |
| ૨૩૬ | ૬ | કરણકે | કારણકે |
| ૨૪૨ | ૧૯ | સાવધન | સાવધાન |
| ૨૪૪ | ૧૪ | અને અને | અને |
| ૨૫૦ | ૧૬ | હતા | હતો |
| ૨૫૨ | ૧૫ | જવામાં | જવાબમાં |
| ૨૫૬ | ૨૦ | મનામાં | મનમાં |
| ૨૬૨ | ૧૦ | બનાવ | બનવા |
| ૨૬૫ | ૩ | પાડવા | પડવા |
| ૨૭૩ | ૧૨ | મજબુતઇથી | મજબુતાઇથી |
| ૨૭૬ | ૪ | ધછી | પછી |
| ૨૭૯ | ૧૩ | સામાસામા | સામસામા |
| ૨૮૦ | ૫ | અમતલાલ | |
| ૨૮૩ | | | |
| ૨૮૪ | | | |
| ૨૮૫ | | | |
| ૨૯૩ | | | |
| ૨૯૬ | | | |
| ૩૦૧ | | | |
| ૩૦૪ | | | |
| ૩૦૬ | | | |
| ૩૦૯ | | | |
| ૩૧૦ | | | |
| ૩૧૩ | | | |
| ૩૧૮ | | | |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૩ | ૧૨ | મરૂં | મારૂં |
| ૧૮૫ | ૧૫ | ત્યંજ | ત્યાંજ |
| ૧૮૭ | ૧૧ | ગભરાવવાનું | ગભરાવાનું |
| ૧૮૭ | ૧૨ | આપવ | આપવાં |
| ૧૯૦ | ૨૧ | તમારી | મારી |
| ૨૦૦ | ૬ | અજીતસિંહે | અમૃતલાલે |
| ૨૧૨ | ૫ | અજીતકુમાર | અજીતકુમારે |
| ૨૨૧ | ૨૪ | અજીતકુમાર | અજીતકુમારે |
| ૨૨૩ | ૩ | ઉઘાડ્યો | ઉઘડ્યો |
| ૨૨૫ | ૧ | જાણવાની | જણાવવાની |
| ૨૨૯ | ૧૨ | છે | છે કે |
| ૨૩૬ | ૬ | કરણકે | કારણકે |
| ૨૪૧ | ૧૯ | સાવધન | સાવધાન |
| ૨૪૪ | ૧૪ | અને અને | અને |
| ૨૫૦ | ૧૬ | હતા | હતો |
| ૨૫૨ | ૧૫ | જવામાં | જવાબમાં |
| ૨૫૬ | ૨૦ | મનામાં | મનમાં |
| ૨૬૨ | ૧૦ | બનાવ | બનવા |
| ૨૬૫ | ૩ | પાડવા | પડવા |
| ૨૭૩ | ૧૨ | મજબુતઇથી | મજબુતાઇથી |
| ૨૭૬ | ૪ | ધછી | પછી |
| ૨૭૯ | ૧૩ | સામાસામા | સામસામા |
| ૨૮૦ | ૫ | અમૃતલાલ | અમૃતલાલે |
| ૨૮૩ | ૧૧ | પકવાનો | પકડવાનો |
| ૨૮૪ | ૧૦ | અદર | અંદર |
| ૨૮૫ | ૯ | ગડલાં | ગાડલાં |
| ૨૯૩ | ૬ | રહા | રહ્યા |
| ૨૯૬ | ૨ | તેને બધી | તેને એટલી બધી |
| ૩૦૧ | ૯ | હસીનાનાની | હસીનાની |
| ૩૦૪ | ૨૮ | તેઓની | તેની |
| ૩૦૯ | ૨૩ | ચોર | ચાર |
| ૩૦૯ | ૨૮ | પછળ | પાછળ |
| ૩૧૦ | ૨૭ | રહોવાનું | રહેવાનું |
| ૩૧૩ | ૨૩ | ધા ચોપડવાની | ધા ઉપર ચોપડવાની |
| ૩૧૮ | ૨૬ | શ્યાલાલ | શ્યામલાલ |
| ૩૨૭ | ૧૬ | બેદબીથી | બે અદબીથી |
| '૯ | ૨૧ | શ્યામમાલે | શ્યામલાલે |